# શ્રીરંગ

આનન્દલક્ષી વાર્ષિક

અંક પહેલો

દીપોત્સવી ૨૦૦૬ નવેમ્બર ૧૯૫૦

◆

સંપાદક :

**દિલીપ કોઠારી**

પ્રૂફવાચન અને અનુવાદમાં સહાયક :

**ત્રિવેણી છાબડિયા**

◆

**શ્રીરંગ કાર્યાલય**

પારેખ ચેમ્બર્સ, બ્લોક ૩, ઓરોરા પાછળ,

માટુંગા (જી. આઇ. પી.) મુંબઈ ૧૯.



# પૂર્વરંગ

અનેક જાતના આદર્શો, પ્રવાહો અને પરિબળોની વચ્ચે ગૂંચવાઈ ગયેલો માનવી આજે મહદ્ અંશે આનંદને વીસરી ગયો છે. સંભવ છે કે માનવજાતનાં અનેક અનિષ્ટોનું મૂળ એની આંતરિક આનન્દવિહીનતામાં અને શુષ્કતામાં પડેલું છે. માણસના જીવનમાંથી ઓસરેલાં શ્રી અને રંગ, સૌંદર્ય અને ઉલ્લાસ જેટલે અંશે પાછાં આવે તેટલે અંશે પ્રજાઓને પીડતા જટિલ પ્રશ્નોનો ઉકેલ સરલ થાય એમ લાગે છે......

'શ્રીરંગ'ની દૃષ્ટિ લાવણ્ય અને આનન્દની છે. આ પ્રકાશન જીવનને વધુ શ્રી–મંડિત કરે એવા રસમય અને પ્રેરક સાહિત્ય તથા કલાના કુંકુમતિલક સમું બને એ અભિલાષ અને પ્રયત્નમાં સૌ મિત્રોની શુભેચ્છા ચાહું છું.



આ શબ્દો સાથે 'શ્રીરંગ'ના પ્રકાશનની પ્રથમ અભિલાષા મુદ્રિત રૂપે જુલાઈ માસમાં પ્રકાશિત થઈ અને ગુજરાતના સંસ્કારસર્જકોને અને સ્નેહીઓને પહોંચી. એ પહેલાં અમુક દૃષ્ટિવાળું અને સરસતા પ્રત્યે બાહુ લંબાવતું વાર્ષિક પ્રગટ કરવાનો વિચાર તો છેલ્લાં ત્રણેક વર્ષથી મનમાં ઘોળાયા કરતો અને બેત્રણ સ્વજનો અને મિત્રો સાથે ક્યારેક ક્યારેક એની શક્યતાઓ અંગે વાતચીત કરતો. ૧૯૪૯ ના જુલાઈના અન્ત ભાગમાં નવ વર્ષના નિવાસ પછી "જન્મભૂમિ" સંસ્થામાંથી હસીખુશીથી છૂટો થયો કે તરત જ આ કામ ઉપાડવું એમ સૂઝેલું. પણ ઉતાવળથી આરંભ કરી, કાચું કામ કરવું ઠીક નહિ એ વિચારે એ વર્ષ ઠેરી ગયો. આ કામ થાય જ, મારે કરવું જ જોઈએ. એવો આગ્રહ રાખી પોતાની અનન્ય, મધુર, સ્નેહાળ રીતે મારા ખચકાતા પગને એ તરફ દોરી જતા સ્વજને તો આ એટલે ૧૯૫૦ ના વર્ષની શરૂઆતથી જ એ અંગે મને વિચાર અને યોજનાની થોડીક થોડીક તૈયારી કરતો કર્યો હતો. એ વખતે આ વર્ષના ફેબ્રુઆરી–માર્ચમાં 'લાવણ્ય' નામ સૂઝેલું, ગમેલું અને રાખેલું. એનું પ્રથમ પ્રતીક–ચિત્ર પણ વિચારાયું અને તૈયાર થયું. ત્યાં એ જ નામની એક અંગ્રેજી જાહેરાતી પુસ્તિકા હાથ આવી અને એ નામ બદલવું જોઈએ એમ થયું. નામની ખોજ ચાલી. સૌંદર્ય અને ઉલ્લાસની, જીવનની કલા અને જીવનના આનન્દની વ્યંજના સ્પષ્ટ કરે એવું નામ જોઈતું હતું. ચાળીશેક શોધ્યાં—અને વિચારને અંતે, સર્વ શુભ આરંભો માટે યુગોથી ચાલ્યા આવતા, આપણા જીવનના સૌથી માંગલ્યમય શબ્દ-પ્રતીક અને વિશ્વમાં સર્વત્ર વિલસતી, સૌંદર્ય–શોભાના અર્થરૂપ 'શ્રી' તથા 'રંજન, 'રાગ,' વગેરે શબ્દો સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવતો ધ્વનિગર્ભ 'રંગ'





મળ્યાં અને વેણુવાદક, નટવર, અર્જુનસખા, ગોપજનવલ્લભ, મોરપિચ્છધારી શ્રીકૃષ્ણના એક નામ "શ્રીરંગ"ને વરમાળા આરોપાઈ.

ત્યારથી તે આજ સુધીની "શ્રીરંગ"ના અંકના ઘડતરની (અને એ દ્વારા કંઈક થએલા સંપાદકના ઘડતરની) સવિસ્તર કથા લખું તો આપણે ત્યાં સંસ્કાર-ક્ષેત્રમાં કામ કરવાની કેવી શકયતાઓ છે અને કેટલી મુશ્કેલીઓ છે તેનો તથા આ પ્રકારના કામના આનંદ તેમ જ તાણનો પૂરો ખ્યાલ આપી શકાય. પ વિસ્તારકથા માટે અહીં અવકાશ નથી એટલે આગળ ચાલું, જલદીથી ટૂંકમાં થોડુંક કહી દઉં.



"શ્રીરંગ"ની કેસર-કંકુરંગી આમંત્રણપત્રિકાઓ ગઈ અને જવાબમાં સાહિત્યકાર અને કલાકાર મિત્રો તરફથી જે પ્રેમની વર્ષા વરસી એનાથી અંતર તર થઈ ગયું. ઉમાશંકરે લખ્યું: "કેટલો આનંદ થયો હશે, કહો ?......સુંદર કરી આપો. હું તો તમારા શબ્દે નાચ્યું. કહ્યું છે તે કરીશ. ક્યાં જઈશ ?" રવિભાઈએ (રવિશંકર રાવળે) લખ્યું: "શ્રીરંગનું આયોજન મને ખૂબ ગમ્યું છે. વાર્ષિકની વસ્તુઓ સ્થાયી રસ અને આકર્ષણવાળી હોવી જોઈએ." દિલ્હીથી ગગનભાઈ (શ્રી. ગગનવિહારી મહેતા) એ, અમદાવાદથી બચુભાઈ રાવતે, ચુનીભાઇ શાહે, વિનોદિનીબહેને, નીરૂભાઈ દેસાઈએ, યશવંત શુકલે, વઢવાણથી પ્રજારામે અને ગોંડળથી મકરન્દભાઈએ, આણંદથી ઈશ્વરભાઈ પેટલીકરે અને માંકડસાહેબે, વડોદરાથી કિશનસિંહે અને સૌજન્યમૂર્તિ રમણભાઈએ— કોનો ઉલ્લેખ કરું ને કોનો નહિં-સૌએ, રવીન્દ્રનાથના પેલા કાવ્યમાં આવે છે તેમ પ્રયાણને પંથે નીકળી ચૂકેલા "શ્રીરંગ" નિર્ઝરને રવિના પ્રકાશની જેમ 'શાડા દિલો,' હૂંફ આપી, પીઠ થાબડી અને અભયવાણી સંભળાવી. મુંબઈમાં માણેક (કરસનદાસ) તેમ જ ગુલાબભાઈ (ચોકર)ને તો પત્રિકા પ્રસિદ્ધ થયા અગાઉ "શ્રીરંગ"ની વાત કહી હતી અને એ તો પહેલેથી મારા ગજવામાં જ હતા. ગુલાબભાઈએ 'સિલ્વરફિશ કલબ'માં કૉફી પાઈ 'ઘરફૂકડી' વાંચી સંભળાવ્યું અને મૅટર આપવાના શુભ શુકન કર્યા. મોહનભાઈએ (સોપાને) તો આરંભથી જ અંતરના ઉમળકાથી ભરેલો સ્નેહાળ શુભેચ્છા-પત્ર પાઠવ્યો હતો અને પાછળથી પણ 'કલમકિતાબ'ના પાના ઉપર 'શ્રીરંગ'ને આવકારી મારા પગમાં બળ પૂર્યું હતું. "સારથિ" અને "જનશક્તિ"એ પણ પોતાનાં સાહિત્ય-પાનાં ઉપર "શ્રીરંગ"ને સ્વાગતમ્ કહ્યું. મનસુખભાઈ (ઝવેરી), ચંદ્રવદન (મહેતા), જ્યોતીન્દ્ર (દવે), ધનુભાઈ (ધનસુખલાલ મહેતા), રવિભાઈ (રવિશંકર વિ. મહેતા)—એ સૌએ શુભેચ્છાઓ ઉપરાંત પોતાની



ચૂંટેલી ચીજો વેળાસર મોકલી દઈ શ્રીરંગને પ્રથમ બિન્દુ આપ્યાં. મડિયારાણા (ચુનીલાલ મડિયા) શ્રીરંગ-મંદિરે આવી 'માણેકઠારી રાતે' નું ચંદન ધરી ગયા. નવા નીકળેલા "સારથિ"નું ભરપૂર કામ હોવા છતાં માણેકે (કરસનદાસ) પણ પારેખ ચેમ્બર્સમાં આવી એ વખત મારી સાથે રાતિજગો કરી, તથા પાછળથી પણ ટુકડે ટુકડે વખત કાઢી "થેંક યૂ સર" જેવી સરસ, ઊર્ધ્વતાપ્રેરક વાર્તા લખી આપી. શ્રી. સૌદામિનીબહેને દિલ્હીથી, વખતસર, ગગનભાઈ સાથે "એકલવાયો જીવ" જેવી સૂક્ષ્મ સંવેદનથી ઝણઝણતી ચીજ મોકલી. રાજેન્દ્ર શાહ, જેમનો પ્રત્યક્ષ પરિચય 'શ્રીરંગ'ને

કારણે થયો તેમણે લાગણીપૂર્વક ઘેર જમવા આવી પોતાનાં ઘણાં કાવ્યો બતાવી 'પેલી અંકાશી નગરીમાં મારા વહાલાનાં મકાન' જેવું, મળ્યું ત્યારથી આજ સુધી જે મારા મનમાં તેજનું સિંચન કરતું ઝળકયા કર્યું છે, ગુંજ્યા કર્યું છે એવું આનંદભરપૂર કાવ્યમોતી અને બીજાં કાવ્યો આપી ગયા.

સૌએ સૌનું શ્રેષ્ઠ મોકલ્યું. કવિતાઓનું કપાટ બંધ કરી દઉં અને આગલે દિવસે જ શ્રીઅરવિંદ આશ્રમમાંથી આપણા સાધક કવિ સુન્દરમ્‌નું ઉજ્જવલ 'સેતુ-બંધ' કાવ્ય મળ્યું ત્યારે કેટલી ખુશી થઈ! રાષ્ટ્રવ્યાપી મહત્વના કાર્યોમાં ગળાડૂબ પડેલા ગગનભાઈએ (શ્રી. ગગનવિહારી મહેતા જેમને હું આપણા એક વિરલ સંસ્કાર–અમીર તરીકે આદરપૂર્વક જોતો આવ્યો છું તેમણે) ઉપયોગી કામની ભીંસની ભીડમાંથી વખત કાઢી 'સંકટ સમયની સાંકળ' મોકલી આપી ત્યારે એમની મૂલ્યવાન લાગણીની મારા મનમાં રહેલી સુવર્ણસાંકળી કૃતજ્ઞતાથી રણઝણી રહી.

"આ મોકલો ને તે મોકલો, આ નહિ પણ બીજું," એવાં મારાં સૂચનોમાં કોઈએ અભિમાન કે આજ્ઞા ન જોઈ, 'શ્રીરંગ' ની એક ચોક્કસ દૃષ્ટિમાં બંધબેસતી અને વૈવિધ્યમય, ચૂંટેલી, કંઈક ચિરંજીવ મૂલ્યવાળી વસ્તુઓ મેળવવાનો નમ્ર છતાં આગ્રહી પ્રયત્ન જ જોયો અને મને હળવો બનાવ્યો. જરૂર પડી ત્યાં બધા જ મિત્રોએ મને અને એમને રુચે એવા ફેરફાર કરી દીધા અને કેટલાક મિત્રોએ મને ગમે તેવા ચોક્કસ ફેરફારો કરવાની કુલમુખત્યારી આપી, મારામાં વિશ્વાસ મૂકયો, જવાબદારી જગાડી. "સરી જતી રેતી"ને કારણે મળેલી ગાળોની ઝડીઓથી હજુ તો ભીંજાએલો છું અને કંઈ લખવા માગતો નથી, 'નગરો અને નદીઓ' સિવાય"–એ મતલબનું કહી મુખ ફેરવી દેનાર યશોધરભાઈને (યશોધર મહેતા) મેં લખ્યું કે 'નગર કે નર, નદી કે નારી, ગમે તેને વિષે, નાટક, નિબંધ કે વારતા–કંઈ પણ સારું મોકલી આપો' ત્યારે સ્નેહથી સન્મુખ થઈ, એમણે 'મહાદેવી' જેવી નાની છતાં વિચાર કરતા કરી મૂકે એવી impressionistic, symbolic કથા મોકલી આપી. કોલેજમાં હતો ત્યારે, કિશોર અવસ્થામાં "કૌમુદી"માં "તેજમલ" નામની જેમની નાટિકા વાંચેલી સ્મૃતિમાં રહી ગઈ છે તે શ્રી. રવિશંકર સંતોષરામ ભટ્ટે કામના ખૂબ દબાણ છતાં નાટક લખી મોકલ્યું ત્યારે ફળ આપતા બંધ થએલા આંબાને ફરી મહોર બેસે એ જોઈને આનંદ થાય તેવો આનંદ અનુભવ્યો. ગામડાની ધૂળમાં બેસી ત્યાંની ભૂમિમાં કેળવણીનો ચૈતન્યરસ પૂરવામાં જ ડૂબી ગએલા, મારા 'દક્ષિણામૂર્તિ' કાળના પ્રિય સુહૃદ નટવરલાલ બૂચે જ્યારે 'શ્રીરંગ' માટે સપાટી પર આવી વિનોદલેખ મોકલ્યો ત્યારે એવો જ આનંદ થયો. મૂળ લેખકની પરવાનગી મેળવીને, રાતઉજાગરા કરી, 'શ્રીરંગ'ને શોભાવે એવાં 'અવનીન્દ્રનાથનાં સંસ્મરણો' અને 'અષ્ટમ સર્ગ'ની વાર્તાના અનુવાદો કલકત્તાથી મોકલી આધુનિક બંગાળી સાહિત્યનો રંગ પૂર્યો રમણિકભાઈ મેઘાણીએ. જેમની સાથે રંગભૂમિ ઉપર અને રજતપટ ઉપર થોડાક વેશ કર્યા છે, નાટક ભજવ્યાં છે તે જયન્તીભાઈ (દલાલ) નું સરસ નાટક, લેખ લેવાનું બંધ કરવા પહેલાં, એકદમ તાકડે આવી પહોંચ્યું ત્યારે બીજાં કામને અળગાં કરી એમણે મારે માટે લીધેલા શ્રમ બદલ આભારવશતા અનુભવી. ગુજરાતના



લેખક મિત્રોએ "શ્રીરંગ"ના સાદનો જે હોંશીલો જવાબ આપ્યો તેણે આ કામ માટેના મારા ઉત્સાહને થનગનાટમાં પલટાવ્યો.

ચિત્રકાર મિત્રોનો પણ એવો જ પ્રેમભર્યો સહકાર સાંપડ્યો છે. "શ્રીરંગ" ના કલાકારો વિષે અન્યત્ર લખ્યું છે એટલે અહીં પુનરુક્તિ કરતો નથી.

"શ્રીરંગ" નું સંપાદન જ માત્ર નહિ, એની જાહેર-ખબર, વ્યવસ્થા અને બધું જ કામ આ લખનારની જવાબ-દારી રહી છે. પણ મારી આનાકાનીને સ્નેહની સ્ફુરણાથી સંમતિમાં ફેરવનાર, મારા પ્રમાદને હળવો ધક્કો આપી કર્તવ્યની ગતિમાં મને પ્રેરનાર, "શ્રીરંગ" માટે માગ્યું તે અને ન માગ્યું તે બધું જ આપનાર, મારા શ્રેયસ્ માટે સચિંત એવા એક ઉદાર, હેતાળ, સંસ્કારરંગ્યા સ્વજન, જેમનો ઉલ્લેખ મેં આરંભમાં કર્યો છે તેમણે મારી જવાબદારીનો ઘણો બોજો હળવો કર્યો છે. "શ્રીરંગ"ના સર્જનમાં, શ્રીરંગની પૂજામાં એ સાદ્યંત મારી સાથે રહ્યા છે. એ સાથે ન હોય તો "શ્રીરંગ" થાય નહિ.

એ ઉપરાંત પણ કેટલા બધા સ્નેહીઓ અને મિત્રોએ "શ્રીરંગ" માટે લાગણી દાખવી છે, આપ્યું છે, શ્રમ ઉઠાવ્યો છે!

જેમના મકાનમાં 'શ્રીરંગ' ની ઓફીસ છે અને સંપાદકનું 'ગરીબખાનું' છે તે, પુરુષાર્થને બળે આગળ વધેલા એન. એમ. પારેખ કંપની-વાળા શ્રી નાથાભાઈ પારેખે પોતાની ઓફીસની કેટલીય સગવડો 'શ્રીરંગ' માટે આપી છે. તદુપરાંત પણ એ હોંશીલા સ્નેહીએ મારા આ સાહસ માટે સક્રિય લાગણી દાખવી મને ઉપકૃત કર્યો છે. જેમના પંદર વર્ષ પહેલાનાં પ્રથમ મિલને જ મને તેમનો બન્ધુ બનાવ્યો અને મિત્રતા, સ્નેહ, પ્રેમ, વ. શબ્દોનું કોઈ દિવસ ઉચ્ચારણ કર્યા સિવાય જેમનો બંધુત્વનો છોડ મારાં આ ક્ષેત્રમાંના અને અન્ય કાર્યોમાં સક્રિય સહાયનાં ફળ રૂપે પરિણમતો રહ્યો છે તે સત્વ-સૌંદર્યપ્રેમી કાન્તિભાઈ (કાન્તિલાલ ઉગરચંદ પરીખ) એ પણ પોતાની અને પોતાનાંની પૂરી સહાય મને આપી છે. જેમની ગૃહશ્રી અને આ લખનારની જીવનશ્રી બહેનો છે તે, લક્ષ્યવેધી કાર્યસાધકતા, અખંડ પુરુષાર્થ અને ઉચ્ચ "ટેસ્ટ"વાળા મારા મુરબ્બી સ્નેહી શ્રી. રતિભાઈ (રતિભાઈ નાણાવટી) એ અને જેમના આશીર્વાદ જ્યાં વરસ્યા છે ત્યાં ફળ્યા છે એ સૌંદર્યપ્રેમી સરલાબહેને હજારો માઈલ દૂરથી, અમેરિકાથી આ કાર્ય ઉપર ઉમળકાભરી આશીષો મોકલી મને પ્રોત્સાહિત કર્યો. એમની સાથે વિદેશમાં પરિભ્રમણ કરતાં, ચિત્ર, નૃત્ય, ચર્મકલા વ. કલાઓની ચીવટભરી સાધના કરનાર, શ્રી. રતિભાઈનાં પુત્રી, સંપાદકમાસાનાં ભાણેજ સરોજબહેન (ઝવેરી)એ, ડોરીભાઈ (શ્રી. શાન્તિલાલ ઝવેરી) એ, તથા અમેરિકન નવવધૂના મુખદર્શનમાંથી વખત કાઢીને પ્રેમઘેલા સુરેશે (સુરેશચંદ્ર નાણાવટીએ) પણ મને શ્રેષ્ઠ શુભેચ્છાઓ મોકલી. પોતાનાં સર્જનોની અતિશય કાળજી રાખતાં સરોજબહેને તો છેક ત્યાંથી, એમનાં ચિત્રોમાંથી મને ગમે તે, એમનું બંધ પિયરઘર ઉઘાડીને લઈ લેવાની તથા ઉપયોગ કરવાની પરવાનગી આપી મારી ચીવટ ઉપર વિશ્વાસ મૂક્યો.



પોતાના પ્રેસમાંથી જોઈએ તે બધું જ આપવાની તૈયારી બતાવનાર અને હસતે મુખે આપનાર નલિની પ્રિન્ટરીવાળા કલાપ્રેમી શ્રી. અમૃતલાલભાઈ, જામિની રૉયના ચાર-રંગી ચિત્રના અને નંદબાબુના રેખાંકનના ત્રાંબાના મૂલ્યવાન બ્લૉક આપનાર 'નાલન્દા'વાળા શ્રી જયન્તભાઈ દાણી અને સુમધુર મુરલીભાઈ (ઠાકુર), માધવ સાતવળેકરના ચિત્રનો બ્લૉક મેળવી આપવા ઉપરાંત પણ બીજી રીતે પોતાથી બનતી બધી સહાય કરવા સદા તત્પર, યુવાન અને અનન્ય કલાપ્રેમી કેકુ ગાંધી, મારે જોઈતાં હતાં તે સુશોભનો ઘડીનાય વિલંબ વિના કાઢી આપનાર "જન્મભૂમિ" સંસ્થા અને તેના વ્યવસ્થાપક શ્રી. રતિલાલ શેઠ, એ સૌ મિત્રોનો હું આભારી છું.

જાહેરખબરના પીઠબળ વિના આવું પ્રકાશન શક્ય નથી; અને ગમે તેવા સારા નવા પ્રકાશન માટે સંપર્કો હોવા છતાં જાહેરખબર મેળવવાનું કામ ઠીક ઠીક કઠિન હોય છે. "શ્રીરંગ"ના સર્જનને જરાય હાનિ ન પહોંચે એ રીતે એ કામ કરવા મેં પ્રયત્ન કર્યો છે અને ઘણું કામ મિત્રોએ કર્યું છે. પટાવાળાથી સંપાદક સુધીના ભિન્ન ભિન્ન પાઠ હું ભજવતો રહ્યો છું. એટલે ઘણી વાર એવું બન્યું છે કે સંપાદનની ભૂમિ ઉપર જે વખતે મુખ્ય કામ કરવાનું હોય તે જ વખતે જાહેર-ખબરના તખ્તા ઉપર કેન્વાસરનો 'રોલ' કરવાની હાકલ પડે. સંઘર્ષના એવા સમયે હંમેશાં કેન્વાસરનો 'રોલ' મેં જતો કર્યો છે અને એ તખતો ખાલી પડે તો પડવા દીધો છે.

મારી પાસે ભણેલા અને હવે તો જેમની પાસેથી મારે, સિદ્ધિ હોવા છતાં વિનમ્ર તથા ઊંચે ચડવા છતાં સદૈવ સ્મિતવંતા રહેવાની કલા ભણવાની છે એ સ્નેહાળ મિત્ર શ્રી. પૂનમચંદભાઈ (કામાણી) અને જેમના સંપર્ક સાથે સ્વર્ગસ્થ

નહિ, હૃદયસ્થ ઝવેરભાઈ મેઘાણીની પ્રેરક સ્મૃતિ સંકળાએલી છે તે શ્રી. રતિભાઈ ઝાટકીઆએ પણ પહેલેથી જ મને જોઈએ તે સહાય આપવાની તૈયારી બતાવી છે, આપી છે. ( આ આખો અંક તૈયાર કરતાં કરતાં, જ્યારે જ્યારે થાક જણાયો છે, પગ નીચેની ચોક્કસ ધરતી ખસી જતાં વિષાદ અનુભવાયો છે ત્યારે ત્યારે પારાવાર કઠિનતાઓ વચ્ચેથી પણ પોતાના ઉજ્જવલ પ્રાણના રંગથી કસુંબલવર્ણી સાહિત્ય સર્જવનાર સ્નેહમૂર્તિ ઝવેરચંદભાઈની સ્મૃતિએ મારા ઉત્સાહદીપકને સંકોર્યો છે. ઝવેરચંદભાઈ હોત તો કેટલું બધું કરત, કેવા રાજી થાત, કેવો સ્નેહ સિંચત એમ અનેક વાર લાગ્યા કર્યું છે. પણ જવા દઉં એ વાત.) ભુપેન્દ્ર ડાઈંગ એન્ડ પ્રીન્ટીંગ વર્કસવાળા શ્રી. હેમચંદભાઈએ સ્નેહથી એમની રંગછલકતી દુકાને બોલાવી કંકુની શીશીઓ સાથે ' શ્રીરંગ ' માં શોભે એવી ચારરંગી જા.ખ. આપી, તેમાં આવા સાચવી શકાય એવા પ્રકાશનમાં પોતાના કામની પ્રસિદ્ધિ થાય એ દૃષ્ટિની સાથે આવા કામ પ્રત્યેનો એમનો અનુરાગ મેં જોયો છે અને આનંદિત થયો છું. પોતાનાં અનેક ઉપયોગી કામ અળગાં મૂકીને શ્રી. પ્રવીણભાઈ લગડીવાળાએ, પ્રવીણભાઈ કાપડીઆએ, જીતેન્દ્ર કોઠારીએ, ગણપતરામ વ્યાસે, વાલજીભાઈ વસાએ, પુરુષોત્તમભાઈ દોશીએ, ગિજુભાઈ જોષીએ, વ. સ્નેહીઓએ "શ્રીરંગ"નું કામ કરી આપી મને આભારવશ બનાવ્યો છે. કલકત્તાના મિત્રોમાં સાહિત્યસર્જનની શકિત ધરાવનાર, રસિક સ્નેહી શ્રી. જયન્તીભાઈ શાહ, 'જયકો' પબ્લીશીંગવાળા શ્રી. ભવાનદાસ પટેલ, મનસુખલાલ મહેતા વ. મિત્રોએ 'શ્રીરંગ' ને પોતાનું જ સમજી મમત્વથી જે જે કર્યું છે તેનો આભાર કેમ માનું ? 'આજે નહિ, કાલે આવજો,' અને કાલે જાય તો ' શેઠ બહારગામ ગયા છે ' એવા અને એથીયે વધુ કડવા અનુભવોના ઘૂંટડા ગળી ગળીને, ઉત્સાહને મહદંશે સાચવી રાખી, કામ કરવાનું શીખતાં શીખતાં શ્રી. નગીનભાઈ પારેખે કેટલાક દિવસ સુધી મારી જીભ ફરી તેમ તેમના પગ ફેરવીને 'શ્રીરંગ'નું કેટલુંક ઉપયોગી કામ પાર પાડ્યું છે એ બદલ એમને અભિનંદન અને આભાર અર્પું છું.

કોનો ઉલ્લેખ કરું અને કોનો નહિ ? "શ્રીરંગ"ના વસ્ત્રનો એકે એક તાંતણો બહારથી ભેગો કર્યો છે, કોઈ ને કોઈ સ્નેહીએ કાંતીને તૈયાર કરેલો છે. મેં માત્ર શાળવીનું, વણાટનું કામ કર્યું છે. વાર્ષિક તૈયાર કરવાનો પહેલી વાર વિચાર આવ્યો ત્યારથી જેમની સલાહ મેં અવારનવાર લીધી છે તે 'દક્ષિણામૂર્તિ' કાળના મારા વિદ્યાર્થી, 'જન્મભૂમિ' કાળના મારા સાથી અને આજના મારા મિત્ર–પડોશી રતુભાઈ (કોઠારી) એ એમનું લગભગ આખુંય અશોક પ્રેસ આ કામ માટે આશરે દોઢ મહીના સુધી લગભગ મને સોંપી દીધું કહું તો પણ ચાલે. સરસતાના પ્રેમી, ગૌરવશીલ, સમજદાર, પુરૂષાર્થી, અને વ્યવહારકુશળ એ મિત્રમાં લેખક–પત્રકાર–તસવીરકાર અને મુદ્રકનો સુભગ સંયોગ થયો છે. એમણે મને પહેલેથી કહ્યું હતું: "તમારે જ મુદ્રક બનવું પડશે, હું તમને બેસવાની જગ્યા આપીશ, છાપવા માંડશો પછી છૂટી શકશો નહિ." રાત્રે થોડા કલાક ઘેર સૂવા આવવા સિવાય આટલા દિવસ સુધી અશોક પ્રેસને હું ઘર બનાવી શકયો તેની પાછળ શ્રી. રતુભાઈનો અને એમના પ્રેસના ગરવા વાતાવરણનો કેટલો ફાળો હશે તે સમજી શકાય તેવું છે. એમણે, એમના સૌજન્યપૂર્ણ મેનેજર શ્રી એમ. કે. શર્માએ, એમના જમણા જ નહિ, જમણા તેમ જ ડાબા બંને હાથ કહી શકાય તેવા ભાઈ અમૃતલાલ પંચોલીએ અને એમના માણસોએ પ્રેમ, ઉત્સાહ, મહેનત અને ખેલદિલીથી "શ્રીરંગ"નું કામ અને "અશોક"નું નામ દીપાવ્યું છે. કામ કરતી કે લેતી વખતે સંપૂર્ણ શિસ્ત અને વેગ જોઈએ, સફાઈ, સરસતા અને ગુણવત્તા જોઈએ, ચીવટ અને સમયપાલન જોઈએ–આ બધું યુગોની ચાલી આવતી શિથિલતાથી ઓછેવત્તે અંશે ભરેલા આપણે સૌએ શીખવાનું છે અને માણસો તેમ જ સાધનો માગીએ ત્યારે તરત, ઇચ્છા અને નિષ્ઠા હોય છતાં પોતાની મર્યાદાઓ ત્યજી શકતાં નથી. પરંતુ મુદ્રક બનેલા સંપાદકના કેટલીક વાર તો નિર્દય કહી શકાય એવા દબાણ અને આગ્રહને અશોક પ્રેસ ક્રમશઃ સમજતું થયું, પચાવતું ગયું અને તણાઈને પણ સાનુકૂળ થતું ગયું. પ્રમાણમાં ઘણી ટૂંકી કહી શકાય એવી સમયમર્યાદામાં વેગ અને સરસતા, બંને સાચવવાની કપરી રમતમાં એ પણ મારૂં ભેરૂબંધ બની ગયું અને આ પ્રકાશનમાં દેખાય છે તેવું ઊજળું મુદ્રણ કરી શક્યું. આ પ્રકારનું, આ કક્ષાનું કામ જેમણે અગાઉ કર્યું ન હતું એ પ્રેસના સૌ કારીગરબંધુઓએ પણ એમનું "ઉત્તમ" આપવા કોશિશ કરી અને આજીવિકા માટે થતા રોજીંદા કામમાં મારા અને આ કામ પ્રત્યેની લાગણીનો રંગ પૂર્યો. પાકી ઉંમર છતાં પણ પોતાથી બનતી બધી ઝડપ અને પ્રેમભરી ચીવટ, પાનાં બાંધનાર શ્રી. કાનજીભાઈ નારાણજીએ ન રાખી હોત, હસમુખા, ઓછાબોલા, યુવાન છતાં સમજવાળા ગણપતરાત



ભોસલેએ સીલીન્ડર તેમજ ટ્રેડલ યંત્રોના મુદ્રણોના રંગ અને સફાઈ ઉપર ધ્યાન ન આપ્યું હોત, મેલાંઘેલાં કપડામાં રહીને પણ બને તેટલું ઊજળું કામ આપવાની ચીવટ અને આવડતવાળા ફિનીક્સ મશીન ચલાવનાર કસબી ગોવિંદરાવ સેલારે મન મેલીને કામ ન કર્યું હોત, ટૂંક સમયમાં પણ સારી અને સુઘડ જાહેરખબરો ન ભરાઈ હોત તો આ અંક છે તે સ્વરૂપે અને સમયે કઈ રીતે બહાર પડી શકત? એ ઉપરાંત કમ્પોઝ વિભાગના શ્રીધરરાવ સાંખરકર, પાંડુરંગ સાલગાંવકર, કેશવરાવ વઝે, સદાશિવ શિવલકર, સત્યપ્રકાશ શર્મા, ત્રિપુરારિ જોષી, મુદ્રણ વિભાગના ભીકાજી ડોંબલે અને બાઇન્ડીંગ વિભાગના ભીકાજી કાતે અને રાઘોબા નારાયણ—જેમના હાથનું કંઈને કંઈ કામ આ અંકમાં છે તેમનો ઉલ્લેખ શ્રમનું મહત્વ ગાવા માટે શાહીની સરિતાઓ રેલાવનાર આપણે લેખકો નહિ કરીએ તો કોણ કરશે? એ બધાને દોરવણી આપનાર, તરુણ વયમાં પ્રેસના વ્યવસ્થાપકનો જવાબદારીભર્યો હોદ્દો કાબેલિયતથી ઉપાડનાર ભાઈ શ્રી અમૃતલાલ પંચોલીએ આ આખા કામમાં પુષ્કળ શ્રમ અને સ્નેહનું સિંચન ન કર્યું હોત તો પણ આ કામ કેમ કરીને થાત? સપ્ટેમ્બરની શરૂઆતમાં રીતસરના મુદ્રણ-યજ્ઞનો આરંભ થયો ત્યારથી તે આજે, ઓક્ટોબરના અંત સુધી એમણે મારી પાસેથી અને મેં એમની પાસેથી ચિરક્ષુધિતો જે ઉત્કટતાથી ખાદ્ય માગે તેવી કંઈક ઉત્કટતાથી કામ માગ્યું અને આપ્યું છે. મને લાગે છે કે અશોક પ્રેસ પાસેથી હું જેમ ઘણું શીખ્યો છું તેમ એ પણ મારી પાસેથી કંઈક શીખ્યું છે. બધા જ શુભ સંપર્કોનું એ એક લક્ષણ છે અને એવો શુભ સંપર્ક રચી આપનાર અશોક પ્રેસના સર્જક-સંચાલક રતુભાઈ કોઠારીનો હું ઋણી છું.

કેટલાક મિત્રો, જેમણે મમતાપૂર્વક "શ્રીરંગ" માટે સારી ચીજો મોકલી આપી છે તે વપરાઈ શકી નથી તે બદલ લાચાર છું. આમંત્રણપત્રિકા પ્રસિદ્ધ થઈ તે વખતે અંક ધારેલો બસો પાનાનો. ઘણું મૅટર આવ્યું. પાનાં સવા બસો કર્યાં. વધુ મૅટર આવ્યું. પાનાં અઢીસો અને તેથીયે વધુ કર્યાં. પછી




આગળ જવું અસંભવિત હતું. પ્રેમથી મોકલાવાયેલા, મિત્રોના લેખોને જગ્યા કરી આપવા બધો પ્રયત્ન કર્યો, જે એક માણસનું લખાણ વિના સંકોચે દૂર કરી શકું, તે દિલીપ કોઠારીના લેખો દૂર કરતો ગયો અને "શ્રીરંગ"ને આંગણે આવેલા સૌને યોગ્ય રીતે આસન આપવા, વધાવવા પ્રયત્ન કર્યો. પણ તોય કેટલીક ચીજો મોડી પડવાને કારણે રહી ગઈ. "જનમ-ટીપ"થી મુગ્ધ થએલા મેં ઈશ્વરભાઈ (પેટલીકર) પાસે એમને મને 'પઠાણ'નું બિરૂદ આપવું પડે એટલી બધી ત્રાસજનક ઉઘરાણી કરી. 'તમારું દેવું ભરી દઈશ' એવો એમનો કોલ આવ્યો. જગ્યા પણ રાખી. છેવટની ઘડી સુધી રાહ જોઈ. પણ પુષ્કળ કામના જાળામાં ફસાએલા એ મિત્રની વાર્તા મળી ત્યારે પઠાણનાં હાથ અને ગજવાં ભરાઈ ગયાં હતાં અને લેણું લઈને મૂકવાની જરાયે જગ્યા રહી ન હતી. આ પ્રકારના પ્રકાશનમાં લેખ આવે કે તરત છપાઈ શકતો નથી. ચિત્રકાર સાથે બેસીને એનાં ચિત્રોની વિચારણા થાય, ચિત્રો થાય, બ્લૉક તૈયાર થાય, મૅટર ભરાય, સુધરે, યોગ્ય લે-આઉટ થાય, આગળ-પાછળની અનુકૂળ વસ્તુઓ સાથે ગોઠવાય—એમ અનેક પ્રક્રિયાઓમાંથી પસાર થવું પડતું હોવાથી લખાણો અમુક સમયમર્યાદા સુધીમાં આવી જાય તો જ કામ આવી શકે છે. 'જરાક જગ્યા મળશે તો છાપી દઈશ' એમ કરીને કમ્પોઝ અને ચિત્રો કરાવીને તૈયાર રાખેલાં કેટલાંક લખાણો લઈ શકાયાં નથી. કેટલીક કૃતિઓ સારી હોવા છતાં, એ જાતની બીજી કૃતિ ઉપર અગાઉથી સ્વીકૃતિની મુદ્રા લાગી ગઈ હોવાને કારણે, એક જ પ્રકારની વસ્તુઓ વધી જવાને ભયે લેવાઈ નથી. ઉન્નતભ્રૂ તેમજ સામાન્ય વાચક; સૌને કંઈક કંઈક પોષક અને તોષક પ્રસાદ મળી રહે, 'શ્રીરંગ'ની ચોક્કસ દૃષ્ટિ સચવાય, અમુક ધોરણ અને વૈવિધ્ય જળવાય, લેખોની રજૂઆતમાં તે તે લેખ તેમ જ સમગ્ર અંક, બંને રીતે લે-આઉટની અમુક ભાતની અખંડિતતા સધાય—એમ કરવા યથાશક્તિમતિ કોશિશ કરી છે. જેમની વસ્તુઓ વાપરી શકાઈ નથી તે સૌની લાગણીને, એ લાગણી વણકરમાયેલી રહે એવી વિનતિ સાથે વંદન કરું છું અને મારી લાચારી માટે ક્ષમા ચાહું છું.

"શ્રીરંગ"ના કામમાં જેમ સહકાર ઘણો મળ્યો છે તેમ તકલીફો પણ ખૂબ આવી છે. પરંતુ ગમે તેવા ઝંઝાવાતો વચ્ચેથી પણ "શ્રીરંગ"નું જહાજ આગળ ધપવુંજ જોઈએ એવો નિશ્ચય મિત્રોએ મારી પાસેથી રાખેલી આશા, મૂકેલા વિશ્વાસ અને રેલાવેલા પ્રેમમાંથી સર્જાયો હોવાને કારણે જે થઈ શક્યું છે તે થયું છે. આપણે ત્યાં છે તે પરિસ્થિતિની મર્યાદાઓ વચ્ચે રહીને જ કામ કરવાનું છે, જેથી આવતી કાલના કામ કરનારાઓ માટે પરિસ્થિતિ વધુ સાનુકૂળ બને. શ્રીનો આગ્રહી તો સત્યના આગ્રહીની જેમ, જ્યાં ઊણપ હોય ત્યાં પોતાને શોધે અને અંદરના અણુની ખાણ ખોદી બહારની મર્યાદાઓને પોતાના પદાર્થથી પૂરવા કોશિશ કરે; અને વળી બહારની મર્યાદાઓ વિષે ફરીઆદ કરવા પહેલાં પોતાની મર્યાદાઓ અને ક્ષતિઓને દૂર કરવાનું પ્રથમ કામ તો એને કરવાનું છે જ ને! એટલે મિત્રોના પ્રેમને કારણે આ કામ સરલ થવા છતાં સરલ નથી, જટિલ છે, સહેલું નથી, કઠિન છે એટલું જ કહી એ વિષે મૌન ધરીશ.

આ વસ્તુની જે કંઈ સરસતા છે તેની સાથે એની જે કંઈ અનિવાર્ય ક્ષતિઓ છે તે વિષે સંપાદક સભાન છે. જ્યાં જ્યાં નાની ક્ષતિઓ રહી ગઈ છે ત્યાં ત્યાં એ સાધનોની મર્યાદા અને સમયના સાંકડાપણાને કારણે રહી છે. અમુક દિવસ સુધીમાં, અમુક પ્રકારનાં સૂતરમાંથી, ઓછામાં ઓછી અમુક આટલી ભાતવાળું, અમુક પાવડીના વણાટવાળું વસ્ત્ર વણવાનો આદેશ "શ્રીરંગ" તરફથી આ વણકરને મળ્યો હતો. એણે શાળ ઉપરથી ઊભા થયા વિના, આસપાસ જે હતાં તે સૌને કોકડી ભરવાનું, આંટી કરવાનું, રંગ તૈયાર કરવાનું, ફૂંદાં સાફ કરવાનું, ફણી આણવાનું, કાંઠલો બદલવાનું કહેતાં કહેતાં આ વસ્ત્ર વણ્યું છે. સૂતર કોઈએ કાંતેલું, રંગ વળી કોઈ રસાયણીએ બનાવેલા, તારકસબ કોઈ કસબીના ઘડેલા, શાળ કોઈ કારીગરે તૈયાર કરેલી–બધું જ કોઈનું; માત્ર 'એક સાંધીએ ત્યાં ત્રણ તૂટે' એવી સ્થિતિમાં તાર સાંધતાં સાંધતાં થએલો વણાટ જ મારો: એ રીતે આ વસ્ત્ર તૈયાર થયું છે. સૌના પ્રેમસહકારનું આ ફળ છે, મારું તો માત્ર એ સહકારના માળી બનવાનું સદ્‌ભાગ્ય! જે કંઈ શોભા આમાં છે તે મણકાની છે. હું માત્ર સૂચિમુખમાં બેસી એ મણકાઓને ગંઠનાર દોરો, સૂત્ર બન્યો છું. ગુર્જરીને આ વસ્ત્ર જરીકે ગમશે, આ ફળ એના મુખને જરીકે મીઠું કરી શકશે, આ માળા પહેરતાં એના હોઠ પર આનંદનો જરીકે મલકાટ દેખાશે તો હું ધન્યતા અનુભવીશ. જય શ્રીરંગ!

દિલીપ

૨૭ મી ઓક્ટોબર '૫૦



# 'શ્રીરંગ'માં રંગ પૂરનાર કલાકારો

'શ્રીરંગ'ની સરસતામાં કલાકાર મિત્રો અને એમની કૃતિઓનો ફાળો મોટો છે. મુંબઈ અને ગુજરાતના લગભગ બધા જ ગણનાયોગ્ય કલાકારો, અને કેટલાક કલાસંગ્રાહકો અને કલાપ્રેમીઓએ મૈત્રીભાવે "શ્રીરંગ" માટે જે જોઈએ તે આપવાની અને કરવાની તત્પરતા આરંભથી જ બતાવી છે. આજની અવળી સમાજ-રચનામાં ફસાએલા કલાકારનો જીવ ક્યારેક સંયોગોને કારણે ગમે તેટલો વાણિજ્યવૃત્તિવાળો થવા કોશિશ કરે તો પણ થઈ શકતો નથી. એની ભીતરમાં રહેલું ભાવના અને લાગણીથી ભરેલું, સૌંદર્યશોધક અને સૌંદર્યસર્જક કુમળું હૈયું એ ધારે તોય બદલાવી શકતો નથી. "શ્રીરંગ" માટે ચિત્રો, સુશોભનો વ. ની શોધમાં સંપાદકને એ સુખદ અનુભવ ઠેરઠેર થયો છે.

કોનો પ્રથમ ઉલ્લેખ કરું ? આ અંકની જ માત્ર નહિ, સમસ્ત "શ્રીરંગ" પાછળ રહેલી કલ્પના અને ભાવનાને વિરલ,



રંગોજ્જ્વલ રીતે આલેખનાર શ્રી. રવીન્દ્ર દત્તના કલા-ની દેવી સરસ્વતીનું વરદાન પામેલા હાથમાંજ કૃતજ્ઞતાનું પહેલું પુષ્પ ધરું તો તે ઉચિત લેખાશે. પૂઠા ઉપરનું, અનેક ચિત્રવિશેષતાઓનો સમન્વય સાધતું, આંખ અને અંત-રમાં વસી જતું ચિત્ર, વચમાં વચમાં સખત શારીરિક પીડાના તેમજ કામના દબાણોના અવરોધો છતાં એમણે કેટલાય દિવસ (અને રાત) કામ કરી સર્જ્યું તેની પાછળ રહેલા લાગણીના શ્રી અને રંગને હું કેમ ભૂલી શકું ? એ અને એમનાં, "પ્રિયશિષ્યા લલિતે કલાવિધૌ" ના, અનેક રસિકોની ઝંખનાના આદર્શને મૂર્તિમંત કરતાં કલાકાર સહધર્મ-ચારિણી આ લખનાર ઉપર વર્ષોથી સ્નેહ વરસાવતાં રહ્યાં છે. માત્ર ચિત્ર નહિ, સર્જનાત્મક કલા–સાહિત્યના અનેક અંગોમાં ઊંડો રસ અને સમજદારી ધરાવતા શ્રી. રવીન્દ્ર દત્તે જ ચિત્ર તો કર્યું છે પણ એ ચિત્રમાં શ્રી. જશુબહેનની પ્રેરણા અને સલાહસંમતિનો ફાળો ઓછો નથી. ચિત્રોને નામ આપવું શ્રી. દત્તને ગમતું નથી. "શ્રીરંગ" માટે ઉચિત ચિત્ર કેમ થાય તેની વિચાર–ચર્ચા એમણે, જશુબહેને, જેમનો ઉલ્લેખ મેં 'પૂર્વરંગ' માં કર્યો છે તે સ્વજને, અને મેં–સાથે રહીને કરી તે વખતે કલાકારના અંતસ્તલમાંથી હૃદયની, જીવનની, ગૃહમંદિરની "શ્રી" ની અને વિશ્વમાં જલ, થલ, વાદળમાં રેલાતા રંગપ્રવાહની જે તસવીર ઊપસી આવી તે આ, એમ કહું તો ખોટું નથી. આ ચિત્ર "શ્રી" નું અને "રંગ" નું છે. વિષય અને ભાવ ઉપરાંત સંયોજન, રેખા અને રંગની દૃષ્ટિએ આ ચિત્રની ખૂબીઓ શોધવાનું કામ રસિકોની આંખને સોંપું છું. મારી આંખને તો એમાંથી નિતનવું દેખાયા જ કરે છે.

ગુજરાતમાં કલાક્ષેત્રના ખેડાણના કઠિન કાર્ય પાછળ આયુષ્ય ખર્ચનાર, ગુજરાતના અગ્રિમ સંસ્કારસેવક મુરબ્બી શ્રી. રવિભાઈ ( રવિશંકર રાવળ )એ દશેક વર્ષ ઉપર જેમનો પરિચય કરાવ્યો હતો તે મારા બન્ધુ જેવા, કલાના તેમજ વ્યક્તિત્વના અનેક ગુણોથી વિભૂષિત શ્યાવક્ષ ચાવડાને તો પત્રિકા પ્રસિદ્ધ થઈ તે પહેલાંથી આ કામ વિષે વાત કરેલી. એમનું જે કંઈ છે તે બધું આપવાની એમણે તૈયારી બતાવી. એમની ચાર લાક્ષણિક કૃતિઓને હું આ અંકનું આભૂષણ માનું છું. એમની રેખાના 'વર્વ' ઉપર તો હું હંમેશા વારી જાઉં છું. અંગત સંયોગોને કારણે વખત ન હતો છતાં "તમે અતિ વિચિત્ર છો" નાં ચિત્રો એમણે જે રીતે અને જે ઝડપથી કરી આપ્યાં તે બદલ, એમને 'થેંક્યુ સર' કહેવાની મને જરુર નથી છતાં આપોઆપ કૃતજ્ઞ બનું છું. ચિત્રો આપવા ઉપરાંત બીજી રીતે પણ "શ્રીરંગ"ને એ ઉપયોગી થયા છે.

"શ્રીરંગ" ને લગભગ પાને સુશોભન છે અને ઔચિત્ય તથા સુરુચિનું અમુક ધોરણ એમાં જળવાયું છે એવો મારો નમ્ર દાવો છે. એ માટે પ્રધાનત: બે મિત્રો જવાબદાર છે.

એક શ્રી. મધુકર શેઠ અને બીજા શ્રી. મનુભાઈ વ્યાસ. યુવાન, દષ્ટિસંપન્ન, મધુકરભાઈને અને મને અનેક તંતુઓથી રચાએલો મૈત્રીભાવ જોડે છે. પરસ્પરને અમે વધુ ને વધુ ઓળખતા જઈએ છીએ. ચિત્રકલાનો પ્રારંભ એમણે શાળાજીવનમાં શ્રી. રવીન્દ્ર દત્ત પાસે કરેલો. ત્યાર પછી શાન્તિનિકેતનમાં ગયા. એમની પ્રતિભાની શકયતાઓથી ત્યાંના કલાકાર ગુરુઓના એ માનીતા બન્યા હતા અને ત્યાં પાંચ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી, મુંબઈમાં આવી સ્વતંત્ર કામ કરે છે. 'શ્રીરંગ'નું પ્રથમ પ્રતીકચિત્ર એમના શુકનવંતા હાથે થયું છે. એ ઉપરાંત સ્ક્રેપર બોર્ડ ઉપર ટાંકણાથી કોતરીને કરેલી, સૂક્ષ્મ સર્જનાત્મક કૃતિ "ચિત્રાંગદા" માં પણ એમની લાવણ્યદષ્ટિ અને કૌશલ્ય સ્પષ્ટ છે. "પૂર્વરંગ" ની, ૨૯મા પાના પરનાં કાવ્યોની આસપાસની જગત અને એમાં માનવીના આનંદ-સર્જનાત્મક કાર્યોનાં પ્રતીકોને સમાવતી, ડો. કૃષ્ણલાલ શ્રીધરાણીના કાવ્યની આસપાસની દર્પણપાણિ સુંદરીની, રંગોળી પૂરતી બાઈની, એ બધી સુરુચિપૂર્ણ 'ડીઝાઇનો' (ચિત્રો) પણ આ અંક માટે થયેલી એમની કૃતિઓ છે. કેટલીક કૃતિઓમાં એમણે માનવજાતના વારસા સમી પ્રાચીન ચીજોનો આધાર લીધો છે, પણ પહેલાં તો એ વસ્તુઓ છે જ અને બીજું કયાં કઈ વસ્તુ કેવી રીતે વાપરવી એની સમજ ધરાવવી એ મોટી વાત છે. 'ઘરફૂકડી'નાં ચિત્રો એમનાં છે. એ ઉપરાંત એમના કામનો ઉલ્લેખ તે તે લેખ સાથે આવે છે. રાત ઉજાગરા કરીને પણ ઝડપ અને સરસતાનો મેળ એમણે સાધ્યો છે. એ ન થયું હોત તો 'શ્રીરંગ' નું કામ વધુ કઠિન બનત.

અને શ્રી. મનુભાઈ વ્યાસ માટે શું કહું? "શ્રીરંગ"ને મારગ જતાં જે નવા સ્નેહીઓ મને સાંપડ્યા તેમાં મનુભાઈની પ્રાપ્તિ મારે મન એક દૈવકૃપા છે. મુંબઇની સ્કૂલ ઓફ આર્ટમાં એમણે અભ્યાસ કર્યો છે અને અભ્યાસકાળ દરમિયાન જ પોતાની શક્તિઓનો પરિચય એમણે આપવા માંડેલો. સ્કૂલ ઓફ આર્ટની ડિપ્લોમા—દીક્ષા લીધા પછી તે ફીલ્મની દિશામાં થોડા વખત માટે જઈ ચડેલા. હવે સ્વતંત્ર કામ કરે છે. "કલાકાર એટલે તો અનિયમિત" એવો ખ્યાલ આપણે ત્યાં ઠીક ઠીક પ્રચલિત છે. પણ મનુભાઈનું "ટાઇમિંગ" એટલે "ક્રોનોમિટર" ઘડિઆળનું "ટાઇમિંગ." ધારેલે સમયે, અમુક ધોરણથી કદીયે નીચે ન જતું, સરસ કામ આપીને આ મિત્રે મારી ચિંતાનો બોજો ખૂબ હળવો કર્યો છે. મારમાર દોડમાં પણ "અષ્ટમ સર્ગ"નાં, "શૌર્યનાં શિલ્પી" નાં, "આત્મવિલોપનના ઉત્સવ"નાં કેવાં સુંદર અને ઉચિત ચિત્રો એમણે કર્યાં છે! એમના કામનો ઉલ્લેખ આ અંકમાં ઠેરઠેર આવે છે. એ ઉપરાંત અનુક્રમની 'ડિઝાઇન' અને ગુરૂદેવ રવીન્દ્રનાથ ઠાકુરના 'આનંદના પ્રથમ દર્શન'નાં તથા આ લેખનાં ચિત્રો એમણે કરેલાં છે. બ્લોક બનાવનારને બ્લોક બનાવવામાં સરલ પડે અને એ રીતે દ્રુત ગતિએ દોડતા મુદ્રણ સાથે ઝડપ સચવાય એ દષ્ટિ પણ ચિત્રો કરવામાં એમણે રાખી છે. અનેક મર્યાદાઓની વચ્ચેથી પણ એમણે આ અંકના સુશોભનનો દડો જે રીતે 'ગોલ' ઉપર પહોંચાડ્યો છે તેના ઉપર હું વારંવાર આફરિન પોકારી ગયો છું.

અંદરનાં પૂર્ણરંગી ચિત્રોમાં શ્રી. જામિની રૉય, શ્રી. કનુભાઈ દેસાઈ, શ્રી. વજુભાઈ ભગત, શ્રી. માધવ સાતવળેકર અને શ્રી. સરોજબહેન ઝવેરીની કૃતિઓ છે. જામિની રૉય તો માત્ર હિંદમાં જ નહિ, દુનિયાભરમાં જાણીતા બનેલા હિંદના એક અગ્રિમ અને સિદ્ધહસ્ત કલાકાર છે. અર્વાચીન હિંદી ચિત્રકલાને એક નવે પંથે દોરવામાં, લોકકલાનાં બળવાન તત્ત્વો લઈ પોતાની વિશિષ્ટ અને પ્રાણવાન શૈલી નિપજાવનાર આ મહાન કલાકારનો ફાળો ઓછો નથી. એમનાં "અર્ઘ્ય" ચિત્રમાં માંગલ્યદર્શી રંગોની અને પ્રાણવાન રેખાઓની કેવી જાજવલ્યમાન મિલાવટ થઈ છે! "શ્રીરંગ"ની અંદરના પ્રથમ રંગચિત્ર, મુખચિત્ર તરીકેનું એનું ઔચિત્ય સહેજે સમજાય તેવું છે. "પૂર્વરંગ"માં લખ્યું છે તે પ્રમાણે એ ચિત્રની પ્રસિદ્ધિ નાલન્દાવાળા ઉદાર મિત્રો જયન્તભાઈ અને મુરલીભાઈની સુજનતાનું પરિણામ છે. અનેકને મતે આજના હિંદના શ્રેષ્ઠ કલાકાર નંદબાબુ (શ્રી. નંદલાલ બોઝ)—ની કોઈક કૃતિ આ અંકમાં હોય એવી મારી ઊંડી ભાવના હતી. એ ભાવનાને પણ સફળ કરી છે આ જ મિત્રોએ. કલા વિષેનાં જેમનાં પુસ્તકો જાણીતાં છે તે શ્રી. જી. વેંકટાચલમના સંગ્રહમાંના આ અનુપમ રેખાંકનનો બ્લોક આપી મને એ મિત્રોએ આભારી કર્યો છે. ઘણા વર્ષ પહેલાં થયેલી એ પ્રાણવાન કૃતિ નંદબાબુની સૂક્ષ્મ કલમનો મનોહારી નમૂનો છે.



શ્રી. કનુ દેસાઈનું "રાધાનાં મનામણાં" મારે મન એમની કલાનું એક ઉચ્ચ શિખર છે. જેમને પ્રધાનતઃ "મોડર્ન આર્ટ" જ ગમે છે તેવા સહેજમાં ન રીઝાઈ જતા મિત્રોને મુખથી "શ્રીરંગ"ના છપાએલા ફર્મામાં એ ચિત્ર જોઈને ખુશી અને તારીફના

બોલ નીકળી પડેલા સાંભળી આનંદ થયો છે. લાલિત્ય એ કનુભાઈની કલાનું એક આગળ પડતું લક્ષણ. આ કૃતિ એ લાલિત્યલતાનું એક સુકુમાર પુષ્પ છે.

શ્રી. વજુભાઈ ભગત મુંબઈના કલાજીવનમાં આગળ પડતો ભાગ લેતા, સમજદાર કલાકાર અને ઉત્સાહી સંસ્કાર–સૈનિક છે. "આંગણામાં"નું એમનું ઉજ્જવલ અને સપ્રમાણ રંગ–આયોજનવાળું ચિત્ર "શ્રીરંગ"માં પ્રસિદ્ધ થઈ શક્યું છે તે એમના સ્નેહ અને પોતાના કલાપ્રેમી સ્વામી સ્વ. મનુભાઈ ઠક્કરના કાર્યને વાત્સલ્યથી ઉછેરનાર શ્રી. માલિનીબહેન ઠક્કરના સૌજન્યને લીધે છે. વજુભાઈએ એમની આ સુંદર ચીજની પ્રસિદ્ધિ "શ્રીરંગ"માં શક્ય બનાવવા ઉપરાંત પણ મારે માટે મેં એમને જે કંઈ કહ્યું તે કરી દઈ મને આભારી બનાવ્યો છે.

હસમુખા, હેતાળ, મહેનતુ અને મોહક માધવ સાતવળેકરે મુંબઈ ઉપરાંત ઇટાલી તેમજ યુરોપના અન્ય દેશોમાં ચિત્ર-શિક્ષણ લીધું છે અને હિંદના જુદા જુદા ભાગોમાં તેમજ આફ્રિકામાં ફરીને નવી નવી વસ્તુઓ આલેખતા રહ્યા છે. એ મિત્રનું "વિસામો" ચિત્ર એમના કાઠીઆવાડના પરિભ્રમણનું ફળ છે. એમણે "શ્રીરંગ" માટે બીજું પણ કામ કરવા પ્રયત્ન કર્યો હતો પરંતુ અધવચ્ચે જ એ વિષમજ્વરમાં સપડાયા અને તોય માંદગીના બિછાનેથી એ મને શુભેચ્છાઓ અને સૂચનો મોકલતા રહ્યા છે.



શ્રી. સરોજબહેન ઝવેરી વિષે મેં "પૂર્વરંગ"માં ઉલ્લેખ કર્યો છે. એમની જન્મદત્ત કલાની અભિરુચિ સાનુકૂળ વાતાવરણમાં વિકસી છે અને વિકસતી જાય છે. એમનું "સાગર-કાંઠે" ચિત્ર બે વર્ષ ઉપર જોયું ત્યારથી એના સુંદર રંગ અને આકૃતિઆયોજન ઉપરાંત એના વિષયને કારણે મારી નજરમાં એ બેસી ગયું હતું. એક રીતે તો એ ચિત્ર દરિયા-કિનારે ખડક ઉપર, કમળનાં ફૂલ હાથમાં ધરીને બેઠેલી એક બાલા અને એક તેનાથી જરાક મોટી વયની નારીનું ચિત્ર છે. પણ હું તો એને જીવનના ઊછળતા સાગર સમક્ષ આશા અને માંગલ્યનાં કમલપુષ્પો હાથમાં ધરીને અનુભવની સંગાથમાં બેઠેલા યૌવનના ચિત્ર તરીકે જોઉં છું.

પશ્ચિમ ભારતના આગળ પડતા ચિત્રકારોમાં જેમનું સ્થાન નિશ્ચિત છે એવા પ્રતિભાસંપન્ન કલાકાર મિત્રો શ્રી. કે. કે. હેબ્બર અને શ્રી. નારાયણ બેન્દ્રેની કલાનો રંગ પણ "શ્રીરંગ"ના પ્રથમ અંકમાં પૂરાયો છે એનો મને આનંદ છે. એ બંને પોતાના કામથી એટલા જાણીતા છે કે એમનો પરિચય આપવાની જરૂર નથી. સુમધુર શ્રી. હેબ્બરે "શ્રીરંગ" માટે જ ખાસ "રમઝટ"નું સ્ક્રેપરબોર્ડ આલેખન કરી આપ્યું છે. પોતાની કૃતિઓમાંથી જે કંઈ જોઈએ તે લઈ લેવાનું અને નવું જોઈએ તો તે કરી આપવાનું શ્રી. બેન્દ્રેએ પ્રેમપૂર્વક કહ્યું. એમની ચારપાંચ ચીજોનું ઘણા દિવસ સુધી સેવન કર્યા પછી "રાંકનું રતન" પસંદ કરી એનો બ્લોક બનાવરાવ્યો અને એ સાદું છતાં સુભગ ચિત્ર અહીં મુદ્રિત થયું.

અનેક નીવડેલા શિષ્યોના ગુરુ, વાત્સલ્ય–વર્ષી શ્રી. જગન્નાથ અહિવાસીની પીંછીના શુકનરેખા આ અંકમાં હોય એવી મારી મનીષા હતી. હિંદી કલાની ઊંડી સમજ ધરાવતા અને પ્રમાણમાં ઓછી છતાં ગુણવત્તતાને કારણે ચિરંજીવ કહી શકાય એવી કૃતિઓના સર્જક મુ. શ્રી. અહિવાસીભાઈનું અવનીબાબુનું થોડા વર્ષો ઉપર કરેલું રેખાંકન મારે મસ્તકે થયેલા એમના આશીષ–સ્પર્શ સમું માનું છે. શ્રી. વાસુદેવ સ્માર્ત, શ્રી. વિષ્ણુ ભટ્ટ, શ્રી. સુમન્ત વ્યાસ અને ભાઈ રૂપમનાં, લેખો સાથેનાં ચિત્રો આ અંકના વૈવિધ્યમાં ઉમેરો કરનાર બન્યાં છે.

ફોટોકલાકારોમાં પાલનપુરના, આંતરરાષ્ટ્રીય ફોટો-કલામાં નામના મેળવનાર સૈયદ બંધુઓનાં તથા કલાકારના રંગાએલા હૃદયવાળા, ગાંધીજીની બિહારયાત્રાનાં ઐતિહાસિક ચિત્રો કરનાર શ્રી. જગન મહેતાનાં મુખ્ય છે. સૈયદ બંધુઓમાં આબિદભાઈ મારી સાથે, મારાથી જરા આગળ એક જ સ્કૂલમાં ભણતા. અસદભાઈ, અખતરભાઈ, અને શબ્બીરભાઈ મારાથી નાના, મારી પાછળ પાછળ મોટા થતા આવેલા. મજૂરોને શરમાવે એવી મહેનત કરનારા આ કલાકાર બંધુઓ આજના અનેક નવ-અમીરોને પાઠ આપે એવી ખાનદાનીથી ભરેલા છે. કલાની નજર, સંસ્કારનો પ્રેમ અને અસલ ખાનદાની એ એમનું વડીલોપાર્જિત ધન છે. એ ધનને એમણે મહેનતથી, જતનથી વધાર્યું છે. એમનાં ચિત્રો દુનિયાના સર્વ ખંડોમાં પ્રદર્શિત અને પ્રસિદ્ધ થયાં છે. "શ્રીરંગ" માટે એમણે એમનો બધો જ ભંડાર મારી આગળ ખુલ્લો મૂકી દીધો હતો. એમાંથી મને જોઈએ તે વસ્તુઓ મેં લીધી છે. અસદભાઈનું 'પતંગ', અખતરભાઈનું 'મયૂર' અને શબ્બીરભાઈનું 'પરિવાર', એ ચિત્રો પોતપોતાની

રીતે ફોટોકલાની વિશિષ્ટ વસ્તુઓ છે એ સમજદાર નજરને લાગ્યા વિના નહિ રહે.

જગનભાઈ વિષે શું કહું? હૃદય અને કસબ–બંને જેનાં સરસ છે એવા એ સ્નેહાળ મિત્રે પણ મને જોઈએ તે વસ્તુઓ આપી છે. "શ્રીરંગ"નો રીતસરનો ઉઘાડ એમના 'પોયણા'થી થાય છે. "શરણાઈના સૂર" અને "કંકણવાળી" ઉપરાંત એમનું એક બીજું ચિત્ર હતું, જેનો બ્લોક મુદ્રણયંત્ર ઉપર ચડાવ્યા પછી જોઈએ તેવો સારો ન નીકળ્યો અને નવો કરાવવાનો વખત હતો જ નહિ તેથી જતું કરવું પડ્યું. શ્રી વજુભાઈના ચિત્રની પાછળનું 'માનો છૈયો' એ પાલનપુરના ડૉ. કાન્તિલાલ કોઠારીનું ચિત્ર છે. એ મારો નાનો ભાઈ છે એટલે એને વિષે વધુ લખતો નથી. હિંદનાં તેમ જ સિલોનનાં ફોટો–કલા પ્રદર્શનોમાં એનાં ચિત્રો સ્વીકારાયાં અને તારીફ પામ્યાં છે એટલું જ કહીશ.



"શ્રીરંગ" માટે કેટલાક સરસ બ્લોક બહારથી મળ્યા છે અને પુષ્કળ નવા કરાવ્યા છે. શ્રી. રવીન્દ્ર દત્તના પૂઠા પરના ચિત્રનો, સરોજબહેન ઝવેરીના "સાગરકાંઠે" ચિત્રનો, શ્યાવક્ષ ચાવડાના 'કેન્ડીઅન નર્તક'ના રેખાંકનનો, મધુકર શેઠના "ચિત્રાંગદા"નો અને શબ્બીર સૈયદના "પરિવાર"નો, એ પાંચ બ્લોક શ્રી. પૂનાવાળાની કોમર્શીઅલ આર્ટ એન્ગ્રેવિંગ કંપની પાસે કરાવ્યા છે. બાકીના પુષ્કળ બ્લોક પરેલમાં સાદા છાપરા નીચે કારખાનું માંડી બેઠેલા ગુપ્તા બ્રધર્સે (ચમાર બાગ પોસ્ટ ઑફિસ લેન, પોઈબાવડી, પરેલ) કરેલા છે. ગુપ્તા બ્રધર્સના માલિક શ્રી. કુમુદરંજન ગુપ્તા 'બૉસ' બની ને બેઠેલા માણસ નથી, જાતે જ કામ કરે છે, કોઈ પણ સારા બ્લોક બનાવનારમાં હોવી જોઈએ તે કલાકારની દૃષ્ટિ અને નિષ્ઠાવાળા છે. એમણે પ્રેમથી કામ કરી, લગભગ સંપૂર્ણ કહી શકાય એવી નિયમિતતા સાચવીને બને તેટલું સારું કામ મને આપ્યું છે. એ માટે એમનો હું આભારી છું.

"શ્રીરંગ"ના ચિત્રોમાં વિષયો, શૈલીઓ અને કસબનું, ટેકનિકનું વૈવિધ્ય સચવાય તે રીતે ચૂંટણી કરવાનો પ્રયત્ન કર્યો છે. જીવનના આનંદને, શક્તિ તેમ જ સુકુમારતાને, વનસ્પતિ, પશુ, પંખી તેમજ માનવને, સૌને સ્પર્શતાં ચિત્રો અમુક વિચારપૂર્વક જ લીધાં છે. પણ પસંદગી પાછળ રહેલી દૃષ્ટિની વાત કરું તો એ લાંબી થાય અને અહીં એનો અવકાશ નથી. મને આ સર્વ ચિત્રોએ આનંદ આપ્યો છે, અને ગમે તેટલો રુચિભેદ હોવા છતાં સૌને એમાંથી કલાના આનન્દનો રસ મળશે એવી મારી આશા છે. મારા આમંત્રણને પ્રેમથી સ્વીકારીને "શ્રીરંગ"ની સભામાં આવી બેસનાર સર્વ કલાકાર બંધુઓને હું કૃતજ્ઞતાપૂર્વક વંદન કરું છું, એમની કલાની કંઈક માવજત મારે હાથે થઈ તે બદલ આનંદિત બનું છું.

**સંપાદક**





# અનુક્રમ




પૂર્વરંગ ૬

કલાકારો ૧૪

અનુક્રમ ૧૮


## ચિત્રો


| | | |
|---|---|---|
| શ્રીઅનેરંગ (પૂર્ણરંગી) | રવીન્દ્ર દત્ત: પૂઠાં ઉપરનું ચિત્ર | |
| અર્ઘ્ય (પૂર્ણરંગી) | જામિની રૉય: મુખચિત્ર | ૨૨ |
| સાગરકાંઠે (પૂર્ણરંગી) | સરોજબહેન ઝવેરી | ૭૫ |
| વિસામો (પૂર્ણરંગી) | માધવ સાતવળેકર | ૧૦૭ |
| રાધાનાં મનામણાં (પૂર્ણરંગી) | કનુ દેસાઈ | ૧૩૧ |
| આંગણામાં (પૂર્ણરંગી) | વજુભાઈ ભગત | ૧૮૭ |
| વનની શક્તિ (દ્વિરંગી) | શ્યાવક્ષ ચાવડા | ૨૨૨ |
| રાંકનું રતન (વૂડકટ) | નારાયણ એન્દ્રે | ૪૭ |
| અવનીન્દ્રનાથ ઠાકુર (રેખાંકન) | જગન્નાથ અહિવાસી | ૫૩ |
| યૌવન (રેખાંકન) | શ્યાવક્ષ ચાવડા | ૯૩ |
| નટીર્ પૂજા (રેખાંકન) | નંદલાલ બોઝ | ૧૦૮ |
| કેન્ડીઅન નર્તન (રેખાંકન) | શ્યાવક્ષ ચાવડા | ૧૨૫ |
| કન્દુકક્રીડા (રેખાંકન) | શ્યાવક્ષ ચાવડા | ૧૬૫ |
| ચિત્રાંગદા (સ્ક્રેપરબોર્ડ તક્ષણ) | મધુકર શેઠ | ૪૮ |
| રમઝટ (સ્ક્રેપરબોર્ડ તક્ષણ) | કે. કે. હેબ્બર | ૨૨૧ |
| પોયણું (ફોટો) | જગન મહેતા | ૨૧ |
| પરિવાર (ફોટો) | શબ્બીર સૈયદ | ૭૬ |
| પતંગ (ફોટો) | અસદ સૈયદ | ૯૪ |
| મયૂર (ફોટો) | અખતર સૈયદ | ૧૨૬ |
| શરણાઈના સૂર (ફોટો) | જગન મહેતા | ૧૩૨ |
| કંકણવાળી (ફોટો) | જગન મહેતા | ૧૬૬ |
| માનો છૈયો (ફોટો) | કાન્તિલાલ કોઠારી | ૧૮૮ |


## કાવ્યો


| | | |
|---|---|---|
| અહોહો! આનંદ પારાવાર! | મકરન્દ દવે | ૨૩ |
| ચિર આનંદોલ્લાસી | પ્રજારામ | ૨૩ |
| બોલે છે કોકિલા | ઉમાશંકર જોશી | ૨૪ |
| સેતુબંધ | સુન્દરમ્ | ૨૪ |
| જીવનનો જય | મનસુખલાલ ઝવેરી | ૨૫ |
| કુવાને કાંઠડે– | નિરંજન ભગત | ૨૮ |
| તારી તે લટને– | નિરંજન ભગત | ૨૮ |
| ફૂલની કલિ! | રાજેન્દ્ર શાહ | ૨૮ |
| ગતિ-સ્થિતિ | પ્રજારામ | ૨૯ |
| પાંદડું પૃથિવી કેરું | પ્રજારામ | ૨૯ |
| રથની ઘૂઘરીઓ વાગે | પિનાકિન ઠાકોર | ૨૯ |
| દર્શન | પિનાકિન ઠાકોર | ૨૯ |
| વ્હાલાનાં મકાન | રાજેન્દ્ર શાહ | ૩૦ |
| લઘુતમ સાધારણ અવ્યય | કૃષ્ણલાલ શ્રીધરાણી | ૩૮ |
| ધરતીએ પોતાનું ઐશ્વર્ય ખોલી દીધું | રવીન્દ્રનાથ ઠાકુર: (“ચિત્રાંગદા”માંથી) | ૪૯ |
| બોલના કટકા: બેતના ફટકા | મકરન્દ દવે | ૭૧ |
| લટ | બાલમુકુન્દ દવે | ૭૯ |
| કાદવમાં પડેલ કમળફૂલને | દેશળજી પરમાર | ૮૫ |
| નવપ્રભાત વેળાએ કમળફૂલને | મકરન્દ દવે | ૮૫ |
| રે ત્યાહરે પણ | પ્રિયકાન્ત મણિયાર | ૧૨૨ |
| છબિ | મીનુ દેસાઈ | ૧૩૪ |
| ક્યાંય ન માય | રવીન્દ્ર ઠાકોર | ૧૩૬ |
| મેઘમંગલ | હસિત બૂચ | ૧૪૭ |
| બેતમા | જયંતીલાલ શાહ | ૧૫૫ |
| જુદાઈ: જિન્દગી અને મરણ | જયન્ત પાઠક | ૧૬૧ |
| નિખિલ ગગનમાં | મકરન્દ દવે | ૧૬૭ |
| બિન્દુ | પ્રજારામ | ૧૬૭ |
| નાખો ના...... | નંદકુમાર પાઠક | ૧૭૭ |







ઉષા અને સંધ્યા — શશિન્ ઓઝા ૧૮૫

અકેલું — ઉપેન્દ્ર પંડયા ૧૮૬

હેમન્ત — પ્રજારામ ૧૯૧

એકો છું: સોનાનું ફૂલ — વેણીભાઈ પુરોહિત ૧૯૨

શ્રીના તનય : પૂષન્ — દેશળજી પરમાર ૨૨૪

વિરહીની ખેવના : ખુમારી — જયન્ત પાઠક ૨૨૪

હું કવિ? — જયાનંદ દવે ૨૪૮

વન્દના — મકરન્દ દવે ૨૬૪


## લેખો


મિત્રતાની કલા — ઉમાશંકર જોશી ૩૧

પ્રાચીન સાહિત્યમાં કાશ્મીર — ડોલરરાય માંકડ ૮૬

પ્રાકૃત ચિત્રકલા — રવિશંકર રાવળ ૯૮

લોપાતી કલા — ધનસુખલાલ મહેતા ૧૧૩

વાતચીતની કલા — રમણલાલ વ. દેસાઈ ૧૨૮

—ને પત્ર — "વિહારી" ૧૪૩

પરિભ્રમણનો આનંદ — હોમી અ. ખારાસ ૧૬૨

ક્રિયાનો સહજ ઉલ્લાસ — "સ્નિગ્ધ" ૧૯૬

આપના ચરણોમાં — સોપાન ૨૦૨

કણિકાઓ — રવીન્દ્રનાથ ઠાકુર<br>અનુવાદક : રમણલાલ સોની ૨૧૯

સંગમનું સંગીત — મકરન્દ દવે ૨૨૩

શ્રી, સ્વરૂપ અને લીલા — દેશળજી પરમાર ૨૪૯


## સંસ્મરણો


આનંદનું પ્રથમ દર્શન — રવીન્દ્રનાથ ઠાકુર ૨૬

કલાજીવનનાં સંભારણાં — અવનીન્દ્રનાથ ઠાકુરઃ રાણી ચંદ<br>અનુવાદક : રમણિક મેઘાણી ૫૦

ગેબનો ગાયક — રવિશંકર વિ. મહેતા ૭૨

નેત્રનિર્વાણ — વિનોદિની નીલકંઠ ૧૧૨

આત્મવિલોપનનો ઉત્સવ — કિશનસિંહ ચાવડા ૧૩૫


## હાસ્ય-વિનોદ


તમે અતિ વિચિત્ર છો! — ચંદ્રવદન મહેતા ૩૫

સંકટસમયની સાંકળ — ગગનવિહારી મહેતા ૪૪

શ્રીરંગ અંગે રંગતરંગ — જ્યોતીન્દ્ર દવે ૯૨

પગ મચકોડાયો છે? — ચિનુભાઈ પટવા ૧૪૪

કુરુચિની કેળવણી — નટવરલાલ પ્ર. બુચ ૨૦૪

હું લેખક કેમ બન્યો? — દુષ્યંત પંડ્યા ૨૧૬

વ્યર્થશાસ્ત્રની દૃષ્ટિએ — બકુલ પ. ત્રિપાઠી ૨૨૫


## વાર્તાઓ


માણેકઠારી રાતે — ચુનીલાલ મડિયા ૩૯

થેંક્ યૂ સર — કરસનદાસ માણેક ૫૭

ચુંગી અને સિગારેટ — ચંદુલાલ પટેલ ૧૦૫

રાજી — ભૂપતરાય વસા ૧૧૫

જ્યોર્જેટ સાડી — "બનફૂલ"<br>અનુવાદકઃ ચંદ્રકાન્ત મહેતા ૧૨૩

શૌર્યનો શિલ્પી — ચુનીલાલ વ. શાહ ૧૪૮

અષ્ટમ સર્ગ — શરદિન્દુ બન્દ્યોપાધ્યાય<br>અનુવાદક : રમણિક મેઘાણી ૧૬૮

એકલવાયો જીવ — સૌદામિની મહેતા ૧૮૪

મહાદેવી — યશોધર મહેતા ૧૮૯

સેવાનો મર્મ — ભવાનીશંકર વિ. વ્યાસ ૧૯૩

મહામહોપાધ્યાય પંડિત હરનાથ શાસ્ત્રી<br>ઇન્દ્ર વસાવડા ૨૩૩


## નાટકો


ઘરકુકડી — ગુલાબદાસ બ્રોકર ૭૭

વનપ્રવેશ — રવિશંકર સંતોષરામ ભટ્ટ ૧૫૨

પાથરણાં અને ચંદરવા — જયન્તી દલાલ ૨૦૬






અર્ઘ્ય　　　　　　ચિત્રકાર: જામિની રૉય






## અહોહો ! આનંદ પારાવાર !

અહોહો ! આનંદ પારાવાર !
જ્યાં જોઉં ત્યાં નાચત લહરી એક અખંડ અપાર–

ગગનછોળ જ્યોતિની છલકે પુલકે પરમ કિલોળ
અવનિતલ માટીની ભીતર પ્રગટ્યો પ્રેમહિલોળ.

રત રતની સૃષ્ટિમાં રમતો ભરતો નૂતન પ્રાણ
અંદરબ્હાર બધે રેલવતો ઘેરું ગંભીર ગાન

આનંદ આદિ આનંદ અંત મહાનંદ મધ્ય વિશાળ
આનંદે મધુમય મકરન્દે છાયું વિશ્વ ત્રિકાળ.

મકરન્દ દવે






## ચિર આનન્દોલ્લાસી !




ચિર આનન્દોલ્લાસી !
હર હે, જનમ જનમની ઉદાસી !

હે ઉન્નત નંદનવનવાસી !
સ્વર્ગામૃતકેરા ચિર પ્રાશી !
પ્રાશી જા અમ આ તું ઉદાસી !
સંભર મુદરાશિ !–ચિર૦

હે ચેતનકેરા મહાસાગર,
તુજ સાગરથી ભર મુજ ગાગર !
અબુધ મને પલટાવો નાગર ;
હે હૈયાના કાશી !–ચિર૦

પ્રેમજારામ










## બોલે છે કોકિલા

ઊડે ન ઊંઘ મારી; સંભળાયે શોર ના,
કયારની બોલે છે કોકિલા.
વર્ષાના મેહભીંજ્યા વહેલા પહોરના
કયારની બોલે છે કોકિલા.

ઊઠ રે ઓ ચિત્ત! તને શી રીતે જગાડીએ?
ઉરના એકાન્તના આંબા તે વાડીએ,
ઘેરી સૌરભભરી સપનાંની ડાળીએ,
ક્યારની બોલે છે કોકિલા.

પૂર્વમાં ઉષાનાં જરી પલકે છે પોપચાં,
સુષમાથી દિશદિશનાં અંગઅંગ જો લચ્યાં,
રંગની ઉજાણીએ ઓ મૂગાં કુસુમો મચ્યાં,
ક્યારની બોલે છે કોકિલા.

વિશ્વના સંગીતનું ઊમટ્યું છે મસ્ત પૂર,
આંખડી ઘેરાતી મારી, સુણું-ન સુણું સૂર;
ચેતનને સાદ દેતી રસઘેલી દૂર દૂર
ક્યારની બોલે છે કોકિલા.

વર્ષાના મેહભીંજ્યા વહેલા પહોરના,
ઊડે ન ઊંઘ મારી, સંભળાયે શોર ના
ક્યારની બોલે છે કોકિલા.

**ઉમાશંકર જોષી**

૬–૬–'૫૦

## સેતુબંધ

નયનમોહન કો મધુર પ્રભા
ગગનની ક્ષિતિજે લસતી હતી,
ગહન સાગરની જલવીચિઓ
તરલ તેજરસે હસતી હતી.

સમરસે સકલે સ્થલ એ વસી
અકલિત દ્યુતિને અવગાહવા,
થઈ મનીષ ઉરે, પ્રતિ રોમમાં
સ્ફુરણ ઉન્મન કો નરતી રહ્યું.

પણ અચેતન પાય અહીં હતા.
પથ હતો નહિ, ના પથદૃષ્ટિ વા
અખિલ સૃષ્ટિ સુમૂક હતી ઢળી,
શ્રવણમાં વદનાર ન મંત્ર કો.

ક્ષિતિજ ત્યાં સહસા સ્ફુટિતા થતી:
દ્યુતિ અમૂર્ત અરૂપ લસંત એ
સઘન પુંજ સુવર્ણતણો બની
સ્થિર ખડી ઘટ શી ક્ષિતિને શિરે.

ઘટ થકી પટ સુપ્રભ વિસ્તર્યો:
અહીં ત્યહીં બિચ સેતુ બની રહ્યો.

**સુન્દરમ્**



## જીવનનો જય

સન્ધ્યાસમે, સાગરને કિનારે
ચળાઈને તાડકલાપમાંથી
સોનેરી કૂંળાં કિરણો ઢળે ત્યાં
પ્રલંબ ને ડોલતી છાંયમાંહે
જુવાન જ્યારે નિરખું રમંતાં
કલ્લોલતાં, હાસ્યતણા ફુવારા
ઉડાડી, વાયુતણી લ્હેરને યે
સુહાસ્યલ્હેરે છલકાવી દેતાં–

સરુતણી ગંભીર વા ઘટામાં
કો હાથમાં હાથ ગૂંથી જતી હું
યદા નિહાળું યુવયુગલડીને;
વા હોઠપે હોઠ જડી, વિલીન
હૈયું કરી એકનું અન્ય માંહે,
સમાધિ કો સ્નેહસુભાગી સાધતી,
નિરભ્ર વ્યોમે મલકંત ચન્દ્ર જ્યાં
વૈશાખની માદક પૂર્ણિમાનો–

ધીરથી વા દીપ જાતા બુઝાઈ
મંચે ઊગે તેજ આદ્રું ઉષાશું,
સંગીતના સૂર હવાવિષે તરી
ધીરે ધીરે દે બિછાવી સુભવ્ય
ગાંભીર્ય, ને ચિત્તની રાગબદ્ધ
થઈ જતાં વૃત્તિ, તરે અપાર્થિવ
સૌન્દર્યનાં નૂતનનવ્ય રૂપો
સ્ફુરી નર્યાં પાર્થિવ દેહમાંથી;
ને ચિત્ત શોચે :
રે! આટલું સૌષ્ઠવ, આટલી કલા,
કોણે ભરી? ને ભરી રે ક્યહીંથી
આ માટીજન્મ્યા તન માનવીને?–

એવી ક્ષણે વા ક્ષણ જેહમાંહે
ચૈતન્ય માણે નિજની કૃતાર્થતા,
ને જીવને જાગી ઊઠંત ધન્યતા;
એવી બધીયે ક્ષણમાં હવે ના
હૈયું વલોવાઈ જ વ્યગ્ર થાતું,
અકથ્ય ઓથારથી વા દબાતું.

સ્ફુરી પરંતુ સ્મૃતિ સૌમ્ય! તારી
વસંત દે રાન વિષે બિછાવી.

હું તારામાં નિરખું રજનીતારકો કેરું તેજ,
ને ન્યાળું હું નવલ ઝરણી તેજકેરી ઉષાની;
તું આશાનો અમિત રસ; ને ચક્ષુ તું ભાવિકેરું,
હું તારામાં પુનરપિ શિશુ! આયખું આખું માણું

ને મારો ખેદ વીતેલી, વેડફાયેલ જિન્દગી–
તણો સૌ શમી જાતો : શું ન એ
જીવનનો જય?

મનસુખલાલ ઝવેરી





# આનંદનું પ્રથમ દર્શન

**રસદ્રષ્ટા કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે પોતાને એકવીશ વર્ષની વયે થયેલા જીવન અને જગતના આનન્દમય સ્વરૂપના દર્શનની વાત એમના સંસ્મરણોમાં કહી છે. એની પ્રેરકતા ચિરંતન મૂલ્યવાળી છે.**

**એક** દિવસ સમી સાંજે હું જોડાસાંકોવાળા ઘરની અગાશીમાં ફરતો હતો. દિવસના અવસાનની મ્લાન છાયામાં સૂર્યાસ્તની આભા ભળતાં, તે દિવસની આવતી સંધ્યા મારી સમક્ષ સવિશેષ મનોહર બનીને પ્રગટ થઈ. પાસેના ઘરની દીવાલ સુધ્ધાં મારે માટે સુંદર થઈ ઊઠી. હું મનમાં ને મનમાં વિચારવા લાગ્યો: પરિચિત જગતની ઉપરથી તુચ્છતાનું આ જે આવરણ એકદમ હટી ગયું, તે સંધ્યાની પ્રકાશવર્ષાનું એક જાદુ જ માત્ર છે શું ? ના, ના. એમ તો નથી જ. હું સારી રીતે સમજી શકયો કે એનું અસલ કારણ તો, એ સંધ્યા મારામાં આવીને વસી હતી, એ જ હતું. "હું" જ ઢંકાઈ ગયો હતો. દિવસના પ્રકાશમાં 'હું' જ્યારે અત્યંત ઉગ્ર હતો ત્યારે જે કાંઈ જોતો, સાંભળતો, તે સમસ્તમાં 'હું' વ્યાપી જઈ એને આવરી લેતો. અત્યારે એ 'અહમ્' સરી જતાં, હું જગતને એના નિજના સ્વરૂપમાં જોઈ શકયો. એ સ્વરૂપ જરાય તુચ્છ નથી. એ તો છે આનંદમય, સુંદર !

આ અનુભવ પછી કયારેક કયારેક, જ્યારે હું ઇચ્છાપૂર્વક આ 'અહમ્' ને અળગો કરીને જગતને એક પ્રેક્ષકની જેમ જોવાનો પ્રયત્ન કરતો ત્યારે ત્યારે મન પ્રસન્ન થઈ ઊઠતું. મને યાદ છે, જગતને કેવી રીતે જોવાથી તેને ખરા સ્વરૂપમાં જોઈ શકાય અને સાથે સાથે પોતાનો ભાર પણ હળવો થાય, એ વાત ઘરના એક કુટુંબીજનને સમજાવવાનો મેં એક વખત પ્રયત્ન કરેલો. એમાં જરાય સફળ નહોતો થયો એ જાણું છું. આ અરસામાં જીવનનું જે એક દર્શન મને લાધ્યું તેને આજ સુધી હું ભૂલી શકયો નથી.

સદરસ્ટ્રીટનો રસ્તો જ્યાં આગળ પૂરો થાય છે ત્યાં, મને ખ્યાલ છે તે પ્રમાણે, ફ્રીસ્કુલના બગીચાનાં વૃક્ષો દેખાય છે. એક દિવસ વહેલે પરોઢિયે વરંડામાં ઊભા રહીને મેં એ તરફ નજર કરી. વૃક્ષરાજિના પલ્લવપટ પાછળથી સૂર્યોદય થઈ રહ્યો હતો. જોતાં જોતાં ક્ષણભરમાં તો મારી આંખો પરથી અચાનક જ જાણે કે પડદો સરી ગયો. મેં જોયું કે સમસ્ત જગત એક અદ્‌ભુત તેજ–પ્રભામાં નહાઈ રહ્યું હતું. સર્વત્ર આનંદ અને સૌંદર્યની છોળો ઊડતી હતી. મારા હૃદયના સ્તેરસ્તરમાં વિષાદનું જે એક આવરણ હતું, તેને નિમેષમાત્રમાં ભેદી નાખીને વિશ્વનો પ્રકાશ મારા સમગ્ર ભીતરમાં એકદમ રેલાઈ રહ્યો.

'નિર્ઝરેર સ્વપ્નભંગ' (ઝરણાંનો સ્વપ્નભંગ) નામની કવિતા એ દિવસે જ કો' ઝરણાની જેમ જાણે કે અંદરથી ઊછળી પડી, વહી નીકળી. લેખન તો પૂરું થયું પરંતુ જગતના એ આનંદમય રૂપ ઉપર ત્યારેય પડદો નહોતો પડી ગયો. એવું થયું કે ત્યારે મારી પાસેનું કોઈ પણ કે કંઈ પણ અપ્રિય ન રહ્યું. એ જ કે એ પછીના દિવસે એક એવો બનાવ બન્યો કે જેથી મને પોતાને આશ્ચર્ય થયું. એક માણસ મને કયારેક કયારેક પૂછયા કરતો: "વારુ મહાશય, તમે કદી ઈશ્વરને



નજરોનજર જોયા છે?" મારે સ્વીકારવું જ રહેતું કે મેં ઈશ્વરનાં દર્શન કર્યાં ન હતાં. ત્યારે તે કહેતો: "મેં જોયા છે." કેવા સ્વરૂપે જોયા છે એમ પૂછતાં ઉત્તર મળતો: "નજર સામે જ જાણે એ ચમક ચમક ચમકી રહ્યો છે." હવે આવા માણસ સાથે તત્વાર્થચર્ચામાં સમય બગાડવો એ હંમેશા રુચિકર ન જ હોઈ શકે. વળી એ દિવસોમાં તો હું ઘણુંખરું લેખનમાં જ રચ્યોપચ્યો રહેતો. છતાંય, બિચારો સારો માણસ છે, એમ જાણી હું એને કંઈ ટોકી શકતો નહિ, બધું જ સહી લેતો.

આ વખતે જ્યારે બપોરના એ આવ્યો ત્યારે મેં પૂર્ણ આનંદથી તેનું સ્વાગત કર્યું. એ અબોધ અને વિચિત્ર વ્યક્તિનું બહિરાવરણ જાણે કે ખસી ગયું હતું. જેને જોઈને હું પ્રસન્ન થયો અને જેનો મેં આદર કર્યો તે તો તેની ભીતરમાં રહેલો ખરો મનુષ્ય હતો. મારી સાથે તેનું દ્વૈત નહોતું, આત્મીયતા હતી. તેને જોઈને જ્યારે મને જરાય દુઃખ ન થયું, એમ પણ ન થયું કે મારો વખત બગડશે ત્યારે મને અતિ આનંદ થયો. મને અનુભવ થયો કે જાણે મારી મિથ્યાજાળ કપાઈ ગઈ. આટલા દિવસ સુધી આ જ જાળને લીધે મેં મને પોતાને વારંવાર જે કષ્ટ દીધું હતું તે બધું જ મિથ્યા હતું, અનાવશ્યક હતું.

હું વરંડામાં ઊભો રહેતો. રસ્તા પર જે કોઈ મજૂર વગેરે જતાઆવતા હોય તેમની ચાલ, શરીરનો બાંધો, મુખસૌંદર્ય—બધું જ મને ખૂબ આશ્ચર્યકારક લાગતું. બધાં જ જાણે મહાસમુદ્રના પટ પર તરંગલીલાની જેમ વહેતાં ચાલ્યાં જાય છે. બાળપણથી માંડીને માત્ર આંખવડે જ જોવાની ટેવ પડી ગઈ હતી. આજે જાણે એકદમ સમસ્ત ચેતના વડે જોવાનો આરંભ કર્યો. રસ્તા પરથી જ્યારે એક યુવક બીજા યુવકના ખભે હાથ મૂકી, હસતો હસતો, ગેલ કરતો પસાર



થતો, ત્યારે હું એને એક સામાન્ય ઘટના માની શકતો નહિ.—વિશ્વભવનમાં અતલસ્પર્શી ગંભીરતામાં જે એક અક્ષય રસનિર્ઝર ચોપાસ ઉલ્લાસનું ઝરણું વહેવડાવે છે, તેને જ જાણે કે હું જોઈ શકતો.

કંઈક સાદું એવું કામ કરતી વખતે મનુષ્યના અંગપ્રત્યંગમાં ગતિનું જે વૈવિધ્ય પ્રગટી નીકળે છે, તેને પહેલાં કદીય ધ્યાનપૂર્વક નીરખ્યું નહોતું. હવે, આજે સમસ્ત માનવદેહની ગતિનું સંગીત મને ક્ષણે ક્ષણે મુગ્ધ કરવા લાગ્યું. આ બધાને હું અલગરૂપે નહોતો જોતો; એક સમષ્ટિરૂપે જ જોતો. આ ક્ષણે જ, આ ધરણી પર, સર્વે ઘરોમાં, સર્વે કાર્યોમાં, વિવિધ આવશ્યકતાએ કરીને કરોડો માનવ ચંચળ થઈ ઊઠયાં છે. ધરાવ્યાંપી એ મહામાનવના દેહચાંચલ્યને વિશાળ દૃષ્ટિએ એકરૂપે જોતાં મને એક મહાસૌંદર્યનૃત્યનો આભાસ થતો. ભાઈ સાથે ભાઈ હસે છે, માતા પુત્રનું લાલન કરે છે, એક ગાય વળી બીજીનું શરીર ચાટે છે, – આ બધાંની અંદર જે એક અનંત અપરિમેયતા રહેલી છે, તે આશ્ચર્યાઘાતથી મારા મનમાં વેદના જગાડવા લાગી. આ વખતે મેં જે લખ્યું હતું :–

"મારું હૃદય આજે કેમ કરીને ખૂલી ગયું છે!
જગત ત્યાં આવીને કલશોર મચાવે છે!"

– એ કંઈ કવિકલ્પનાની અતિશયોક્તિ નહોતી. ખરું કહું તો મેં જે અનુભવ્યું હતું તેને વ્યક્ત કરવાની શક્તિ જ મારામાં નહોતી.

[જીવનસ્મૃતિ: "પ્રભાતસંગીત" પ્રકરણમાંથી]

## કુવાને કાંઠડે–

દીઠી કૂવાને કાંઠડે,
રે એને કૂવાને કાંઠડે દીઠી!
ઓઢી આછેરી ઓઢણી રાતી,
એની કાંચળીમાં કાયા ન માતી;
કોણ જાણે કોનીયે લગનીમાં લાવણી ગાતી!
કોઈ કેસરિયા છેલના છોગાને શમણે,
ચડતી જુવાની જાણે રંગભીની રમણે:
મેંદીની મ્હેક શી મીઠી,
રે એને કૂવાને કાંઠડે દીઠી!
કીકીએ કામણનું કાજળ આંજી,
એની પાંપણ ઢળે છે લાજી લાજી:
એના મુખની મરકથી પૂનમની રાત થાય રાજી!
તાકી તાકીને જુવે કાળા જાણે કહાનજી
રાધા શી એણે રે ભાને તે વાન જી
ચોળી ચંદનની પીઠી.
રે એને કુવાને કાંઠડે દીઠી!



## તારી તે લટને–

તારી તે લટને લ્હેરવું ગમે,
ઘેલા કો' હૈયાને ઘેરવું ગમે!

મંદ મંદ વાયુના મનગમતા છંદમાં,
વેણીના ફૂલની વ્હેતી સુગંધમાં
હેરઠેર વ્હાલને વિખેરવું ગમે,
તારી તે લટને લ્હેરવું ગમે!

એનું તે ઘેન કોઈ નેનમાં છવાય છે,
તો ભોળું રે કોઈનું ભીતર ઘવાય છે.
એ સૌ ઉલટભેર હેરવું ગમે,
તારી તે લટને લ્હેરવું ગમે!

**નિરંજન ભગત**

## ફૂલની કલિ!

અલિ ઓ ફૂલની કલિ!
તારી પાંદડીનાં શત બંધનમાંહિ તે
ગંધ કશી અકળાય?
એને સંગોપને રાખવા કાં તું ચ્હાય?
જેને અહીંથી ઢાંકે તોય પણેથી
વાયરે ભળી જાય ......

ઉરનાં ઊંડાં પાતાળ ભેદી
ફૂટતી જે સરવાણી,
મૂક ભલેને હોય, રહે નહિ
તોય કયહિં પણ છાની.
એના દેહની પાળે, જળની ઝાંઝી
છોળ જોને છલકાય ......

મેલ રે ઘેલી મેલ અમુંઝણ,
નિજનો તે શો નેડો?
ઊડવા દેને જેમ ઊડે તેમ
પાતળો પાલવ છેડો.
તારું હૈયું ચડયું આજ તુફાને
હાથ રહ્યું નવ જાય ......

તારી લજ્જાભરી નમણી નમે કાય,
દુનિયા તને જોઈ ને, મીઠું
મનમહિં મલકાય ......

**રાજેન્દ્ર શાહ**

## ગતિ–સ્થિતિ

ગમે જલ મને, મને જલ ગમે જ અંભોધિનાં;
સદાય ગતિમંતઃ સિન્ધુમહિં આ શું પારો ભર્યો !
ઉછાળ લઈને વળી વળી ધસે તટે, ને વળે.
અહો, દિવસરાત ઓટભરતી જ ચાલ્યા કરે !

મને ગતિ ગમે, ગમે જ ગતિ સિન્ધુનાં વારિની.
છળ્યું જલધિરૂપ રૂપ ગતિમંત ચૈતન્યનું !
અને ગતિ ગમંત આભ રવિ, ચંદ્ર, તારાતણી.
તૃણે, પરણ, કીટ, પંખી લસતી ! ગમે હો, ગતિ !

અને ગમતી આ અતીવ મુજને ધરાની સ્થિતિ;
પ્રતિષ્ઠિત, સ્વરૂપમાંહિં સ્થિતિમંત ચૈતન્યના !
સ્થિરત્વ પ્રકટ્યા સમા જ ગિરિઓ ઉભા ઉન્નત !
ગમે સઘન, બદ્ધ ચેતન, હલંત ના, પત્થરો !

ગતિ–સ્થિતિ મને ઉભય ગમતાં જ રૂપો મહા !
મુદ્દામહિં મૂંગો, કવચિત્ પ્રકટ, ઉચ્ચરંતો 'અહા !'

## પાંદડું પૃથિવી કેરું

પાંદડું પૃથિવી કેરું અવકાશસમુદ્રમાં
અનાદિથી મૂક્યું વ્હેતું અનંતભણી કોઈએ.

અસંખ્ય જીવની જ્યોતિ એના ઉપર ઊજળી,
શ્વેત, ઊર્ધ્વ, રહી દીપ્ત, બૂઝાતી, નવી પેટતી.

ડોલતું પાન સિન્ધુનાં કલ્લોલે વામદક્ષિણ;
હિલ્લોળાતું કંઈ; વ્હેતું સ્વસ્થ સીધું સપાટીએ.

જલતત્વથી નિર્ભિન્ન તત્ત્વે કોઈ ઘડાયું એ;
આર્દ્ર ના વારિથી થાતું; એને સ્પર્શે નહીં જલ.

તરતો જાય છે દીપઃ– દીપમાળા જ કે મહા;
રોજ રાત્રે નિહાળે છે તારા આશ્ચર્યથી, અહા!

પ્રજારામ



## રથની ઘૂઘરીઓ વાગે

રૂમઝૂમ રૂમઝૂમ રથની ઘૂઘરીઓ વાગે,
પાછલા તે પોરનાં શમણાં ઝબકતાં જાગે,
રૂમઝૂમ૦

પાણી સારું ને મારાં છલકે રે બેડલાં,
વાયરા અડે ને ઊડે છાયલના છેડલા;
જંપે ઘડી ન મારા કાંબી ને કડલાં,
કોઈ મને મોરલીએ મળવા માગે.
રૂમઝૂમ૦

પાંપણ તો આજ મારી પલકે પલેપલે,
આયખાના ઓરતા ઊભરાઈ છલછલે,
કાળજું કંપી કેતું કાયામાં ઊછળે,
આજ મારે રોમરોમ કોઈ રમે રાગે.
રૂમઝૂમ૦

## દર્શન

જો, જો પણે પ્રિય, ઊગે રવિ સિન્ધુકાંઠે
ને ભર્ગ ભવ્ય પથરાય વરેણ્ય વિશ્વે;
જો લાખ લાખ લહરે લહરે તરંગે
રેલાઈ કાંચન રહે જલ નીલ રંગે :

ને તીરની હરિત એ ધરતી પ્રમત્ત
ઉત્ફુલ્લ શી ઝીલતી તેજ કસુંબી મત્તઃ
અસ્પશ્ય કોણ કિરણે કિરણેથી સર્વે
સંમોહી બાંધ્યું સચરાચર રૂપગાંઠે.

ને આ હવા ન, વહી આવતું એ સુવર્ણ;
આ સિન્ધુના શીકર ના, મણિનીલમોજ્જ્વલ;
ના ભૂમિ, રક્ત અધરે સ્મિત સુપ્રસન્ન
ને આપણે પ્રણયનું મધુમુગ્ધ સ્વપ્ન.

જો, જો, પ્રકાશ પ્રસરે પ્રિય, આ પ્રફુલ્લ
અંઘોળવાં કિરણમાં કરણો અવર્ણ.

પિનાકિન ઠાકોર



## વ્હાલાનાં મકાન !

પેલી અંકાશી નગરીમાં મારા વ્હાલાનાં મકાન:
એનાં સતરંગી ચડવાં સોપાન રે,
પેલી અંકાશી નગરીમાં મારા વ્હાલાનાં મકાન.

સાચા સ્ફટિકમણિનો મ્હેલ બાંધિયો
ઊડે અમીના ફુવાર,
તાપ રે વિનાના એના તેજમાં
ઝળકે સૂરજ હજાર,
વાગે ઘડીના ચોઘડિયામાં અનાહત ગાન
પેલી અંકાશી નગરીમાં મારા વ્હાલાનાં મકાન.

નીલમ બાગની વનરાઈ સરવર શોભાનો નહિ પાર,
જેના પરિમલ ભરિયા ટહુકાર રે;
નીલમ બાગની વનરાઈ સરવર શોભાનો નહિ પાર.

કોઈનું મનડું મોહે રે સરતા રંગમાં,
કોઇનું ઝરણુંને ઝણકાર,
કોઇ રે ઘેલું છે ઊડતી ગંધમાં,
કોઇ રે ફલમાં રસાળ,
એની ભૂલ રે ભૂલામણીનાં ક્યાંય ના દુવાર,
નીલમ બાગની વનરાઈ સરવર શોભાનો નહિ પાર.

જેવો આપણો હો રંગ એવાં કોટડાં કળાય,
એમાં વ્હાલો મારો ક્યાંય ના ભળાય રે,
જેવો આપણો હો રંગ એવાં કોટડાં કળાય.

જેણે કાયાની કંથાને મેલી વેગળી,
ઝીણે સૂર કીધ સાદ,
આકુડો ઊઠીને વ્હાલો આવતો
સત્વર ઊઘડે કમાડ;
માંહ્યલા ઘરમાં તો એઉનો રે ભેદ ના લહાય,
જેવો આપણો હો રંગ એવાં કોટડાં કળાય.

પેલી અંકાશી નગરીમાં મારા વ્હાલાનાં મકાન,
એનાં સતરંગી ચડવાં સોપાન રે,
પેલી અંકાશી નગરીમાં મારા વ્હાલાનાં મકાન.

રાજેન્દ્ર શાહ

# મિત્રતાની કલા

લેખક: ઉમાશંકર જોશી

ચિત્રકારો: વાસુદેવ સ્માર્ત અને મધુકર શેઠ



કેટલાક માણસો એવા નથી હોતા, જેમની સંગતમાં કોઈ અપાર્થિવ સંગીતનો અનુભવ થાય છે? ઘડી અધઘડી એમની પાસે બેસીને ઊઠીએ છીએ ત્યારે જાણે કોઈ સંગીતના ઉત્સવમાંથી બહાર આવતા હોઈએ એવું, કોઈ સ્વચ્છ પાણીના ધરામાંથી બહાર નીકળતા હોઈએ એવું જાણે આપણા મનને લાગે છે.

આવા માણસો પાસે આપણે જઈએ છીએ ત્યારે એ બોલ્યા જ કરે છે એવું નથી, આપણને ઘણી વાર તો આખો વખત બોલવા દે છે. તેમ એ સૂની આંખે આપણા શબ્દો પર ઉપલક ધ્યાન આપતા રહી, મોંએ મૌનનો તોબરો ચઢાવી પોતાના વિચારોના ચણા જ ચાવ્યા કરતા હોય છે એમ પણ નહિ. કેટલીક વાર એમની વાગ્ધારા અસ્ખલિત આપણા હૃદયપટ ઉપર ધસમસતી વહી રહે છે અને વિસ્મય-વિસ્ફારિત નયને આપણે જ મૌન રહી એમની સામે તાકી રહીએ છીએ. 'તમને જ કહું છું' એમ દરેકને કહેતી સસ્તી આત્મીયતા એ દાખવતા નથી, તેમ નથી એ આપણને એમની ને આપણી વચ્ચે વાર્તાલાપની વાડ રચી દઈ દૂર ને દૂર રાખતા. એમની વિદાય લઈએ છીએ ત્યારે આપણને પૂરો ખ્યાલ પણ આવે છે કે ધરાનાં પાણી કેવાં ચોમેરથી આપણને વીંટળાઈ વળ્યાં હતાં અને આપણા આંતર-દેહનું એકેએક છિદ્ર કેવી નિર્-મળતા અનુભવી રહ્યું છે. શબ્દસુરાવટ દ્વારા વહી રહેલા એમના હૃદયસંગીતના ઉત્સ-



વમાંથી નીકળીએ છીએ ત્યારે જ, આપણી શી વલે થઈ છે તેનો આપણને કાંઈક ખ્યાલ આવે છે: આપણું પોતાનું હૃદય ગાઈ રહ્યું હોય છે. પેલા માણસે જાણે શબ્દની અંગુલિ વડે આપણા હૃદયના તારે તારને ઝણઝણાવ્યા ન હોય! આપણું હૃદય પણ ગાઈ શકે છે– એ ચમત્કાર અનુભવી આપણે એમની વિદાય લઈએ છીએ.

એ તાજગી, એ ગુંજન, આપણે એમની પાસેથી ચાલ્યા જઈએ તે પછી પણ ઠીકઠીક સમય સુધી આપણા અંતરને વળગી રહે છે અને દિવસો પછી–વરસો પછી પણ એનું સ્મરણ અંતરને ભરી દે છે.

આવા માણસ માટે આપણને થાય છે કે મિત્રતાની કલા એને સિદ્ધ છે.

હા, મિત્રતા એ કલા છે, જેમ લગ્ન એ કલા છે. લગ્ન એ કાંઈ કુદરતે નિર્મેલી વસ્તુ નથી, માણસની સરજત છે. કુદરતને તો માનવજાતિનો તંતુ ચાલ્યાં કરે, તૂટે નહિ એટલો જ સ્ત્રીપુરુષમાં રસ છે; પણ માણસે પોતાની તરફથી લગ્નસંસ્થાનું નિર્માણ કર્યું. એ જ રીતે, કુદરતને તો એટલું જ જોઈએ છે કે માણસ ટોળામાં રહે અને ટકી રહે; અંદરઅંદર સૂક્ષ્મ સંબંધોનું જાળ રચે, મિત્રતા વિકસાવે, એ એને માટે અનિવાર્ય જરૂરિયાત નથી. માણસની ટોળાવૃત્તિ હરીફ ટોળા સામે યુદ્ધે ચઢવામાં પણ પરિણમી છે, તેમ છતાં સાથેસાથે પોતાના ટોળામાં જેમની સાથે પોતે ચાલે છે, તેમનામાંથી કેટલાક જોડે એ અસાધારણ સુકુમારતાથી વર્તતાં પણ શીખ્યો છે. એક બાજુ એની યુયુત્સા–યુદ્ધખોરી વધી છે, તો બીજી બાજુ એનો મૈત્રીભાવ પણ ખૂબ ખીલ્યો છે. આ મૈત્રીભાવ તે જીવન-

સંગ્રામમાં ટકી રહેવા માટેની લાભદાયી ગોઠવણ, હિતોપદેશ–પંચતંત્રમાં રાજનીતિના એક ભાગ રૂપે નિરૂપેલો મિત્રલાભ જ નહિ, એક રાજ્યને પોતાના અસ્તિત્વ અર્થે અન્ય રાજ્યો સાથે બાંધવો પડે છે એવો મૈત્રીસંબંધ જ નહિ, પણ એક માણસના હૃદયનું અકારણે અને અનાયાસે બીજા માનવહૃદય પ્રત્યેનું અભિસરણ. આવો મૈત્રીભાવ એ માણસે કેળવેલી એક અનોખી કલા છે.

सतां हि सख्यं साप्तपदीनमाहु: । —સજ્જનો તો સાત ડગલાં સાથે ચાલે એટલે એકના પગમાં બીજાના હૃદયની આંટી પડી જ સમજવી, બંને મિત્રો થઈ ગયા સમજવા. લગ્ન વખતે સપ્તપદીનો–સાત ડગલાં વરવધૂ સાથે ચાલે એનો વિધિ હોય છે તે આ મૈત્રીના ઉદયના પ્રતીક-રૂપે હોય છે. લગ્ન અને મિત્રતા–માણસે વિકસાવેલી એ બંને કલાઓ કેવી પાસેપાસેની છે, સરખી છે! શેક્સ્પિયરે પણ અમસ્તું નથી કહ્યું કે ' મૈત્રી એ બે ઉદાત્ત માનસોનું લગ્ન છે!' આપણા મણિલાલ ન. દ્વિવેદી જેવા મૈત્રી માટે તલસતા આત્માએ તો મૈત્રી અને લગ્ન વચ્ચે અભેદ ઝંખ્યો છે. પોતાના આત્મવૃત્તાંતમાં એ કબૂલ કરે છે કે પોતાની શોધ મિત્ર મેળવવા માટે રહી છે. પોતાના હૃદયનું રસબિંદુ બની રહે એવો મિત્ર મળે–અને તે પણ સ્ત્રી હોય અને તે વળી પોતાની પરણેલી સ્ત્રી હોય તો કેવું—એ ઝંખના એમણે અત્યંત તીવ્રપણે અનુભવી છે. 'કમ્પેનિયનેટ મેરેજ'-માં પતિપત્ની એકમેકનાં સાથી હોય એવો ખ્યાલ છે, બંને વચ્ચે ગાઢ મિત્રતાનો સંબંધ હોવો જ જોઈએ એવું નથી. પણ



કાલિદાસનો અજ ઇન્દુમતીને सखी मिथः, એકમેક સાથેના સંબંધમાં પત્ની મિત્ર સમી હતી, એવું કહે છે ત્યારે પતિ-પત્ની વચ્ચે કેવા ગાઢ મૈત્રીભાવની અપેક્ષા રહે છે તેનો અણસારો મળે છે. આપણે ત્યાં સ્નેહલગ્ન અને લગ્નસ્નેહનું મનભર ગાન ગાનાર કવિવર નાનાલાલે કવિતામાં પત્નીને માટે 'સખી!' એવું સંબોધન પ્રચારમાં મૂક્યું એમાં કેટલું બધું ઔચિત્ય છે!

પણ તમારા મિત્ર માટે તમારા પતિ કે પત્ની હોવું એ ફરજિયાત તો ન જ હોવું જોઈએ. તમારી જાતિના હોવું એ સામી વ્યક્તિનો શું એવડો મોટો ગુનો છે કે તમારા હૃદય સુધી એ પહોંચી શકે જ નહિ? ઊલટું તમે પુરુષ હો તો સ્ત્રીઓ તમારા હૃદય સુધી પહોંચે એમાં તમે કાંઈ પરાક્રમ કર્યું એમ ભાગ્યે જ કહેવાય; પુરુષો પહોંચી શકે ત્યારે કાંઈક મોટી વાત બની એમ ગણાય. મને ઘણીવાર થાય છે કે કુદરતે બે જાતિની રચના કરી છે એ કેટલું બધું સારું થયું છે: માણસ દુનિયાની અર્ધી વસ્તી તરફ તો અનાયાસે ખેંચાણ અનુભવી શકે છે! તો, પોતાની જાતિની વ્યક્તિઓ પ્રત્યે આકર્ષણ અનુભવવું એમાં જ કાંઈક કીમિયો કર્યા જેવું તો ગણાય. કદાચ, મિત્રતાની કલા, એની પરાકાષ્ઠાએ પહોંચેલી, સજાતીય વ્યક્તિઓ વચ્ચે જ જોવા મળતી હશે. સ્ત્રીપુરુષ-સંબંધ અને મૈત્રીસંબંધ એ બંને પોતપોતાની રીતે માણસના વ્યક્તિત્વના વિકાસમાં કેવો વિશિષ્ટ ફાળો આપી રહે છે તે પણ કદાચ આવા દાખલામાં જ જોવા મળે. રોમેં રોલાંના 'જ્યાં ક્રિસ્તોફ' ની કથાના સ્થાપત્યમાંથી જે એક વાત તરત આગળ તરી આવતી મને ભાસી છે તે કહું? ક્રિસ્તોફ એક પ્રાણના ઉદ્રેકથી તરવરતો પટુકરણ પ્રતિભાશાળી સંગીતી છે. કૌમારના ઉંબરમાં પગ મૂકતાંની સાથે અને પછી સારાય યૌવનકાળમાં અનેક અને વિવિધ સ્ત્રીઓના ઘનિષ્ઠ પરિચયમાં એ આવે છે. કેટલી સ્ત્રીઓ, અને કેવી મોહક વ્યક્તિત્વવાળી સ્ત્રીઓ! બધી જ એને ઘડે છે, કહો કે પશુમાંથી માણસ બનાવે છે. પણ તદ્દન કિશોરાવસ્થાનો એક ગોઠિયો બાદ કરીએ તો, ક્રિસ્તોફને મિત્ર તો એક જ છે, પેરિસમાં છેક ઉપરને મજલે કાતરિયામાં જે મેધાશાળી ફ્રેંચ યુવકની સાથે પોતે એકાદ દસકો રહ્યો તે, ઍન્તોઈ નેતનો ભાઈ. ક્રિસ્તોફની ને એની વચ્ચે બુદ્ધિના અખાડામાં કેટલી કુસ્તી ખેલાઈ છે! બંનેની વચ્ચે એક સ્ત્રી આવીને ખડી રહે છે. ક્રિસ્તોફ ખસી જાય છે. ક્રિસ્તોફ માની આખર અવસ્થાનું જાણતાં વતન જાય છે ને શોકમૂઢ બને છે ત્યારે પેલો મિત્ર પાછળ પાછળ આવી પહોંચી એકાએક કેવો આશ્વાસનરૂપ બને છે! પોતાને કારણે ઠંડીથી દેહ છોડનાર પડોશી સ્ત્રી માટે અથવા તો જેને માટે અખૂટ અને અદમ્ય આકર્ષણ અનુભવેલું એ એનાના ગિરજાઘર પાસે સંચરતા જીવતા શબ માટે જેનું રૂંવાડું પણ ફરકતું નથી–અથવા કહો કે એ પ્રસંગોને જે પી જઈ શકે છે, તે ક્રિસ્તોફ પેરિસના શેરીયુદ્ધમાં મિત્રનું મૃત્યુ થતાં રસ્તે ખેતરોની માટીમાં રગદોળાતો કેવું હૈયાફાટ આક્રંદ કરે છે! અનેક સ્ત્રીઓએ એમના હૃદયની ઉષ્માથી ક્રિસ્તોફને પશુમાંથી માણસ બનાવ્યો હતો, પણ આ મિત્રે પોતાના હૃદયના પ્રકાશથી એની ચેતનાને આલોકિત કરી એની અંદર ગોંધાઈ રહેલા કલાકારને બહાર કાઢ્યો હતો, એને બીજો જન્મ આપી ( द्विजत्व અર્પી ) માણસમાંથી એને દેવ બનાવ્યો હતો. મારી નજર સામે એક ઇમારત ઉપસ્થિત

થાય છે. અનેક સ્તંભોની હાર જેવી પેલી સ્ત્રીઓ ભાસે છે, જ્યારે પેલો મિત્ર એક કમાન જેવો છે. સજાતીય વ્યક્તિઓ વચ્ચેનો હૃદયભાવ જાતીય આકર્ષણનાં વમળોથી અસ્પૃષ્ટ હોઈ એવાઓની મિત્રતા વધુ ઉપકારક નીવડે એવી શક્યતા વધારે છે.

જેણે મિત્રતાની કલા કેળવવા થોડોક પણ પ્રયત્ન કર્યો હશે તેને સમજાયું હશે કે समानशीलव्यसनेषु सख्यम्–જેનું સરખું શીલ હોય કે જેને માથે સરખી આફત હોય તે એ વચ્ચે મૈત્રી ઉદ્ભવે–એ પૂરતું સત્ય નથી, બલ્કે એથી ઊલટું હોવાનો પૂરો સંભવ છે. માણસ પોતામાં ન હોય એવી વસ્તુઓ જેનામાં જુએ છે તેની તરફ–અસમાન તરફ–વધુ આકર્ષાય છે. મિત્રો ઘણીવાર એકમેકને પૂરક હોય છે. ઉપરનો જ દાખલો એ અભિપ્રાયને ટેકો આપે એવો છે. ક્રિસ્તોફ છે જન્મે જર્મન, પ્રાણેંદ્રિકથી ઊછળતો, પણ જંગલી જેવો અણઘડ. પેરિસનો એનો ફ્રેન્ચ મિત્ર છે સુઘડ પહેલ પાડેલા વ્યકિતત્વવાળો, સંસ્કારિતાની સાક્ષાત્ મૂર્તિ. એની બુદ્ધિની નજાકત ( finesse ) મુગ્ધ કરે એવી છે, તો ક્રિસ્તોફની નરી સ્વયંભૂ પ્રેરણા આપણને આશ્ચર્યમાં ડૂબાડી દે છે. આ બે તદ્દન જુદીજુદી શકિતઓવાળા, તદ્દન જુદાંજુદાં વ્યકિતત્વોવાળા, યુવકો ભટકાય છે, બંને વચ્ચે મિત્રતાની ભૂમિકા રચાય છે અને બંને નવો ઘાટ પામે છે, વધુ સમૃદ્ધ બને છે.

એટલે મિત્રતાની કલાનો જો કોઈ વિરોધાભાસ ( paradox ) હોય તો તે એ છે કે બે અસમાન વૃત્તિવાળાઓએ સમાનતાની ભૂમિકા પર સાથે ઊભા રહેવાનું છે, સાથે ચાલવાનું છે, બે વિરોધી માનસોએ એકમેકથી મેળ સ્થાપવાનો છે. મેળ બરોબર જળવાતો નથી, તો મિત્રતામાં ઊણપ આવે છે; વિરોધ શમી ગયો હોય છે તો એવી મિત્રતાની ઝાઝી સાર્થકતા રહેતી નથી.

માણસો મિત્ર તરફ પોતાની ને એની વચ્ચેની મૂળભૂત અસમાનતાથી ખેંચાયા હોય છે એ વસ્તુ બરોબર જાણતા હોતા નથી એટલે પછી નાના નાના વિસંવાદો જોવા મળતાં અકળાઈ ઊઠે છે. પોતાને જે પુસ્તક ગમતું હોય, જે રંગ ગમતો હોય, અરે જે છાપની સિગરેટ ગમતી હોય, તેથી મિત્રની પસંદગી જરીક જુદી પડે તો એમનો જીવ ચચણી ઊઠે છે. મને એ જ સમજાતું નથી કે જેઓ પોતાથી તદ્દન ભિન્ન, જાણે કે એક જુદા જ પ્રાણી જેવા, જીવનસાથી ( પતિ કે પત્ની ) સાથે પ્રેમ કરી શકે છે તેઓ પોતાના મિત્રોમાં જરીક ભિન્નતા કેમ સહન કરી શકતા નહિ હોય ?

મિત્રો વચ્ચેના ભેદ હું જોઉં છું ત્યારે મને નવાઈ થાય છે કે માણસો એકમેકને આટલા પણ વળગેલા છે એ કેવી મોટી વાત છે ! કદાચ એ ભેદોને સ્નેહથી ભૂંસવા એમાં જ મિત્રતાની કલા રહેલી હશે.



આપણા મિત્રને આપણને અણગમતા કોઈકની સાથે મિત્રતા હોય છે. આપણો જેની સાથે મિત્રતાનો નહિ પણ જુદો સંબંધ હોય છે તેવાની સાથે આપણા મિત્રને મિત્રતાનો સંબંધ હોઈ શકે છે, દા. ત. ત્રણ ભાઈઓ પરસ્પર મિત્ર કરતાં વિશેષ તો ભાઈ જ હોય, પણ કોઈ ચોથો માણસ એવો જોવા મળે છે કે જેને ત્રણે સાથે સ્વતંત્ર રીતે મિત્રતાનો સંબંધ હોય. સોળ વરસ થતાં પિતાએ પુત્ર પ્રત્યે મિત્રની જેમ વર્તવું એમ કહ્યું છે, પણ પિતા અને પુત્ર મિત્ર થઈ શકતા નથી. પરંતુ કોઈ ત્રીજો માણસ એકી સાથે પિતા તેમ જ પુત્રનો મિત્ર હોય એવું કોઈ વાર જોવા મળે છે. આવા લોકોને મિત્રતાની કલા સહજ હોય છે. પાણી જે પાત્રમાં નાખો તેનો આકાર ધારણ કરે છે, તેમ તેઓ જેની સાથે હળે છે તેના વ્યકિતત્વને અનુરૂપ આકાર ધારણ કરી શકે છે.

મિત્રતાની કલાની એક મુખ્ય ચાવી સામાની શરતે પ્રેમ કરવાની તૈયારીમાં રહેલી છે. જો સ્પૃહા ન હોય તો એવું થઈ શકે છે. મિત્રતાનાં પક્ષપાતી હૃદયો શ્રદ્ધા ઉપર ઝૂઝતાં હોય છે. સામા માણસ પર અવિશ્વાસ મૂકી મૈત્રીને આંચ આવે એવું કરવા કરતાં ગમે તેવું જોખમ પણ એ વહોરી બેસે છે. શેલી પોતે જેની સાથે દૂર ભાગી ગયો હતો અને પરણ્યો હતો તે પ્રિયતમાને મિત્ર હોગ સાથે મૂકીને પાછો ઘેર જતાં ખંચકાતો નથી. આપણા બાળાશંકરે પણ, જરીક જુદી રીતે, મણિલાલ ન. દ્વિવેદી પર આ જાતનો પૂરો વિશ્વાસ મૂકયો હતો. જો સાચવવા પડે એ સંબંધ જ નથી. આવા પ્રસંગો સંબંધોના સાચાપણાની કસોટીરૂપ હોય છે. હોગના દિલમાં ચોર વસ્યો હોય તો તે આવે પ્રસંગે પ્રગટ થઈ જાય છે, અને પ્રિયતમા પણ જો હોગમાં લપટાય તો એ પોતાની નથી, હોગને માટે નિર્માઈ છે, એ પણ શેલીને સ્પષ્ટ થાય છે. કોઈને થશે કે માનવસ્વભાવ ઉપર આટલો બધો બોજો મૂકવો એ ઠીક છે ? પણ સામો પ્રશ્ન એ છે કે આટલો બધો બોજો ઉઠાવી શકે એવી શ્રદ્ધા એ જ તો

મિત્રતાનો પાયો નથી? મિત્રતાનો કાચો રંગ હોય ને ઊપટી જાય એનો રંજ પણ રાખવાનો ન હોય. કેટલીક વાર તો મિત્રના ખોળામાં માથું મૂકીને સૂતેલા માણસને પણ મિત્રને જો જરીક ઝોકું આવે તો એનું ગળું દબાવી દેવાની લાલચ દબાવવી મુશ્કેલ થઈ પડે છે. મિત્રતા વસ્તુ જ એવી છે કે એમાં વૈમનસ્ય પણ ભર્યું પડ્યું હોય છે. એ વૈમનસ્યના પટ ઉપર મિત્રતાની ભાત ઉપસાવવી એ સ્તો કીમિયો છે. એ કીમિયો કરવા જતાં ઉપરના જેવાં જોખમો પણ ખેડવાં રહે.

કેટલાક મિત્રો મિત્રતાને આઘાત પહોંચાડીને નહિ પણ અપાર પ્રેમ દર્શાવીને પોતાની અંદરના વૈમનસ્યને વ્યક્ત કરી રહ્યા હોય છે. પહેલાં તો એકેએકે કરીને તમારા સૌ મિત્રોનો પગ કાઢે અને એ સૌ વીફરે ત્યારે એ પોતે અનેકગણા મમત્વથી તમારી પડખે રહે. આમ કરવામાં એમને એ સંતોષ હોય છે કે એ પોતે એકલા જ કેવા તમારી પડખે ઊભા રહ્યા છે. પછી ધીરે ધીરે તમારા નિંદ્ય સ્વરૂપને પ્રસિદ્ધિ આપવી શરૂ કરે.–એમાં પણ એમને ઊંડે ઊંડે સંતોષ એ હોય છે કે આવા માણસની પડખે તો પોતે જ ઊભા રહી શકે. આવું બધું ગણતરીથી થતું નથી હોતું, સ્વભાવવશાત્ થાય છે. પણ આવા દાખલામાં 'પ્રભુ, મને મારા મિત્રોથી બચાવ!' એ પ્રાર્થનાનો કાંઈક મર્મ સમજવા મળે છે.

મિત્રતાની કલાના રસિયાએ મિત્રો ગુમાવવાની કળા હસ્તગત કરવી જ રહી. સંસારની રચના જ એવી છે કે કળેકળે ઘણાખરા સંબંધો ખરી પડે છે, કરમાઈ તો જાય જ છે. સાચા મિત્રો કેટલા હોય? એ ગણવા માટે હાથના વેઢા તો ઠીક, આંગળીઓ પણ ઘણીબધી વધારે છે. ક્યાંક ને ક્યાંક કોઈક રીતે આંટી પડતાં મિત્રો ખસી જાય છે.

કોઈક વાર મિત્ર આડે માર્ગે જતો હોય એમ ચોખ્ખું દેખાય ત્યારે મિત્રતાનો અંત આવશે એવા ડરથી મૂગા રહેવા કરતાં છૂટા પડવાનું જોખમ વહોરવામાં ઔચિત્ય પણ હોય છે. તમે સામા માણસના દોષોના મિત્ર છો, કે એમાં રહેલા સત્ તત્ત્વના? મિત્ર માટે મિત્રતાનો ભોગ આપવા તમે તૈયાર ન હો, તો તમે એના મિત્ર જ નથી.

પણ વિચારસરણીના ભેદ આગળ કરી મિત્રતાનો અંત લાવનારાઓની હૃદયશક્તિ માટે શંકા લાવવા જેવું છે. સત્તાલોલુપ લોકો જ એમ કરે છે. તેઓ 'જમણો હાથ' કાપી નાખવામાં ભારે શૂરા હોય છે. સ્ટેલિન, હિટલર જેવા સરમુખત્યારોને મિત્રતા જેવી કોઈ વસ્તુ જ રહેવા પામતી નથી.

પણ એક બીજા જ અર્થમાં, વિકસિત આત્માઓને કોઈ મિત્ર ન હોય એવું જોવા મળે છે. ગાંધીજીએ એવા ભાવાર્થનું કહ્યું છે કે આધ્યાત્મિક જીવન જીવવામાં આગળ વધેલાને કોઈ અંગત મિત્રો ન હોય. બીજા શબ્દોમાં, એને સૌ કોઈ મિત્ર હોય. मैत्रः करुण एव च । એનું કારુણ્ય એવું વિશ્વમાં ચોમેર પ્રસરતું હોય કે એના વહેણમાં પરિપ્લાવિત બનીને સૌ હૃદયો એની મૈત્રી અનુભવે. આખું વિશ્વ એની મિત્રતા માણી રહે છે. પોતાના સુકુમાર આચાર વડે મધુર વ્યક્તિત્વ ધરાવતા એવા સજ્જનને સૌ કોઈ વાંછે છે, જેમ મધુર ધ્વનિએ ગુંજતી વેણુને વનનાં વનમૃગો.

पेशलाचारमधुरं सर्वे वाञ्छन्ति तं जनाः ।
वेणुं मधुरनिध्वानं वने वनमृगा इव ॥

અંગત મિત્રો ખંખેરીને આવા વિશ્વમિત્ર બની રહેવું એમાં મિત્રતાની કલાની ચરમ સીમા છે.



મૈત્રીમાં મોન્ટેઇન એના નિજના વ્યક્તિત્વ કરતાંય ઊંચો હતો. લા બોએતી માટેનો એનો સ્નેહ એને કોઈ અલગ ભૂમિકા ઉપર જ ઊંચકી જતો……એણે મૈત્રી વિષે જે ભવ્યતાથી લખ્યું છે એવું કોઈએ લખ્યું નથી—શેક્સ્પિયરે પણ નહિ. એણે લખ્યું છે: 'સાચી મિત્રતામાં……હું મારા મિત્રને મારા તરફ ખેંચું છું તેના કરતાં સવિશેષ મારી જાતને એને અર્પું છું.'

# તમે અતિ વિચિત્ર છો!


લેખક: ચંદ્રવદન મહેતા
ચિત્રકાર: શ્યાવક્ષ ચાવડા


**આ** ચમત્કૃતિપૂર્ણ, રસમસ્ત, માર્મિક કાવ્ય-પત્રની થોડીક પૂર્વભૂમિકા જાણવા જેવી છે. 'શ્રીરંગ'ના સંપાદકે યુરોપના સ્પેન, ઈટાલી, ફ્રાન્સ વ. દેશોમાં ભમીને તાજા આવેલા ચંદ્રવદન મહેતાને 'શ્રીરંગ' માટે કંઈક લાક્ષણિક ચીજ મોકલવા પત્ર લખ્યો. જવાબ આવ્યો: ''મમતા માટે આભારી છું. કંઈ છબરડા થશે તો લખીશું, રંગને બગાડવા.'' સંપાદકે ચંદ્રવદનને સામું લખ્યું, "તમે બીજું બધું કરી શકતા હશો, રંગને બગાડી શકો તેમ નથી........'ઈલાકાવ્યો', 'આગગાડી,' 'ધારાસભા,' 'પ્રેમનું મોતી,' 'ધરાગુર્જરી,' 'શકુન્તલાની વિદાય,' સોનેટો, પ્રસ્તાવનાઓ અને પરિહાસલેખો જો છબરડાં હોય તો એવું એક છબરડું મને જરૂર જોઈએ"—અને જવાબમાં પૃથ્વી છંદમાં સંપાદકને ઉદ્દેશીને લખાએલો આ અનન્ય પત્ર આવી પડ્યો. આપણી ભાષામાં આ પ્રકારની વસ્તુ લખાઈ જાણમાં નથી. બંગાળીમાં રવીન્દ્રનાથ ટાગોરનાં લાંબાં, રસમર્મયુક્ત પત્ર-કાવ્યો જોયાં છે.

જેનો અર્થ આલિંગન અને એક શબ્દના બે અર્થ, એવો પણ થાય છે તે શ્લેષના બંને અર્થના જાણણહાર, ચતુર ચંદ્રવદને આ કાવ્યમાં ઠેરઠેર એનો ઉપયોગ કર્યો છે. 'શ્રીરંગ માટે શું લખું?' એમ પહેલી બે કંડિકામાં કહી, ત્રીજીચોથી કંડિકામાં એમણે સંપાદકને પૂછ્યું છે કે 'શ્રીરંગ જેવું રસિક, દ્રાવિડી નામ તમે ક્યાંથી શોધી લાવ્યા? દક્ષિણમાં ભૂલા પડ્યા હતા કે પછી જેના પ્રણયનો ભ્રમર તમને ડસ્યો હોય એવી કોઈ સુંદરીનું નામ આમાં ગુપ્ત રીતે ગૂંથવા આ નામ પસંદ કર્યું છે?' પછી આગળ ચાલી પોતે જે વિવિધ રંગ ને રાગ જોયા છે તેનું સુરેખ વર્ણન કરે છે. હાથમાં લાકડાની કાસ્ટયાનેત્સ વગાડતી, નૃત્ય કરતી સ્પેનની કટિ-ટટાર 'સિન્યોરિટા,' ઇટાલીનાં અજબ ઉન્માદક ગીત, ફ્રાન્સની દપારી (પારિસ) નગરી અને એની ન ભૂલાય એવી 'માદ્‌મોઝલ'ને પૂરા પ્રેમ અને કૌશલ્યથી આલેખી તોફાની ચંદ્રવદને પોતાની લાક્ષણિક રીતે આ પત્ર પૂરો કર્યો છે.

તમે અતિ વિચિત્ર છો................................
..............................................

નથી કલમને ઘણા દિવસથી દીધી ચેતના,
નથી પૃથિવી છંદમાં છબરડા વળી ચીતર્યા,
લગા લલલ ગા લગા, ચરણની શરૂઆતમાં
અને વલણ છેવટે, લલલ ગા લગા ગા લગા.
બરાબર કહો ભલા! સુહૃદ છો, કશે કૈં ભૂલો?

ક્રિયો પૃથિવીનો વિશાળ પટ ખુંદવો, શોધવો
રૂડો વિષય તે કહો, ઉચિત થાય શ્રીરંગને.
રૂડો! અહહ ભૂલ જો, રુડુ લખે ભુંડા રાક્ષસો*
ર ને રસવડુ કરે, નહીં બજારનું રૂ કદી;
ચલોજી થઈ ભૂલ તો ચરણ માંડીએ નૂતન.

*મુદ્રારાક્ષસો: છાપવાની ભૂલો, અને ભૂલો કરનારાઓ.



# શ્રીરંગ

તમે ભ્રમણ શું કર્યાં ? હૃદયનાં, નહીં ચિત્તનાં ?
ન વા પ્રણયનાં, વિશાળ અતિ વિશુદ્ધ પોંડેચરી
મહર્ષિ રમણે ચઢયા, કયહીં ગયા નકી દક્ષિણે
પગે ભ્રમણ, હા પગે, ચરણશ્રી કહું સંસ્કૃતે,
કિયા નગરમાં ફર્યા, ફલ ધર્યાં કિયા મંદિરે,
[1]તિરૂચ્ચિ મૃદુપટ્ટનમ્ નભનિતંબનં વલ્લરી
ચિદંબર દિગંબરે યમલકુંભ કોટયાધિકં
કહો કયહીં ચર્યા, દીઠા વિવિધ શિલ્પ શૃંગારના,
કિયા સબબથી ધર્યું રસિક નામ આ દ્રાવિડી ?[2]

ભુંડો પ્રણયનો ડસ્યો ભ્રમર કયાંક એના ભ્રમે
પડયા ભ્રમણમાં અને ગુપિત નામ શ્રીરંગમાં
અનન્ય રમણી તણું કંઈક શું કરી ચાતુરી ?
તમે રસિક છો, રસેશ, રસરાજ બિંબારસે[3]
રસજ્ઞ, સહસા બનો સતત નાથ શ્રીરંગના !

પરંતુ કહું કાનમાં–( પૃથિવી ખંડ માનો અહીં )
કદી સુરતમાં ભમો ફક્ત દાસ રંગીલ ત્યાં
મળે ભરતભોમમાં અવર કયાંય એ નામ ના.

પ્રિયા પ્રણયની કરી રસિક વાત જે અંગત
જરા કરી મજાક તે ઘટવશો ન સત્યાર્થમાં;
અહીં ભરતખંડમાં સહજ જો કરી મશ્કરી
સદા પ્રથમથી જ સ્પષ્ટ કરવી ઘટે છે પ્રથા !

૧ અહીં આવતાં ચંદ્રવદનનું વદન (બોલવું) તામિલ–સંસ્કૃતમય વાણીલીલામાં ઝબકી ઊઠે છે !

૨ અરે દોસ્ત, શ્રીરંગ નામ કયાં દ્રાવિડી છે? શ્રીરંગ-પટ્ટન, અલબત્ત, દક્ષિણ ભારતમાં છે અને એના અધિષ્ઠાતા દેવ વિષ્ણુના અવતાર શ્રીરંગ પણ ત્યાંના જ છે. પણ નર્મદ જ, તમારો માનીતો નર્મદ 'જય શ્રીરંગ' લખતો એ કેમ ભૂલો છો–તમે સુહૃદ છો, સુજાણ ! છતાં ?

૩ સંપાદક ઘણા વર્ષથી પત્રકાર છે. એટલે છાપવાનાં બિબાંના રસનો રસરાજ છે એમ ચંદ્રવદન કહે છે ; અધર બિંબ કે ટીંડોરાના અર્થમાં બિંબ, જોજો, સમજતા !



અમેય વળી છે દીઠા વિવિધ રંગ ને રાગ કૈં
–જરાય ઈરિખે બળી અગન ડામ દેતા ન જો ! –
કલાપ નિજ કેશનો કમરના વળાકે વળી
સુશોભિત કરે ધરી અધરરક્ત પંખો રૂડો
લળી લચકતી ફરે વિવિધ કુદ્દડી, ફેંકતી
અગણ્ય રસ ચૂંબનો*, કટિટ્ટાર સિન્યોરિટા,
ટરાટ્ ટરર ટાટ્ ટરા, કર પતાકડી કાષ્ટની,
નર્યાં નયનથી સરે મૃદુલ કામણો કારમાં
દીઠી, ભલી દીઠી, રૂડી સભર સ્પેનની સુન્દરી.

અને ગગનમાં ઘુમે અજબ એવડા કાંઠલે
દગે ચમક રમ્ય, ભવ્ય ચમકાવતી ભૂવન
અનન્ય રસથી સુણ્યાં અજબ ગીત ઉન્માદક
ઈટાલી ધરતી વિશે, રસિક રોમ[1] રોમાંચકે.

પરંતુ શીદ વિસ્તરું, નગર રમ્ય સોહામણું,
નહીં નગર એ, ગણાય નગરી મહામોહિની,
સુરારસભરી ધરા, ત્યહીં ફરાન્સિયા ભોમમાં
અનેક શતકોથકી મદભરી દ પારી[2] ખડી,
નથી દિવસ રાત ત્યાંહિ, રસપૂર્ણિમા જ્યાં સદા.

સુકોમલ શકુંતલા! નહિ, સુરેખ રંભા નકી.
રમા સભરસૌરભે પરમ મૂર્તિ લાવણ્યની,
નસેનસમહીં વહે ઝરણ રમ્ય ચૈતન્યનાં
વદે મધુરું ગદ્ય, અર્થ સમજાય ના, તો ય તે,
ન હોય સુરસુન્દરી ઉચરતી શું પદ્યાવલી !
પુરુષ કદી હોય તે કયમ ભૂલે જ માદ્મોઝલ[3] !

કરું છ કરગૂંથણી, અરધ નિંદરે જાગતાં
બળ્યો કર વિશે પડયો તમ લખ્યો ભૂંડો કાગળ !
રમા રમણ રમ્ય આંહિ કહી સર્વ રામા-યણ[4]
મજાક નકી માનજો, નકર તો કની આપદા !
અહીં ભરતભોમમાં સહજ જો કરી મશ્કરી
સદા પ્રથમથી જ સ્પષ્ટ કરવી ઘટે છે પ્રથા,
અને જીવનનું ભલે છબરડું ગણી આટલું
તમે, મનમહીં ગમે, હૃદયમાં રમે રામ તો
જરા અજુગતું વિચિત્ર પણ તોય તે છાપજો.

*




૧ ઇટાલીનું પાટનગર રોમ. ૨ પેરિસ. ૩ ફ્રેન્ચ બાલા.
૪ રામા–અયણ, એટલે રામા કહેતાં સ્ત્રીની વાત.
* 'ચુંબન'ની જોડણીમાં પ્રારંભે 'ચુ' હ્રસ્વ હોય છે, પણ ચંદ્રવદનને દીર્ઘ ગમે છે એટલે પછી એ જ રાખ્યું. આખા કાવ્યમાં એમને ગમતી જોડણી જ કાયમ રાખી છે.

# લઘુતમ સાધારણ અવયવ



અંધારાના ઢગલા જેવા
વૃક્ષો ઝૂમે બંને હાથ;
વચમાં રસ્તો વળે સાંકડો,
અકળાતાં રજનિની બાથ.
મોટર-બત્તી તેજ કરું!
પ્રકાશ-કેડી હું પ્રગટું!

વેગ વધાર્યો, ઢાળ આવતાં,
આગળ કો મોટર દેખાય-
સરકંતા અંધારા જેવું
લબકું કાળમુખીમાં જાય.
મુજ બત્તીનું તેજ ઝીલી!
બારી આગળ જાય ખીલી!

મોટા શ્યામ ગુલાબ સરીખો
અંબોડો રૂપકોર મઢયો.
બટમોગરની શૂન્ય વેણીએ
તિબેટ-શાલીગ્રામ જડયો.
અર્ધ ઊંઘમાં એ દર્શન!
થાતાં સ્મૃતિઓનાં થનથન!

કોણ હશે? કયાં જતી આજે?
ઘેર ભાઈને? કે અભિસાર?
જે મુખ અંબોડાએ ઢાંકયું,
કેમ પામવો એ આકાર?
એવી વેણીવાળા કૈં કૈં
મુખનો મનમાં થાય ઉચ્ચાર!

વિહ્વળતા વધતાંની સાથે
સુપ્ત સ્મૃતિના થર ઉખડયા.
ધુપેલ, વેણી, સો અંબોડા,
સો સો ચિત્રો ત્યાં ખખડયાં,
અમુખને મોઢું આપું!
રૂઝેલ સો ભીંગડ કાપું!

હશે શેવતી? -ભણતાં સાથે;
બાળા? -સફર કરેલી એક;
હશે આરતી? -તરવા જતાં;
આશા? કાવ્ય સ્ફુરેલ અનેક.
બીજ? -પાતળી; રાધા? -જાડી;
પ્રેમી? -જેણે ના પાડી.

મુરખ, કવિ! જો મોઢું દેવું,
જગદંબા આદ્યા સજીવ!
અંબોડે અંબોડે ગૂંથ્યા
લઘુતમ શા ઈશ્વરના ભાવ!

પ્રેમજોશ તો ગુરુતમ અવયવ
જેનું 'પ્રત્યેકા' ભાજક.
કવિ કને જે વિશ્વવિજય તે,
સંત મને પહેલું ત્યાજક.

શક્તિ સરખી, સંત; કવિની!
છે મ્હોંકાણુ જવલંત કળીની!

**કૃષ્ણલાલ શ્રીધરાણી**

---

૧૯૩૦ના અરસામાં ગુજરાતી કવિતાનો નવો યુગ પ્રગટયો ત્યારે નૂતન કલ્પના, વિશિષ્ટ શૈલી, ચમત્કારપૂર્ણ આલેખન અને ચિંતન તેમ જ ઊર્મિનો સુમેળ જેમાં સધાયો છે એવી કવિતાનાં 'કોડિયાં'થી ગુર્જરીનું સંસ્કૃતિધામ ઉજાળનાર કૃષ્ણલાલ શ્રીધરાણી પાછળથી અંગ્રેજી લેખનમાં ખેંચાયા અને દેશપરદેશમાં તેજસ્વી લેખક-પત્રકાર તરીકે યશ મેળવ્યો. એમની પાસેથી "શ્રીરંગ" ગુજરાતી ભાષામાં આવું સરસ કાવ્ય મેળવી શકયું છે એ બદલ આનંદ-ગૌરવ અનુભવાય છે. ડૉ. કૃષ્ણલાલ કાવ્ય સાથેના પત્રમાં લખે છે કે "તમારા પત્રોને અને ખાસ કરીને સ્નેહને વશ થઈ પંદર વર્ષમાં બીજી કવિતા લખી." સો વર્ષે પુષ્પ પ્રગટાવનારા છોડનાં વિરલ પુષ્પોની જેમ આ ચીજ પણ મૂલ્યવાન છે.



# માણેકઠારી રાત



કેલેન્ડરમાં જોયા વિના જ સીધો દરિયાની દિશામાં નીકળી પડ્યો હતો. શા માટે નજર કરું? ગઈ તિથિ જોષી લોકો નથી વાંચતા એમ કહેવાય છે. પણ મેં તો ચાલુ તિથિ તરફ પણ નજર ન નાખવાની આદત કેળવી હતી. સતપતિ માટે સાતેય વાર સરખા ગણાય છે. પણ મેં તો એથીય આગળ વધીને ત્રણસો ને પાંસઠેય દિવસ સરખા જ ગણી કાઢ્યા હતા. રાત ને દિ' ધૂણી રહેલા સાગર રાણા સાથે મૂગી ગોઠડી કરવા માટે મુરત જોવા જવાનું હોય? અમુક વાર સારો અને તમુક ખરાબ, એક ચોઘડિયું શુભ અને બીજું અશુભ, એવાં વર્ગીકરણ તો દુનિયાના ડાહ્યલાઓ માટે જ રહેવા દો. આપણા રામ માટે તો ત્રણસો ને પાંસઠેય દિવસ પરમેશ્વરના, એ સિદ્ધાંત જ સારો છે...... અને છતાં મારી પાસે કેલેન્ડર નથી એમ કોણ કહી શકશે? જુહૂને તટે પગ મૂકતાં જ જુવાળના સમય અને મોજાંની હેલના માપ પરથી જણાઈ આવ્યું કે આજ ચૌદશ–પૂનમનો આશરો હોવો જોઈએ. જળ–થળનું આ જીવતું પંચાગ પેલા કાગળના તારીખિયાં કરતાં મારે મન વધારે શ્રદ્ધેય હતું.

આજે દરિયાના દીદાર કાંઈ જુદા જ લાગતા હતા—અથવા કહું કે મારી નજરે એ જુદા લાગતા હતા. સામી ક્ષિતિજે ડૂબકી–દા રમતા સૂરજે જાણે સાગર–સુંદરીના ગૌર કપાળે કામશ્રી સમી કંકુવરણી પિયળ કાઢી આપી હતી. લગ્નોન્મુખ નવયૌવનાની જેમ દરિયાનાં મોજાં પણ મત્ત બનીને ઊછળતાં હતાં. લોકસાહિત્યના પેલા દુહાગીરે 'એની છાતી ચાકમચૂર' વર્ણન આવું જ કોઈ દશ્ય જોઈને કર્યું હશે. તુરત મનમાં એક સુમધુર કલ્પના આવી: એક પાછળ બીજું અને બીજા પાછળ ત્રીજું એમ અતૂટ પ્રવાહમાં ધસ્યે આવતાં પડછંદ મોજાંની મધ્યમાંથી પેલી

**સાગરની ભરતી જેવા ઊછળતા અને**
**પૂર્ણિમાની ચાંદની જેવા ચંદનરંગી**
**તરુણ પ્રણયના તલસાટની કથા**

## લેખક: ચુનીલાલ મડિયા

**ચિત્રકાર: મનુ વ્યાસ**

સાગર-પરીની કથાની જેમ એનું પ્રાગટ્ય થાય તો કેવું સારું! અને બીજી જ ક્ષણે મનમાંથી પેલા પ્રૌઢ બનવા માંડેલા પિનુએ આ પ્રેમઘેલા પિનુનો કાન આમળ્યો: 'મૂરખ! આવડો થયો તોયે હજી પરીકથામાં જ અટવાયા કરે છે? હજી પણ બાળક જ રહ્યો?'

તુરત શરમાઈને જલશીકરે ભીંજાતો ભીંજાતો આગળ ચાલ્યો. સામેથી જાણે કે અપશુકન કરાવવાના જ ઇરાદાથી નાળિયેરના ટોપલાવાળાએ રોક્યો અને પૂછ્યું: 'સા'બ, નાળિયેરપાની? મલાઈવાલા ઔર બ્હોત મીઠા હૈ.' મનમાં એવી તો ચીડ ચડી. થયું: 'સામે આવડો મોટો જલરાશિ પથરાઈને પડ્યો છે ત્યારે આ માણસ મને પાણી પાવાની ચેષ્ટા કરે છે!' આગળ ચાલતાં પણ એની યાદ દૂર થઈ નહિ. વિચાર આવ્યો: 'એ દુષ્ટ માણસ નાળિયેરનું પાણી ઓફર કરીને મારી મશ્કરી તો નહિ કરતો હોય! કે પછી મારું ગૂઢ દર્દ સમજી જઈને દવા કરી રહ્યો છે?'

અને તુરત પેલી સદાય ગુંજી રહેતી ગીતપંક્તિનો ગુંજારવ શરૂ થઈ ગયો: યું દર્દ ભરે દિલકો.........

એ તૂફના ગુંજારવમાં કેટલી રેતી ખૂંદી કાઢી એનો ખ્યાલ ન રહ્યો. પિનાકિન પોઈન્ટ પર પહોંચ્યો ત્યારે જ આદતને જોરે પગ થંભ્યા. (બીચને છેડેના એક નિર્જન ખડક પરના મારા કાયમી બેસણાને ટીખળી મિત્રોએ 'પિનાકિન પોઈન્ટ' નામ આપેલું.) મહાબલેશ્વરનું લડવીગ પોઈન્ટ લડવીગ નામના સજ્જને શોધ્યું છે એમ આ ખડકની શોધનો જશ મારે ખાતે જમા થઈ શકે એમ નથી. છતાં તાજ-મહાલનું સૌન્દર્ય-દર્શન કરવા માટે અમુક ચોકકસ દૃષ્ટિકોણ જરૂરી છે એમ જુહૂના દરિયાનું પણ સાચું દર્શન કરવા—એની સૌન્દર્યશ્રીનું આંખ ભરીને પાન કરવા માટે આ ખડક પરની બેઠક જ અનુકૂળ છે એવી શોધ લાંબી રખડપટ્ટીઓને અન્તે મેં કરી હોવાનો નમ્ર દાવો તો હું નોંધાવું જ.

બંદાએ તો રાબેતા મુજબ ખડક પર આસન જમાવી દીધું. સામે જોયું તો સૂરજ ડૂબી ગયો હતો અને ક્ષિતિજે નવાં રંગપટોળાં પહેરી લીધાં હતાં. આજની રંગમિલાવટ કોઈ ઓર હતી. કોઈ ઉત્સવ માટે સંઘરી રાખેલી હોય એવી ભાતીગળ ચૂંદડી આજે ક્ષિતિજે ઓઢી હતી. કૈલાસના હિમાદ્રિશૃંગે પાર્વતી અને પરમેશ્વરના પ્રથમ મિલન પ્રસંગે આવા જ રંગોનો અભિષેક થયો હશે. વિશ્વકર્માએ રોકેલા રંગરેજ પાસે કેટલાં કૂંડાં હશે એ કલ્પવું મુશ્કેલ હતું. આકાશના ગાલ પર પૃથ્વીના હોઠ ભીડાતાં ઊભી થયેલી આ સુરખીઓનું આકંઠ પાન કરી લેવા—વિરાટની એ રંગલીલા સમેટાઈ જાય એ પહેલાં નાનીશી ફાંફાંઓમાં સમાય એટલી સમાવી લેવા-મટકુંય માર્યા વિના એ દિશામાં ટાંપી રહ્યો હતો. એ તો નસીબદાર કહો કે મારું આ બેસણું નિર્જન સ્થળે આવેલું હતું. નહિતર તો છપ્પનિયાનો રાંકો બત્રીસ ભાતનાં ભોજનથાળ ઉપર ખાઉધરી નજરે ટાંપી રહ્યો હોય એવી 'ફાટેલ પિયાલા' જેવી આંખ જોઈને કોઈએ મને ગાંડો જ ગણી કાઢ્યો હોત.

ગાંડો!

કોઈ એમ ગણી લીએ તો એમાં એનોય શો દોષ? ગાંડપણ આચરવામાં બંદાએ કાંઈ બાકી રાખ્યું છે? આવા નિર્જન એકાન્તમાં પણ વગર આમંત્રણે એ આવશે એવી ઊંડે ઊંડે આશા બાંધીને આસન લગાવી બેઠો હતો. પણ 'એ' એટલે કોણ એમ કોઈ પૂછે તો મારી પાસે શો જવાબ હતો? સ્વાતિનાં મેઘબિંદુ ઝીલવા આકાશ તરફ મોં માંડી રહેલા ચાતકની જેમ હું એના દર્શન માટે ટાંપી રહ્યો હતો. પણ આ પ્રેમતરસ્યા ગગનવિહારી પિનુમાં રહેલો બીજો ધરતી પર ચાલતો ડાહ્યોડમરો પિનુ પોતાની સાન ઠેકાણે લાવવા મથતો હતો: 'મૂરખના જામ, એ અહીં શાની આવે? તારી પાછળ ભમવા એ શું નવરી બેઠી છે? એ તો કોઈની સાથે હાથમાં હાથ મિલાવીને કોણ જાણે ક્યાં ફરતી હશે, કે ટુ-સીટરમાં સહેલગાહ કરતી હશે. અથવા ભલી હશે તો હોંફોંહ લગાડીને પડી હશે.'

ગાંડપણ અને ડહાપણના આ દ્વંદ્વ વચ્ચે કોણ જાણે કેટલો સમય વીતી ગયો હશે. સામેના રંગમંચ પર દશ્યો બદલાઈ ગયાં હતાં. ભાતીગળ ચૂંદડીને સ્થાને ટમક ટમક થતી રૂપેરી ટીપકી ભરેલ પરદો પડી ગયો હતો.

અને મારી આસપાસની દુનિયાના પણ રંગરાગ બદલાઈ ગયા હતા. એ તો ક્ષિતિજના રંગમંચ પરથી નજર પાછી ખેંચીને ધરતી પર ઠેરવી ત્યારે જ ખબર પડી. જુહૂના આખા કાંઠા પર માણસોનું કીડિયારું ઊભરાઈ રહ્યું હતું. આજે ખરેખર કોઈ ઉત્સવ જ હોવો જોઈએ. સહેલાણીઓ પાંચપાંચ સાતસાતના જૂથમાં—કોઈ કોઈ તો દસવીસનાં ટોળામાં આમથી તેમ હરફર કરી રહ્યા હતા. કેટલાકોએ તો રીતસર જાજમ-બિસ્તર બિછાવીને રાત અહીં ગાળવાના નિશ્ચયથી અડ્ડા જમાવી દીધા હતા. ઠેકઠેકાણે મોટર-વાહનો-ક્યાંક ક્યાંક તો ખાસ્સાં સ્ટેશનવેગનો પાર્ક થઈને પડ્યાં હતાં. ઉજાણીએ આવેલાં સહેલાણીઓ ભાતાંભોરાંના ડબા અને પાણીના મોટાં થરમોસ પણ સાથે બાંધી લાવેલાં. કોઈ કોઈ સ્થળે ગ્રામોફોન પણ વાગવાં શરૂ થયાં હતાં. કેટલાક અલગારીઓ જુદા ચોકા જમાવીને ગઝલ-કવાલીઓની રમઝટ બોલાવતા હતા. એક છેડે રેતીના પટમાં યુવકયુવતી-ઓએ રાસ જમાવ્યો હતો. ઠેકઠેકાણે ઊડી રહેલી દૂધ-પૌંઆની જયાફતો જોઈને જ સમજાયું કે આજે તો માણેકઠારી રાત છે અને સહુ સહેલાણીઓ શરદ-પૂર્ણિમા માણવા આવ્યાં છે.

સહેલાણીઓ આવ્યાં છે!

એ આવી હશે ? ... ફરી એ જ પ્રશ્ને મારો પીછો પકડ્યો ...... શા માટે ન આવી હોય ? સાગર અને શરદનાં અજવાળાંનું સુભગ મિલન થાય ત્યારે કૌમુદી કેમ દૂર રહી શકે ? પૂર્ણિમાની રાતે પોયણી પરામુખ રહેતી સંભવી શકે ખરી ? આકાશમાં પૂનમનો અમીવર્ષણ ચંદ્ર સોળે કળાએ અમી વરસાવતો હતો અને એ જોઈને મત્ત બનેલાં મોજાં વધારે ને વધારે ઊંચા ઊછળી રહ્યાં હતાં. એ અમીવર્ષણનાં અર્પણીઓ અહીં સાગરતટે આટઆટલી સંખ્યામાં હરીફરી રહ્યાં હતાં ત્યારે એકલી એ જ ગેરહાજર હોય એ કેમ બને ? સાગર જેવા સાગરને ચકચૂર બનાવતા શશીનાં દર્શને ખુદ શશીકળા જ ન આવે ? .......આવી જ હશે એ. અને આજે તો એનો અવશ્ય ભેટો થઈ જ જવાનો. અને આ વેળા તો એને કહી જ દેવાનો કે હું તારી પાછળ ગાંડો થયો છું. તારી સૂરતે મારી સુધબુધ હરી લીધી છે. તારા વિના જીવન જીવવાના આ જિગરમાં હવે હોશ નથી રહ્યા.

‘ઉલ્લુ, આ શા ઉધમાત માંડ્યા છે ?’ બીજો પિનુ ફરી સળવળીને ઊલટ તપાસ કરવા લાગ્યો : ‘કોના પ્રેમમાં પડ્યો છે તું ? એ તને ચાહે જ છે એમ શા ઉપરથી માની બેઠો છે ? તારો ને એનો પરિચય કેટલો ? અને પરિચય હોય તો પણ બધાં જ પરિચિતો શું પ્રેમપાત્રો બની જાય છે ? ભગવાન તને ભલી મતિ આપે તો આવાં મનનાં મલોખાં ઉપર એકદંડીઆ મહેલ ચણવાનું માંડી વાળ....... નહિતર દુનિયાના અનેક દીવાનાઓની જમાતમાં ભળીને ભૂંસાઈ જઈશ તો તારા પ્રેમનો કે પ્રેમપાત્રનો કોઈ નો પત્તો પણ નહિ લાગે.’

‘ના ના, એમ નાસીપાસ થાઉં એવો હું નમાલો નથી. જિંદગી જિંદગી કરીને જેને માટે આટલો બધો શોરબકોર કરાય છે એનો બીજો વધારે સારો ઉપયોગ પણ શો છે ? આમેય એમાં કોઈક દિવસ કોઈક રીતે ખતમ થવાનું જ છે તો પ્રેમ કરતો કરતો જ છો ને ખતમ થતો ! એટલું જીવતર પણ લેખે લાગ્યાનો તો સંતોષ થશે !’ પ્રેમમાં પડેલો વિનુ પોતાનો મુકદ્દમો મજબૂત કરવા મથી રહ્યો હતો : ‘કોઈને ચાહવું એ શું ગુનો છે ? તમારા પિનલ કોડમાં પ્રેમ કરનારાઓ માટે કોઈ શિક્ષા–સજા ટાંકી છે ? હોય તો બતાવો. અરે, આવા આત્માના તડપનમાં—એના ઝૂરવામાં–જ ક્યાં ઓછાં કષ્ટ અનુભવાય છે કે એમાં કાયદાની સજાઓ ઉમેરશો ? એના એકલપણાની એકાન્તની કેદ શું ઓછી સખ્તાઈ ભરી છે કે એને માટે જેલના સળિયાની કેદ ફરમાવવી પડે ? જુઓને, અહીં અત્યારે કોઈ દરોગો કે પહેરેગીર મારા પર ચોકીપહેરો નથી કરતો છતાં હું આ ટેકરા પર સ્વેચ્છાએ આસનકેદ નથી ભોગવી રહ્યો ? આસ-પાસ મબલક માનવીઓ નાચે ખૂંદે છે છતાં હું મારા આસન પરથી ખસતો નથી એ સજા શું ઓછી છે ! એ આવશે એવી ગેબની રાહ જોનારાનાં તપની તમારે મન કંઈ કિંમત નથી ? પ્રિયપાત્રની પ્રતીક્ષા.............’



પ્રતીક્ષા !.......ફળશે તો શું કરીશ તું ? એ કુમકુમ પગલે આવીને ઊભી રહેશે ત્યારે શું કરીશ ? શો અભિષેક કરીશ ? શી રીતે એનાં સ્વાગત કરીશ ? પ્રાસાદોમાં વસનારીને તારા રંક હૃદયાંગણમાં ક્યાં આસન આપીશ ? એના આગમનની ઘડીએ જ તને ઊંઘતો જોઈને એ આવી એવી જ પાછી તો નહિ ચાલી જાયને ?

ઊંઘ ! દર્દીની આંખમાં ઊંઘ દીઠી છે ક્યાંય ? અહોનિશ અજંપો એ જ તો એનું દર્દ છે. આટઆટલાં સતત જાગરણ કર્યા પછી આજે જ શું જાગતો નહિ રહું ? નીંદર આવતી હોય તો પણ હવે તો માથા પર આવેલો ચાંદ પાંપણ બીડવા દીએ એમ ક્યાં છે ? સૃષ્ટિ પરની સઘળી ચાંદમુખીઓને પોતામાં સમાવી બેઠેલો એ નટખટ આજે મારા જેવા અનેકને ઉજાગરા ખેંચાવી રહ્યો છે.

આ ચાંદ !........અત્યાર સુધી માનતે હતો કે એનું મોઢું ચાંદના ટુકડા જેવું છે. હવે તો પાકી ખાતરી થઈ કે ચાંદ એના મોઢાનો ટુકડો છે. એ આવે તો હમણાં નજરોનજર સરખામણી સાબીત કરી આપું........

'કેમ પિનુ!' સામે પસાર થતાં અનેક ટોળાંમાંના એકમાંથી બૂમ આવી: 'એકલો જ છે કે?'

મારા મિત્ર અશ્વિનનો એ અવાજ હતો. એની અમિતાને લઈને ફરવા નીકળેલો અને પોતે અત્યારે 'એકલો' છે એ હકીકતની અત્યારે મારી સમક્ષ જાહેરાત કરવાનો જ એનો ઉદ્દેશ હતો.

શી દુનિયા છે! અને શો એનો પ્રદર્શનશોખ! આ અશ્વિન પોતે સજોડે ફરવા નીકળ્યો છે એટલાથી એને સંતોષ નથી. એની જાહેરાત કરવાથી જ એને જંપ વળતો લાગે છે. માનસશાસ્ત્રીઓ કહે છે કે માણસમાં સ્વામિત્વ વૃત્તિ પ્રબળપણે કામ કરી રહી છે. હું તો કહું છું કે જે વસ્તુ પર પોતાનું સ્વામિત્વ હોય એનું પ્રદર્શન કરવાની વૃત્તિ તો એથીય વધારે પ્રબળ લાગે છે. નહિતર 'અમિતા મારી છે' એવું જાહેરનામું પોકારવાની અશ્વિનને શી જરૂર હતી?



એટલા માટે જ એ આવશે ત્યારે હું તો પહેલી જ કબૂલાત કરી દઈશ કે હું તને ચાહું છું એ વાત સાચી, પણ તારા પર કશી માલિકી ઠોકી બેસાડવા નથી માગતો. આ મિલકત પરનો અબાધિત ભોગવટો મારો જ છે એવી કોઈ ચિઠ્ઠી તારા પર ચોંટાડીને બીજાઓને 'હેન્ડઝ ઓફ!' નો હુકમ નહિ હું આપું. શેં આપી શકું? સમગ્ર સૃષ્ટિ પર રેલાતી ચંદ્રિકાને ખોબામાં ઝીલવાની હિંમત શેં કરી શકું? વ્યોમને આવરી લેતી વિદ્યુલ્લેખાને આ નાનકડી કાકીઓમાં કેદ કરવાની શેખી કેમ કરીને થાય? અને એ પોતાના એક જ–સ્થૂલ સ્વરૂપે પેલી અમિતાની જેમ થોડી વિહરે છે કે મારા બાહુમાં એને જકડી રાખી શકું? એનો રૂપરાશિ તો કેટકેટલે સ્થળે વેરાઈને પડ્યો છે? અહીં દરિયાને કાંઠે કાંઠે, રેલાતી ચાંદનીના તેજપુંજમાં સ્નાન કરતી નગ્ન નાળિયેરીઓ પણ એનું જ પ્રતીક નથી શું? એનાં અંગોપાંગો તો છેક ક્યાં ક્યાં સુધી વેરાઈને પડ્યાં છે! કાજળઘેરી અમાસની વળતી સાંજે સામી ક્ષિતિજે અંકાતી બંકી બીજરેખામાં એ મીનાક્ષીનાં અધબીડ્યાં પોપચાંની અનુકૃતિ વરતાય છે. વહેલી પરોઢે પૂર્વ દિશાના રંગમંચ પર ઉષાના વૈતાલિકો આવીને જે રંગોળી પૂરી જાય છે, એમાં તો એના મોં પરથી જ ગુલાલ ઉછીનો લઈને અહીં છંટકાવ કરે છે. શબનમ ઝીલીને પુષ્ટ બનેલા બટમોગરા પ્રાતઃકાળે પાંખડીઓ ખોલે છે ત્યારે, બોલતી વેળાના એના ઊઘડતા ગુલપાંદડી શા ઓષ્ટદ્વયની યાદ તાજી થાય છે. નાનકડા સરોવરમાં પવનની ઝાપટે ઊઠતાં મસ્ત લહેરિયાં, આછાં શ્વસને ધડકતા એના ઉરપ્રદેશનું સૂચન નથી કરતા? જળથળમાં વેરાયેલા તારા આ રૂપરાશિની મારા આ બે બાહુમાં બંધેજ કરવાનું મારું ગજું નથી..........

રાત જામતી ગઈ એમ માણસોનો મેળો પણ વધતો ગયો. આડે દિવસે ઉજ્જડ જેવો રહેતો આ વિશાળ સાગરકાંઠો અત્યારે ઊમટેલા માનવ મહેરામણ માટે સાંકડો પડતો હતો. આ માનવ મહેરામણ સામે પોતાનું નાક સાચવવા -સરસાઈ સાબિત કરવા જ દરિયાનાં મોજાંના લોઢ વધારે ને વધારે ઊંચા ઊછળતા હતા. બન્ને મહેરામણોને મત્ત બનાવનાર મયંકરાજ આકાશમાં પોતાની આ શક્તિના સભાનપણાથી મલકાતે મોંએ આગેકૂચ કરી રહ્યા હતા. જડ ચેતન સહુને પ્રેમઘેલા બનાવી મૂકવાના પૂર્ણેન્દુના પ્રતાપ આગળ કાળા માથાના માનવીએ પરાજય સ્વીકાર્યો હતો. ભાંગતી રાતે ચૂઈ પડતી ચાંદનીના કેફી રસપાનનું ઘણા લોકોને ઘેન ચડવા માંડ્યું હતું અને ધારણ વળવાં શરૂ થયાં હતાં.

ઘેન ચડવાની ઘડીએ જ એ નજરે પડી. જઈને એનો હાથ ઝાલ્યો. કહ્યું: 'છદ્મવેશિણી, ક્યાં સુધી આમ હાથતાળી દઈને છટકી જવા માગે છે? જાણતી નથી, તારી પાછળ મેં કેટલી ખુવારી વહોરી છે એ?'

એ કશું જ ન બોલી. જાણે કે મારી ખુવારી વહોરવાની મૂર્ખાઈ પર એ મૂગું મૂગું હસી રહી.

'આજે તો તારે મારી આપવીતી સાંભળવી જ પડશે.' મેં કહ્યું : 'ચાલ, આ કોલાહલથી જરા દૂર જઈએ.......'

મેં એનો હાથ ઝાલીને સાથે ખેંચી ત્યારે પણ એ તો એની આદત પ્રમાણે મારો ઉપહાસ જ કરતી લાગી.

પણ આજે એવા હજાર ઉપહાસનીયે મને કયાં પરવા હતી? થોડુંઘણું એકાન્ત મળતાં જ મેં મનની વાત તોડી-ફોડીને કહી દીધી. રસમીમાંસકો કહે છે કે પ્રેમના વક્તવ્યનું સબળમાં સબળ સાધન મૌન છે, મૌન જ પ્રણયીઓની મહા-સબળ વાણી છે. એ જાણવા છતાં મેં તો રસશાસ્ત્રીઓની દૃષ્ટિએ ઔચિત્યભંગ આચર્યો.

મારું આત્મનિવેદન સાંભળીને એ ખડખડાટ હસી પડી. જાણે દશે દિશાએથી મંજુલ અવાજે રૂપેરી ઘંટડીઓ રણકી ઊઠી. કવિ નહોતો છતાં કવિની રગમાં આવીને મેં કહ્યું: 'યુગોની તરસ મારા કંઠમાં એકઠી થઈ છે, હજી કયાં સુધી તરફડાવવો છે? આ પ્યાસ હવે નથી ખમાતી.'

એણે દરિયાની દિશામાં હાથ પહોળો કરીને હસતાં હસતાં કહ્યું: 'આટલું બધું પાણી ભર્યું છે તો પણ તરસ...'

'હા, પણ પાણીમાં જ મીન પિયાસી રહે છે એ ખબર છે ને? હું પણ એવું જ એક તરસ્યું માછલું છું.'

એ આંખો ઢાળી ગઈ. એ અભિનયમાં મુગ્ધાસુલભ મીઠી લજ્જા હશે કે ઉપેક્ષા? કે રોષ? કશું ન સમજાયું. એ સમજવાની પરવા પણ કર્યા વિના મેં તો એના મહેકમહેક થતા અંબોડામાં આબાદ રીતે સંકેલીને ભરાવેલું કેવડાનું પાન ખેંચ્યું.

'હં...હં...એમાં કાંટા હશે...' એણે મને ચેતવ્યો.

'ભલે મને ભોંકાતા,' મેં કહ્યું: 'સેપ્ટીક થશે એટલું જ ને? પેલો રિલ્કે કવિ ગુલાબના કાંટાથી જખમાઈને મરી ગયો હતો. આ તો કેવડાનો કાંટો છે. મૃત્યુ પણ મીઠું લાગશે.'

ફરી સતાર ઝંકારી ઊઠતી હોય એમ એ હસી પડી. આ વખતના હાસ્યમાં મેં ઉપહાસ નહિ પણ આવાહન વાંચ્યું. આકાશની અધવચ્ચે પ્રકાશના પૂર્ણેન્દુને ઝાંખું પાડતું એનું મુખારવિંદ મેં મારી તરફ ખેંચ્યું.

'ઇડિયટ!' એણે રોષભર્યે અવાજે ઠપકો આપ્યો.

'એ જ સાચો ઇલ્કાબ છે. બરોબર બંધબેસતો શબ્દ શોધી કાઢયો.' મેં કહ્યું, અને તુરત પેલો ડોસલો જહોન ડોન યાદ આવી જતાં એનો હવાલો આપી દીધો: 'ફોર ગોડ્ઝ સેક હોલ્ડ યોર ટંગ એન્ડ લેટ મી લવ.'



નિદ્રા કે તંદ્રા જે કહો એમાંથી જાગ્યો ત્યારે એ સભાન અવસ્થા અસહ્ય લાગતી હતી. માણેકઠારીનો મેળો ઉલેચાઈ ગયો હતો અને આખા સાગરતટ પર સૂનકાર લાગતો હતો. નાટક ખતમ થયા પછી રંગમંચ પરના બુઝાયેલા દીવા જેવો ઠરી ગયેલો ચન્દ્ર આકાશને કોણ જાણે કયે ખૂણે પડયો હતો. ક્ષિતિજના મંચ પરથી પરદા વીંટળાઈ ગયા હતા. ઓટનાં પાણી આઘાં આઘાં વહી ગયાં હતાં. એ પણ હૃદય-જલધિના જુવાળમાં આવી અને ઓટમાં આઘી ચાલી ગઈ હતી. સારું થયું કે સામેથી, ગઈ સાંજનો નાળિયેરવાળો ટોપલો ફેરવતો આવી પહોંચ્યો.

'સાબ, નાળિયેરપાની? મીઠા ઔર મલાઈવાલા....' પોતાના માલની પ્રશસ્તિ ન કરી હોત તો પણ હું ખરીદવાનો જ હતો. સાંજે લાગતું હતું કે આ માણસ મારી મશ્કરી કરે છે. અત્યારે લાગ્યું કે ના, ના, એ તો મારા દર્દની ચિકિત્સા કરીને દવા વેચવા જ આવ્યો છે—જાણે કોઈ ધન્વંતરિ સમો દેવદૂત! સાંજનું સાટું વાળવા એકને બદલે બે નાળિયેર પી લીધાં. મનમાં મેં એને આંતરડીના આશી-ર્વાદ આપ્યા: 'આવડો મોટો દરિયો ભર્યો છે પણ એ ખારું ઉસ પાણી શા કામનું? તરસ છિપાવવા તો તારો જ સહારો લેવો રહ્યો. મહેરામણના પેટમાં પણ અનેક માછલાં પિયાસી હશે.'

સમથળ થયેલી રેતીમાં મારી બાજુમાં જ કોઈકનાં પસાર થયાનાં પગલાં દેખાતાં હતાં. એ કુમકુમ પગલાં એનાં જ હોવાં જોઈએ એમ સમજીને એ પગલાંને પગરસ્તે પાછો ફરતો હતો ત્યારે એ ગીતનો ગુંજારવ ઘેરો બનતો જતો હતો: 'ન તુમ આયે, ન નીંદ આઈ, તુમારી યાદ હી આઈ........'






દરરોજ સવારે ખાર (મુંબઈ ૨૧) ના સ્ટેશનથી ૧૦–૫૯ ની લોકલ ટ્રેનના બીજા વર્ગના ડબ્બામાં અમારી સામુદાયિક ચર્ચા ચાલે છે એ કોને ખબર છે? રવિવાર સિવાય આ ટ્રેન ઊપડે છે ત્યારથી તે ચર્ચગેટ પહોંચે છે ત્યાં સુધી દુનિયાના અનેક નાના મોટા પ્રશ્નો પર જોરથી અને કોઈ વાર તો ગરમાગરમ વિવાદ થાય છે. "કેમ છો, લાલભાઈ શેઠ?" "શરદીનું કેમ છે—લક્ષ્મીદાસ?" એવા સામાન્ય શિષ્ટાચારના પ્રશ્નો પૂરા થતાંને વાર ગંભીર પ્રશ્નોની છણાવટ થાય છે. કોરિયાથી માંડીને તે કાશ્મીર સુધી, અનાજના અંકુશથી શરૂ કરીને એટમ બોંબ સુધી, હડતાળથી તે પાકિસ્તાનના હુંડિયામણ સુધી એકે એવો સવાલ ભાગ્યે જ હશે જેને અમે ઝીણવટથી તપાસ્યો ન હોય, જેનું પૃથક્કરણ અમે ન કર્યું હોય. અલબત્ત, અમે સૌ એક મતના નથી હોતા, ઘણી વાર તીવ્ર ભેદ પણ પડે છે. પરન્તુ એક બાબતમાં અમારા સૌનો એક મત હોય છે અને તે આપણી સરકારની ભૂલભરેલી નીતિ વિશે. અનેક મતાંતર છતાં સૌ એકે અવાજે આપણા મંત્રીઓને અને નેતાઓને વખોડી કાઢીએ છીએ.

**રોજિંદા જીવનમાંથી ઊંચકાએલાં માનવ પાત્રો અને તેમની લાક્ષણિકતાઓને સહજ માર્મિકતા અને મીઠા વિનોદથી આ હળવા લેખમાં સુરેખ રીતે આલેખવામાં આવ્યાં છે.**

લેખક : ગગનવિહારી મહેતા

ચિત્રકાર : મનુ વ્યાસ

પરન્તુ આજે સૂર્યશંકરભાઈએ બીજી જ વાત ઉપાડી. "સંકટ સમયે" ખેંચવાની સાંકળ દેખાડીને એમણે કહ્યું : "આનો દુરુપયોગ કરવા માટે પચાસ રૂપિયાનો દંડ હજી કેમ ચાલુ રાખ્યો છે?"

સૂર્યશંકર શાસ્ત્રી શેરબજારમાં દલાલી કરે છે. તક મળે અને લાગ આવે તો આયાત નિકાસનાં 'લાઇસન્સ' પણ મેળવી લે છે.

કોઈકે પૂછ્યું: "કેમ, એમાં વળી તમારે શું વાંધો છે?" સૂર્યશંકરભાઈએ જવાબ દીધો: "અરે ભલા માણસ, એટલું નથી સમજતા? રેલ્વેના નૂર આટલાં વધ્યાં, આપણી ટીકીટોના ભાવ વધ્યા, આટલો ફુગાવો થયો, મોંઘવારી વધી, પણ આ દંડ તો પચાસનો પચાસ જ રહ્યો! એ કેવી વાત? આપણી રેલ્વેના કાર્યકર્તાઓ જ આવી ટૂંકી દૃષ્ટિના અને વ્યાવહારિક બુદ્ધિ વગરના હોઈ શકે!"

શ્રી. લક્ષ્મીદાસ વીમા કંપનીમાં કામ કરતા હતા. એમની હાસ્યરસિક વૃત્તિ માટે એમને પોતાને પણ બહુ માન હતું. એમની રમૂજોથી ડબ્બામાં હાસ્યની છોળો આવતી. એમણે ટાપસી પૂરી: "ત્યારે તું હમણાં જ સાંકળ ખેંચી જોને! પછી આ સવાલ કોર્ટમાં ઉઠાવજે!"

આને માટે કોર્ટમાં જવું પડે કે કેમ એ પ્રશ્ન હું પૂછું તે પહેલાં પ્રો. ધૂર્જટિ જે અર્થશાસ્ત્રના અધ્યાપક છે એ વિષયમાં વધારે ઊંડા ઊતર્યા. "આ શિક્ષાની શરૂઆત ક્યારથી થઈ એ કોઈ જાણો છો?"

અમને કોઈને ખબર નહોતી.

પ્રોફેસર આગળ વધ્યા. "આમાંથી દર વર્ષે રેલ્વેને આખા દેશમાં કુલ આવક કેટલી છે એ કોઈને ખબર છે?"

અમે અવાક્ થઈ ગયા.

પ્રોફેસરે ફરી પૂછ્યું.: "એ પૈસાનું શું થાય છે એ તમે જાણો છો? એટલે કે એમાંથી કંઈ દાન કરવામાં આવે છે કે મજૂરોના કે ઉતારુઓના લાભ માટે એ વપરાય છે કે રેલ્વેની આવકમાં એ ભેળવી દેવાય છે?"

અમારા અગાધ અજ્ઞાનથી અમે શરમાઈ ગયા અને શબ્દ પણ બોલી ન શક્યા. આખરે લાલભાઈ શેઠે હિંમત કરી. લાલભાઈ શેઠ ખાંડના વેપારી છે: છેલ્લા યુદ્ધમાં અને તે પછી ગયા ત્રણ વર્ષમાં સારું કમાયા છે. ઇન્કમટેક્સ ડિપાર્ટમેન્ટના ઉગ્ર ટીકાકાર અને કંટ્રોલના કટ્ટા દુશ્મન છે.

લાલભાઈ શેઠે પૂછ્યું : " પ્રોફેસર સાહેબ ! આપ જ કહોને ! આપને તો આ બધી વિગત ખબર હશે જ !"

પ્રોફેસરે હસીને કહ્યું : "હું તો પરીક્ષક છું, વિદ્યાર્થી નહિ !"

અમારું સ્વમાન જે ડૂબતું હતું એ તરી આવ્યું. અમારી આત્મશ્રદ્ધાની જ્યોત ફરી જાગી. પ્રોફેસરને જ પોતાના પ્રશ્નોના ઉત્તર ખબર નહોતા એ સ્પષ્ટ જણાયું.

સૂર્યશંકરભાઈએ મૂળ પ્રશ્ન ફરીથી હાથમાં લીધો: "એ ગમે તે હોય, અત્યારે આપણે કંઈ સંશોધન કરવા નથી બેઠા. મારો તો સવાલ એ છે કે અત્યારે જ્યારે બધી વસ્તુઓના ભાવ બેવડા તેવડા થયા છે ત્યારે આ દંડનો દર કેમ એનો એ રાખવામાં આવ્યો છે ? આ ભૂલનો કોઈને ખ્યાલ જ નથી આવતો ? ક્યાં વળી આપણે રાજ ને ચલાવી રેલ્વે !"

લક્ષ્મીદાસ કહે: "એ સજા પણ સનાતન જણાય છે !"

પણ મેં વળી બીજો સવાલ ઉઠાવ્યો. હું હંમેશ પ્રશ્ન પૂછવામાં જ માનું છું. એથી મારા કરતાં બીજા બધા વધારે જાણે છે, સમજે છે એમ એમને લાગે છે. તેમ મત ન દર્શાવ્યાથી કોઈને ખોટું નથી લાગતું અને હું એક કે બીજા પક્ષનો જણાતો નથી. તેમ જ ચર્ચા આગળ વધ્યા કરે છે.

મેં કહ્યું : " આ નોટિસમાં લખે છે કે સાંકળનો દુરુપયોગ થાય કે અયોગ્ય રીતે વપરાય તો પચાસ રૂપિયા દંડ થશે. પણ કોને દુરુપયોગ કહેવો, અને એ કોણ નક્કી કરે ? આને માટે કંઈ કાયદો હશે કે ? આખા દેશમાં એક જ ધોરણ છે કે જુદાં જુદાં ? એટલે કે મદ્રાસમાં જે દુરુપયોગ લેખાય એ જ પંજાબમાં, એ જ બંગાળમાં ? એને માટે કંઈ નિયમ છે કે ગાર્ડની સ્વેચ્છા પર આધાર રાખે છે ? વળી ખરેખર સંકટને વખતે આ સાંકળ ઉપયોગમાં આવી છે કે ? કેટલા ચોરો એને લીધે પકડાયા છે એના આંકડા છે ?"

લાલભાઈ શેઠે સંમતિ દર્શાવી : " આ સવાલો સાચા છે. મધ્યસ્થ ધારાસભામાં આ સવાલો પુછાવવા જોઈએ."

સૂર્યશંકરભાઈએ કહ્યું : "હવે એને પાર્લામેંટ કહેવાય, ધારાસભા નહિ. એચ. વી. કામટને આ સવાલો મોકલી આપો તો ?"

પ્રોફેસર બોલી ઊઠ્યા : " તમે જે સવાલ ઉઠાવ્યો છે એની આર્થિક દૃષ્ટિએ પણ પરીક્ષા થવી ઘટે છે. દાખલા તરીકે ત્રીજા વર્ગમાં બેઠેલા કોઈ ગરીબ ઉતારુનો એક રૂપિયો પડી ગયો હોય અને એ સાંકળ ખેંચે તો એ ગુનો ગણાય ? અને ઊંચા વર્ગમાં બેઠેલા કોઈ માણસનું પાકીટ પડી જાય અને એમાં હજાર રૂપિયા હોય તો એ ગુનો ન ગણાય ? કાયદો દરિદ્ર શ્રીમંતનો ભેદ કેમ કરી શકે ?"

લાલભાઈ શેઠને આ વાત પસંદ ન પડી. " એ ભેદ તો બધે છે જ ને !" એમણે કહ્યું : " કાલે તો તમે કહેશો કે ટ્રેનમાં કે સિનેમા નાટકોમાં પણ વર્ગભેદ ન હોવા જોઈએ ! અને બધાએ મોટરો છોડી બસમાં જવું જોઈએ ! તો મિનિસ્ટરો જ કેમ બસમાં કે ખટારામાં નથી જતા !"



હું હંમેશાં પ્રશ્ન પૂછવામાં જ માનું છું !

સમાજવાદની આવી ગૂંચમાં ઊતરી નહોતું જવું એટલે મેં વચ્ચે જ પૂછી લીધું : "અથવા ધારો કે પરિષદમાં જતા નેતાનું ભાષણ કે ચૂંટણી માટે જતા ઉમેદવારનું નિવેદન બારીની બહાર પડી જાય તો સાંકળ ખેંચાય કે નહિ ?"

સૂર્યશંકર કહે : "ઘણા વર્ષો પર એક આવો કિસ્સો થયેલો ત્યારે હું ટ્રેનમાં હતો. ભાવનગરથી વઢવાણ જતાં બોટાદ આગળ ટ્રેન એકદમ અટકી ગઈ. કોઈએ સાંકળ ખેંચી હતી. તપાસ કરતાં ખબર પડી કે એક નાના છોકરાએ રમતમાં ખેંચી હતી. સૌરાષ્ટ્રની ટ્રેનોમાં સાંકળ બેઠકની પાસે હોય છે એ તો તમે જાણતા હશો. સદ્ભાગ્યે રેલ્વેના ટ્રાફિક મેનેજર સાહેબ અમારી સાથે હતા. એમણે ગાર્ડને કહ્યું કે બાળકને અને એનાં મા-બાપ ઠપકો આપે અને બાપ માફી માંગે તો ટ્રેન આગળ ચલાવે !"

લક્ષ્મીદાસ કહે : "હવે સૌરાષ્ટ્રની ટ્રેનો આમે જ એટલી ધીમે ચાલે છે કે અટકે તો પણ ખબર ન પડે ! એકવાર દાઢીવાળો એક ઉતારુ જેતપુરને સ્ટેશને અડધી ટીકીટ લઈને ઊતર્યો અને ટિકિટ તપાસનારે કહ્યું કે આ તો બાર વરસની નીચેના બાળકની ટીકીટ છે, ત્યારે કહે કે હું વીરમગામથી નીકળ્યો ત્યારે મારી ઉમ્મર બારની નીચેની જ હતી ! એવી તે આપણી ટ્રેનો ! આ દેશમાં તો એ ચાલે છે એ જ કહોને !"

મેં પૂછ્યું: "પણ એમાં બાળકના બાપને થોડી શિક્ષા ન કરવી જોઈએ ? પચાસ નહિ તો પાંચ રૂપિયાનો દંડ ?"

પ્રોફેસર કહે: " બાળકના ગુના માટે બાપને શિક્ષા એ તે વળી ક્યાંનો ન્યાય ?"

લક્ષ્મીદાસે હસાહસ વચ્ચે કહ્યું: "અંધેરીનો ! પુરી એક અંધેરી—યાદ છે ને ?"

સૂર્યશંકરે દલીલ કરી: "સવિનય ભંગ વખતે બાળકના ગુના માટે પિતાને સજા થતી જ હતીને ?"...



પરિષદમાં જતા નેતાનું ભાષણ બારીની બહાર પડી જાય તો સાંકળ ખેંચાય કે કેમ?

મુકુંદરાય જે અત્યાર સુધી શાન્ત હતા એ ઊછળી પડયા. "તમને યાદ તો હશે જ કે ૧૯૪૨ની આખરી લડતમાં રેલ્વેની આ સાંકળે કેવો ભાગ ભજવ્યો હતો! બ્રિટિશ સામ્રાજ્યને અટકાવવા માટે કેટલીયે ટ્રેનો મેં પોતે અટકાવી હતી!"

મુકુંદ એક વાર યુવકમંડળના આગળ પડતા કાર્યકર્તા, લગભગ નેતા કહીએ તો નેતા હતા. બાળકપણથી એ નેતા થશે એવી એમના કુટુમ્બીઓએ આશા રાખી હતી. એમણે વિદ્યાર્થીઓને ઘણી સભાઓમાં હાકલ પણ પાડી હતી. હાલ તેઓ નાટયપ્રયોગો અને કોન્સર્ટો ગોઠવીને એની કમાણીમાંથી નિર્વાહ કરે છે એમ ઘણાની માન્યતા હતી.

મુકુંદે આગળ કહ્યું: "૧૯૪૨ના ઓગસ્ટમાં થયેલી લડતમાં આ સાંકળે પણ ફાળો આપ્યો છે. આજે પણ નહેરૂની સરકારને લોકોની ઘોષણા સંભળાવવા અને પ્રજાનો ભારે અસંતોષ જાહેર કરવા ફરી સાંકળો ખેંચવાની જરૂર છે. માસ્તર તારાસિંહ, સ્યામપ્રસાદ મુકરજી, ડૉ. લોહિયા અને ડૉ. જોન મથાઈ જ્યારે જ્યારે ટ્રેનમાં મુસાફરી કરે ત્યારે જો સાંકળ ખેંચે તો દિલ્હીના સુષુપ્ત નેતાઓને પણ કંઈ ખબર પડે! અને આ બધા હંમેશ એરોપ્લેનમાં જ મુસાફરી કરતા હોય તો જુવાનોને આ પ્રોગ્રામ સોંપવું જોઈએ. યુવકોને ગામડામાં જવાનું કહેવામાં આવે છે, નાગરિક થવા માટે તૈયારી કરવાનાં ભાષણો સાંભળવા પડે છે, અભ્યાસ કરવાની અને શિસ્તપાલનની સલાહ આપવામાં આવે છે તો પછી સાંકળ ખેંચવાનું કેમ એમને ન કહેવાય?"

લાલભાઈ શેઠ કહે: "હવે એ બધું જવા દો ને! બ્રિટિશ રાજ્ય આપણા આ સ્વરાજ્ય, સ્વતંત્રતા કરતાં હજારગણું વધારે સારું હતું!"

પરંતુ આજે રાજકીય વિષય પર ચર્ચા કરવાની કોઈની વૃત્તિ નહોતી.

પ્રોફેસર કહે: "આમાં એક બીજો પ્રશ્ન પણ ઊભો થાય છે. દરેક વર્ગના ઉતારુ માટે દંડનો એક જ દર કેમ? ત્રણ કે ચાર વર્ગો માટે જુદા દર ન હોવા જોઈએ? એમની ટિકિટના ભાવ જુદા છે, એમને સગવડ જુદી મળે છે તો પછી બધાને પચાસ રૂપિયા જ દંડ?"

લક્ષ્મીદાસે ટાપસી પૂરી: "એ જ કહું છું ને! ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં, એવું આપણું સ્વરાજ છે!"

પ્રોફેસર તો એમની દલીલની ધૂનમાં હતા: "દાખલા તરીકે મોંઘવારીને લીધે ત્રીજા વર્ગમાં દંડ દોઢસોનો રાખવામાં આવે તો બીજા વર્ગમાં ૨૦૦, પહેલા વર્ગમાં ૩૦૦ અને 'ઍર કન્ડીશન્ડ' ડબ્બામાં પાંચસો હોવો જોઈએ!"

લક્ષ્મીદાસે પૂછ્યું: "સાચે, ગાર્ડના ડબ્બામાં આવી સાંકળ હોય છે કે નહિ?"

કોઈક કહે કે હોય છે તો કોઈક કહે, નથી હોતી.

મુકુંદ કહે: "હવે આ નોટિસ હિંદીમાં જ હોવી જોઈએ, અંગ્રેજીમાં નહિ. શ્રી. ટંડનજી મહાસભાના પ્રમુખ થયા પછી આ તો તરત થવું જોઈએ!"

ન્યાયની દૃષ્ટિએ દંડની બાબતમાં ફેરફાર થવો જોઈએ, એનો દર વધારવો જોઈએ અને જુદા જુદા વર્ગમાં જુદા દર હોવા જોઈએ, એમ અમને સૌને લાગ્યું. માત્ર લાલભાઈ શેઠ સંમત નહોતા. દંડના દર વધારવાની પણ એ વિરુદ્ધ હતા. એ તો એટલું જ બોલ્યા કે મધ્યમ વર્ગની મુશ્કેલી મોંઘવારીને લીધે બહુ વધી ગઈ છે, માટે કંટ્રોલ કાઢી નાખ્યા સિવાય અને ઇન્કમટેક્સ ઓછો કર્યા સિવાય બીજો એકકે રસ્તો નથી.



"બ્રિટિશ સામ્રાજ્યને અટકાવવા માટે મેં પોતે કેટલીયે ટ્રેનો સાંકળ ખેંચી થોભાવી હતી!"

આ સૂચના અમારામાંથી કોઈ કે છાપામાં કાગળ લખીને પ્રજા સમક્ષ મૂકવી કે પાર્લામેંટના કોઈ સભ્યને લખી જણાવવી એ વિશે મતભેદ હતો. એનો નિર્ણય કરીએ ત્યાં તો ચર્ચગેટ સ્ટેશન આવી પહોંચ્યું અને છત્રીઓ લઈને અમે સૌ ઊતરી પડયા અને જુદા પડયા.





રાંકનું રતન

ચિત્રકાર : નારાયણ એન્દ્રે



ચિત્રાંગદા

ચિત્રકાર : મધુકર શેઠ

# ધરતીએ પોતાનું ઐશ્વર્ય ખોલી દીધું !

[પિતાનું એકમાત્ર સંતાન હોવાને કારણે પુત્ર રૂપે ઊછરેલી મણિપુરરાજકન્યા ચિત્રાંગદા શિકાર કરવા જાય છે ત્યાં વનમાં અર્જુનને જુએ છે; મુગ્ધ, સ્તબ્ધ થાય છે. અર્જુનના પ્રેમની યાચના કરે છે. અર્જુન કહે છેઃ 'બ્રહ્મચર્યવ્રતનું પાલન કરૂં છું. તને કેમ સ્વીકારું?' ચિત્રાંગદા તપ કરી, મદન અને તેના મિત્ર ઋતુરાજ વસંત પાસેથી 'એક વર્ષ સુધી વસંતની સમસ્ત પુષ્પશોભા તારા અંગોમાં ખીલતી રહેશે' અને 'અર્જુન તારા બાહુપાશમાં બન્દી બનશે' એવાં વરદાન લે છે. ત્યાર પછી નિતાન્તસૌંદર્યધારિણી એ કામિની નહાવા જાય છે. અને અર્જુન એને જુએ છે.]



### મણિપુર : અરણ્યમાં શિવાલય

અર્જુનઃ કોને જોઈ મેં? એ શું સત્ય હતું કે માત્ર ભ્રમણા? ઘન, નિર્જન વનમાં એ તલાવડી–એટલી નિર્જન કે જાણે સ્તબ્ધ, મધ્યાહ્ન વેળાએ ત્યાં વનદેવીઓ સ્નાન કરી જતી હશે, પૂર્ણિમાની ગભીર રાત્રે એ જ શાંત સરોવરના કોમળ તૃણાચ્છાદિત કિનારા પર સરી ગયેલા અંચલવાળી તેઓ થાક ઉતારવા માટે સુખેથી નિઃશંકપણે શયન કરતી હશે, એવું લાગે.

ત્યાં, બપોર નમ્યે, એક વૃક્ષની આડશે બેઠો બેઠો હું બાળપણથી માંડીને આજ સુધીના જીવનનો વિચાર કરતો હતો. જીવનનો અસંતોષ, અધૂરી આશાઓ, આ મર્ત્ય માનવીનું અનંત દારિદ્ર્ય અને સંસારના સુખદુઃખની મૂઢતાભરી અટપટી રમતને તપાસતો હતો. એ સમયે ઘન ઝાડીના અંધકારમાંથી ધીરે ધીરે બહાર નીકળી સરોવરના પગથિયાની સફેદ શિલા પર કોણ આવીને ઊભું રહ્યું? શું અપૂર્વ રૂપ! એના કોમળ પદસ્પર્શે પૃથ્વી કેવી સ્તબ્ધ થઈ ગઈ હતી? ઉદયાચલના શુભ્ર શિખરની અકલંક, નગ્ન શોભા પ્રગટાવીને ઉષાની સોનેરી વાદળી જેમ જોતજોતામાં લુપ્ત થઈ જાય તે પ્રમાણે એનું વસ્ત્ર જાણે સુખના આવેશથી એના અંગલાવણ્યમાં લુપ્ત થઈ જવા ઇચ્છતું હતું. સરોવરકાંઠે ધીરેથી નમીને, ઉત્સુકતાપૂર્વક એણે પોતાના મુખનું પ્રતિબિંબ જોયું, અને એ ચમકી ઊઠી. એક ક્ષણ પછી ધીમું હસી, ડાબો હાથ ઝુલાવીને બેદરકારીથી પોતાનો ચોટલો મોકળો મૂકી દીધો. છુટ્ટા કેશ વિહ્વળ બની તેના પગ પાસે ઢળી પડ્યા. પછી પાલવ ખસેડી દઈ ને એણે સ્પર્શના રસથી કંપતા, કોમળ, સ્નેહની માધુરીભર્યા પોતાના બાહુને જોયા. માથું નમાવીને દેહતટ પર ખીલેલા યૌવનનો ઉન્મુખ વિકાસ એ જોઈ જ રહી. નિજના ગૌર શરીર પરની લજ્જામય રક્તવર્ણ દીપ્તિ નીરખી. સરોવર-જળમાં બંને પગ બોળીને પોતાના ચરણની શોભા દેખી. એના વિસ્મયનો પાર જ ન રહ્યો. જાણે પ્રથમ વાર જ એણે પોતાને જોઈ. જાણે આંખ મીંચતામાં તો શ્વેત શતદલ કમળે પોતાની કલિકા–વય વિતાવી દીધી અને જે દિવસે પ્રભાતે પોતાની પૂર્ણ શોભા એ પ્રથમ વાર પામ્યું તે જ દિવસે ડોક નમાવીને સરોવરના નીલ જળમાં પહેલી વાર પોતાને જોયા બાદ આખો દિવસ વિસ્મયપૂર્વક નિજને નીરખતું રહ્યું.

ક્ષણેક વાર પછી કોણ જાણે શા દુઃખથી એનું હાસ્ય મુખમાં જ સમાઈ ગયું, બંને આંખો મ્લાન થઈ ગઈ, કેશકલાપ એણે બાંધી લીધો. દેહને અંચલથી ઢાંકી દીધો. સોનેરી સંધ્યા જેમ મ્લાન મુખ કરી અંધારમયી રાત્રિને મળવા મૃદુ પગલે દોડી જાય, તેમ નિશ્વાસ નાખીને ધીમે ધીમે એ ચાલી ગઈ.

મનમાં થયું મને, ધરતીએ પોતાનું ઐશ્વર્ય ખોલી દીધું! અભિલાષાની સંપૂર્ણતા જાણે કે ચમકીને પાછી વિલીન થઈ ગઈ! હું વિચારવા લાગ્યોઃ સિંહવાહિની દુર્ગાના ત્રિભુવન–વાંછિત અરુણ ચરણોમાં પશુપતિ સિંહ જેમ નમી પડે, તેમ, કેટલાં યુદ્ધ, કેટલી હિંસા, કેટલો આડંબર, પુરુષના પૌરુષનો ગર્વ, વીરત્વની નિત્યની કીર્તિપિપાસા– બધું જ શાંત થઈને એ પૂર્ણ સૌંદર્ય પાસે ધરણી પર ઢળી પડ્યું.

[રવીન્દ્રનાથ ઠાકુરઃ ચિત્રાંગદાઃ અંક બીજો]

ભારતીય કલાના પુનરુત્થાનના પ્રતિભાવંત પ્રણેતા અને નંદલાલ બોઝ, અસિતકુમાર હલધર, મુકુલ દે, દેવીપ્રસાદ રાયચૌધરી જેવા સમર્થ કલાગુરુઓના ગુરુ

શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરનાં

# કલાજીવનનાં સંભારણાં

•

કલાસ્વામીને મુખેથી ઝીલી લખનાર:
શ્રીમતી રાણી ચંદ
અનુવાદક: રમણિક મેઘાણી



ચિત્રકામ શીખતાં કેટલો સમય લાગે? છ મહિના, વધુ નહિ. એ મુજબ મેં શિખવાડયું પણ છે. છ મહિનામાં આર્ટિસ્ટ તૈયાર કરી આપ્યા છે. એથી વધુ સમય લાગવો પણ ન જોઈએ. શીખવાના હશે તે એ દરમિયાન શીખી જ જશે, અને જે ન શીખી શકે એણે ઘેર પાછા ફરવું જોઈએ. હા, હું સ્વીકારું છું કે ઈંડાંને પાકતાં ને તેમાંથી બચ્ચું બહાર આવતાં અમુક નક્કી સમય લાગે. પણ એ પછી.... બસ ઊડી જાઓ, હંસ-બાળ હો તો પાણીમાં ઝંપલાવો! ચિત્ર ચીતરો તમે પોતે અને એની ભૂલ સુધારી દે માસ્તર મોશાય? તમે ઝાડની ડાળ જેવી જોઈ હોય એવી જ ચીતરી હોય, માસ્તર મોશાયે ચીતરી હોય તેવી ચીતરવા શા માટે જવું? શાકમાં મીઠું વધુ પડી ગયું હોય તો ફેંકી દઈને ફરીથી નવું વઘારીએ, ખીરમાં ખાંડ ઓછી હોય તો થોડીક વધુ ઉમેરીએ, એ જ રીતે ચિત્રમાં પણ ખામી હોય તો નવેસરથી બીજું ચીતરો. ફરીફરીને એક જ વિષય વસ્તુ લઈને ચીતરો. હું હોઉં તો એમ જ કરું. ચિત્રમાં તે વળી ભૂલ સુધારીને, વધારો-ઘટાડો કરવો એ તે કઈ જાતનું શીખવવું? જરૂર હોય તો મીઠું થોડું વધારી શકાએ કે ખાંડ પણ થોડીક ઉમેરી શકાય. પરંતુ ઝાડની ડાળ આ રીતે જ થાય કે પગ તો આમ જ ચીતરાય એવું ચિત્રકામ

---

સંભારણાં, જેટલાં સુખનાં એટલાં જ દુ:ખનાં. મારા મનનાં એ બંનેની આ બધી વાતોને મારી શ્રુતિધરી શ્રીમતી રાણી ચંદે અહીં આ લખાણમાં ઝીલી-ઝડપી લીધી છે, એટલે એ માટે જે કંઈ પ્રાપ્ત થવાનું હોય તેનો અધિકાર એમનો જ છે.

સુખની વાતોને લખાણમાં ઝીલવી-ઝાલવી એ સહજ નથી. એ લગભગ પવનને જાળમાં પકડવા જેવું વિકટ કામ છે. એટલે જો આ લખાણમાં કંઈ દોષ રહી ગયા હોય તો તેની જવાબદારી મારી છે.

જન્માષ્ટમી બંગાલ ૧૩૫૧ (સન ૧૯૪૪) — શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર

("જોડાસાઁકોર ધારે"ના પ્રારંભમાં શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુરની પ્રસ્તાવના)

---



**અવનીન્દ્રનાથ ઠાકુર માત્ર ચિત્રકલાસ્વામી નથી. રૂપકથા, કલાવિવેચન, લોકસાહિત્ય, સંસ્મરણો—એમ વિવિધ ક્ષેત્રોમાં એમની લેખિની વિહરી છે અને બંગાળી વાઙ્મયને અનન્ય ચીજો સાંપડી છે. 'જોડાસાઁકોર ધારે' એ એમણે કહેલાં અને જાણીતાં કલાકાર શ્રીમતી રાણી ચંદે લખેલાં સંસ્મરણોનું પુસ્તક છે. શ્રી. રમણિક મેઘાણી એ મૂલ્યવાન પુસ્તકનો અનુવાદ કરી રહ્યા છે. એમાંથી સર્વ ક્ષેત્રના રસસાધકોને પ્રેરણા આપે એવું એક પ્રકરણ અહીં પ્રથમ વાર ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે.**

શીખવવાનું મને જરાયે ગમતું નથી. નંદલાલ*ને મેં ચિત્રકામ આ રીતે જ શીખવ્યું છે; છતાં હા, વિદ્યાર્થીની પીઠ થાબડતાં જોઈએ. એને કહેવું જોઈએ કે ચીતર્યે રાખ, જરા આમતેમ થશે તો હું તારી સાથે છું જ. નચિન્ત રહેજે.

આ જ વાત મારા લેખન અંગે રવિકાકાએ× મને કહી હતી. એક દિવસે એમણે મને કહ્યું: "તું લખતો કેમ નથી? જેમ વાતો કરે છે તેમ, તે રીતે જ લખ." મને થયું કે બાપ રે, લખવું એ મારાથી કોઈ કાળેય નહિ થાય. એમણે કહ્યું, "તું લખ તો ખરો, ભાષામાં કંઈ ખામી હશે તો હું તો છું જ ને!" એ શબ્દોમાંથી મને જોમ મળ્યું. એક દિવસ લખવા બેસી ગયો, ને એકી સપાટે 'શકુન્તલા' પુસ્તક લખી નાખ્યું. લખીને ગયો રવિકાકાને બતાવવા. એમણે એ અથથી ઇતિ વાંચ્યું, બરાબર ધ્યાનપૂર્વક વાંચ્યું. મેં એમાં એક સ્થળે એક શબ્દ पल्वलेर जल સંસ્કૃતમાં લખ્યો હતો, એનાં પર છેકો મારવા જતા હતા, પણ પછી 'ભલે રહ્યું' કહી એ શબ્દ રહેવા દીધો. મને થયું કે ચાલો ફાવ્યા. ત્યારે મેં સૌ પ્રથમ જાણ્યું કે મારામાં બંગાળીમાં પુસ્તક લખવાનું સામર્થ્ય છે અને હું જે આટલા બધા અંધકારમાં હતો તે બહાર નીકળી ગયો. મનમાં બહુ તાજગી અનુભવી. મારી જાત ઉપર ઠીક ઠીક વિશ્વાસ બેઠો ને પછી તો હું સપાટાબંધ લખવા લાગ્યો. क्षीरेर पुतुल, राजकाहिनी વગેરે. તે દિવસે રવિકાકાએ જે કહેલું કે "ચિન્તા શું છે? હું તો છું જ ને?" એ શબ્દોના જોમથી જ મારો વાર્તા લખવાનો, લેખનનો પ્રવાહ ઊઘડી ગયો.

પરંતુ ચિત્રકામમાં મારે એવું નહોતું થયું. નિષ્ફળતા ઉપર નિષ્ફળતા જ સાંપડેલી. એથી જ તો આ સૌને કહું છું કે શીખવું એમાં શું છે? કંઈ જ નહિ, માત્ર મનમાં થશે કે કંઈ જ આવડ્યું તો નહિ. શીખવું એ કંઈ ઓછું સહજ છે? કેટકેટલાં કષ્ટ વેઠીને ચીતરતા શીખ્યો છું? અમારે તમારી જેમ નહોતું ફક્કડ મઝાનું સ્થળ કે આરામથી ત્યાં જઈને થોડાક કલાક બેઠા, કંઈક ચિત્રકામ કર્યું ને માસ્તર મોશાયે આવી ભૂલ સુધારી દીધી. કલાકાર તો સદાય શીખે છે, હજુયે વરસો વરસ હું શીખી જ રહ્યો છું.

*નંદલાલ બોઝ: શાન્તિનિકેતનના કલાભવનના આચાર્ય.
×ગુરૂદેવ રવીન્દ્રનાથ ઠાકુર, અવનીન્દ્રનાથના કાકા થાય.

મારું કલાજીવન જો કે નાનપણથી જ શરૂ થયું છે, છતાં કેમ કરતાં, કઈ રીતે એ મારામાં આવ્યું તે તો હું પોતે પણ નથી જાણતો. મોટાભાઈ સેન્ટ ઝેવિયરમાં રીતસર ચિત્રકામ શીખતા, અને એમાં એમણે સારાં ઇનામો પણ મેળવ્યાં હતાં. સત્યદા હરિનારાયણબાબુ પાસે ઘેર તૈલચિત્રો ચીતરતાં શીખતા. મોટાભાઈને પણ એ હરિબાબુ જ શીખવતા. વચેટ ભાઈ, નિરૂદા, મારાં ફઈબાનો દીકરો, એમને પણ ઘડિયાળ મરામત કરવાનો અને હાથીદાંત ઉપર કારીગરી કરવાનો શોખ હતો. ભોંયતળિયાના એક ઓરડામાં બેસી તેઓ હાથીદાંત ઉપર ચિત્રકામ કરતા. એક દિલ્લીવાન આવતો એમને એ શીખવવા. હું વચ્ચે વચ્ચે ત્યાં ડોકિયું કરતો. મને એ બધું બહુ ગમતું. હિન્દુ મેળામાં દિલ્લીનું જે ચિત્ર જોયેલું, તે એ દિલ્લીવાને જ બતાવ્યું હતું. જો કે ત્યારે તો એની પણ આંખો ભૂલેલી જ. કારણ એ વેળા મને ચીતરતાં તો જરાયે નહાતું આવડતું. છતાં રંગ સાથે રમત તો કરતો જ. મનમાં થતું કે હું પણ રંગ-પીંછી લઈ આ અને પેલું ચીતરું. ચીતરવાનું મન એ બાળવયથી જ જાગ્રત થયેલું. એ પછી લાંબે કાળે મોટો થયો, પરણ્યો, મોટી દીકરીનો જન્મ થયો, અને ત્યારે એક દિવસ વિચાર આવ્યો કે "સ્વપ્ન પ્રયાણ" નાં ચિત્રો ચીતરું. એ પહેલાં સ્કુલમાં ભણતો ત્યારે ચીતરવાની થોડી થોડી ટેવ પાડેલી. સંસ્કૃત કોલેજમાં અનુકૂળે મને લક્ષ્મી તથા સરસ્વતી ચીતરતાં શીખવ્યું હતું. ખરું કહીએ તો એ જ મારો પ્રથમ કળા-ગુરુ. મારે હાથ ચિત્રકામના શ્રીગણેશ એણે જ કરાવ્યા હતા.

એ "સ્વપ્ન-પ્રયાણ" નાં ચિત્રો કરવાનો જ્યારે વિચાર આવ્યો ત્યારે મારો હાથ ચિત્રકામમાં જરાક જામતો હતો. હાથ કઈ રીતે જામ્યો એ યાદ નથી, છતાં મારું સામર્થ્ય પ્રગટ કરવાનો પ્રારંભ એ "સ્વપ્ન-પ્રયાણ" થી થયો. 'સ્વપ્ન રમણી આઈલ અમનિ, નિઃશબ્દે જેમન સંધ્યા করে পদার্পণ' (નીરવ પગલે આવતી સંધ્યાની જેમ સ્વપ્ન રમણી પણ નીરવ ડગલે આવી) એવાં હતાં એ બધાં ચિત્રો. ત્યારે સાચેસાચ જાણે મનમંદિરની ચાવી ઊઘડી ગઈ. એ ચિત્ર "સાધના" માં પ્રગટ થયેલું. ખેર, 'સ્વપ્ન-પ્રયાણ' નાં ચિત્રો લગભગ પૂરાં કર્યાં. ભાભુ અમને બહુ ઉત્સાહ આપતા.



"બાલક" પત્ર માટે એમણે અમને પોતાને ત્યાં એક લિથોગ્રાફ પ્રેસ કરી દીધો. જેને જે કંઈ લખવા ચીતરવાનો શોખ હતો તે સૌ—રવિકાકા સુદ્ધાં—તેમની પાસે જતાં. 'સ્વપ્ન પ્રયાણ'નાં ચિત્રો જોઈ મારો હાથ પકડીને ભાભુએ કહ્યું, "અવન, તારે રીતસર ચીતરતાં શીખવું પડશે." એમણે જ મારી પાછળ પડીને મને કળા–કારીગરીના કામે વળગાડી દીધો.

મને પણ થયું કે ચીતરતાં શીખવું પડશે. ત્યારે યુરોપિયન આર્ટ સિવાય બીજો મારગ નહોતો. 'ભારતીય કળા'નું નામ પણ ત્યારે કોઈ જાણતું નહિ. આર્ટ સ્કુલના વાઇસ પ્રિન્સીપાલ ત્યારે એક ઇટાલિયન આર્ટિસ્ટ મિસ્ટર ગિલાર્ડિ હતા. ભાભુએ કુમુદ ચૌધરીને કહ્યું કે "તમે અવનને તમારી સાથે લઈ જઈને મિ. ગિલાર્ડિ સાથે ઓળખાણ કરાવી તેના શિક્ષણની ગોઠવણ કરો." મેં બાને પૂછ્યું તો કહે કે "કંઈ કામ તો કરતો નથી. સ્કુલ છોડી દીધી છે તો જઈને શીખને! કંઈક ને કંઈક કરતો રહીશ તો મન પણ મઝામાં રહેશે." ગોઠવણ થઈ ગઈ. એક એક પાઠ માટે વીસ વીસ રૂપિયા દેવા પડશે. મહિને ત્રણ ચાર પાઠ એ પોતાને ઘેર શિખવાડતા. પણ ખૂબ જ કાળજીપૂર્વક શીખવતા. એમની પાસે વૃક્ષ, ડાળ, પાંદડાં—એ બધું જ ચીતરતા શીખ્યો. પેસ્ટલનું કામ પણ એ કાળજીપૂર્વક શીખવતા. તૈલ–ચિત્રો, પ્રતિકૃતિ–આલેખન, આટલું એમની પાસે શીખ્યો. ચિત્ર–શિક્ષણનાં મંગલાચરણ થયાં. થોડા દિવસ જતાં જોયું તો એની પાસેથી 'મંગળાચરણ'થી વધુ વિદ્યા મને ચડતી જ નથી. તૈલ–ચિત્રનો પ્રારંભ કર્યો ત્યારે જોયું તો ઇટાલિયન પદ્ધતિએ આગળ વધી શકાતું નથી. બાંધી ગતની જેમ મર્યાદામાં રહીને પીંછી વડે ધીરે ધીરે ચીતરવું વધુ ન ફાવ્યું. આ કરતાં તો પહેલાં ઝાડપાન ચીતરવામાં વધુ આનંદ આવતો. પરંતુ આર્ટ સ્કુલની રીતે રહી રહીને પીંછી ચલાવવી ને રંગ મેળવવા એ તો મારાથી કદી બન્યું જ નહિ. છ મહિનામાં જ સ્ટુડિયોનું બધું શિક્ષણ પતાવી હું બહાર નીકળી પડ્યો.

પરણ્યો. રીતસરનો ગૃહ–સંસાર શરૂ કર્યો. છતાં ચીતરવાનો શોખ કેમે કરતાં ઘટયો જ નહિ. ત્યારે હું જાણતો એટલું જ કે નોર્થ લાઈટ મોડલ ન હોય તો ચીતરી શકાય જ નહિ, અને સ્ટુડિયો વિના આર્ટિસ્ટ ચિત્ર ચીતરે પણ ક્યાં બેસીને? ઉત્તર તરફનો એક ઓરડો જોઈને ઘેર જ સ્ટુડિયો ઊભો કર્યો. 'નોર્થ લાઈટ', 'સાઉથ લાઈટ' નક્કી કરીને બારી ઉપર પડદા નખાવ્યા. બારણામાં આવતું 'સ્કાઈ લાઈટ.' બરાબરનો સ્ટુડિયો બનાવીને બેઠો. રવિકાકાએ ખૂબ ઉત્સાહ આપ્યો. એ સ્ટુડિયોમાં જ રવિકાકા એ વખતે મને 'ચિત્રાંગદા'ના ચિત્રો માટે સૂચના આપી રહ્યા છે એ, એ વખતના ફોટાઓમાં જોયું છે ને? ચિત્રાંગદા ત્યારે તાજું જ લખાયું હતું. રવિકાકાએ કહ્યું કે એમાં ચિત્રો આપવાનાં છે, ત્યારે મને થોડીક હિમ્મત પણ આવી હતી. "ભલે, તૈયાર છું." મેં જવાબ આપ્યો, અને ચિત્રાંગદાના બધાં ચિત્રો કર્યા. એની નકલ કરીને ચિત્રાંગદા પ્રગટ થયું. એ ચિત્રો જોતાં આજે બેશક હસવું આવે છે, પણ રવિકાકા સાથેના મારા કળા–સંબંધનું એ પ્રથમ ચિહ્ન છે. ત્યારથી માંડી આજ સુધીમાં ઘણી ઘણીવાર રવિકાકા સાથે કળાના ક્ષેત્રમાં કામ કર્યું છે, ને એમની પાસેથી પ્રેરણા પામ્યો છું. આજે હું જે કાંઈ કરી શકયો છું, એનાં મૂળમાં એમની પ્રેરણા જ રહી છે. એ દિવસોમાં રવિકાકાનો ચહેરો મેં ઘણીવાર ચીતર્યો છે. પેસ્ટલ ડ્રોઇંગ સારી પેઠે ત્યારે જ શીખ્યો હતો. સ્ટુડિયોમાં જે કોઈ મળી જતું એનું પેસ્ટલ ડ્રોઇંગ કરતો. અક્ષયબાબુ, મોતીબાબુ, સહુનાં ચિત્રો કર્યાં હતાં. મહર્ષિનું સુદ્ધાં. એમ કરતાં કરતાં તૈલ ચિત્રોમાં હાથ જમાવ્યો. રવિકાકાનું પણ પેસ્ટલ ડ્રોઇંગ કરેલું, પણ જગદીશબાબુ* એ લઈ ગયા.

એ જ દિવસોમાં રવિ વર્મા અમારે ત્યાં આવ્યા હતા. હું ત્યારે તાજો આર્ટિસ્ટ હતો. મારા સ્ટુડિયોનું કામકાજ જોઈ એ બહુ ખુશી થયા હતા ને એમણે કહેલું કે "ચિત્રો જોતાં તો આનું ભાવી ઊજળું જણાય છે." હું ત્યારે ક્યાંક બહાર ગયો હતો. ઘેર પાછા ફરતાં ઘરનાં માણસોને મોંએ આ સાંભળેલું.

પેસ્ટલમાં હાથ જામ્યો, પણ મન હવે એના પર ઉદાસીન થવા માંડ્યું. માત્ર પેસ્ટલનું કામ હવે નહોતું ગમતું. તૈલ–ચિત્રો ચીતરતાં શીખવાનું મન થયું અને એક અંગ્રેજ આર્ટિસ્ટને પકડ્યો. એનું નામ હતું સી. એલ. પામર. એની પાસે જતો. પૈસા આપીને વિલાયતી ગોરા મોડલ લાવતો ને માનવ આકૃતિ ચીતરતાં શીખતો. મારો પટાવાળો એક દિવસ એક ગોરાને મોડલ તરીકે લઈ આવ્યો. એણે આવીને ઝટપટ એનાં કપડાં ઉતારવા માંડ્યાં. બધાં કપડાં ઉતારી એ પાટલૂન ઉતારવા જતો હતો. હું બરાડી ઊઠ્યો કે "અરે! અરે! આ શું કરો છો? પાટલૂન તમારે નથી કાઢવાનું." પણ એણે તો પાટલૂન ઉતારવાની તૈયારી કરતાં કહ્યું કે "એમ ન કરું તો તમે મને ઓછા પૈસા આપશો." મેં પામરને કહ્યું કે "સાહેબ, તમે આને સમજાવીને કહી દો કે પૈસા એને બરાબર જ મળશે. માટે પાટલૂન ઉતારે નહિ. એ પાટલૂન સિવાય ઉઘાડે બદન બેસે તે પૂરતું છે." આખરે સાહેબે એને સમજાવીને શાંત કર્યો. એકવાર એક એંગ્લો–ઇન્ડિયન મેમ મોડલ તરીકે આવી હતી. એનું પાર્ટ્રેટ ચીતર્યું. તે ચિત્ર જોઈને એ બાઈ પૈસાને બદલે એ ચિત્ર જ માગી બેઠી. કહે કે "પૈસા મારે નથી જોઈતા, એને બદલે આ ચિત્ર જ મને આપી દો, તમારે મને આપવું જ પડશે, નહિ તો એક ડગલું પણ નહિ ભરું." હું ચિન્તામાં પડ્યો કે આનું કરવું શું? સાહેબ કહે: "એ ભલેને કહે, ચિત્ર એને ન આપી શકાય." અને એમણે એને જરા જોરથી ધમકાવી કે તુરત પેલી સડસડાટ કરતી ચાલી ગઈ. એ જ રીતે થોડા વધુ દિવસોમાં

* મશહૂર વિજ્ઞાની જગદીશચંદ્ર બોઝ

તેમની ઢબનાં તૈલ-ચિત્રો કરવાની કુશળતા પ્રાપ્ત કરી. એ પછી એક દિવસ એમણે એક મોડલ કમર સુધી ચીતરવા આપ્યું, ને કહ્યું કે "એકી બેઠકે બે કલાકમાં આ ચિત્ર પૂરું કરવાનું છે." મેં એ કામ તે મુજબ પૂરું કર્યું. સાહેબ ખુશ થયા. કહે કે "આબેહૂબ અદલ થયું છે—passed with credit." મેં કહ્યું, "એ તો સારું, પણ હવે મારે કરવું શું?" સાહેબ કહે: "જે કાંઈ મારે શીખવવાનું હતું તે મેં તને શીખવી દીધું છે, હવે તારે એનેટોમી (શરીરશાસ્ત્ર) નો અભ્યાસ કરવો જોઈએ." અને એટલું કહી એમણે મુડદાની એક ખોપરી આપી તે ચીતરવાનો આદેશ આપ્યો. એ ખોપરી જોતાં જ મને કોક દરદનાં બિયાં હવામાં મારી તરફ આવતાં હોય એમ જણાયું. મેં સાહેબને કહ્યું કે "મારા મનમાં કંઈક થાય છે." પણ સાહેબ કહે કે "No, you must do it. તારે એ કરવું જ પડશે." એ બધોય વખત મનમાંને મનમાં હું જાણે અકળાતો રહ્યો. જેમતેમ કરીને એ પૂરું કરીને ઘેર પાછો ફર્યો ત્યારે જોયું તો ૧૦૬ ડિગ્રી તાવ હતો.

મોડી સાંજે ભાનમાં આવતાં જોયું તો ઘરની બત્તીઓ બૂઝાતા દીપકની જેમ ટમટમી રહી છે. બાએ પૂછયું કે "શું થયું છે?" મેં માને પેલી મડદાની ખોપરીની વાત કરી અને માએ તત્કાળ પૂરતું મારું ચીતરવાનું બંધ કરાવ્યું, એમ કહીને કે હવે વધુ ચીતરવાનું શીખવાની જરૂર નથી. થોડો સમય ચિત્ર-શિક્ષણ બંધ રહ્યું. એ પછી મને ફ્રેન્ચ શીખવવા એક માસ્તર આવતા. એમનું નામ હતું હેમર ગ્રેન. રામમોહનરાયનું નામ સાંભળીને એ પોતાને દેશ, નોરવેથી ખાસ અહીં આવ્યા હતા. એમની પાસે ફ્રેન્ચ શીખ્યો. એ બહુ સારી રીતે ભણાવતા, પણ હું ભણવાના સમયમાં ચોપડીમાંની ખાલી જગ્યામાં એમનું નાક, મોં વગેરે ચીતર્યા કરતો. એથી ફ્રેન્ચ હું વધુ શીખી શક્યો નહિ. એમનું અવસાન અહીં જ થયું હતું. તે પછી મેં મારી ચોપડીમાંથી પેલી રેખાઓ જોઈ જોઈ ને એમનું ચિત્ર ચીતર્યું હતું. ઘણા સમય પછી પેલે દિવસે રવિકાકાએ કહ્યું કે "નોરવેમાં એનું સ્મારક થાય છે. તારી પાસે તેમનું કંઈ ચિત્ર હોય તો તે લોકો તે મગાવે છે." એમનું ચિત્ર ત્યાં કોઈની પાસે નહોતું. મેં જૂના બાકસ ફંફોળી પેલું ચિત્ર શોધીને તેમને મોકલી આપ્યું. એમનાં આત્મીય સ્વજનોએ ખૂબ ખુશી થઈને એ વિષે મને કાગળ લખેલો. સુભાગ્યે એમનો ચહેરો રમતરમતમાં મારી ચોપડીમાં અંકિત થઈ ગયેલો તે કામ લાગી ગયો.



શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુરનું જાણીતા કલાગુરુ શ્રી. જગન્નાથ અહિવાસીએ કરેલું રેખાંકન. અવનીબાબુના સ્વાક્ષર પણ સાથે છે.

**ત્યારે** કલકત્તામાં પ્લેગ ફાટી નીકળેલો. ચારે બાજુ એનું જોર. ઘેરઘેર ખાટલા. કુટુંબોનાં કુટુંબો સાફ થઈ જતાં. રવિકાકા અને અમે આ ઘરનાં સૌએ મળી ફાળો ઉઘરાવી પ્લેગની ઇસ્પિતાલ ખોલી હતી. ઘેરઘેર ફરીને દવા વહેંચતાં. રવિકાકા અને સિસ્ટર નિવેદિતા શેરીએ શેરીએ તપાસ માટે જતાં. નર્સ-દાક્તર વગેરે બધી ગોઠવણ કરેલી. એ પ્લેગ મારા મનમાં પણ અસર કરી ગયો. ચીતરવાનું ઓછું કરી હું ગાવા-બજાવવા તરફ વળ્યો. ચારે બાજુ જ્યારે પ્લેગે હાહાકાર મચાવી દીધો હતો, ત્યારે હું બેઠો બેઠો વિવિધ વાજિંત્રો બજાવ્યા કરતો. થવાનું હશે તે પ્લેગ અમારે ત્યાં મારા જ ઘરમાં પ્રવેશ્યો, અને મારી નાની દીકરીને ઉપાડી ગયો. ફૂલ જેવી મારી એ દીકરી મારી બહુ લાડીલી હતી. બા કહેતાં કે અવનની આ છોકરી જ સૌથી સુંદર છે. નવ-દશ વરસની દીકરી ટપ કરતીક ઘરમાંથી સદાને માટે ચાલી ગઈ. મારું હૈયું ભાંગી પડયું. મન કેમે કર્યું શાંત ન થાય. આખરે અમે ચૌરંગી બાજુના એક મકાનમાં સ્થળાંતર માટે જતા રહ્યાં. ત્યાં રહેતાં, નાનો એવો એક પોપટ ખરીદ્યો. એને ચણા ને સાથવો ખવરાવું. મારી પત્ની પણ એને ખવડાવતી. અમે એને બોલી શિખવાડતાં. એ નાનું પંખી બાળ-દુઃખ ભુલાવવામાં અમારું સાથી થયું. એનું નામ પાડેલું 'ચંચુ.' માનો ખોળો તજીને એ અમારે ત્યાં ખાલી ખોળે આવ્યું હતું.

એ દિવસોમાં પતંગ ચગાવવાની ધૂન જાગેલી. બાજુના મકાનમાં રહેતી મિસીસ હાવર કરીને એક બુઢ્ઢી યાહુદી મેમ સાહેબ સાથે ઓળખાણ થઈ. એ ભલાં ડોશીમા મારું બહુ ધ્યાન રાખતાં. વિવિધ વાનીઓ બનાવી મને એનો આસ્વાદ કરાવતાં. એને એક સુંદર મઝાનો બગીચો હતો. બકરાંના

ત્રાસથી બચવા એના ફરતી પહાડ જેવી મોટી વાડ કરી હતી. બા સાથે એને બહુ વાતો થતી. અવારનવાર મારા માટે સરસ સુંગધી તમાકુ પણ મોકલાવે. આ રીતે ત્યાં મારા દિવસો વીતતા હતા. તેવામાં એક દિવસ ભાભુએ આવીને કહ્યું કે "તારે આર્ટ સ્કુલમાં જવું પડશે. હેવેલ* તને પ્રિન્સીપાલ બનાવવા ઇચ્છે છે." પરંતુ એ વખતે મારી મનોદશા ઓછી કંઈ કામ કરવા જેવી હતી? મેં સાહેબને મારા મનની વાત કરી. એ મારા વડીલ જેવા હતા. એમણે કહ્યું, "તું શું કરે છે? You do your work. Your work is your only medicine. તું તારૂં કામ કર્યે જા, તારું કામ જ તારી એક માત્ર દવા છે." હું એમને સદાયે વડીલ તરીકે આદર આપતો આવ્યો છું; એમની ભક્તિ કરતો આવ્યો છું. પરંતુ ઓછું એ તદ્દન સ્વેચ્છાએ કરતો? એ પણ મને સદાયે collaborator–સહકર્મી–ગણીને માનથી, આદરપૂર્વક બોલાવતા. કયારેક કયારેક ચેલો પણ કહેતા. મારા પર એમને પોતાના નાના ભાઈ જેવું હેત હતું. મને નંદલાલ ઉપર હેત છે તેથી વધુ હેત એમને મારા ઉપર હતું.

એ તો કહી ગયા. પણ હું નોકરી કરીશ ખરો? ત્યાં સમયસર હાજરી આપવી પડશે, જ્યારે અહીં તો દિવસમાં સાત વાર તમાકુ ખાવાની ટેવ. વળી શરીર પણ જરાક કથળેલું. મે કહ્યું, "ભાભુ, એ મારાથી નહિ બને. તમે ઠીક પડે તે રીતે સમજાવજો સાહેબને." પણ સાહેબ હતો અંગ્રેજ બચ્ચો. એમ છોડે તેમ નહોતો. એણે કહેવડાવ્યું કે "તમારા દીકરાની બધી જ જવાબદારી મારા ઉપર. તમાકુ એ ફાવે એટલી વાર ખાઈ શકશે. એની તબિયત હું સારી કરી આપીશ. સુખ-સગવડમાં એને વાંધો નહિ આવે. એનાં બપોરનાં ભોજનની ચિન્તા મારા ઉપર." કેમે કર્યો મને છોડ્યો નહિ. આખરે 'હા' પાડવી જ પડી પણ વળી ચિન્તા ઊભી થઈ કે હું ત્યાં જઈને શીખવીશ શું? અને હું પોતે પણ શું જાણું છું? સાહેબ કહે કે, "એ જોવાનું કામ મારું છે, તું એની ચિન્તા ન કરતો. તું ફક્ત તારું કામ કર્યે જજે. મહિને તારે કેટલા રૂપિયા જોઈએ એ મને કહે." મેં કહ્યું, "એ હું શું જાણું? જ્યારે બધું જ તમારે જોવાનું છે તો એ વાત પણ તમારે જ વિચારવાની છે. શું દેવું, શું ન દેવું, એ તમારી મરજીની વાત છે. મારે કંઈ નથી જોઈતું." સાહેબે કહ્યું, "વારુ, તને હું વાઈસ પ્રિન્સીપાલ બનાવું છું. માસિક ત્રણસો રૂપિયા તને મળશે."

સવારે થોડું થોડું ખાઈને જવું શરૂ કરી દીધું. પહેલે દિવસે ઓફીસમાં પ્રવેશતાં જ ઉત્સાહ ઓસરી ગયો. ઓફિસ કામ જેવું કંઈ તો હું જાણતો જ નહિ. સાહેબ કહે કે "તને કોણ એ બધું કરવા કહે છે? એને માટે તો હેડમાસ્ટર અને હેડક્લાર્ક વગેરે છે. ઓફિસનું કામ એ બધા સંભાળશે. તું તારું કામ કર્યે જા." અને પછી, "ચાલ, તને આર્ટ ગેલેરી બતાવી દઉં" કહી એ મને આર્ટ ગેલેરી બતાવવા લઈ ચાલ્યા. આગળ પાછળ પટાવાળા મોટા એવા એક હાથપંખા વડે પવન ઢોળતા ચાલતા હતા. વચ્ચે હું અને સાહેબ. શાહી ઢબે હું જતો હતો બડા સાહેબની આર્ટ ગેલેરી જોવા. ત્યાં જઈને સાહેબે પટાવાળાને કહ્યું, "આનો પડદો ખેસવો." બહુ મોટી આર્ટ ગેલેરી જોઈ ન હોય તો! કે એમાં પાછો પડદો ખસેડવાનો–! આજે એ વિચારતાં હસવું આવે છે. મોગલ પદ્ધતિનાં બેત્રણ ચિત્રો અને એકબે પર્શિયન ચિત્રો. આ ચારપાંચ ચિત્રોની હતી ત્યારે એ આર્ટ ગેલેરી. પડદો દૂર થયો ને જોયું તો એક બગલાનું ચિત્ર. નાનકડું જ. હું ધ્યાનપૂર્વક એ જોતો હતો. સાહેબ છાતીએ હાથ મૂકી પાછળ ઊભા હતા. મારા હાથમાં એક આગિયો કાચ આપતાં એમણે કહ્યું કે "આ લે, આના વડે જો."

ત્યારથી એને હું કદી વેગળો ન મૂકતો. લાંબા સમય સુધી એ મારા ઝભ્ભાના ખીસામાં જ ફરતો રહેતો. નંદલાલને હું કહેતો કે એ તો મારો 'દિવ્યચક્ષુ' છે. એ કાચ આંખ પાસે રાખી હું પેલું ચિત્ર જોવા લાગ્યો અને જોઈ જ રહ્યો. એ કોઈ સામાન્ય નાના બગલાનું ચિત્ર નહોતું. એમાં તો એક મોટા રાક્ષસી બગલાને બેસાડી દેવામાં આવ્યો હતો. કાચ વાટે જોતાં એનાં પ્રત્યેક પીંછામાં કંઈ અજબ કારીગરી દેખાઈ. પગ પાસે ખરબચડું ચામડું, અણીદાર નખ, ઝીણાંઝીણાં પીંછાં–શું જોઉં ને શું ન જોઉં! હું તો અવાક્ થઈ ગયો. મોંમાં શબ્દ ન આવે. મારી પાછળ સાહેબ એમને એમ છાતીએ હાથ મૂકી ઊભા ઊભા મારી એ સ્થિતિ જોઈ આછું આછું હસે છે. જાણે એ જાણતા જ હતા કે આ કાચ વાટે એ છબી જોતાં મારી સ્થિતિ આવી જ થવાની. તે પછી બીજાં ત્રણ-ચાર ચિત્રો જોયાં. બધામાં એ એક જ વાત. મારું માથું ફરી ગયું. ત્યારે તો આપણી કળામાં પણ આવી જ ચીજ છે. નાહકનો આજ સુધી ચિંતામાં મરતો હતો. જૂનાં ચિત્રોમાં ઐશ્વર્ય અપરંપાર જોતો. સોનું, રુપું પણ અઢળક વેર્યું હોય છે એમાં; પરંતુ એક ચીજનો એમાં અભાવ જણાતો અને તે ભાવ. બધું જ ઐશ્વર્યથી ભરી દીધું છે, કયાંય જરા જેટલીયે કંજુસાઈ દાખવી દેખાતી નથી. છતાં ભાવ એમાં લાવી શકાયો નથી. માનવી ચીતરતાં સૌએ શણગાર કરીને જાણે પૂતળાં બેસાડી આપ્યાં છે. મે જોયું કે હવે મારો વારો છે. ઐશ્વર્ય મળ્યું છે, કઈ રીતે એને વાપરવું એ જાણ્યું. હવે ચિત્રમાં ભાવ જગાડવો પડશે.

ઘેર આવીને ચીતરવા બેસી ગયો. ને ચીતર્યું 'શાહજહાંનું મૃત્યુ.'

એ ચિત્ર એટલું બધું સુંદર થયું હતું તે ઓછું આપ મેળે? પુત્રીના મૃત્યુની જે કંઈ વેદના હૈયામાં ભરી હતી તે બધી જ એ ચિત્રમાં રેડી દીધી હતી. "મૃત્યુની રાહ જોતા શાહજહાં" માં મારા હૈયામાં હતી તેટલી બધી જ વ્યથા

* ભારતીય કલાના પુનરુત્થાનના બીજા વિખ્યાત પ્રણેતા અને હિંદી કલા વિષેના ચિરંજીવ ગ્રંથોના કર્તા.

મેં હાલવી દીધી. દીલ્હીમાં જ્યારે દરબાર ભરાયો ને મોટા મોટા અને જૂના જાણીતા ચિત્રકારોનાં ચિત્રોનું પ્રદર્શન ત્યાં ભરાયું ત્યારે હેવેલ સાહેબે મારાં એ ચિત્રો તથા ' તાજ-નિર્માણનું ' ચિત્ર દિલ્હી દરબારમાં મોકલી આપ્યાં. મને એક મોટો એવો રૂપાનો ચાંદ મળ્યો. વજનમાં ઠીક ઠીક ભારે હતો. તે પછી ચેગેશે એ જ ચિત્રો કોન્ગ્રેસ ઇન્ડસ્ટ્રીયલ એક્ઝીબિશનમાં મોકલ્યાં. ત્યાંથી એક સુવર્ણ ચંદ્રક મળ્યો હતો. આ રીતે ત્રણ ચાર ચંદ્રકો મળ્યા છે, પણ મેં એ કદીયે પહેર્યા નથી.

" શાહજહાં " ચિત્રની વાત મૂકો. પેલા " પદ્માવતી "-ના ચિત્રની વાત કરું. હેવેલ સાહેબે એ પદ્માવતી અને વૈતાલ પચીસીનાં ત્રણચાર ચિત્રો સ્કુલના પ્રદર્શનમાં મૂકયાં. "પદ્માવતી" ચિત્રની કિંમત શું રાખવી ? સાહેબે એની કિંમત એંસી રૂપિયા મૂકી. લોર્ડ કર્ઝન પ્રદર્શન જોવા આવ્યા. એમણે પદ્માવતી ચિત્ર પસંદ કર્યું ને કહે કે 'કિંમત થોડી ઓછી કરી આપો.' સાઠ રૂપિયા જેવી કંઈક રકમ દેવા એણે ઇચ્છા દર્શાવી. મેં કહ્યું, " સાહેબ, આપી દો. રૂપિયાપૈસા કંઈ મારે જોઈતા નથી. લોર્ડ કર્ઝને માગ્યું છે એ જ ઘણી કિંમત છે." સાહેબ કહે કે "તું ચૂપ રહે, જે કહેવા સમજવાનું હશે તે હું સમજીશ." આમ કહી લોર્ડ કર્ઝનને બધી વાત સમજાવી. પણ ન તો ચિત્રની કિંમત ઓછી કરી, કે ન તો લોર્ડ કર્ઝનને આપ્યું. મેં છેલ્લે શું કર્યું, કહું ? મેં એ "પદ્માવતી"નું અને બીજા બેત્રણ ચિત્રો જે હતાં તે હેવેલ સાહેબને ભળાવતાં કહ્યું કે " આ લો સાહેબ, તમારી ગુરુદક્ષિણા; આ હું તમને ભેટ આપું છું. " સાહેબે આનંદપૂર્વક એ સ્વીકાર્યાં. એમણે ખુશી થતાં કહ્યું કે " આ ચિત્રો હું ગેલેરીમાં મૂકાવીશ. ત્યાં લાંબા સમય સુધી એ કાળજીથી જળવાશે."



"ઉમાનું તપ" નામનું શ્રી. અવનીન્દ્રનાથનું પરિપકવ, જાણીતું ચિત્રઃ સને ૧૯૨૩. આજે તો આ વસ્તુ ઘણી પરિચિત છે, પણ લગભગ અરધી સદી પહેલાં અવનીન્દ્રનાથે ભારતીય ચિત્રશૈલી પ્રમાણે કામ કરવાનો આરંભ કરી નવો પંથ સર્જ્યો, જેની ઉપર એમની પાછળ આવનાર અનેક કલાકારો ચાલ્યા છે.

હવે મારા શિક્ષક-જીવનના પ્રારંભકાલની વાત કહું. સાહેબે તો મને એમની સ્કુલમાં લઈ જઈને મૂકી દીધો. સુરેન ગાંગુલી થયો મારો પહેલો વિદ્યાર્થી. સુરેનને સાહેબે વણાટકામ શીખવા બનારસ મોકલ્યો હતો, તેને ત્યાંથી પાછો બોલાવી મને કહ્યું કે " તું તારો વર્ગ શરૂ કરી દે. " અને સુરેન તથા બીજા બેચાર વિદ્યાર્થીઓને લઈને મેં મારા કામનો પ્રારંભ કરી દીધો. એ પછી થોડા સમયે સત્યેન બટબેલ નામનો એક એન્ગ્રેવીંગનો વિદ્યાર્થી એક છોકરાને લઈને આવ્યો. કહે કે " આને તમારે વર્ગમાં લેવો પડશે. " ત્યારે તો હું માસ્તર હતો ને, એટલે ગંભીરતાથી આંખો ઊંચી કરી જોયું. જોયો એક શ્યામવર્ણો બેઠી દડીનો છોકરો. મેં પૂછયું; " કંઈ વાંચતા લખતા શીખ્યો છો ? " તો કહે કે " મેટ્રિક, એફ. એ. સુધી ભણ્યો છું." મે કહ્યું, " જોઉં તારા હાથનું કામ. " એણે એક ચિત્ર બતાવ્યું. એક છોકરી, બાજુમાં હરણ ને વેલપાંદડાં, વૃક્ષ-છોડવા. શકુન્તલા ચીતરી હતી. આ આજકાલના છોકરાઓ જેવી જ મોટાઈ હતી એમાં. મેં કહ્યું, " આ નહિ ચાલે, કાલે સિદ્ધિદાતા ગણેશનું એક ચિત્ર ચીતરી લાવજે. " વળતે દિવસે નંદલાલ આવ્યો. એક લાકડી ઉપર ધજા બેસાડીને એમાં સિદ્ધિદાતા ગણેશનું ચિત્ર ચીતરીને. સવારના સૂરજના વાતાવરણ સાથે સરસ ચિત્ર કર્યું હતું. મેં કહ્યું, "શાબાશ!" એની સાથે એના સસરા હતા. મઝાનો ચહેરો હતો એમનો. એમણે કહ્યું કે "આ છોકરાને તમારા હાથમાં સોંપું છું." મેં એમને કહ્યું કે " વધુ અભ્યાસ કરત તો સારો ધંધોપાણી કરી શકત." નંદલાલે જવાબ આપ્યો કે "અભ્યાસ કરૂં તોયે ત્રીસ રૂપરડીથી વધુ તો કમાણી થવાની નથી. આમાં હું એ કરતાં વધુ મેળવી શકીશ." મેં કહ્યું, " તો મને વાંધો નથી." ત્યારથી નંદલાલ મારી પાસે રહી ગયો. એ રીતે એક તરફ સુરેન ગાંગુલી અને એક તરફ નંદલાલ અને વચ્ચે હું, ને એમ મેં કામ શરૂ કરી દીધું,

હવે એક પંડિત આવી ભળ્યા. કહે કે "નોકરી જોઈએ છે." મેં કહ્યું, "સારૂં. લાગી જાઓ. રોજ અમને મહાભારત રામાયણ વાંચી સંભળાવજો." એ અમારા બાળપણના પંડિત મોશાય રજની પંડિત હતા. એ રોજ આવીને રામાયણ - મહાભારત વાંચી સંભળાવતા, અને હું એ પ્રસંગો લઈને ચિત્ર ચીતરતો.

નંદલાલે પૂછ્યું, "શું ચીતરું ?" મેં કહ્યું, "કર્ણની સૂર્યપ્રાર્થના ચીતર." એ ચીતરવા હું મથ્યો હતો પણ બરાબર ફાવ્યો નહોતો. નંદલાલ એ ચીતરી લાવ્યો. મેં એને બેત્રણ wash દઈ એક બાજુ મૂકી દીધું. ચિત્ર હાથમાં લઈ ભૂલ બતાવી બતાવીને મેં એને ક્યારેય શીખવ્યું નથી. એ ચીતરીને લઈ આવે, હું એને થોડાક 'વૉશ' આપી જરા મુલાયમ કરી દેતો, અથવા ક્યારેક નહિ જેવા 'ટચ' આપી દેતો, જે રીતે ફૂલ ઉપર સૂર્યનો પ્રકાશ હાથ ફેરવી દે છે તેમ. જો કે બરાબર સૂર્ય નહિ. હું ક્યાં રવિ હતો ! વિવિધ રંગની માટીનો જ પ્રલેપ દેતો. ત્યારે અમારું ચીતરવાનું ઝડપથી ચાલ્યું હતું. નંદલાલે 'સૂર્ય-પ્રાર્થના' ચીતર્યું તો બીજી બાજુ સુરેને 'રામચંદ્રનો સાગરવિજય' ચીતર્યું: આ કાંઠે ધનુષ્ટંકાર કરતા રામચંદ્ર ધનુષની પણછ ખેંચીને ઊભા છે. નંદલાલ ચીતરી લાવ્યો એક યુવતીનું ચિત્ર. સુડોળ બાંધો ને સુસજ્જિત વસ્ત્રો આદિ. મરોડદાર આંખો ને ભ્રમર. મેં કહ્યું: "આ તો કૈકેયી થઈ, પાછળ મંથરા દાસીને ચીતરી નાખ." ને થઈ ગયું કૈકેયીમંથરાનું ચિત્ર. ચિત્રો ઉપર ચિત્રો ચીતરાવા લાગ્યાં. ચારે બાજુ ત્યારે વાત પ્રસરી ગઈ. ઓરિએન્ટલ આર્ટ સોસાયટી ઊઘડી ગઈ. હોહા મચી ગઈ. શબ્દકોશ મૂકીને 'ઇન્ડીયન આર્ટ' શબ્દ સૌ પ્રથમ ત્યારે લોકજીભે આવ્યો.

હું પોતે જ્યારે ચીતરતો હોઉં ત્યારે કોઈને ઘરમાં પ્રવેશવા દેતો નહિ. અવારનવાર હેવેલ સાહેબ નીરવ પગલે અંદર આવતા અને પાછળ ઊભા ઊભા ચૂપચાપ શું થાય છે એ જોઈ જતા. હું ખુરશી પરથી ઊભો થાઉં તો એ મને ધમકાવતા. મારા વર્ગમાં પણ એ જ નિયમ રાખ્યો હતો. બારણા પર લખેલું રહેતું કે 'તાજિમ માફ.' ચિત્રકામની મારી પદ્ધતિ આ હતી. હું કહેતો કે "ચીતર્યે જાઓ, જો લડાઈમાં ફતેહ ન કરી શકો તો હું તો અહીં છું જ ને ! શો ડર છે ?"

વિદ્યાર્થીને તેનાં ચિત્ર વિષે માસ્તરે કંઈક કહેવું પડે છે, પણ ક્યારેક ક્યારેક એ મોટી આફત બની જાય છે. અને એમાં માસ્તરની જવાબદારી પણ કંઈ ઓછી છે? એક વારની વાત કહું. નંદલાલે 'ઉમાની તપસ્યા' નામનું એક મોટું ચિત્ર ચીતર્યું. પહાડ ઉપર ઊભી ઊભી ઉમા શિવ માટે તપ કરે છે. એની પાછળ માથા ઉપર પાતળી એવી ચંદ્રની રેખા છે. એ ચિત્રમાં રંગ જેવું વિશેષ કંઈ જ નહોતું. આખા ચિત્રમાં સહેજસાજ ગેરૂઆ રંગનો આભાસ હતો. મેં કહ્યું, "નંદલાલ, આ ચિત્રમાં થોડોક પણ રંગ ન મૂક્યો? એની તરફ જોતાં હૈયાંમાં કંઈક થઈ જાય છે. વધુ નહિ તો ઉમાને જરા શણગારી દે. એનાં કપાળમાં થોડુંક ચંદન બંદન લગાવ. ઓછામાં ઓછું એક જવા ફૂલ." ઘેર આવ્યો, પણ રાત્રે ઊંઘ ન આવી. માથામાં રહી રહીને પ્રશ્ન થવા લાગ્યો કે "મેં શા માટે આ બધું નંદલાલને કહ્યું ? કદાચ એણે ઉમાને મારી જેમ નહિ જોઈ હોય. એણે કદાચ ઉમાનું એ રૂપ જ જોયું હશે જેમાં ઉમા પત્થર જેવી દૃઢ જ છે, ને તપ કરતાં કરતાં એનાં રંગ, રૂપ, રસ બધાં ચાલ્યાં ગયાં છે. એથી જ તો 'ઉમાનું તપ' જોતાં હૈયું ફાટી જાય એ સહજ છે. પછી એ ચંદન લગાવે કઈ રીતે ?" ઊંઘી ન શક્યો. સવાર ક્યારે પડે એની રાહમાં તરફડિયાં મારતો હતો. સવાર થતાં જ દોડ્યો નંદલાલને ત્યાં. ડર હતો કે એણે મારી વાત સાંભળી કદાચ રાત્રે જ એના પર હાથ ચલાવ્યો હશે તો ? જઈને જોયું તો નંદલાલ ચિત્રની સામે બેસી એનાં પર રંગ-પીંછી ફેરવતા પહેલાં વિચારી રહ્યો છે.

મેં કહ્યું, "શું કરે છે, નંદલાલ ? થોભ, થોભ, હું કેવી ભૂલ કરી બેસત! તારી ઉમા બરાબર જ છે. હવે એના પર વધુ હાથ ચલાવવાની જરૂર નથી."

નંદલાલે કહ્યું, "તમે કહી ગયા કે ઉમાને શણગાર. રાત આખી મેં પણ એનો જ વિચાર કર્યો; અત્યારે પણ વિચારતો હતો કે એના પર વધુ કામ કરું કે નહિ ?"

કેવો સર્વનાશ કરી બેસત, કહે તો ! જરા વાર લાગત તો આવું સરસ ચિત્ર નાશ પામત ને ? ત્યારથી બહુ ચેતી ગયો છું અને સમજી ગયો છું કે ચિત્ર તો સહુનું, નિજ નિજનું સર્જન છે. એમાં ઉપદેશ દેનારા બીજા આપણે કોણ ?

જ્યારે આપણી ભારતીય કળાની ચર્ચા આગળ વધવા લાગી ત્યારે વિચાર્યું કે ફક્ત ચિત્રોમાં જ નહિ, બધી દિશામાં આ વાત વિચારવા જેવી છે. અને ઘરના સરસામાન તરફ વળ્યો. ગૃહશૃંગારમાં અને આજુબાજુના વાતાવરણમાં ભારતીય કળાનું વાતાવરણ લાવવા પ્રયત્નશીલ થયો. ઘરમાં જે કંઈ જૂનો સરસામાન, વડીલોના જમાનાની કીમતી કીમતી ચીજ વસ્તુઓ હતી તે બધી વેચી નાખી. કહ્યું કે "બધું ખંખેરી નાખ, જે કંઈ છે તે બહાર ફેંકી દે." ને પછી મદ્રાસી મિસ્ત્રી ધનકોટી આચારીને બોલાવી કામે લગાડી દીધો. હું પોતે જ નમૂના આપતો, નકશો બતાવતો અને એમ નવું રાચરચીલું તૈયાર થતું. બધું સાદું સીધું રાચ કરાવ્યું. એની પાસે આખા ઘરમાં પથરાઈ રહે તેવી જાપાની ગાદી કરાવી. અત્યારે તમે ખાટના જે પાયા જુઓ છો એ ક્યાંથી આવ્યા તે જાણો છો ? કોડિયું રાખવાની થાંભલી પરથી. મજૂરી કંઈ ઓછી કરી છે? સૌ પ્રથમ ભારતીય રાચરચીલાની શરૂઆત તો અહીંથી જ થઈ હતી; હવે આ બધાને એક રાહ મળી ગયો છે. એમાં થોડોક નવો ફેરફાર કરી દેવો સહજ છે. પરંતુ અમારે તો ત્યારે મૂળ સહિત ઝાડ ઉખેડી તદ્દન નવેસરથી નવું વૃક્ષ અમારે હાથે જ રોપવું પડ્યું હતું. એને આ વિચારે જ જાળવી રાખેલું કે એક દિવસ એમાં ફૂલ ફૂટી શકશે.





# થેંક યૂ સર!

પ્રેમની કૃતાર્થતાની કથા

લેખક: કરસનદાસ માણેક

ચિત્રકાર: મધુકર શેઠ

ચન્દ્રકાન્ત જેવા તેજસ્વી અને સહૃદય નવજુવાનના આપઘાતથી કૉલેજના મિત્રમંડળ ઉપર ફરી વળેલ શોક હજુ પૂરેપૂરો તો નહોતો જ શમ્યો; પણ સમાચારના પ્રથમ આઘાતે ચઢાવેલી કળ હવે ધીરે ધીરે વળવા માંડી હતી; અને પ્રથમની ક્ષણોની દિગ્મૂઢ નીરવતાનું સ્થાન હવે, આપઘાતના કારણરૂપ – કે કારણરૂપ મનાતી – ઘટનાઓના વિશ્લેષણ કરતી ઝીણી ઝીણી ગુઝવટોએ લેવા માંડયું હતું.

મોં ઉઘાડનારાઓમાં પહેલા પ્રો. કૌશિક હતા. "ઊર્મિલતા એ નવયૌવનનું સહજ લક્ષણ છે. ભૂષણ પણ છે–પણ તે અમુક મર્યાદામાં જ." મન સાથે જ વાત કરતા હોય એમ એ કહેતા હતા, "પણ સમતોલતા, સ્વસ્થતા, ગમે તેવા પ્રતિકૂળ સંયોગો વચ્ચે પણ આત્મ-ઘાતક નિરાશાની કાળખીણમાં ફંગોળાઈ જવાનો ઈન્કાર કરવા જેટલી શૌર્યભરી સબૂરી વિના બધું જ નકામું!"

"એ તો, સાહેબ, વાતો કરવી સહેલી છે." એમ. એ. ના બીજા વર્ષમાં ભણતી ચારુબાળાએ ટકોર કરી.

"અને ખાસ કરીને યૌવનના છેલ્લા સીમાચિહ્નને વટાવી ગયા પછી!" ચારુબાળાની ચારુતાનું એક તીરછી નજરથી આચમન કરી લઈને અનિલે પડઘો પાડયો. પોતાની પ્રેયસીના પ્રત્યેક વિધાનનું ભારપૂર્વક સમર્થન કરવું એ અનિલનો જીવનમંત્ર હતો. ઉપરાંત ગાંભીર્યની સાક્ષાત્ મૂર્તિરૂપ લાગતા પ્રો. કૌશિક સામે, તેના છીછરા સ્વભાવને, આમેય તે કંઈક અણગમો તો હતો જ.

"કિસીકે દિલકી કોઈ કયા જાને!" આ વરસે જ મેટ્રિક પસાર કરીને કૉલેજના પ્રથમ વર્ષમાં જોડાયેલી, છતાં ચમકારા મારતી મેધા અને ઝગારા મારતા સૌંદર્યને કારણે 'સિનિયરો' માં પણ 'સિનિયર' થઇ બેઠેલી નયનતારા એક ઊંડો નિશ્વાસ નાખીને ગણગણી!

મંડળિ થોડીક પળો સુધી ફરીવાર મૌનના સાગરમાં ડૂબી ગઈ.

"પ્રેમમાં નિષ્ફળતા મળવી એ કૈં માનવીના આળા મન માટે જેવો તેવો ફટકો નથી." ડૂબેલાઓને કોઈ કુશળ તારાની અદાથી પાણીની સપાટી ઉપર લાવવાની કોશિશ કરતાં પ્રો. કૌશિકે ફરી શરૂઆત કરી. "પણ નિષ્ફળતાનાં ઝેરને અમૃત ગણીને ગટગટાવ્યા વગર સાચી માનવતા કદી પાંગરતી જ નથી."

વિદ્યાર્થીવૃન્દને આ 'તત્ત્વદૂંપણું' કૈંક હાસ્યાસ્પદ લાગવા માંડયું.

"આવા પ્રસંગમાં તમે હો, સાહેબ, તો શું કરો?" ચબરાક નયનતારાથી પૂછી જવાયું.........

અને ગણિતના અધ્યાપકને ચાલતે વર્ગે "ગાન્ધર્વ-મલ્હારમાં કયા કયા સૂરો આવે છે, સર?" એવો પ્રશ્ન કોઈ ટીખળી વિદ્યાર્થી પૂછી બેસે એવો તાલ થઈ ગયો! બીજે

કોઈ પ્રસંગ હોત, તો આવા સવાલે અટ્ટહાસ્ય જ સર્જ્યું હોત! પણ......

પ્રો. કૌશિક જેવું નામ! એમને વળી આવો પ્રસંગ આવે! કયાં તત્ત્વજ્ઞાનની શુષ્કતા અને કયાં પ્રેમની રસ-મસ્તી!........સૌને થયું! પણ પ્રો. કૌશિકના મુખ ઉપરની તો એક રેખા સુદ્ધાં ન્હોતી બદલાઈ!

"આવા પ્રસંગમાં હું હોઉં તો?" એક એક શબ્દને વાગોળી વાગોળીને તેમણે પડઘો પાડયો. "કોણ જાણે! પણ એવા અનેક પ્રસંગો મેં દીઠા છે, જ્યાં પ્રેમમાં નિષ્ફળતા સાંપડ્યાં છતાં પ્રેમીઓએ આપઘાત તો નથી જ કર્યો!"

"પણ તો પછી એ પ્રેમીઓ જ નહિ હોય!" મંડળી-માંથી એક જણે 'રિડકશિયો ઍાડ ઍબ્સરડમ્'ની પદ્ધતિએ દલીલ કરી. "પ્રેમી વગર જીવી શકે એ પ્રેમ જ નહિ!"

પ્રોફેસરનો ચહેરો એકાએક વધુ ગંભીર બની ગયો. પણ તે એક જ પળને માટે. આવા બિનઅનુભવી સ્વમત-આગ્રહને સમજાવવો શી રીતે, એમ પણ તેમને થયું હશે, કદાચ. "એમ પણ હોઈ શકે, દુનિયાની કોઈ પણ વસ્તુને અંગે સંપૂર્ણ શ્રદ્ધાશીલ બનવું શકય જ નથી." એવો કોઈ સામાન્ય સિદ્ધાન્ત મંજૂર રાખતા હોય એવા અવાજે તેમણે કહ્યું, "પણ ઘનશ્યામ અને સુલોચનાને વિષે, આ મિત્રે કહ્યું તેવી શંકા, તે વખતે તો કોઈએ ઉઠાવી નહોતી!"

"ઘનશ્યામ? સુલોચના? એ વખતે એટલે કયા વખતે? આપ કોની વાત કરો છો, સાહેબ?" એકી સાથે અનેક સવાલો તેમની સામે ઊછળી રહ્યા.

"**મા**રા એક અતિ નિકટના મિત્રની. ત્રીશેક વરસ પહેલાંની વાત છે. હું એમ.એ. થઈ ને યુ. પિની એક કોલેજમાં લેકચરર નીમાયો ત્યારે ઘનશ્યામ પણ ત્યાં હતો. લેકચરર, મારી જ ઉમ્મરનો. અને મારા જ જેવો પુસ્તક–કીટ. વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરતો હોય તેટલી જ વાર એ જગતના સંપર્કમાં. બાકી તો ભલો એ, અને ભલું એનું લેખન-વાચન. જડ, શુષ્ક, માનવવેષધારી પુસ્તક, એવાં એવાં અનેક વિશેષણોથી સૌ એની મશ્કરી કરતાં. ફક્ત બે જ જણા સિવાય."

"એ બે ધન્ય આત્માઓમાંથી એક તો આપ હશો." સર્વજ્ઞતાના દાહથી નયનતારા વચ્ચે બોલી ઉઠી. "અને બીજા હશે તમારા એ ઘનશ્યામ જાતે જ!"

પ્રોફેસર કૌશિકે તેની સામે જોયા વગર જ જવાબ આપ્યો. "ઘનશ્યામની મશ્કરી ન કરનાર બે જણમાં બીજી હતી. સુલોચના!"

"તો પછી એ સુલોચના પણ તમારા ઘનશ્યામ જેવી, અને તમારા જેવી, પુસ્તક–કીટ જ હોવી જોઈએ!"

"હોવી જોઈએ? હતી જ! સુલોચના તમે કલ્પો છો તેવી પુસ્તક–કીટ જ હતી. પણ તે સિવાય પણ એ ઘણું ઘણું હતી! એની આંખો,–પણ હું તમને એક વાત તો કહેતાં જ ભૂલી ગયો! સુલોચના એ કૈં એનું કોઈએ પાડેલું નામ નહોતું! એ તો ઘનશ્યામે જ એનું આ નામ પાડયું હતું; અને ખરેખર એ આંખો, જીવનમાં એકાદ વાર જ જોવા મળે અને કદી યે ન ભૂલાય એવી હતી! પ્રકૃતિએ એ આંખોને જાણે પુરુષહૃદયને ચગડોળે ચડાવવા માટે જ સરજી હતી! આનો અર્થ એવો પણ નથી કે એ આંખોમાં ચકળ-વકળતા હતી. ના, જરા ય નહિ. એ તો રહેતી સદૈવ સ્થિર-તેજ અને શાંત. પોપચાં મોટે ભાગે ઢળેલાં જ હોય! સૌને એમ જ થાય, કે કયારે આ પડદા ઊંચકાય, અને કયારે, એની પાછળ સતત નર્તન કરતા તેજપૂવારાની થોડીઘણી શીતળ શીકરો અમે ઝીલીએ.

આમ પોપચાંના પડદા પાછળ પથરાયેલી એ સૌન્દર્ય-સૃષ્ટિની ઝાંખી કરવા અમારી કોલેજની દોઢેક હજાર જેટલી આંખો નિરન્તર અધીર જ રહ્યાં કરતી."

"એક ફક્ત ઘનશ્યામ અને આપની ચાર આંખો સિવાય!"

"હું તે વખતે પંચાવન વરસનો નહોતો, નયનતારા!" નયનતારાની દખલગીરી જાણે સાવ સ્વાભાવિક હોય એવા ભાવે પ્રો. કૌશિકે સમજાવ્યું. "અને ઘનશ્યામ પણ. અમે નવા લેકચરરો, અને તે વખત પણ જુદો. એનું code of behaviour–આચારશાસ્ત્ર પણ આજના કરતાં સહેજ જુદું. એટલે જરા વધુ સંભાળીને રહેવું પડે. પણ પેલું સંસ્કૃત સુભાષિત છે ને....

अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ।

એક દિવસ સુલોચના કોલેજનાં પગથિયાં ચઢતી હતી અને એકાન્ત જોઈ ને કોઈ ગુંડા વિદ્યાર્થીને તેના સાન્નિધ્યનો નશો ચઢયો. સુલોચનાની પોપચાં-ઢાળી આંખોની પાસે મુગ્ધભાવસૂચક એક અશ્લીલ કર–અભિનય કરીને તેણે ઇશ્ક–ટપકતી એક ઉર્દુ ગઝલની પંક્તિ છેડી!"

"વિદ્યાર્થીઓ તમારા જમાનામાં પણ આજના જેટલા જ તોફાની અને ટીખળી, રસીલા અને રંગીલા હતા તે જાણીને અમને ખૂબ જ આનંદ થયો, સાહેબ." ચારુબાળા-ની સામે એક રંગભરી નજર ફેંકીને અનિલે સંતોષ વ્યક્ત કર્યો. એની અપેક્ષા તો મંડળિ પાસેથી, આ ચબરાક ઉદ્ગારના બદલામાં પ્રશંસાની થોડીક ખંડણી ઉઘરાવી લઈને પોતાની પ્રિયતમા ચારુને ચરણે ધરવાની હતી; પણ મંડળિ હવે વાર્તાશ્રવણમાં એટલી બધી તલ્લીન બનતી જતી હતી, કે તેની આ પ્રશંસાની કોઈએ નોંધ જ લીધી નહિ. ચારુબાળા સુદ્ધાં યે નહિ!

"તમને આનંદ થાય એ સ્વાભાવિક છે." પ્રો. કૌશિકે અનિલ સામે જોઈને આગળ ચલાવ્યું. "પણ એ ગઝલ લલકારનારનો આનંદ તો ક્ષણજીવી જ નીવડ્યો. પંક્તિ પૂરી થાય તે પહેલાં જ એના ગાલ ઉપર એક એવો તમાચો ચોંટી ગયો કે એ તો સારું થયું કે એટલામાં કોઈ હતું નહિ, નહિતર એક મોટું ટોળું જ જમા થઈ જાત. અને તમાચાના કારણની જાણ થતાં, એ નયનરસિયા ઉપર તૂટી જ પડત.

તમાચો ખાનાર તમાચો મારનાર કરતાં ખાસ્સો અડધો ફૂટ ઊંચો હતો – અને ઘણા જ વધારે મજબૂત બાંધાનો. એક સુન્દર સ્ત્રીના દેખતાં પોતાની આવી અવહેલના કરનાર સામે તેણે પ્રત્યાક્રમણ કર્યું હોત, તો શું થાત, એ પ્રશ્નનો જવાબ મને આજ લગી મળ્યો નથી. પણ એક તો ગુંડો જાતે જ રાંક છે; અને બીજું, તમાચો મારનાર, શારીરિક દૃષ્ટિએ ગમે તેવો નબળો હોવા છતાં, લેકચરર હતો; એટલે "હવે મહેરબાની કરીને મારી ફજેતી આટલેથી જ અટકાવો" એવી મૂંગી આજીજી ચહેરા પર પાથરીને, ચચળતા ગાલને ખંજવાળવાની યે ચેષ્ટા કર્યા વગર, ગુંડો ત્યાંથી ચુપચાપ ચાલ્યો ગયો.

ઘનશ્યામ અને સુલોચનાનો આ પ્રથમ પરિચય. સુલોચનાનાં સદા ઢળેલ રહેતાં પોપચાં, તે વખતે પહેલી જ વાર, ઊંચકાયાં, ફક્ત એક જ પળને માટે. પણ એ એક પળમાં તો ઘનશ્યામ, એ આંખોના શાન્ત તેજ–સાગરમાં ક્યાંય ઊંડો ઊતરી ગયો; અને તે જ પળમાં, ચંપા કળી શા સુલોચનાના હોઠ વચ્ચેથી માદક ખુશ્બૂ ની પેઠે પ્રગટેલ "થેંક યૂ સર" એ ત્રણ શબ્દો પણ, તે જ પળમાં, ઘનશ્યામના હૃદયની આરપાર, તેના આત્મામાં ક્યાંય ઊંડા ઊતરી ગયા.

અને પછી તો મહિનાઓ વીતી ગયા; આ પ્રસંગ કદી બન્યો જ ન્હોતો જાણે! સુલોચના અને ઘનશ્યામ, વિદ્યાર્થિની અને લેકચરર, પહેલાંની પેઠે જ એકબીજાથી સદંતર અપરિચિત હોય તેમ પોતપોતાના નિત્યના જીવનક્રમમાં ગૂંથાઈ ગયાં.

પહેલાંની પેઠે જ! એમ મેં કહ્યું ને?" જાત સાથે એક અતિ મહત્વની બાબતમાં એકવાર ફરીથી સંતલસ કરીને પોતાની ભૂલ સુધારતા હોય એવી રીતે પ્રોફેસરે આગળ ચલાવ્યું. "ના, સાવ પહેલાંની પેઠે નહિ જ! પોતે મારેલ તમાચાએ પોતાના જીવનમાં એક આમૂલ પરિવર્તન કરી નાખ્યું છે એમ ઘનશ્યામને ધીરે ધીરે લાગવા માંડ્યું. વર્ગમાં પ્રવચન કરતાં, કે ઘેર અભ્યાસ કરતાં, લખતાં, વાંચતાં, વિચારતાં, સૂતાં, બેસતાં, ઊઠતાં, જાગતાં, હરતાં, ફરતાં, ખાતાં પીતાં, પેલા 'થેંક યૂ સર!' એ ત્રણ શબ્દો તેના આત્મામાં, નિરન્તર ગુંજતા જ રહેતા; અને સંગીતના આ ગુંજારવની સાથે, સ્હેજ ઉઘડતી ચંપાકળી શા હોઠ, તેજની ઘડાયલી હોય એવી ઉજ્જવળ અને નાજુક દંતપંક્તિ, અને સદા ઢળેલાં રહેતાં પોપચાંના પડદા પાછળ સંઘરાયેલી, આસપાસની આખી સૃષ્ટિને દેદીપ્યમાન કરી શકે એટલી તેજસમૃદ્ધિ.......એનાં મનશ્ચક્ષુ સામે તરવર્યા જ કરતાં.

અને માટે જ વર્ગ લેતી વખતે વારાફરતી એકેકે એક વિદ્યાર્થી સામે મંડાવા ટેવાયેલી એની આંખો, સુલોચના સામે આવતી ત્યારે ત્યાં એક નિમેષ જેટલું પણ થંભ્યા વગર આગળ નીકળી જતી! કેમ જાણે.........

જેને હૃદય જ સર્વદા જોયા કરે છે તેને સ્થૂલ આંખોએ એક નિમેષ માટે દીઠી તોયે શું અને ન દીઠી તોયે શું— એમ તેને ન થતું હોય!"

"ગજબનો સંયમી લાગે છે, સાહેબ, તમારો આ ઘનશ્યામ તો!" એક જણે ટકોર કરી.

"સંયમી શાનો, ડરપોક!" બીજાએ સુધારો મૂક્યો.

"બન્ને......પણ પછી?" વાર્તારસમાં ખલેલ પહોંચાડવાની કોશિશ કરવા માટે આ બન્નેને ઠપકાભરી એક નજરથી ફટકાવીને નયનતારા ચૂપ થઈ ગઈ.

"સંયમ કહો, કે ડરપોકપણું કહો, કે ત્રીજું જ કંઈ નામ આપો; પણ ઘનશ્યામને માટે આવું બધું કરવાની જરૂર ઝાઝી વાર ન રહી.......

બી. એ. પાસ થતાં સુલોચનાએ કોલેજ છોડી દીધી.

આ દિવસ ઘનશ્યામને માટે કેટલો વેદનામય હતો, ઘનશ્યામ જ જાણે! બ્રાહ્મમુહૂર્તે ધુમ્મસથી છવાયેલ ધરતીની ક્ષિતિજ ઉપર, પળ બે પળ, કોઈ અદ્‌ભુત સૌંદર્યપ્રતિમા ધીમે, અતિ ધીમે પગલે આપણા ભણી આવતી દેખાય, અને અબઘડી ધુમ્મસ વિખેરાઈ જશે, અને અબઘડી એની સૌન્દર્યસમૃદ્ધિ આપણી આંખોમાં, આપણા આત્મામાં સમાઈ જશે એવી શ્રદ્ધા બેસતી જતી હોય, ત્યાં એ આકૃતિ એકાએક અવળી દિશામાં ચાલીને ધુમ્મસ વિખેરાયા પહેલાં જ, ક્ષિતિજની પેલી પાર ઊતરી પડે....એવી એની દશા થઈ!

પણ ઘનશ્યામ માત્ર પ્રેમી ન્હોતો, તત્વચિંતક પણ હતો. જેની સિદ્ધિ અશક્ય છે, તેની સાધના શી, એવો સંકલ્પ કરીને સુલોચનાને તેણે વિસારવા માંડી...પણ...."

"આવી બાબતોમાં ભૂલવાની કોશિશ કરવી એ પણ સ્મૃતિને વધુ બળવાન બનાવવા બરાબર છે!" છાના છાના પ્રેમમાં પડીને, છાની છાની નિષ્ફળતાને, છાની છાની રીતે બરદાસ્ત કરી રહેલા એક નવજુવાને પોતાનો અનુભવ કહ્યો.

"છેસ્તો!" સમભાવપૂર્વક એની સાથે સંમત થઈને પ્રો. કૌશિકે આગળ ચલાવ્યું. "પણ અહીં તો સાક્ષાત્ વિધિ જ વિસ્મરણની વિરૂદ્ધ હતો; સુલોચનાને ઘનશ્યામ ભૂલી ન જાય એવી જ કદાચ તેની ઇચ્છા હતી!

એક દિવસ ઘનશ્યામ તેની ભાડાની ઓરડીમાંથી, કૉલેજમાં આવવા નીકળતો હતો ત્યાં—

"આપને એક તકલીફ આપવા આવી છું, સાહેબ!" સુલોચના તેની સન્મુખ સદેહે પ્રગટ થઇ ગઇ. "મારે આપની પાસેથી એક પ્રમાણપત્ર લેવું છે."

"પ્રમાણપત્ર!" પોતાને માટે ત્રિપદા ગાયત્રી જેવા થઇ પડેલા પેલા ત્રણ શબ્દો, 'થેંક યૂ સર!' પોતાના મુખમાંથી નીકળું નીકળું થઇ રહ્યા હતા, તેમને માંડ રોકીને ઘનશ્યામે પૂછવાને ખાતર પૂછ્યું.

"એમાં ચોંકી શું ગયા, સાહેબ! હું આપના પ્રમાણપત્રને પણ લાયક નથી શું?" પોતાના ભૂતપૂર્વ 'લેકચરર'ને સ્મિતોથી પંપાળતાં પંપાળતાં સુલોચનાએ આવો સવાલ પૂછ્યો.

ઘનશ્યામ બિચારો શું જવાબ આપે! જેને સરજીને ખુદ સરજનહારે પોતાની રસિકતાનું પ્રમાણપત્ર આપ્યું છે તેને પ્રમાણપત્ર આપનાર હું કોણ, એમ કહે? અને છતાં એ પ્રમાણપત્ર તો તેના મનમાં કયારનું યે લખાવું શરૂ થઇ ગયું હતું.

"આ છે સુલોચના," મન લખ્યે જતું હતું "જેની આંખો પોતે શાંત રહીને આખા બ્રહ્માંડને અશાંત કરી મૂકે છે; જેના ચંપાકળી શા હોઠ ઉપર, આમંત્રણ અને પડકાર બન્ને સાથે જ રમે છે; પ્રેમના કીર્તિસ્તંભ સમી જેની ડોક, જરાય અકકડ નહિ છતાં સદાય અણનમ રહે છે; જેનાં સ્ત........

"કેમ કૈં જવાબ આપતા નથી, સાહેબ?" સુલોચનાએ એક ઊંચા અવાજે તેને પ્રમાણપત્ર-સમાધિમાંથી જાગ્રત કર્યો. પોતે આપી રહ્યો હતો, તે જ પ્રમાણપત્ર સાચું હોવા છતાં કોઇ લેકચરરથી કોઇ વિદ્યાર્થિનીને તો તે ન જ આપી શકાય, એવું ભાન થતાં તે બોલ્યો:

"હું તો એ જ વિચાર કરતો હતો કે મારા પ્રમાણપત્રની તમને વળી શી જરૂર પડી!"

"મારે એક કન્યાવિદ્યાલયમાં અરજી કરવી છે અને પ્રમાણપત્ર વગર અરજી કરી શકાતી નથી. લખી આપોને, સાહેબ!" પોતાની નાજુક ફાઉન્ટનપેનને ઘનશ્યામના હાથમાં ગોઠવી દઇને, તેણે પોતાના જીવન-મરણનો આખો આધાર જાણે આજના આ પ્રમાણપત્ર ઉપર હોય એવો કરૂણસુંદર ભાવ શબ્દોમાં ભરીને કહ્યું: "અત્યારે ને અત્યારે જ."

અને આ ઘરની તેમ જ ઘરના માલિકની પણ પોતે જ માલિક હોય એવી સ્વસ્થ સ્વાભાવિક છટાથી ઓરડીમાં એક ખૂણે પડેલ ટેબલ પાસે જઇને તે પર અસ્તવ્યસ્ત દશામાં પુસ્તકો અને કાગળોને છૂટા પાડી, તેમને યોગ્ય સ્થાને ગોઠવી, એક બીજા ખૂણામાં પડેલી ઘરની એકની એક ખુરશીને ઊચકીને ટેબલ સામે મૂકીને, પોતાને મૂળ સ્થાને થીજી ગયેલા ઘનશ્યામને પીગળાવતી પીગળાવતી કહેવા લાગી:

"લ્યો ચાલો, સાહેબ, બધું તૈયાર છે, લખી આપો."

ઘનશ્યામ માટે પોતાની જીંદગીનું આ પહેલું જ પ્રમાણપત્ર હતું. કવિ પોતાના પ્રથમ કાવ્યની રચના વેળાએ જે રોમાંચ અને અધીરતા અનુભવે, તેવું જ કંઇક, સુલોનાની ફાઉન્ટનપેનનો, સુલોચનાએ જ તૈયાર કરી આપેલા કાગળો ઉપર વિહાર કરાવતાં કરાવતાં તેણે અનુભવ્યું.

દરમ્યાન, ટેબલના એક ખૂણાને અઢેલીને ઊભેલી સુલોચનાનાં લોચનો ઓરડીના એકે એક ચોરસ ઇંચનો અરે, ઘન ઇંચનો તાગ લેતાં લેતાં દશે દિશાઓમાં વિહરવા માંડયાં!

"મને તો એમ હતું, સાહેબ," આ નિરીક્ષણ પૂરૂં કરીને તે બોલી "કે પ્રોફેસર સાહેબને ત્યાં જઇશું તો પ્રમાણપત્રની સાથે ચા પણ મળશે. પણ અહીં એક તો પરાણે જ લીધું .... અને બીજું ... આપ એકલા જ છો, સાહેબ?"



"એક મા છે, અને બારેક વરસની એક બ્હેન છે. બન્ને ગામડે રહે છે. પણ ચા તો......આ ઘરમાં જ છે. આ લખી રહું કે તરત જ......."

"તમને કૈં વાંધો ન હોય તો હું જાતે જ બનાવી લઉં."

અને પ્રમાણપત્ર તો હજી પૂરૂં જ ન્હોતું થયું તે પહેલાં ઓરડીનો ચહેરોમ્હોરો બદલાઇ ગયો. ચા બનાવવાની તૈયારી કરવાને બહાને સુલોચનાએ આખા ઘરમાં ચક્રવર્તી થઈ ને બેઠેલી અવ્યવસ્થાને હાંકી કાઢી; તે એટલે સુધી કે ઓરડીને જો વાચા હોત તો .......

"ભલું થજો તારૂં, બ્હેન! આજે ઘણે વરસે તેં મને મારૂં નષ્ટ થયેલું સ્વત્વ પાછું આપ્યું" એવું જ કોઇ પ્રમાણપત્ર ગણગણત!

અને ઘનસ્યામનું પ્રમાણપત્ર હજુ ચાલુ જ હતું ત્યાં જ ચાના બે પ્યાલા ટેબલ ઉપર આવીને તેની સામે હાજર થઇ ગયા.

"હવે કેટલું બાકી છે, સર?"

"ફકત સહી જ....પણ તમે આટલી બધી તકલીફ શા માટે લીધી?" ઓરડી ઉપર ફરતી નજર નાખતાં ઘનશ્યામે પૂછ્યું.

"ચા પી લો, સાહેબ, નહિતર ઠંડી થઇ જશે; અને મારી બા પણ વાટ જોતી હશે, બીચારી. હા......ઠીક સાંભરી આવ્યું. બા કયારની કહ્યા કરે છે કે તારા પ્રોફેસરને એકવાર આપણું ઘર તો દેખાડ! ફુરસદ હોય તો હું આજ સાંજે જ તેડવા આવું."

'ફુરસદ? જગત કેટલું બધું અજ્ઞાન છે,' ઘનસ્યામને થયું. 'અહીં ઘનશ્યામના હૃદયને સુલોચના સિવાય બીજું કામ જ શું હતું? પણ આટલા થોડા પરિચય બાદ, આટલી ઝડપથી અપાયેલા આવી જાતના આમંત્રણને, સ્હેજ પણ આગ્રહ કરાવ્યા વગર સ્વીકારી લેવું એ યોગ્ય ગણાય કે કેમ?' એવા વિચારો કરતાં કરતાં પ્રમાણપત્ર તેણે સુલોચનાના હાથમાં મૂકયું.......અને પછી પોતાના મનની ઉપરવટ થઇને તે સાંજના આમંત્રણની ના પાડવા જતો હતો ત્યાં તો...

"થેંક યૂ સર" કરતીકને સુલોચના બારણા ભણી જવા ઊપડી, અને ઘનશ્યામ કૈં જ બોલી શકે તે પહેલાં જ "આજ સાંજે છ વાગ્યે હું આપને તેડવા આવીશ, આપ તૈયાર રહેજો. જમવાનું અમારે ત્યાં જ છે." એમ કહીને જેટલી એકાએક એ પ્રગટી હતી, તેટલી જ એકાએક એ અદશ્ય થઈ ગઈ.......

એમ ઘનશ્યામને લાગ્યું.......

અને પછી તો—

પછી વહ્યાં વરસો, દિવસો સમા,
સમય—સીમ વિલુપ્ત થઈ ગઈ;
દિવસ—રાત્રિ તણી ગણના વિના
સમય સ્રોત અખંડ વહ્યે ગયો!

સુલોચના જેટલો સમય કન્યાશાળામાં ગાળતી અને, ઘનશ્યામ જેટલો સમય કૉલેજમાં ગાળતો, તેટલો જ સમય તેઓ એકમેકથી જુદાં રહેતાં. કયારેક સુલોચનાની 'બા' નું એ માળનું મકાન, અને કયારેક ઘનશ્યામની. હવે પહેલાંની તંદ્રામાંથી છૂટી, જાગીને, ઝળાંહળાં થતી ઓરડી, આ વિચિત્ર યુગલના 'કાવ્યશાસ્ત્ર વિનોદેન' અથવા કેવળ 'વિનોદેન' હરહંમેશ ગુંજતાં રહેતાં.

સુલોચનાની બાને, તેની પોતાની જ છોકરીએ હસમુખ બનાવેલો, પણ છતાંય સાધારણ રીતે તો ગંભીર જ રહેતો આ તરૂણ ખૂબ જ ગમી ગયો હતો. મોંએ ચઢાવેલી, અને સારી પેઠે મનસ્વિની એવી પોતાની છોકરી, જ્યાં પોતાનું નથી માનતી ત્યાં આ પ્રોફેસરનું માને છે, એ હકીકતની તેણે શોધ કરી હતી; અને આ શોધ બીજી માતાઓના હૃદયમાં જ્યાં ઘણી વ વાર વહેમ અને ઈર્ષ્યાની લાગણીઓને જન્માવે, ત્યાં સુલોચનાની 'બા' ના હૃદયમાં એક વિચિત્ર જાતની આશાને જન્માવી રહી હતી!"

"એમાં વિચિત્ર શું છે, સાહેબ?" ચારુબાળા બોલી ઊઠી, "સરખાસરખી જોડ દેખીને ડોશીનું હૈયું હર્યું હશે... ...અને છોકરી હવે ઠેકાણે પડશે એવી આશા તેને બંધાણી હશે."

"તારી કલ્પના તદ્દન ખોટી પડે છે, ચારુ," પ્રોફેસરે સ્હેજ વિશ્રાન્તિ લઇને વાત આગળ ચલાવી. "હકીકત એ હતી કે "ડોશી" છેલ્લાં ચાર પાંચ વરસ થયાં છોકરીને પરણાવવા ઉત્સુક હતાં. મહિને એકને હિસાબે માગાં તેની કને આવતાં; અને એમાંનાં કેટલાંક તો ખૂબ જ આકર્ષક. પણ સુલોચનાને કોઈ કહેતાં કોઇ જ પસંદ ન આવે! હવે ઘનશ્યામ જેવો મિત્ર સાંપડયો છે, અને તેનો પડયો બોલ સુલોચના કદી જ ઉથામતી નથી, એ જોઇને ડોશીને એવી આશા બંધાણી કે હવે સુલોચનાને હા પડાવવા માટે ઘનશ્યામનો ઉપયોગ કરી શકાશે!"

"આઈ સી!" એકી સાથે પાંચ છ ઠેકાણેથી ઊડીને આ ઉદ્‌ગારો પ્રોફેસરના કાને પડયા!

"માનવીના મનની લીલા અકળ છે," આ ઉદ્‌ગારોને સાંભળ્યા–ન સાંભળ્યા કરીને પ્રો. કૌશિકે આગળ ચલાવ્યું. "ઘણીવાર એકને જે obvious—તદ્દન સ્પષ્ટ અને પ્રત્યક્ષ લાગે છે તે બીજાને દેખાતું સુદ્ધાં નથી. ઘનશ્યામ અને સુલોચનાની બાબતમાં ડોશીને આમ જ થયું. યુગલને તે જાણીબૂજીને એકાન્ત આપવા માંડી!

એકવાર સુલોચનાની ગેરહાજરીનો લાભ લઇને ઘનશ્યામને તેણે વિશ્વાસમાં લીધો:

"તારે મારૂં એક કામ કરવું પડશે, બેટા!"

"જે હોય તે બેલાશક બોલો!"

"સુલોચના આ દુનિયામાં એક તારૂં જ માને છે એ તો તું જોતો હોઈશ." ડોશીએ પ્રસ્તાવના કરવા માંડી.

બેશક, ધનશ્યામ એ જોતો હતો; જોતી નહોતી ફક્ત ડોશી, કે ધનશ્યામ એને લીધે તો જીવતો હતો! આ ડોશી શું કહેવા માગતી હશે?

"એ હવે પરણવા જેવડી થઇ છે, બેટા!" ડોશીએ આગળ ચલાવ્યું, અને ધનશ્યામને સ્વર્ગનાં દ્વાર પોતાની સન્મુખ આપમેળે જ ઉઘડતાં લાગ્યાં. "અત્યાર સુધીમાં કૈંક માગાં આવ્યાં, એકથી એક સવાયાં. કોઇ વકીલ, કોઇ બેરિસ્ટર, કોઇ ડૉકટર, ઘણાય વિલાયત જઇ આવેલા નવજુવાનો. લક્ષ્મી, ખાનદાની, ઇજ્જત-આબરૂ, ચારિત્ર્ય... બધીયે વાતે પૂરા. પણ આ છોકરીએ કુંવારા રહેવાની પોતાની ધૂનમાં ને ધૂનમાં........"

ધનશ્યામની નસોમાં વહેતા રૂધિરની ગતિ દ્રુતતર થવા માંડી. ડોશી તેને નિરર્થક વાચાળ લાગતી હતી. નહિતર ઝટ લઇને પૂરૂં ન કરે? આમ યે એ શું કહેવા માગતી હતી તે એ સમજી જ ગયો હતો સ્તો! "હવે થયું તે ન થયું કોઇ કાળે ય થનાર નથી, માજી!" અધીરતાને માંડ રોકીને તેણે ડોશીને કહ્યું, "હવે કરવું છે શું, તે જ કહો."

"હવે પાછું એક સરસ માગું આવ્યું છે. છોકરો આ તરફના એક જાગીરદારનો એકનો એક પુત્ર છે. વિલાયત જઇ આવ્યો છે. રૂપે કામદેવ જેવો છે. જેણે પૂર્વજન્મમાં પાંચે આંગળીએ પરમેશ્વર પૂજ્યા હશે...."

પણ ધનશ્યામને તો હવે કયારના ય ચક્કર આવવાં લાગ્યાં હતાં. ગગનમાં વિહરતું કોઈ વિમાન, પેટ્રોલ ખૂટી જતાં, ગોથાં ખાતું ખાતું એકાએક પૃથ્વી ભણી તૂટી પડે, તેમ, સ્વર્ગના ઉમ્બર સુધી પહોંચી ગયેલી પોતાની જાતને ધનશ્યામે એકાએક પૃથ્વી ભણી ફંગોળાતી દીઠી!

ડોશી તો હજુ પણ પેલા 'છેલ્લા' મૂરતિયાનાં વખાણ જ કર્યા કરતાં હતાં, પણ ધનશ્યામની કર્ણેન્દ્રિય અને એનું મગજ એ બે વચ્ચેના સંબંધનો હવે સાવ વિચ્છેદ થઇ ગયો હતો!

છેવટે ડોશીમા જ્યારે "તારે સુલોચનાને સમજાવવી પડશે!" એ વાકય સુધી આવ્યાં-અને "સમજાવીશને?" એ પ્રશ્ન તેમણે એક ઉથલિયે ત્રણ વાર પૂછયો ત્યારે જ ધનશ્યામ ગબડતી જતી પોતાની જાતને સંભાળવામાં કૈંક અંશે ફળીભૂત થયો. - અને "કેમ નહિ?" એવો મોઘમ જવાબ આપીને તેણે તે ક્ષણ - અને ડોશી પૂરતું તો ભીનું સંકેલ્યું.

તે જ રાતે ધનશ્યામ અને સુલોચના ગંગાજી ઉપર નૌકાવિહાર માટે ઊપડયાં. આ કાર્યક્રમ તો દિવસો પહેલાં નકકી થઈ ગયો હતો, પણ બપોરના ડોશી સાથેના સંવાદ પછી ધનશ્યામ એટલો બધો ઉદાસ થઈ ગયો હતો કે પ્રથમ તો એણે ઘરમાંથી બહાર નીકળવાની પણ ના પાડી.

"પણ મેં હોડીવાળાને સૂથી પણ દઈ દીધી છે," સુલોચનાએ ધનશ્યામને સમજાવવા માંડયો.

"મુઆ, એવા આઠબાર આના ગયા તો!" ધનશ્યામે ખુરસી ઉપર વધુ નીરાંતથી ગોઠવાતાં જવાબ આપ્યો.

"આઠબાર આનાનો સવાલ નથી, પૂરા પાંચ રૂપીયાનો છે. હોડી મેં આખી રાત માટે રાખી લીધી છે—પછી ભલે આપણે તેનો ઉપયોગ કરીએ, કે ન કરીએ. હોડીવાળાને મેં તમારૂં સિરનામું આપ્યું છે.......આવતી કાલે..."

"આવતી કાલે એને પૂરા પાંચ રૂપીયા ચૂકવી આપીશ; પછી કૈં?"

"પછી ફક્ત એટલું કે આજે શરદપૂર્ણિમા છે; આ વરસે ચૂકયા તો પછી આવતે વર્ષે!"



"મારે તો હંમેશા શરદપૂર્ણિમા જ છે, સુલુ! -તું પાસે હોય છે ત્યારે......."

"થેંક યૂ સર! પણ તો તો આજ જરૂર ચાલો! બેવડી શરદપૂર્ણિમા ઉજવવાનો લાભ મળશે!"

એટલામાં 'બા' નીચે હતાં તે ઉપર આવ્યાં તેમને જોઈ, મુખમુદ્રા ઉપર પળના પાંચમા ભાગમાં નિરાધારીની કરુણતા પાથરી દઇને સુલોચનાએ તેમની પાસે રાવ કરી; "જુવોને, બા, આજે આ માનતા જ નથી...અને હું તો હોડી પણ બાંધી આવી છું!"



# એક અત્યંત કિંમતી સલાહ

સમજુ જનો કદી–પોતે આગળ કેવું જીવન જીવ્યા અને હાલ કેવું જીવે છે તેનો નહીં, પણ હવે પછી કેવું જીવવું છે તેનો વિચાર કરે છે. તમે એ વિષે વિચાર કર્યો છે?

જગતનાં કમાઈ શકનારાઓ વચ્ચે ભવિષ્યમાં જ્યારે તમારૂં સ્થાન નહીં હોય તેવી તમારી મુશ્કેલી અગર તો વૃદ્ધાવસ્થાના સમયે–તમારે ઓશીયાળભર્યું જીવન ભોગવવું ન પડે અગર તો રખે, વચમાંથી જ જો કુદરત તમોને ખેંચી લે તો જેનાં હિત તમારે હૈયે છે તેવાં તમારાં પ્રિય સ્વજનોને પારકાઓની આશે ઓશીયાળાં જીવન ભોગવવાં ન પડે એટલું તો તમે જરૂર ઇચ્છોજ છો ને?

તો પછી, અત્યંત સુંદર લાભો માટે ખૂબ જ જાણીતી તેવી દુનીઆની ઉચ્ચ પંક્તિમાં ગણાતી ક્રાઉન લાઈફ ઈન્સ્યુરન્સ કંપનીની સઉથી ઓછાં પ્રીમીયમે વધુમાં વધુ રક્ષણ આપતી પોલીસી લેવાનો આજે જ મક્કમ નિર્ણય કરો તો તમોને લાભ થશે.

**મોટા ભાગની ઉંમરોમાં માત્ર પાંચ જ વર્ષનાં પ્રીમીયમે વીસ વીસ વર્ષો સુધી વીમો ચાલુ રહે છે અને તે સમય દરમીઆન અવસાન થઈ જાય તો નહીં ભરાએલાં પ્રીમીયમો કે વ્યાજ બાદ કર્યા સિવાય વીમાની પૂરેપૂરી રકમ ચૂકવી આપવામાં આવે છે.**

તમારી જરૂરીઆતને યોગ્ય સુંદર પોલીસીઓ મેળવવા આજે જ લખો અગર ફોન કરો.

ચાલુ વીમા ડોલર

# ૭૦૦,૦૦૦,૦૦૦.૦૦




(INCORPORATED IN CANADA WITH LIMITED LIABILITY.)

હિંદના વડા મેનેજર

**ટી. ડબલ્યુ બ્રુક**

હિંદના ડે. વડા મેનેજર

**સી. ટી. શાહ,** જે. પી.

હિંદની વડી ઓફીસ : ફલોરા ફાઉન્ટન, મુંબઈ. ટે. નં. ૨૭૦૪૧–૨૭૦૪૨




## એસોશીએટેડ સિમેન્ટ કંપની લિ.

ના સેલ્સ મેનેજરો

Our villages of tomorrow : નામના હિંદના ગામડાની પુનર્રચના વિષેના સચિત્ર, સુંદર પુસ્તકની નકલ માટે સીમેન્ટ માર્કેટીંગ કંપની ઓફ ઇન્ડીઆના પબ્લીસિટિ ડીપાર્ટમેન્ટને ૧, કવીન્સ રોડ, મુંબઇ એ સરનામે લખો. કિંમત ૨-૮-૦ વત્તા પોસ્ટેજ અને સેલ્સ ટેકસના ૦-૮-૦



"બા" ને તો હંમેશની પેઠે આ કાર્યક્રમથી પણ પહેલાંથી જ પરિચિત રાખવામાં આવી હતી, એટલે સુલોચનાની ફરિયાદનું હાર્દ એ તરત જ સમજી ગઈ! બપોરે પોતે તેને ભળાવેલ એક મહાકાર્યનું ચિંતન જ કરતાં કરતાં, ઘનશ્યામનો હાથ ખેંચીને તેને ખુરસી ઉપરથી ઉઠાડતાં એમણે કહ્યું: "જા જા હવે, એકવાર નક્કી કર્યા પછી કાર્યક્રમ કદી છોડાતા હશે! આ તો થોડાક કલાકનો સોદો છે...પણ જીવનનો સોદો હોય તો પણ...શું થઈ ગયું?"

*

પૂનમનો ચાંદ લગભગ માથા ઉપર આવ્યો હતો, અને હોડી, દૂર દેશાવરમાં પરણાવેલી કોઈ છોકરી પેઠે પોતાની બધી બ્હેનપણીઓથી છૂટી પડી ગઈ હતી...છતાં ઘનશ્યામ હજુ સૂમસામ બેઠો હતો!

"અત્યારે એક પ્રચંડ વંટોળ ચડી આવે તો કેવું સારૂં!" ઘનશ્યામની ઉદાસી અને મૌનને દૂર કરવાના અનેક પ્રયત્નો કરી કરીને થાકેલી સુલોચનાએ એક ઊંડા નિઃશ્વાસ સાથે કહ્યું.

પણ ઘનશ્યામ ઉપર તેની કશી જ અસર થઈ નહિ.... દેખાઈ નહિ.

"એક પ્રચંડ વંટોળ ચડી આવે, આ નિરભ્ર આકાશ અને પૂર્ણ ચન્દ્ર ચારેકોરથી ચઢી આવેલાં વાદળ-દળથી પરાસ્ત થઈ જાય, શરદ વર્ષામાં અને પૂર્ણિમા અમાવાસ્યામાં પલટાઈ જાય; આ શાન્ત ગંગાજળમાં તોફાની સાગરને પણ હરાવી દે એવડા મોટા મોટા લોઢ આવે...અને આ હોડી ઉલટી વળી જાય."...............

"પણ આવી બધી ગાંડી ગાંડી વાતો શા માટે, સુલુ?"

"તમને બોલાવવા માટે."

સુલોચના અને ઘનશ્યામની વચ્ચે હોડીવાળાને ખાતર રાખવું ઘટે એટલું જ અન્તર હતું: શારીરિક અંતર. તેને પણ થોડુંક ઘટાડીને સુલોચના બોલી, "આજે છે શું? કોઈ મહાન કાવ્યરચનામાં તો નથી પરોવાયા ને!"

"રચાયેલું કાવ્ય જ જ્યાં કરમાઈ રહ્યું છે ત્યાં નવી કાવ્યરચનાની વાત જ શી?" બપોરની ડોશીની વાત તેના આત્મામાં શૂળ બનીને ભોંકાયેલી હતી. એને કાઢી નાખ્યા વગર, નષ્ટ થયેલી શાન્તિ તેને પુનઃ પ્રાપ્ત થવાની જ નહોતી; અને એ કાઢવાની શરુઆત માટે આના જેવો અવસર બીજો, અત્યારે ભાગ્યે જ મળવાનો હતો....એમ વિચારીને ઘનશ્યામે, એ જ લયમાં ને લયમાં આગળ ચલાવ્યું: "બા બપોરે તારા લગ્નની વાત કરી રહ્યાં હતાં."

"બાને તો એ રોજની ટેવ છે—" બીમારીનું નિદાન થઈ ગયા પછી જે સ્વસ્થ શ્રદ્ધાથી વૈદ્ય વાત કરે, એ સ્વસ્થ શ્રદ્ધાથી સુલોચનાએ જવાબ આપ્યો, "બાની એ વાતો તો મને સદી ગઈ છે, તેમ થોડા વખત પછી તમને પણ સદી જશે. આ વખતે કોનું માગું છે — કોઈ બેરિસ્ટરનું કે સિવિલિયનનું?"

"એ તો આ તરફના કોઈ મોટા જાગીરદારના એકના એક પુત્રની વાત કરતાં હતાં, સુલુ! વિલાયત જઈ આવ્યા છે, રૂપે કામદેવના અવતાર છે.............

"બુદ્ધિએ બૃહસ્પતિ છે, પરાક્રમે સૂર્ય છે, રસિકતાએ ચંદ્ર છે, ઉન્નતતાએ મેરુ છે અને વિષમયતાએ વાસુકિ નાગ છે........"

વાક્યે વાક્યે સુલોચના અટ્ટહાસ્ય વેરતી જતી હતી; અને અટ્ટહાસ્યના એ ધવલ ખંડો, ગંગાજળની ચંદ્રિકા-ચર્ચિત છાતી ઉપર, ચારેકોર વેરાઇને, આકાશનો ચંદ્ર જ જાણે શતખંડમાં વિભક્ત થઇને ગંગામાં ડૂબકી મારતો હોય એવો આભાસ ઊભો કરતા હતા.

પણ ઘનશ્યામના મનમાં અત્યારે આ સૌન્દર્ય માણવા જેટલી સ્વસ્થતા ન હતી.

સુલોચનાના અટ્ટહાસ્યનો છેલ્લો રણકો શમતાં વેંત તે બોલ્યો: "પણ એક દી આખરે પરણવાનું તો છે જ ને!"

"તેની કોણ ના પાડે છે?"

"તો પછી આમ દરેક માગાંનો વિચાર સરખો પણ કર્યા વગર પાછું ઠેલવાનો શો અર્થ?"

"એ જ કે મારૂં માગું થઇ ગયું છે!"

આ અચિંત્યા કડાકાએ ઘનશ્યામના હૃદયને થંભાવી દીધું—પણ તે એક જ પળ માટે. બીજી જ પળે સ્વસ્થ થઇને તેણે પૂછ્યું: "બાથી પણ છૂપી રીતે?"

"આંખો ઉઘાડી છતાં જેઓ જોઇ જ નથી શકતા, તેમને કહીને પણ શો લાભ?"

"લાભ એ કે પછી એમના આત્માને નિરાંત થાય, અને મારા જેવા વચ્ચકુટિયાઓને તમને સમજાવવાનો નાહક પરિશ્રમ ન આપે!"

"સમજી! માજીએ હવે તમને પોતાને વકીલ નીમ્યા છે, એમને! ત્યારે તમે જ કહો કે મેં જેમનું માગું કબૂલ્યું છે તે બાને ગમશે ખરા?"

"તમે કોનું માગું કબૂલ્યું છે તે જાણ્યા વગર શી રીતે અભિપ્રાય આપી શકું?"

"તમારૂં!" સંપૂર્ણ સ્વસ્થતાથી સુલોચનાએ ઉત્તર આપી દીધો.

સુલોચના મશ્કરી કરતી હતી કે સાચું બોલતી હતી, તે જ ઘનશ્યામથી સમજાયું નહિ. ત્રણેક વર્ષ પહેલાં પોતે આને માટે મનમાં ને મનમાં ઘડેલું પ્રમાણપત્ર તેને યાદ આવી ગયું! "આ છે સુલોચના, જેની આંખો પોતે શાન્ત રહીને આખા બ્રહ્માંડને અશાન્ત કરી મૂકે છે......."

પોપચાં-ઢાળેલી આંખોમાં પોતાની આંખો પરોવીને, આ વાત ન માનતો હોય તેમ તેણે પૂછ્યું;



"મારું ?"

"હા, તમારું, તમારું, તમારું !"

"પણ મેં ક્યારે તમારું માગું કર્યું ?"

"ક્યારે ? પહેલાં તો કૉલેજની પેલી સીડી ઉપર પેલા તમાચાની સાક્ષીએ; પછી પ્રમાણપત્ર આપતી વખતે; અને છેલ્લે ત્રીજું, આજ બપોરે, બાના વાતો સાંભળતી વખતે. અને તે વચ્ચે તો આ ત્રણ ચાર વરસોમાં ત્રણ ચારસો વાર માગાં કર્યાં......એ બધાં ગણાવવા બેસું તો મોટો ગ્રંથ જ ભરાય!"

"સુલુ!" સુલોચનાની આ કેફિયતને શબ્દે શબ્દે પુલકિતતાનું એક એક શિખર ચઢી ચૂકેલ ઘનશ્યામે આખા જીવનને એ બે અક્ષરોમાં મૂકીને કહ્યું!

"તમે તમચો માર્યો પેલાને, અને લાગ્યો મને!" સુલોચનાની કેફિયત હજુ આગળ વધ્યે જતી હતી. "તે દિવસથી, તે જ ઘડીથી, હું તમારી થઈ છું, મારા ઘનશ્યામ, તે હવે બીજાનું માગું કેમ સ્વીકારું?"

"પણ તો પછી આપણે બાને કહી દઈએ એટલે એમનો આત્મા ચિંતામુક્ત થાય."

"તમે બાને હજુ ઓળખતા નથી. મને બી.એ. સુધી ભણાવી; આટલા વરસો સુધી કુંવારી રાખી; કન્યાશાળામાં નોકરી લેવા દીધી; તમારી સાથે આટલી છૂટથી હળવા-મળવા દીધી......એ ઉપરથી એ મને ગમે તેની સાથે રાજીખુશીથી પરણવા પણ દેશે એમ માનતા હો તો તમે ભ્રમ જ સેવો છો!"

"પણ ત્યારે ?"

"ત્યારે શું ? વાટ જોવી, બાનો પ્રેમ જીતી શકાય ત્યાં સુધી! તમે હવે મારું સંવનન પૂરું કર્યું; હવે બાનું સંવનન શરુ કરો........"

"પણ.........."

"પણ શું ?"

"કૈં નહિ !"

"ના, એમ નહિ. તમે કૈંક કહેવા જરૂર જતા હતા! મારી પાસે મનચોરી કરશો? –અને તે પણ અત્યારથી જ !"

"મનચોરી કરવા નથી માગતો, સુલુ, પણ તને દુઃખ લાગે........'

"મને દુઃખ તો તમારી મનચોરીથી જ લાગે! બોલો, શું કહેવા જતા હતા ?"

"એ જ કે આપણે વાટ ન જોવી; જેમ બને તેમ જલદી લગ્ન કરી લેવાં!"

"તમે બાને પૂરેપૂરા ઓળખતા હોત તો આમ ન જ કહેત. એમની મરજી વિરુદ્ધ આપણે કૈંક કરીએ એટલે એ ઝેર જ ખાય. એમાં મીનમેખ જ નહિ!"

"પણ એ જ ભય તને કદાચ,........."

"નિશ્ચિન્ત રહેજો, હું પણ એ જ બાની દીકરી છું. અનંતકાળ સુધી વાટ જોઈશ, પણ સંકલ્પ–ભ્રષ્ટ કદી યે નહિ થાઉં. બાકી હા, તમે વાટ જોઈ શકતા ન હો, તો, તમે છૂટા છો!"

સુલોચનાના અવાજમાં ઘનશ્યામે આજે પહેલી જ વાર ગળગળાપણું અનુભવ્યું. પોતાની અશ્રદ્ધા ઉપર તેને ક્રોધ આવ્યો.

"મારી ભૂલ થઈ, સુલુ! હવે તો તું છૂટી થઈશ તો પણ મારું બંધન છૂટવાનું નથી. હું ક્યાં તારી સાથે કોઇ પૂર્વશરત નક્કી કરીને તારા બંધનમાં પડ્યો છું, સુલુ?"

"થેંક યૂ સર!" નજર સાથે નજર ગૂંથીને સુલોચનાએ કહ્યું.

અને બન્ને હસી પડ્યાં!

હોડી ઘણે જ દૂર નીકળી ગઈ હતી.

❧ ❧ ❧

**આ** પછી બીજી જ સવારે એકી સાથે બે ઘટનાઓ બની.

એક, સુલોચનાને ત્યાં, કાશ્મીરમાં વ્યાપાર કરતો તેનો મામો, 'એક અત્યંત જરૂરી કામ માટે' પોતાની બહેનને મળવા આવ્યો.

બીજી, ઘનશ્યામને એક તાર મળ્યો: મા બીમાર છે. જલદી આવો.

ઘનશ્યામ તાર લઇને સુલોચનાને ત્યાં ગયો ત્યારે તેણે મા–દીકરી–મામા ત્રણેયને એક આવેશભરી ચર્ચામાં ઓત-પ્રોત દીઠાં.

"આવું ઘર અને આવો મૂરતિયો ફરી કદી યે હાથમાં આવવાનો નથી!" મામો કહેતો હતો!

"હું પણ એમ જ કહું છું, પણ આ છોડી હા પાડે ત્યારે ને!"

"પણ મારે પરણવું નથી તેનું શું ?"

"તમે હવે આને જરા સમજાવો– બહુ ચડી ગઇ છે તે!" ઘનશ્યામને આવેલો દેખીને સુલોચનાની માએ તેને આ ચર્ચામાં સામેલ કરવા માંડ્યો! "આ પ્રોફેસર ઘનશ્યામ", પોતાના ભાઈ તરફ વળીને એણે પરિચય કરાવવા માંડ્યો: "આપણા કુટુમ્બી જન જેવા જ છે."

મામો જમાનાનો ખાધેલ હતો. ડોશી વરસોમાં નહોતી સમજી શકી તે મામો એક પળમાં જ પામી ગયો.

"તમને મળીને બહુ જ આનંદ થયો, પ્રોફેસર સાહેબ. આ છોકરીને તમે કૈંક ડહાપણ આપો ને!" ઔપચારિક ટાઢાશથી તેણે કહ્યું.

"એ તે મને શું ડહાપણ આપવાના હતા?" સુલોચનાએ વાતને ઉડાડવા માંડી!

"હું તો તમારી રજા લેવા આવ્યો છું, માજી, સુલુ!" તાર મામાના હાથમાં મૂકીને ઘનશ્યામે કહ્યું, "અહીંથી જ સીધો સ્ટેશને જાઉં છું. ગાડી ચાળીસ મીનીટમાં જ છે. જે જે, મામાજી! જે જે, માજી!"

"તમે બન્ને મૂરતિયા વિષે ચર્ચા કરો, ત્યાં હું આમને સ્ટેશન સુધી પહોંચાડીને અબઘડી આવું છું." કહેતીક ને સુલોચના તદ્દન અનૌપચારિક રીતે, ઘનશ્યામની સાથે ઘરની બહાર નીકળી ગઇ.

* * *

ઘનશ્યામ અને સુલોચનાના જીવનમાં એકમેકથી જુદા પડવાનો આ પહેલો જ પ્રસંગ હતો. પોપચાં-ઢાળેલી આંખો આજે પહેલી જ વાર ભીંજાયેલી દીઠી; આજે પહેલી જ વાર, ઘનશ્યામે ચંપા-કળી શા હોઠ ઉપર એક ઝીણી ધ્રુજારી ભાળી.

"તુ આમ ઢીલી થઇશ તો હું તો ઢગલો જ થઇને ઢળીશ, હો!"

સુલોચનાનાં આંસુ હવે મુક્ત રીતે વહેવા માંડયાં.

"હુ જેમ બને તેમ જલદી આવીશ, સુલુ,! સંભાળીને



રહેજે હો! અને યાદ રાખજે કે તું છૂટી છો, અને હું બંધનમાં છું."

"થેંક યૂ સર!" મુખ ઉપર માંડ એક શિતલ સ્મિત લાવીને સુલોચનાએ જવાબ આપ્યો. "પણ બંધનમાં આપણે બન્ને..."

અને ગાડી ઉપડી!

* * *

**આ** પછી બરાબર આઠમે દિવસે, યમરાજના દ્વાર સુધી પહોંચી ગયેલ પોતાની માને પાછી વાળીને, ઘનશ્યામ પાછો ફર્યો; અને ગાડીમાંથી ઊતરીને સીધો સુલોચનાને જ ઘેર ગયો ત્યારે તેણે બે માળના એ મકાનને બારણે એક મોટું તાળું ઝૂલતું દીઠું.

મા-દીકરી-મામો બધાંય એક સાથે કદાચ ફરવા ગયાં હશે—એમ મન વાળીને એ પોતાની ઓરડીએ આવ્યો, અને બારણું ઉઘાડીને અંદર દાખલ થયો કે તરત જ તાજું જ આવેલું એક પરબીડિયું તેના ઉમ્બર પાસે પડેલું દીઠું. ધ્રૂજતે હાથે તેણે તે ઉપાડયું. કાગળ સુલોચનાનો હતો. "બાના તથા મામાના અત્યંત આગ્રહને કારણે શ્રીનગર જઉં છું, પણ આઠ દિવસમાં જ પાછી ફરીશ. તમે તે પહેલાં આવી જાઓ, તો કશી જ ચિન્તા ન કરશો. બધું જ બરાબર છે."

અને ઘનશ્યામના હૃદયમાંથી એક ચીસ ઊઠી....અને હૃદયમાં જ સમાઈ ગઈ.

કાગળ ઉપરની તારીખના હિસાબે ચાર દહાડા હજુ બાકી હતા. તે કાઢવા શી રીતે એ જ એક પ્રશ્ન હતો. એક એક પળ, એક એક જુગ જેવી કેવી રીતે લાગી શકે છે તેનો, જીવનમાં આ પહેલી જ વાર, તેને અનુભવ થયો હતો!

એ ચાર દિવસોનો ઘનશ્યામનો વલોપાત વિગતવાર વર્ણવવા બેસું તો કદાચ કલાકોના કલાકો નીકળી જાય. પાંચમા દિવસના પ્રભાતે આ વેદનાનો અંત આવશે એ એક જ આશા ઉપર તેણે આ છન્નુ કલાકો, જેમ તેમ કરીને, ખેંચી કાઢયા.

પણ પાંચમા દિવસની પ્રભાતે પણ, ન તો સુલોચનાના ઘરનું તાળું ઉઘડયું...ન તો તેના આત્માને આવરતો અંધકાર, બીજી કોઈ રીતે દૂર થયો!

તે સુલોચનાની કન્યાશાળામાં ગયો. સુલોચના આઠ દિવસની રજા લઇને ગઇ હતી, તે બરાબર; પણ ત્યાં પહોંચ્યા પછી તેણે બે મહિનાની બીજી રજા મંગાવી હતી.

ઘનશ્યામને સૃષ્ટિ પોતાની આસપાસ કોઇ ઉન્મત્ત નૃત્ય કરતી લાગી! હેડમાસ્તર પાસેથી સુલોચનાના મામાના ઘરનું સરનામું મેળવીને તે જ રાત્રિએ તેણે શ્રીનગરની વાટ પકડી.

**અ**ને ત્યાં જઇને, જે દૃશ્ય તેણે જોયું, તેણે 'જીવનના ઝેર'નો તેને પહેલવહેલો અનુભવ કરાવ્યો. ગમે તેવા આસ્તિકને પણ નાસ્તિક બનાવી દે, અને ખુદ આશાને પણ નિરાશાવાદી બનાવી દે એવું એ દૃશ્ય હતું.

સુલોચના એક પલંગ ઉપર પડી હતી. ના જે પડી હતી તે સુલોચના નહોતી, સુલોચનાનો પડછાયો જ હતો જાણે! કેશકલાપ સૂકો અને વિખરાયેલો, આંખો લાલઘૂમ, સૂઝેલી, ચહેરા ઉપરના બે વહેતાં જખ્મો જેવી, જોવા માટે નહિ પરંતુ રોવા માટે જ જાણે સર્જેલ હોય એવી. દેહને ઢાંકવા પૂરતાં જ જેમ તેમ પહેરાયલાં કપડાં, ફાટેલાં, મેલાં, લઘરવઘર!

આ પડછાયો, તેને જોતાં છતાં, સ્હેજ પણ સળવળ્યો નહિ.

પહેલો 'સત્કાર' ડોશીએ કર્યો.

"પધારો, પ્રૉફેસર સાહેબ!" ડોશીને મ્હોંયેથી સદાય એકવચનમાં અને 'બેટા' તરીકે સંબોધાવા ટેવાયેલ ધનશ્યામ માટે આ શબ્દ તદ્દન નવો અને અણધાર્યો હતો... પણ અહીં તો આખી સૃષ્ટિ જ 'નવી' અને 'અણધારી' બની ગઈ હતી!

પ્રલય તો ક્યારનો ય થઇ ગયો છે; હવે તેણે કરેલા સંહારની વિગતવાર ખબર પડવાની જ બાકી છે, એવું તેને ભાન થયું.

"ક્યારે આવ્યા?" ડોશીએ હલ્લો કરતી હોય એમ પ્રશ્ન પૂછ્યો.

"ચાલ્યો જ આવું છું—સ્ટેશનથી સીધો!" ધનશ્યામે માંડ માંડ જવાબ દીધો.

"શા માટે?"

ધનશ્યામ હવે સાવ અવાચક થઇ ગયો.

"આમ બાઘાની માફક ઉભા શું રહ્યા છો? જવાબ આપોને, શા માટે આવ્યા છો?"

"તમારી પાસેથી આવા સત્કારની મેં આશા રાખી નહોતી"—હતી તેટલી સ્વસ્થતા ભેગી કરીને, ધનશ્યામ કૈંક બોલ્યો.

"તમારી પાસેથી પણ મેં આવી દુષ્ટતાની આશા નહોતી રાખી!"

"બા!" પેલો પડછાયો ચીસ પાડી ઊઠ્યો. એ ચીસમાં ધનશ્યામે પોતાના બુઝાઈ ગયેલ આશા-દીપકને, ફરી પાછો ટમટમતો દીઠો-પણ તે ફક્ત એક જ પળને માટે.

"તું મને વચન આપી ચૂકી છો, હોં! મને જીવાડવી હોય તો ચુપ રહે!"

"સુલોચના!" અંધારામાં ડૂબતા ધનશ્યામે સહાય માટે પડછાયાને સંબોધીને ધા નાખી!

"એનું નામ સુલોચના નથી!" ડોશીએ ત્રાડ પાડી. પડછાયો બેઠો થઈ ગયો.

"આમની સાથે આવી રીતે વર્તીશ તો હું આ ઘરનો અબઘડી જ ત્યાગ કરીશ!"

"હું તને લેવા માટે આવ્યો છું, સુલુ!"

"એ હું જાણું છું, ધનશ્યામ, પણ હવે...પણ... હવે..." પડછાયો રડી ઉઠ્યો!

"તું તો સંકલ્પની પ્રતિમા, સુલુ! આવી નિર્બળતા તને શોભે?"

"મને ક્ષમા કરજે, ધનશ્યામ!" પડછાયાએ ઊભો થઇને ધનશ્યામને પગે પડતાં કહ્યું: "ના, હું જાણું છું કે તું મને કદી જ ક્ષમા નહિ કરી શકે, પણ હું લાચાર છું. હું તમને કદી યે ભૂલીશ નહિ. ભૂલી શકીશ પણ નહિ ભૂલવા પામીશ પણ નહિ... પણ તમે મને ...ભૂલવાની કોશીશ તો કરજો જ...."



"ઈશ્વર તને સદૈવ સુખી રાખે, સુલુ!" પોતાના પગ પાસે ગૂંચળું વળીને પડેલ પડછાયાને છેલ્લાં વંદન કરીને ધનશ્યામ જેવો એ ઘરમાં દાખલ થયો હતો, તેવો જ એ ઘરની બહાર નીકળી ગયો!

* * *

**એ** ધનશ્યામ હજુ જીવે છે અને સુલોચનાના સ્નેહની આણ હજુ પણ એના હૃદય ઉપર સાર્વભૌમ છે!"

"આ બીજી વાત આપે શા ઉપરથી જાણી, સાહેબ?"

"એ પરણ્યો નથી એ ઉપરથી."

"એને આપઘાતનો વિચાર જ કદી જ નથી આવ્યો?"

"આપઘાત કરવાનો વિચાર એને કદી જ નથી આવ્યો એમ તો ન જ કહી શકાય. પહેલા એકાદ બે મહીના દરમ્યાન તો અનેક વાર એવા વિચારો આવતા. પણ દરેક વખતે

# Everything Electrical...

## વીજળીને લગતી હરકોઈ ચીજ—

★ ફ્યુજી

બધી સાઈઝના અને જાતના ઇલેકટ્રિક વૉટર અને ડીઝલ પાવર જનરેટીંગ પ્લાન્ટ * ટ્રાન્સફોર્મર્સ તથા સ્વીચ ગીયર *ટેકસટાઇલ અને ઇન્ડસ્ટ્રીયલ મોટર્સ *ટેલિ-ફોનનાં સાધનો *ઇલેક્ટ્રિક સાધનો *પંખાઓ અને અન્ય ઘરગથ્થુ સાધનો *ખેતી માટેનાં યંત્રો.

◆

★ ફુરૂકાવા

મલ્ટીકોર્ડ ટેલિફોન કેબલ્સ [દોરડાં] અને કેરિયર કેબલ્સ *અંડર ગ્રાઉન્ડ કેબલ્સ *કોપર કન્ડકટર [તાંબાના વીજળી વાહક તારો] *સ્ટીલ રીઈન્ફોર્સ્ડ એલ્યુમિનિયમ કંડકટર્સ *દરેક જાતનાં એલ્યુમિનિયમ, સ્ટીલ, કોપર અને ગેલ્વેનાઇઝડ વાયર.

◆

★ મિટસુબીશી

સ્ટીમ બોઇલર્સ *સ્ટીમ ટર્બાઈન * ઓલ્ટરનેટર સેટ્સ *કન્ડેન્સર્સ *સ્ટીમ પાવર પ્લાન્ટ એકસેસરીઝ.



Fuji





FURUKAWA





MITSUBISHI



—: એન્જિનીયરીંગ સેલ્સ ડીવિઝન :—

## કમાણી એન્જિનીયરિંગ કોર્પોરેશન લિ.

કમાણી ચેમ્બર્સ, નીકલ રોડ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ—૧

શાખાઓ : કલકત્તા, ન્યુ દિલ્હી, જયપુર, મોરબી, મદ્રાસ, સીમલા, કાનપુર.

રેયોન એ યુરોપ અમેરિકાના મહત્વના ઉદ્યોગોમાંનો એક છે. થોડા વખતમાં જ એ હિંદના કાપડ ઉદ્યોગની નવી શાખા બનશે. નેશનલ રેયોન કોર્પોરેશન લિમિટેડ હિંદમાં રેયોનના કામનો ઝળહળતો પ્રારંભ કરનાર મહાન કંપની છે. મોહોને ખાતેનું એનું જબરદસ્ત કારખાનું લગભગ તૈયાર થવા આવ્યું છે. એ જ્યારે તૈયાર થઈ જશે ત્યારે દર વર્ષે ૫૬,૦૦,૦૦૦ રતલ રેયોનનું ઉત્પાદન કરવાની એની શકિત હશે.



★ GETTING READY TO PRODUCE ANNUALLY

# 56,00,000 LBS. OF RAYON

★ ૧૯૪૮ માં દુનિયાનું રેયોનનું ઉત્પાદન ૨૪૫ કરોડ રતલ જેટલું હતું.

★ ૧૯૪૮માં યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાનું રેયોનનું ઉત્પાદન લગભગ ૧૧૨ કરોડ રતલ જેટલું હતું.

★ યુદ્ધ પહેલાં હિંદ દર વર્ષે અઢી કરોડ રતલ જેટલું રેયોન આયાત કરતું; એ વખતે દિવસના ૭૦ ટન જેટલી ખપત હતી. આજે તો એ ઘણી વધારે હોવાનો સંભવ છે.

ઝડપી પ્રગતિ થઈ છે અને આ વર્ષના અન્ત પહેલા મોટા પાયા ઉપર માલનું ઉત્પાદન થવા લાગશે એવી આશા છે. કાપડમાં રેયોન અદ્યતન છે. એ મેળવવાનો આગ્રહ રાખો.

અમારૂં વિશાળ કારખાનું પૂરા અઢીસો એકર ઉપર ઊભું થયું છે અને રેલ્વે તેમ જ રસ્તાના વાહનવ્યવહાર, વિજળીક શકિત અને પાણીના પુરવઠાની સંપૂર્ણ સગવડો ધરાવે છે. ઉત્કૃષ્ટ તાલીમ પામેલા ટેકનીશ્યનો રોકવામાં આવ્યાં છે જેથી ઉચ્ચમાં ઉચ્ચ ધોરણવાળા રેયોનનું ઉત્પાદન થઈ શકે.

◆

## ધી નેશનલ રેયોન કોર્પોરેશન લિમિટેડ

ઓફિસ :—ઈવાર્ટ હાઉસ, બ્રુસ સ્ટ્રીટ, મુંબઈ ૧.

કારખાનું અને મિલ્સ : મોહોને, કલ્યાણ પાસે, મુંબઈ ઇલાકો.

એક જ વિચાર તેને રોકતો. એ વિચાર હતો: મારા આપઘાતના સમાચાર સાંભળીને સુલોચનાને કેટલી યાતના થશે? મારા મૃત્યુનું કારણ એ પોતે જ છે એમ સમજીને એ કેટલી દુ:ખમય બની જશે? જેને હું વધારેમાં વધારે ચાહું છું તેનું ખૂન મારા હાથે થયું, એના ભાનથી તેની જીંદગી કેટલી વિષમય બની જશે? માતાને ખાતર તેણે એક ઝેર તો પીધું ..... આપઘાત કરીને હવે એક બીજુ ઝેર તેના જીવનમાં શા માટે રેડું ......?"

"પણ ત્યારે ઘનશ્યામનું પોતાનું જીવન તો......" કોઈકે પૂછયું.

"સાક્ષાત્ દુ:ખની પ્રતિકૃતિ જેવું હશે, એમ ને? હું માનું છું કે એ સાવ એવું નથી. ઉલટાનું તે કૈંક અંશે આનંદમય પણ છે. થોડાક વરસોના સાહચર્યથી સુલોચનાએ એના જીવનમાં જે આનંદ રેડ્યો છે તે તેને જન્મજન્માન્તર સુધી ચાલશે, એમ તેને લાગે છે. સુલોચના જેવીને તેના જીવનમાંથી ખસેડી લેવા માટે તે પોતાના કિરતારને કોઇ કોઇ વાર ઠપકો જરૂર આપે છે પણ સુલોચના જેવીને ભલે થોડીવાર માટે પણ, પોતાના જીવનમાં મોકલનાર કિરતારને 'તે થેંક યૂ સર' કહેવા માટે બલ્કે એથીય વધારે તલસે છે!"

"હવે એક જ પ્રશ્ન, સાહેબ, અને તે છેલ્લો."

"પૂછી લે, નયનતારા."

"આ વાત ખરેખર એક સત્ય ઘટના છે? આપે કહી તે જ સ્વરૂપમાં બની છે? ઘનશ્યામ અને સુલોચનાના હૃદય–ભાવોને સમજવામાં આપની જરા પણ ભૂલ નથી થઈ?"

"તેં તો એક જ પ્રશ્ન પૂછવાનું કહ્યું હતું, નયન. એને બદલે ત્રણ પૂછયા." સ્હેજ હસીને પ્રોફેસરે જવાબ આપ્યો. "પણ જવાબ એક જ છે. આમાં એક અક્ષર કે માત્રા સુદ્ધાં ખોટાં નથી. ઘનશ્યામને કે સુલોચનાને સમજવામાં મેં ક્યાંય કોઈ પણ જાતની ગેરસમજ કરી નથી."

"પણ આપને આટલી બધી ખાતરી કેમ છે, સાહેબ?" નયનતારાએ શંકા વ્યકત કરી.

"ખાતરી એટલા માટે છે નયનતારા કે એ ઘનશ્યામ તે હું જ છું......બસ, હવે થઈ રાજી?

"થેંક યૂ સર!"



# બોલના કટકા : બેતના ફટકા

આંખની બારી પરે ના'વી શકી
હાય! દિલની ટમટમાતી રોશની.

•

પાતળે પરદે છુપાઇ વહી જશે,
નેન જોયાં કે ન જોયાં રહી જશે.

•

વેપ બદલ્યાથી ન કાંઇ ચાલશે,
જાણનારા તો તને જાણી જશે.

•

અફસોસના કાળા કવરમાં, અય ખુદા,
શી ગુલાબી પાડવી અહેશાનની!

•

જે કદી પણ ડંખતું કંઇએ નથી
કોઇ તેને ઝંખતું હૈયે નથી.

•

આશ ને નિ:શ્વાસ ચાંચો સાંધતા
કેમ હૈયે જાય માળો બાંધતાં?

•

હાથમાં એના અરે, શું બળ હશે?
નેન જેનાં સ્વપ્નથી નિષ્ફળ હશે.

ખુદાના રાજમાં જે આદમી પાગલ નથી,
બિચારો કોઇ દી તે કોઇથી આગળ નથી.

•

ભલે હો નાવડી નાની સમુંદર હો તુફાની!
અમારો નાખુદો આલાંજીગર છે આસમાની.

•

આંખનાં શાં તેજ કાળા કાજળે?
ચાંદ ઊગે છે ઘટાની પાછળે.

•

પ્રદર્શન હૉલનાં કાર્ટૂન દેખીને હસો છો?
ચિતારે ચોતરફ ખાલી અરીસા ગોઠવ્યા છે.

•

કવિતા ભેટ છે દૈવી, કવિ પ્રભુદૂત છે;
કવિને પેટ છે એ વાત એક જ તૂત છે.

•

ખુદા બક્ષે અનામીની અનામત,
સદા રક્ષે સલામોથી સલામત.

•

બોલના બે ચાર આ કટકા જડ્યા,
બેતના બે વાર જ્યાં ફટકા પડ્યા.

મકરન્દ દવે

# ગેબનો ગાયક

કવિઓ અને તત્ત્વચિંતકોએ માણસના અંતઃકરણમાં આકાર પામતી ચિત્તની વૃત્તિઓને વીચિતરંગો અથવા તો આકાશમાં પ્રતિક્ષણ પલટાતાં વાદળોની સાથે સરખાવેલ છે. પણ મને લાગે છે કે, એ સરખામણી એટલેથી જ પૂરી થાય છે. જલતરંગો કે વાદળોનાં સ્વરૂપો ક્ષણમાત્ર ટકીને પછી આત્યંતિક વિલય પામે છે. જ્યારે માણસના ચિત્તતંત્રમાં પ્રગટતા સંસ્કારોમાંથી કેટલાક ચિરસ્થાયી હોય છે; અને કેઈ કોઈ તો કાયમી બની રહે છે. એવા સંસ્કારો જાગ્રત મનમાં વધતો-ઓછો સમય રમણ કરીને પછી આંતરમનના ભંડારમાં પૂરાઇ રહે છે; અને સાનુકૂળ સંયોગો મળતાં વર્ષો કે દાયકાઓ પછી પણ તાદૃશ સ્વરૂપે જાગ્રત મનના ફલક પર ફરી રમવા દોડી આવે છે. પાંચેય જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠા સંકલ્પથી પ્રેરાયેલા સંસ્કારોની બાબતમાં આ વાત સાચી લાગે છે.

લેખકઃ રવિશંકર વિ. મહેતા

ચિત્રકારઃ મનુ વ્યાસ

મારા આંતરમનમાં એક એવી ચિરસ્થાયી, મને તો લાગે છે કે અમર, છબિ આળખાઇ ગઈ છે. 'કાફ' ચામડાનાં 'પંપશુઝ', ઘેરાં કીરમજી રંગનાં મોજાં, બગલાની પાંખ જેવી સફેદ, મુલાયમ સુરવાળ; લાંબું, આછા બદામી રંગનું રેશમી પહેરણ, શ્યામ-ઘેરા લીલા રંગની ઊનની શેરવાણી, એથી યે વધુ ગૂઢા લીલા રંગનો, સફેદ જરીના ખરેટા વાળો, બેદરકારીથી બંધાએલો સાફો; એ વસ્ત્રભૂષામાં અને કાયમ એમાં જ સજ્જ થયેલી, લગભગ પોણા છ ફુટની પાતળી, દૃઢ, શ્યામલ દેહયષ્ટિ : પાતળા, લાંબા હાથની પાતળી, લાંબી, સુઘડ ગુલાબી નખવાળી આંગળીઓ; પાતળી, ઊંચી ડોક; પાતળાં, લાંબા મુખ માટે જરા પહોળાં લાગે એવાં જડબાં; પવનથી પાનની કૂંપળો કંપી રહે તેમ ભાવાવેગથી કંપવા સદા ઇંતેજાર એવા પાતળા છતાં ભરાવદાર હોઠ; પાતળું, લાંબું, છેડે જરા પહોળું Sensitive ફોયણાંવાળું નાક : સદાય આછાં ઘેન-મસ્તી-નો ખ્યાલ આપતી અને બહુધા દૂર દૂરના કોઇ અપાર્થિવ દૃશ્ય પર ખોડાઇ રહેવાને ટેવાયેલી હોય એવી આંખો; તે પર ભરાવદાર ભવાં; અને તે પર કરચલીઓનું જાણે ત્રિપુંડ રચતું કપાળ : આવી છે મારી એ માનસમૂર્તિ.

એ મનોમૂર્તિ પાર્થિવ દેહે હતી તેવી જ આજે યે સજીવ છે. એ ઊઠે બેસે છે, મારી સાથે, જીતુભાઇ, કપિલેશ્વરી બુવા અને બીજાઓ સાથે વાતો કરે છે, મરકે છે, મજાક કરે છે, મોગલાઇ ઢબે સોહામણો હોકો પીધા કરે છે, હાથમાં રૂપાની ખોળીવાળી, મથાળે સૂંઘણીવાળી સીસમની લાંબી લાકડી રાખી સ્થિર, ઝડપી ચાલે હરે ફરે છે; પણ સહુથી વધારે તો સિદ્ધાસન જમાવીને સ્વર્ગીય ગાન ગાતી હોય છે; કોઇ વેળા હાથમાં તંબૂર લઇને છેડેલા મુખ્ય સ્વરની મૂર્છનામાંથી ઊઠતા સૂક્ષ્માતિસૂક્ષ્મ, સ્વયંભૂ શ્રુતિસ્વરોનું રહસ્ય સમજાવતી હોય છે; અને કોઇ કોઇ વેળા તબલાં પખવાજ, દિલરૂબા, સિતાર વગેરે ગમે તે વાજિંત્ર પણ સહજ મોજથી છેડતી હોય છે, અને એ દરેક દશામાં આ મૂર્તિની આસપાસની હવામાં ઋતુના અત્તરથી મુલાયમ સુવાસ મ્હેકતી હોય છે. એ મૂર્તિના પાર્થિવ શરીરને વિલય પામ્યે આજે દોઢ દાયકો થવા આવ્યો, છતાં મારી માનસસૃષ્ટિમાં તો એ પહેલાના જેટલી જ જીવંત છે; અને શરીરનાશનો એક ફાયદો એ છે કે હવે એ ગમે ત્યારે હાજર થઇ શકે છે. એ મૂર્તિને લોકો "સંગીતરત્નપ્રાયા" ખાં સાહેબ અબ્દુલ કરીમખાં તરીકે ઓળખતા.

આંખના કરતાં કાનની ગ્રહણ અને ધારણ શક્તિ વધુ ઉચ્ચ કે વધુ પ્રબળ હશે કે કેમ તે હું જાણતો નથી, પણ મારે માટે તો એ મૂર્તિના દૃશ્યસ્મરણ કરતાં શ્રવણસ્મરણ વધુ તીવ્ર રહ્યું છે. હકીકતમાં એ અન્યથા આકર્ષક કે દર્શનીય નહિ એવી મૂર્તિ, સદેહાવસ્થામાં યે એમાંથી પ્રગટતા અવર્ણનીય સંગીતને કારણે જ મોહક બનતી; અને આજે સ્મરણમાં પણ સૂર અને લયની ભૂમિકા પર જ એ ઊપસી આવે છે.

લયની સાથે નીરક્ષીર અથવા દૂધ અને સાકરના ભાવે એકાકાર બનેલા એ સૂરની વાત શું કરૂં? વર્ષો વીત્યાં છતાં

## શ્રવણના ઉત્સવ, ચૈતન્યના ઉલ્લાસ અને ભાવનાના ગંગાસ્નાન

આજે યે તે જેવા ને તેવા જીવતા જ પડ્યા છે. ખાંસાહેબના કોઇ ગાયનની રેકાર્ડ બજતી હોય, તેનો એક જ સૂર કાને પડી જાય, તો યે એ એમનું જ અનન્ય ગાન છે એમ હું પારખી લઉં છું. સૂરની વાત તો બાજુએ રહી, માત્ર તંબૂર છેડાતો જરા સાંભળું તોયે એ ખાં સાહેબનો અથવા કપિલેશ્વરી બુવા જેવા તેમના અદંગ શાર્ગીદનો મેળ કરેલો તંબૂર છે એમ હું પારખી જાઉં છું. અને વાસ્તવિક અવાજની જરૂર પણ કયાં છે? દિવસ કે રાતની નિરવતામાં, બહુધા પાછલી રાતની અર્ધજાગ્રત અવસ્થામાં એ દિવ્ય સૂરો મારા આંતર શ્રવણ પર અથડાઇ રહે છે. ઠંડા, આછા સમીરની માફક એ મારા ચૈતન્યને આહ્લાદમય બનાવી રહે છે.

આમ થવાનાં કારણો છે. સ્વ. ખાં સાહેબ અબ્દુલ કરીમખાંએ પોતાના અવાજને કેળવવામાં, શ્રવણમધુર બનાવવામાં જેટલી મહેનત અને કાળજી લીધી હતી તેટલી એક પંડિત ઓંકારનાથ સિવાય બીજા કોઇ ગાયકે લીધી હોય એમ મારા ખ્યાલમાં નથી. એ અવાજને યાદ કરું છું ત્યારે ફુલોના પરાગથી લદાયેલા પવનનો અથવા ચંદ્રકિરણોનો જ મને ખ્યાલ આવે છે. સૂક્ષ્મ શ્રુતિસ્વરો માટે એ અવાજ સર્વથા યોગ્ય વાહન હતો. એવો સંગીતક્ષમ અવાજ બહુ ઓછા ગાયકોમાં કાને ચડે છે. એક સંગીતશોખીન મિત્રે એક વેળા ખાં સાહેબની મુલાકાતેથી પાછા ફરતાં કહ્યું હતું, "ખાં સાહેબ વાત પણ સૂરમાં કરતા હોય એમ લાગે છે, ખરું?" બસ, એ એક જ વિધાનમાં ખાં સાહેબના અવાજની બધીયે તારીફ સમાઇ જાય છે. આ જ ભાવ અશિક્ષિત મુસ્લિમ ગવૈયા-બજવૈયાઓ જરા અરુચિપૂર્ણ પણ વધુ અસરકારક રીતે વ્યકત કરતા.

અબ્દુલ કરીમખાંની સ્વરસાધના પણ અજબ હતી. એક જ સૂરની એ કેટલી લાંબી મહેમાનદારી કરી શકતા! અને બાજુના સ્વરોને હીંચોળે તેને કેવો ઝુલાવી શકતા! ખાં સાહેબના પુરાણા પરિચિતો કહેતા કે નાનપણમાં ખાં સાહેબ દિવસના વીસ વીસ કલાક રિયાઝ, સ્વરાભ્યાસ કરતા. દેખીતી રીતે જ એ વર્ણનમાં અતિશયોકિત છે, પરંતુ સ્વરો પરના એમના વિસ્મયજનક કાબૂને ખ્યાલમાં લઇએ તો એ અતિશયોક્તિને યથાર્થ તરીકે સ્વીકારવાનું મન થયા વિના ન રહે. એવા અતિ ઉગ્ર તપ વિના આવી પરમ સિદ્ધિ શકય કયાંથી જ બને?



અને શાસ્ત્રમાં બતાવેલ બાર સ્વરો અને બાવીસ શ્રુતિઓ તો સામાન્ય વાત. ખાં સાહેબને સાંભળનાર સાચા કનરસિયાઓને તો એમના ગાનમાં એથી યે વધુ શ્રુતિઓનો આભાસ થતો. ખાં સાહેબની પહેલી જ મુલાકાત વખતે મેં કેવળ બાલભાવે એમને પૂછેલું, "ખાં સાહેબ, શ્રુતિઓ કેટલી છે, એ સંબંધમાં આપનું શું માનવું છે?" એમણે સહજ જવાબ આપેલો, "હું માનું છું કે શ્રુતિઓ અનન્ત છે." શ્રુતિની વ્યાખ્યા પાછળથી એમણે સમજાવેલી કે મુખ્ય સ્વરોને બાદ કરતાં જે વિશેષ સ્વરભેદોની અથવા કક્ષાઓની ગાનારનું ગળું વ્યક્તિ કરી શકે અને સાંભળનારનો કાન વિવેક કરી શકે એનું નામ શ્રુતિ. સંગીતશાસ્ત્રનાં ગહ-

## સમા દિવ્ય સંગીતના વિરલ ગાયક—સાધકનાં સૂરીલાં સંસ્મરણો

નતમ વિષયને આટલી સરળ રીતે રજૂ કરનારી કેવી અજબ દાર્શનિકતા! પાછળથી એમની સાથેની ચર્ચાઓ દરમિયાન એમ જાણેલું કે તેઓ પોતે બેતાળીસ શ્રુતિઓનો ઉપયોગ કરે છે. કયા કયા સ્વરની કેટકેટલી શ્રુતિઓ, તેની પણ પ્રયોગાત્મક સમજણ અમને એમણે પાડેલી. એ વસ્તુનો વિસ્તાર અહીં અપ્રસ્તુત છે. એટલું જ કહેવું પ્રસ્તુત છે કે સહુ કોઇ સમજી શકે એવા ભૈરવી કે કલ્યાણ જેવા રાગોની રજૂઆતમાં પણ અન્ય ગાયકો કરતાં ખાં સાહેબમાં જે વિશેષતા માલુમ પડતી તે શ્રુતિઓ પરના તેમના આ અસામાન્ય કાબૂને આભારી હતી. એવા શ્રુતિસ્વરો લગાડતી વખતે તેના સંવાદી સ્વરોના આંદોલનોમાં પણ તેઓ કેવી રીતે ફરક કરતા તે સંગીતશાસ્ત્રની બારીક ચર્ચાનો વિષય હોઈ અહીં નહિ છેડીએ. પણ ખાં સાહેબના સંગીતની મોદકતાનું મૂળ આમાં હતું એ ખાસ ખ્યાલમાં રાખવા જેવું છે.

સારેગમને ખાં સાહેબ સંગીતનું વ્યાકરણ કહેતા, અને ક્યારેક રમૂજમાં પૂછતા, "વ્યાકરણના પાકા જ્ઞાન વિના કોઇ ભાષાપંડિત થયો હોય એમ તમે જાણ્યું છે? પણ આપણી સંગીતવિદ્યાની એવી અધોગતિ થઇ છે કે સંગીતના આ વ્યાકરણનું લગભગ નહિવત્ જ્ઞાન ધરાવનારા પણ અમારામાં ઉસ્તાદ બની જાય છે". એ જુદી વાત છે; પણ અબ્દુલ કરીમ ખાં તો સંગીતના એ વ્યાકરણશાસ્ત્રના પારંગત હતા. માગો તો આખો રાગ તેઓ સારેગમમાં જ ગાઈ બતાવે. અને કેવી પ્રવાહી સારેગમ! સાંભળનારને રાગની 'ચીજ'ના શબ્દો કરતાં એ ઘણી જ વધુ કર્ણપ્રિય અને આહ્લાદક લાગે. પરિણામે એમના જલસાઓ વખતે એમના લાડીલા શ્રોતાઓ દરેક વખતે આગ્રહ કરતા, "ખાં સાહેબ, દરેક રાગની સારેગમ તો થોડીક સંભળાવજો જ હો!"

જેવું સ્વરનું તેવું જ લયનું. એમના ગાનમાં સૂર અને લય તાણાવાણાની માફક વણાએલા જ રહેતા. એમની ગાયકી ખ્યાલની હતી. એ ગાન-પદ્ધતિની વિશેષતા એ છે કે એમાં પ્રસ્તુત રાગના સ્વરો ધ્રુપદની માફક સ્થાનબદ્ધ નથી બની રહેતા અથવા ઠુમરીની માફક સ્વચ્છંદી, મનમોજીલા, નથી બનતા પણ સ્વૈરવિહારી તો જરૂર બને છે. એટલે એમાં તાલની ધડપછાડને સ્થાન ઓછું હોય છે; છતાં લયનું સંયોજન એવું હોય છે કે સાંભળનારમાં તે એક જાતનું ડોલન પેદા કરે છે—આલાપચારી ચાલતી હોય ત્યારે. જ્યારે રાગની ચીજ દ્રુત લયમાં ગવાતી હોય ત્યારે સૂર અને તાલ અટપટી રચના—ગૂંથણીમાં દાંડિયા રાસ ખેલી રહે છે. આ બંને પ્રકારો પર ખાં સાહેબનું અસામાન્ય પ્રભુત્વ હતું. દ્રુત લયમાં જ્યારે તેઓ કોઇ પદ ગાતા ત્યારે સાંભળનારની શિરાઓમાં લોહી તાલબદ્ધ નૃત્ય કરી રહેતું.

**ખાં** સાહેબના ગુણ ગણાવવા બેસીએ તો પાર આવે તેમ નથી. વેદોમાં પુરુષ—બ્રહ્મનું વર્ણન કરતાં કહ્યું છે કે, "તે સચરાચર સૃષ્ટિને વ્યાપીને દશ આંગળ ઉપર રહેલ છે." સંગીતની વિદ્યા અને કલાના સંબંધમાં સ્વ. ખાં સાહેબ અબ્દુલ કરીમખાં વિષે પણ એમ જ કહી શકાય તેમ છે. શાસ્ત્રને સમજીને તેને વધુ સમૃદ્ધ બનાવવાની વૃત્તિ અને શક્તિ બન્ને તેઓ ધરાવતા હતા. એક જ દાખલો લઈએ. શાસ્ત્રમાં તંબૂરના તારોનો ષડજ-પંચમ મેળ વિહિત મનાયો છે. અને તે અનુસાર જ બધે તંબૂર મેળવાય છે. ખાં સાહેબને એક ધન્ય પળે વિચાર સૂઝેલો કે જે રાગમાં પંચમ વર્જ્ય હોય તે ગાતી વખતે પણ તંબૂરનો એ ષડજ-પંચમ મેળ નિભાવવામાં આવે તો ચતુર શ્રોતાને એમ જ લાગે કે કાં તંબૂર બેસૂર છે અને કાં ગાયક બેસૂરું ગાય છે. આ સ્થિતિ ટાળવા માટે ખાં સાહેબે તંબૂરનો મેળ પલટાવવાની પહેલ કરેલી. એની વિગતોમાં અહીં ન ઊતરાય: પણ સંગીતશાસ્ત્ર અને કલાની દૃષ્ટિએ એ એક ક્રાન્તિકારી માર્ગવિભેદ-revolutionary departure—હતો, અને જ્યારે તેનો પહેલો પ્રયોગ માલકૌંસ રાગ ગાતી વખતે તેમણે કરેલો, ત્યારે વડોદરાના એક વયોવૃદ્ધ સંગીતશાસ્ત્ર-નિષ્ણાત, હું ધારું છું કે ખાં સાહેબ ફૈઝ મહમદખાંએ, તરુણ અબ્દુલ કરીમખાંની બેહદ તારીફ કરેલી.

એમના તંબૂરના મેળની ખૂબી સંબંધે મારો એક વિશેષ—અને કદાચ કેવળ વ્યક્તિગત—સંસ્કાર નોંધી લઉં. કોણ જાણે કઈ રીતે પણ, જલસામાં ખાં સાહેબ ગાવાનું શરૂ કરે તે પહેલાં તેમની પાછળ તેમણે જ તૈયાર કરેલા તંબૂરનો જોટો ગુંજતો હોય ત્યારે એ ગુંજારવમાંથી અમુક રાગ બજતો હોવાનું મને ભાન થતું. અને સાથે બેઠેલ શ્રોતાઓને હું કહેતો કે ખાં સાહેબ અમુક રાગ ગાશે—જે ઘણી વખત સાચું પડતું. કારણ ગમે તે હોય પણ તંબૂરના મેળની આવી વિશેષતા મને બીજે કયાંય સાંભળવા મળી નથી.

આ, અને અહીં જેમનો ઉલ્લેખ કરવાનું શકય નથી બન્યું એવી અનેક વિશેષતાઓના સુસંવાદી સંઘાતને પરિણામે ખાં સાહેબનું દિવ્ય સંગીત ઊપજતું. દિવ્ય, સ્વર્ગીય—એવાં એમનાં ગાન વિષેનાં વિશેષણો મારી એમના પ્રત્યેની ગાંડી ભક્તિની સરજત નથી. એમને સાંભળનાર સંગીતજ્ઞથી માંડીને નર્યા સવાદીઆ સુધીના અનેક માણસોના મોઢેથી જલસાને અંતે, "ખાં સાહેબ, આપ તો ગાંધર્વ છો, સ્વરદેવતા છો", એવા એવા અનેક મુગ્ધ પ્રશંસાના ઉદ્ગારો સહુ કોઈએ સાંભળ્યા હશે. મારો ખ્યાલ એવો છે કે કવિવર ટાગોર જો સૃષ્ટિ અને સર્જનહારની ગહનતા—mystery ના કવિ હતા તો ખાં સાહેબ અબ્દુલ કરીમખાં ગેબના ગાયક હતા. બંને એ અલક્ષ્યની ઉપાસના દ્વારા અમૃત સિદ્ધિ પામી ગયા છે અને તેમની કલાનું પરિશીલન કરનારાઓનું જીવન ધન્ય બનાવી ગયા છે.

ખાં સાહેબનું ગાયન સાંભળવું એ કાનોનો ઉત્સવ હતો, ચૈતન્યનો ઉલ્લાસ હતો, ભાવનાનું ગંગાસ્નાન હતું. એ સ્નાનમાંથી સાંભળનાર દેહ, દિમાગ અને દિલની તાઝગી અને મીઠી ખુમારી લઈને બહાર આવતો. આવો એક ખાં સાહેબ હતો; બીજો એવો કોણ છે?

લગ્ન અને સ્ત્રીજીવનની એક ચિરંતન સમસ્યાને આનંદમય શૈલીએ છેડતી નાટિકા

# ઘરકુકડી



લેખક : ગુલાબદાસ બ્રોકર

### દૃશ્ય પહેલું

( સમય : બપોરે ત્રણ સાડાત્રણની આસપાસનો.
સ્થળ : સુખી મધ્યમ વર્ગના કુટુંબનો શયનખંડ.
પાત્રો : વિનય અને ઇન્દુ–તાજાં જ પરણેલાં. )

વિનય : (ઊંઘમાંથી ઊઠીને બગાસું ખાતાં ખાતાં) હા...શ. ઇન્દુ. (સાશ્ચર્ય) ઓહો! તું તો તૈયાર થઇને બેઠી છે! ક્યારે ઊઠી ?

ઇન્દુ : અહીંઆં સૂતું'તું જ કોણ ?

વિનય : એટલે ?

ઇન્દુ : હું તો બેઠી બેઠી કવિતા વાંચતી'તી. ને......હા...... તમારા ઊઠવાની રાહ જોતી'તી.

વિનય : કેમ, હું ઊઠું તો વાંચવામાં વધારે રસ આવે ?

ઇન્દુ : (હસીને) ન આવે ?

વિનય : તો તારી ભૂલ છે, ઇન્દુ. વાચનમાં રસ એની મેળે જ આવવો જોઇએ, કોઈ બહારના કારણથી નહિ. આપણે શું શીખ્યાં છીએ? કલાનો આનંદ તો સ્વતંત્ર છે, સ્વાયત્ત છે, સ્વયંભૂ છે.

ઇન્દુ : ઓહો ! મોટા કલાવિવેચક ! ચાલો, હવે જલદી તૈયાર થઇ જાઓ, જોઉં.

વિનય : (ગભરાયો હોય તેમ) હેં, વળી શું છે?

ઇન્દુ : એ કલાનો સ્વતંત્ર, સ્વાયત્ત, સ્વયંભૂ આનંદ માણવા તમને લઇ જવા છે.

વિનય : ક્યાં પણ ? બહુ થાકયો છું, દોસ્ત. તું થાકી નથી ?

ઇન્દુ : લગીરે નહિ. થાકયા જેવું શું કર્યું છે? ને તમે તો ગઇ કાલનાં આપણે આવ્યાં ત્યારથી ઊંઘ ઊંઘ જ કર્યા કર્યું છે.

વિનય : ઊંઘે નહિ તો શું કરે? તગડી તગડીને તેં તો મારો દમ કાઢી નાખ્યો.

ઇન્દુ : એટલામાં ખરેખર થાકી ગયા?

વિનય : એટલામાં? એટલે શું આપણે ઓછું રખડયાં છીએ?

ઇન્દુ : મારી કલ્પના પ્રમાણે રખડવું કોને કહેવાય, કહું?

વિનય : આ જે આપણે કર્યું છે તેને માત્ર લટાર મારવી જ તું ગણતી હોય તો તો તારી એ કલ્પનાના શ્રવણથી પણ હું બેભાન નહિ થઈ જાઉં ?

ઇન્દુ : તો રહેવા દો. ચાલો, પણ તમારે તૈયાર નથી થવું ? મોડું થશે હોં ?

વિનય : પણ ક્યાં જવું છે, શું છે, એ તો કહીશ કે નહિ?

ઇન્દુ : વિનય, કાલે આપણે આવ્યાં ને માલિનીનો ફોન આવ્યો. તેણે ખબર આપી કે આજે નોબો કુમારનાં ચિત્રોનાં પ્રદર્શનનું ઉદ્‌ઘાટન છે, બરોબર ચાર વાગે. વન મેન શો છે. સુંદર ચિત્રો છે. મેં કહ્યું છે કે અમે આવશું.

વિનય : પણ એ પ્રદર્શન ક્યાં ભાગી જવાનું છે, ઇન્દુ ? હજી તો આપણે કાલે રાત્રે જ હનીમૂન કરી આવ્યાં. પૂરાં સ્વસ્થ પણ થયાં નથી. મારાં કપડાં પરથી તો હજી એ ડુંગરોની લાલ માટી પણ નથી ઊખડી.

ઇન્દુ : તો કપડાં બદલી નાખો, પણ ચાલો જલદી.

વિનય : હું તને એક વાત કહું, ઇન્દુ ?

ઇન્દુ : કહો ને.

વિનય : આપણે પ્રદર્શનમાં જવું છે ને ?

ઇન્દુ : હા.

વિનય : બરોબર. પણ ત્યાં જઇને શું જોઇશું ?

ઇન્દુ : (હસતી) પ્રદર્શન.

વિનય : હાં, પણ પ્રદર્શનમાં શું જોઈશું ?

ઇન્દુ : ચિત્રો. કેમ ?

વિનય : સમજતી જ નથી. ચિત્રો તો ખરાં જ, પણ એ ચિત્રોમાં શું જોવા માટે આપણે જઈએ છીએ એમ પૂછું છું.

ઇન્દુ : એમાં જે હશે તે ત્યાં જઈને જોઈશું. ચાલો.

વિનય : તું ધીમી તો પડ, મારો સવાલ તો સમજ. ચિત્રોમાં શું જોવા જઈએ છીએ એ ત્યાં ગયા પહેલાં જાણે આપણને ખબર જ ન પડે!

ઇન્દુ : ગયા પહેલાં તો શું પણ એ જોયા પહેલાં શી રીતે ખબર પડે ?

વિનય : ત્યારે તું શું શીખી ને શું ભણી, મારૂં કપાળ ?

ઇન્દુ : (હસતી) એ ભણી હોત તો તો અત્યારે તમારી સાથે લમણાઝીંક કરવાને બદલે તમને સીધા ઉઠાવી જ ગઇ હોત ને! પણ તમે શું કહો છો, બોલો.

વિનય : હું એમ કહું છું કે આપણે પ્રદર્શનમાં સૌંદર્ય જોવા જ જઈએ છીએ ને ?

ઇન્દુ : ઓહો, સમજી. તે શું છે ?

વિનય : શું સમજી ? કશું નથી સમજી. સૌન્દર્યનો ઉપભોગ એક પછી એક અલગ સૌંદર્યના હૃદય ઉપર ઢગલા કરવાથી ન થાય. એ તો માણેલું સૌંદર્ય ફરી ફરી હૃદય સન્મુખ તાદૃશ કરી એમાં તરબોળ થઈ જવાથી જ થાય.

ઇન્દુ : એટલે તમે શું કહો છો પણ એ કહેશો ?

વિનય : (આનંદાવેગપૂર્વક) એ દાર્જિલિંગમાંથી જોયેલ હિમાલયની ગિરિમાળા ! એ એનો અદ્ભુત સૂર્યોદય ! પ્રભાતનો એ સુંદર સમય ! ને સાથે સુંદર, એ બધાંથી યે સુંદર તું, ઇન્દુ ! ઓહો ! કેટલું અદ્ભુત એ બધું હતું ! હજી ય નજર સામે રમે છે. મને એ સૌંદર્ય માણવા દે તું, ઇન્દુ, બીજી કોઈ વાત કર મા.

ઇન્દુ : એમ બહાનાં કાઢીને તમારે ઘર બહાર નીકળવું જ નથી એમ જ કહોને.

વિનય : માયસોરનો એ વૃન્દાવન બાગ ! વૃન્દાવન, વૃન્દાવન, વૃન્દાવન શું, એ તો નંદનવન જ ! ને એમાં ઉર્વશી જેવી સુંદર મારી ઇન્દુ ને હું.......? પણ ઉર્વશીને સ્વર્ગમાં પતિ જ કયાં હતો? નહિ, શચી જેવી તું ને ઇન્દ્ર જેવો..........(ખડખડાટ હસી પડે છે.) હું ઇન્દ્ર?.......હા, હા, હા......વિચિત્ર લાગે છે નહિ એ કલ્પના પણ ?

ઇન્દુ : (હસતી) આળસ એ જો ઇન્દ્રનો એક ગુણ હોય તો તો તમે બરોબર ઇન્દ્ર જેવા જ લાગો છો.

વિનય : (માઠું લાગ્યું હોય તેવા અવાજે) આળસુ? હું આળસુ, ઇન્દુ? તારા શબ્દ માત્રથી, લગ્ન થયાં ને ચોથે દિવસે ઘર બાર, મા બાપ, દોસ્ત બિરાદર બધાંને છોડીને કાશ્મીરથી કન્યાકુમારી સુધી હનીમૂનને નામે આ મહિના દિવસમાં રખડી આવ્યો એ હું આળસુ? તારી ભૂલ થાય છે, દોસ્ત.

ઇન્દુ : આળસુ જ વળી. એ તો હું ઢંઢોળી ઢંઢોળીને બધામાં લઇ ગઈ ને તમે આવ્યા, પણ......(ઓચિંતાં જ સૂઝયું હોય તેમ)......મઝા આવી કે નહિ? સાચું કહેજો હોં.

વિનય : મઝા? અદ્ભુત મઝા આવી......(યાદ આવ્યું હોય તેમ) એક જ વસ્તુ આ જીવનમાં એવી હતી જેથી મઝા નહોતી આવતી અત્યાર સુધી, કંઈ મઝા નહોતી આવતી અત્યાર સુધી.

ઇન્દુ : કઈ એ ?

વિનય : તારી ગેરહાજરી.

ઇન્દુ : પાછા ચગ્યા! કયારે આ મશ્કરી છોડશો?

વિનય : (ગંભીર થઈ જતાં) મશ્કરી કરું છું એમ તને લાગે છે, ઇન્દુ ?

ઇન્દુ : નહિ તો શું? મને જાણે ઓળખી જ ન મૂકી હોય પહેલેથી ?

વિનય : તને શી રીતે સમજાવું ? તને નહોતો ઓળખતો ? તું તો હું જન્મ્યો ત્યારથી મારી રગેરગમાં લોહી રૂપે નૃત્ય કરતી ધબકતી........અને તેથી યે પહેલાં મારી ચેતનામાં તો તું......

ઇન્દુ : (રાજી થતી) રહેવા દો હવે એવી કવિતા કરવી.

વિનય : કવિતા નથી કરતો, સાચું કહું છું, ઇન્દુ. માણસ વર્ષો સુધી જીવન જીવ્યે જાય છે ને એને કશી ઊણપની ખબર પડતી નથી. એક દિવસ ઓચિંતાં જ કોઇ નવી વ્યક્તિનો એ જીવનમાં પ્રવેશ થાય છે ને એને એ પળે જ સમજાય છે કે અત્યાર સુધી તેનું જીવન તો ખાલીખમ હતું, શૂન્ય માત્ર !

ઇન્દુ : જાણે મને બનાવવા જ બેઠા છો કેમ, વિનય? કેટલામી વાર આવું આવું કહ્યું ?

વિનય : હજાર વાર કહું તોયે હું જે કહેવા માગું છું એ તો કહી શકતો જ નથી, ઇન્દુ. ને જો હું કહું છું એ સાચું ન હોય તો તો હું આવો આળસુ ને તું આવી તરવરતીનો મેળ જ કયાંથી ખાય ?

ઇન્દુ : આળસુ તો કંઈ યે નથી પોતાનું મન હોય છે ત્યાં.

વિનય : કેમ, વળી મોરચો બદલ્યો ?

ઇન્દુ : નહિતર શું ? મારા "હા, ના" કરતા, ડગુમગુ થતા મનને સ્થિર કરી કરીને અંતે મને પરણી જવામાં જરાય આળસ આવ્યું હતું ?

વિનય : મને એટલી બીક લાગતી હતી તારી, ઇન્દુ, કે મને થયું કે મને તારાથી રક્ષણ જોઇતું હોય તો મારે તને પરણવું જ જોઇએ. એટલે સ્વરક્ષણ માટે મહેનત કરવામાં આળસ કયાંથી આડે આવે ?

ઇન્દુ : (હસતી) કેવા છો? મારી બીક લાગતી હતી? શાથી?

વિનય : ન લાગે બીક? તે દહાડે કોલેજના પ્લૅટફૉર્મ પર ચડી તેં જ ઘોષણા કરી હતી સ્ત્રીના અધિકારની, તેની મહેચ્છાઓ અને મહત્વાકાંક્ષાઓની, જાહેરજીવન માટેની તેની ધગશની, અને ઘર આંગણે ઘરકુકડી બની પુરાઇ રહેવા પ્રત્યેના તેના તિરસ્કારની; અને એ ઘોષણા કરતી વખતે તારા ચહેરા ઉપર જે તેજ પથરાઈ રહ્યું હતું, તારી આંખોમાં જે ભાવ ફેલાયા હતા, તે જોયા ને આપણા તો રામ ત્યાં જ રમી ગયા. આપણને ત્યાં જ ખાતરી થઈ ગઈ કે આને નહિ પરણીએ તો આપણું તો આવી જ બન્યું.......અરે, હું તો શું ભલભલા પ્રોફેસરો પણ ધ્રૂજી ગયા હતા તે દિવસ તો તારાથી, ઇન્દુ. મારા બાપ, કેવો એ જુસ્સો હતો ?

ઇન્દુ : પણ જુસ્સો તો આવે જ ને? પેલો અમર કેવી નકામી વાતો કરી ગયો હતો?.......(ચાળા પાડતાં) સ્ત્રી તો ગૃહની રાણી છે, દેવી છે. એનું સ્થાન તો ઘરમાં જ હોય. એને તો આપણે દેવી તરીકે પૂજીએ, રાણી



તરીકે અર્ધ્ય અર્પીએ. આ સંસારના ધૂળિધૂસર માર્ગમાં......(હસતાં હસતાં) ટાગોર બાગોર તાજેતરમાં વાંચ્યા હશે બિચારાએ. (ફરી ગંભીર) મને તો હજી યે એ યાદ કરૂં છું ને ગુસ્સો આવે છે. મીઠા મીઠા શબ્દોથી સ્ત્રીને ઘરમાં જ પૂરી રાખવી, એમ?

વિનય : તો શું તીખા શબ્દોના ચાબખા મારી મારીને આખો દિવસ તેને બહાર રખડવા દેવી?

ઇન્દુ : (ગૌરવપૂર્વક) એ શું કરે, શું ન કરે એ એની ઇચ્છાની વાત છે. તમે લોકો કોણ એનો નિર્ણય કરવાવાળા?

વિનય : પણ એમાં આટલો જુસ્સો, ગુસ્સો ને આટલો રૂઆબ શો, ઇન્દુ? એને જેમ ઠીક લાગ્યું એમ એણે કહ્યું તેમાં આપણે શું કરીશું?

ઇન્દુ : એ કહે એની કોણ દરકાર કરે છે? પણ આ જાતની આખી મનોદશા ઉપર જ મને તો ગુસ્સો આવે છે. સ્ત્રી બની એટલે માત્ર ગૃહમાં જ એની ઇતિકર્તવ્યતા આવી એમ? એ યે જીવતું જાગતું પ્રાણી છે. એને યે રસ જોઇએ, રંગ જોઇએ, વિલાસ જોઇએ. એને યે એના અભિલાષ હોય. રાજકારણ અને અર્થકારણ, કલા અને સાહિત્ય, દરેકે દરેક ક્ષેત્રમાં પોતાનો યોગ્ય ફાળો આપવાના તેને કોડ હોય. એનામાં એ શકિત પણ છે. છતાં માત્ર પરાપૂર્વથી ચાલી આવતી વૃત્તિના જોરે, બદલાયેલા સંજોગોને અનુકૂળ શબ્દાવલિ વાપરીને, એને તો એતું ઊતરતું સ્થાન જ સહન કરવા દેવું? વિચિત્ર મનોદશા છે એ તો. હું તો એ કદિ યે સહન ન કરૂં.

વિનય : નહિ? તો તું શું કરવાની?

ઇન્દુ : હું શું કરવાની ને શું નહિ એની તમને બધીય ખબર છે.

વિનય : મને કશીય ખબર નથી, ઇન્દુ. પરણ્યા પહેલાં મને લાગતું કે તું આજન્મ સામાજિક અને રાજકીય કાર્ય કરનારી પ્રખર દેશસેવિકા થવાની. આ મુસાફરી કરીને મને લાગ્યું કે તું પહાડોમાં પરિભ્રમણ કરનારી કોઈ જબરજસ્ત પ્રવાસી થવાની. હજી એ પ્રવાસનો પૂરો થાક ઊતરે તે પહેલાં તું જે આ ચિત્રપ્રદર્શનમાં જવા માટે તૈયારી કરે છે ને આરામ કરવાને બદલે કવિતા વાંચે છે એ ઉપરથી અત્યારે મને લાગે છે કે તું કોઈ મહાન કલાકાર કે કવિતાકાર થવાની.

ઇન્દુ : હું જે થવાની હશે એ થઈશ. પણ અત્યારે તમને પગે પડીને કહું છું કે તમે બીજું કંઈ થાઓ કે ન થાઓ પણ તૈયાર તો થાઓ જ.

વિનય : (ઓચિંતું યાદ આવ્યું હોય તેમ) જો ઇન્દુ, એક વાત તને યાદ આપું?

ઇન્દુ : શી?

વિનય : જો કહું, હો! તારા વિચારને અનુકૂળ ન થનારા અનેકને તેં ન સ્વીકાર્યા પણ મને તે સ્વીકાર્યો એ તો તારો ઉપકાર જાણે. એમાં ના નહિ. પણ......પણ આપણે લગ્ન કર્યાં ને જે શરતો કરી એમાં આ અત્યારે તારી સાથે આવવાનો સમાવેશ થાય ખરો? મને યાદ નથી એટલે પૂછું છું, હોં!

## લટ

લટ રે લહેરાણી
કાળી લટ રે વિખરાણી,
હે જી હળવે હિલોળે એક લટ રે લહેરાણી.

લટને રે ચાળે મનમાછલડી વીંધાણી,
હે જી જાગી ગઈ પ્રીતડી અજાણી:
એક લટ રે લહેરાણી.

કંઠથી ન કેમે એની ઝંખા જિરવાણી,
હે જી ગુંજી ઊઠી ગીત મૂંગી વાણી:
એક લટ રે લહેરાણી.

ડગલે ને પગલે એની લીલા છવરાણી,
હે જી પીતાં પ્યાસી આંખ ન ધરાણી:
એક લટ રે લહેરાણી.

નજરો ના પૂગે, અંતરપટમાં છૂપાણી,
હે જી સાતમે ઝરૂખે રૂપરાણી:
એક લટ રે લહેરાણી.

હૈયાને થાળે ભરિયાં સમથલ મેં પાણી,
હે જી એમાં આછી છબી રે છપાણી:
એક લટ રે લહેરાણી.

આછે રે રૂપે આંખો અમલે ઘેરાણી,
હું છું જલમોજલમનો બંધાણી:
એક લટ રે લહેરાણી.

કાળી લટ રે વિખરાણી,
હે જી હળવે હિલોળે એક લટ રે લહેરાણી.

**બાલમુકુન્દ દવે**

ઇન્દુ : શેની શરત ને શી વાત કરો છો? સીધું બોલો ને.

વિનય : શરતસ્તો. માણસ પોતાને પ્રેમ કરવા આવે ને પોતે જ્યારે નિરંતર એકની એક વાત કરે કે મારે બહારનું જીવન જોઇએ, માત્ર ઘરનું નહિ, પેલીઓ ભણી

ભણી ને યે અંતે ઘરકુકડી બની જાય છે એવું મારે તો કદી નથી બનવું, એ માટે તો કુંવારાં રહેવું પડે તો ય પસંદ કરૂં પણ જેનામાં મને ઘરનાં કે એવાં એવાં બંધનોમાં રાખવાની લેશમાત્ર ભાવના હોય એનો સ્વીકાર ન કરૂં, ત્યારે સામાન્ય બુદ્ધિશકિતવાળો માણસ એને શરતો તરીકે સમજી ન જાય? ને હું સામાન્ય બુદ્ધિશકિતવાળો પણ નથી શું? (મોટેથી) નથી? તું જ કહે, ઇન્દુ.

ઇન્દુ : છો, છો. બાપુ, છો જ. અસામાન્ય બુદ્ધિશકિતવાળા તમે તો છો, બસ? હવે ચાલશો?

વિનય : પણ મારે તને જ્યાં જવું હોય, જે કરવું હોય તેની છૂટ આપવી એ શરત છે, મારે તે બધામાં સાથે આવવું એ શરત નથી એટલે હું શા માટે આવું? ઊંઘું નહિ એ કરતાં તો?

ઇન્દુ : (ગરીબડી) પણ તમે ન આવો તો મને એમાં શો રસ આવે?

વિનય : નહિ? તો તો જરૂર આવું. પણ તો છેક હવે તો હવે પણ હું યે એક શરત મૂકું. તેં એટલી બધી કરી તો હું એક તો કરૂં.

ઇન્દુ : જે કરવી હોય તે કરો, પણ ચાલો. શી છે તમારી શરત?

વિનય : એ માત્ર એક જ છે. તારે દેશસેવિકા થવું હોય કે સમાજસેવિકા, કવિતાકાર થવું હોય કે કલાકાર, જે થવું હોય તે તારે થવું, પણ તારે કદિ યે પત્ની મટી ન જવું.

ઇન્દુ : (હસીને) એ તો થઇ ચૂકી જ છું ને? શી રીતે પત્ની મટી જવાની હવે?

વિનય : તો પછી પત્નીની પહેલી ફરજ શી છે? પતિના ખાવાપીવાની સંભાળ રાખવાની.

ઇન્દુ : કોઇ સ્ત્રીને એ શીખવવું પડતું હશે? એ તો તૈયાર જ છે. (જરા જોરથી) બાબુ, શેઠ ઊઠયા છે. ચા નાસ્તો લાવ જલદી. (પતિને) હવે ચાલો, તૈયાર થાઓ, જોઉં.

વિનય : ચાલો બાપા, તું જરી યે છોડ એમ નથી. (ઊભો થઇને અંદર જાય છે.)

(પડદો પડે છે.)

## દૃશ્ય બીજું

**(સમય : છ સાત વર્ષ પછી, બપોરે ત્રણ સાડાત્રણ આસપાસનો.**
**સ્થળ : પહેલા દૃશ્યમાં હતું એ જ. ફર્નિચરમાં ફેરફાર અને સંજોગો પ્રમાણેનો વધારોઘટાડો સમયનો ગાળો બતાવે છે.**
**પાત્રો : વિનય અને ઇન્દુ—પતિપત્ની.)**

વિનય : આ તો હજી ય ઊઠી નહિ. (અકળાઇને) ઇન્દુ, ઓ ઇન્દુ, ઊઠ ને બાપુ, મોડું થાય છે.

ઇન્દુ : (ઊંઘમાં જ હોય તેમ) ઊં હું........હું........હાં........

વિનય : ગજબ ઊંઘણસી છે આ તો. ઊઠતી જ નથી. (ફરીથી) ઇન્દુ, (જરી મોટેથી) ઓ ઇન્દુ, ઊઠી કે નહિ હવે?

ઇન્દુ : (બગાસું ખાતાં) પણ છે શું તે મને આટલી હેરાન કરો છો? એક જરાક જંપી ત્યાં તો.......

વિનય : જરાક જંપી? સાડાત્રણ કલાકની ભરબપોરની નિદ્રાને 'જરીક જંપવું' કહેવાય તો રીતસરની નિદ્રા કોને કહેવાની હશે એ તો..........

ઇન્દુ : લો રાખો, હવે રાખો. રજાને દહાડે માણસ જરીક આરામ પણ ન કરે?

વિનય : પણ આરામની યે હદ હોય કે નહિ? ને એ યે જ્યારે જવું હોય ત્યારે?

ઇન્દુ : કયાં જવું છે? મારે તો કયાંય નથી જવું.

વિનય : એ તે કંઈ ચાલે?

ઇન્દુ : કેમ, શા માટે ન ચાલે?



વિનય : ન ચાલે એવું હશે ત્યારે જ કહેતો હઈશ ને?

ઇન્દુ : પણ એવું બધું શું છે એ તો કહેશો કે નહિ?

વિનય : એ તો હું તને હમણાં જ કહું. પણ એક નવો નુસખો અજમાવીશું, ઇન્દુ?

ઇન્દુ : શો?

વિનય : જો, સાડાત્રણ વાગ્યા છે ને ચાર વાગ્યે તો આપણે પહોચવું જોઇએ. તે એમ કરીએ. તું તૈયાર થતી જા ને હું તને કહેતો જાઉં. બહુ મઝા આવશે, નહિ? કેવી યુક્તિ શોધી કાઢી?

ઇન્દુ : ગજબ યુક્તિ છે તમારી તો. કોઈ અમેરિકન અબજ-પતિ એ યુકિત જાણે તો તો તમને મોટું ઇનામ આપે, અને ભવિષ્યમાં એ ઇનામને તમારા નામ સાથે જોડી દઈ એને પણ અમર બનાવે. પણ હું તો નથી અબજપતિ કે નથી યુકિતબાજ; તો સાદી સીધી વાત કરો ને કયાં જવું છે એ!

# ન્યુ ઇરાનું કાપડ

અને

## અવનવી ભાતો ઉત્તમ ગણાય છે



દરેક જાતનું સિલ્ક અને આર્ટ સિલ્કનું કાપડ,

નિનોન, જ્યોર્જેટ, ક્રેપ, સાટીન, ટાફેટા તથા લૉકનિટનું કાપડ
આકર્ષક રંગો તથા અદ્યતન, દિલચસ્પ ડીઝાઇનોમાં બનાવનારઃ

# ન્યુ ઇરા ટેકસટાઇલ મિલ્સ, લિ.



તુલસી પાઈપ રોડ, મોગલ ગલી,
બી. બી. સી. માટુંગા
સ્ટેશન પાસે
મુંબઈ ૧૬.

અમારી બનાવટો મળવાનું
કોટનું ઠેકાણું:
ઇવાન્સ ફ્રેઝર ઍન્ડ કું. (ઇન્ડીઆ) લિ.
ફ્રોર્ટ હાઉસ. હૉર્નબી રોડ. કોટ, મુંબઈ.


REX
ORANGE
SQUASH
IT'S A 'CORN PRODUCT'
COPROCO



વિનય : જો તું સૂતી હતી ને ત્યાં મયંકભાઈનો ફોન આવ્યો. તેમણે કહ્યું કે આજે ગોવર્ધનનાં ચિત્રોના પ્રદર્શનનો છેલ્લો દિવસ છે. બરોબર ચાર વાગ્યે પહોંચીએ તો થોડી શાંતિથી જોઇ શકાય. સુંદર ચિત્રો છે. વન મેન શો છે. મયંકભાઈ પણ સાથે આવશે.

ઇન્દુ : કોની સાથે ?

વિનય : આપણી જ સાથે વળી, કેમ ?

ઇન્દુ : ( હસતાં હસતાં ) પણ આપણે જઈએ તો ને ?

વિનય : શા માટે આપણે ન જઈએ ? મેં તો કહ્યું છે કે અમે આવીશું.

ઇન્દુ : આ પંદર દિવસ પિયર જઇ આવીને છેક કાલેજ આવી. હજી તો નથી મારો પૂરો થાક ઊતર્યો કે નથી મારી પૂરી ઊંઘ થઈ. (આળસ મરડતાં) એવી ઊંઘ આવે છે, એવી ઊંઘ આવે છે. જાણે આખો દિવસ ઊંઘ્યા જ કરૂં.

વિનય : (એના જ અવાજે) ને રાતે ઘુવડની જેમ જાગતી બેઠી રહું. આઠ દિવસ પિયરમાં આરામ કરી આવી એમાં થાકી ગઈ ?

ઇન્દુ : બહુ જ તમારાં કુંવર કુંવરી પાછાં આરામ કરવા દિયે તેવાં ખરાં ને ? આખો દિવસ બાને જ વળગીને ફરવાનાં. ન જંપે કે ન જંપવા દે.

વિનય : જંપવું, જંપવું, આખો વખત જંપવું ! આ જંપવું શબ્દની માળા જપતાં ક્યાંથી શીખી ગઈ તું, ઇન્દુ ? ચાલ ચાલ, જલદી તૈયાર થા જોઉં. પ્રદર્શનનો આજે છેલ્લો જ દિવસ છે.

ઇન્દુ : પણ વિનય, એવાં પ્રદર્શનો તો એક જશે તો બીજાં આવશે. એનો ક્યાં તોટો છે આ ગામમાં તે એની ચિન્તા કરીએ ?

વિનય : ઇન્દુ, આ તું બોલે છે ?

ઇન્દુ : નહિ તો શું મારું ભૂત બોલે છે એવો વહેમ આવ્યો ?

વિનય : હું માની જ નથી શકતો કે તું આમ કહી શકે. જાણે કશું સમજતી જ ન હોય ! બીજાં પ્રદર્શન ગમે તેટલાં આવે પણ ગોવર્ધનનાં આટલાં બધાં ચિત્રો એકી સાથે એમાં એકેમાં જોવા મળશે ?

ઇન્દુ : નહિ મળે તો રહ્યાં, બીજું શું ? ખોટ એને જશે.

વિનય : કેટલી સ્વસ્થતાથી બોલે છે ! શાબાશ, ઇન્દુ, તારી સ્વસ્થતા તો કલાકારોએ અનુકરણ કરવા યોગ્ય છે. સંવેદનમાં તીવ્રતા અને આલેખનમાં સ્વસ્થતા શીખી શકે તો ન્યાલ થઇ જાય.

ઇન્દુ : તો પછી ? જો હું અહીં બેઠી બેઠી એ લોકોને ન્યાલ કરી શકતી હોઉં તો હું એમની પાસે જાઉં કે એ લોકો મારી પાસે આવે ?

વિનય : વાહ રે વાહ, કેટલું ડહાપણ, કેટલું શાણપણ આવી ગયું છે તારામાં ? (વિચાર કરતો હોય તેમ) શું થયું હશે ? (પછી ઉત્સાહપૂર્વક) ઇન્દુ, ડોક્ટરને બોલાવી આવું ?

ઇન્દુ : (ચમકી હોય તેમ) કેમ ? શું થયું છે ?

વિનય : મને બીક લાગે છે, સખત બીક લાગે છે.

ઇન્દુ : શેની ?

વિનય : તારા મગજની. જ્યારે એક કલારસિક જુવાન છોકરી આવી આવી ડાહી ડાહી વાતો કરે ત્યારે જરૂર એના મગજમાં કંઇક ખામી, કંઇક આડુંઅવળું, કંઇક.......કશી ખબર નથી પડતી. હું ડોક્ટરને જ બોલાવી આવું.

ઇન્દુ : મારા મગજને તો કશું જ નથી થયું. બેસો છાનામાના. ક્યાંક તમને જ કંઇક અસર પહોંચશે, તો હું હેરાન થઇ જઇશ.

વિનય : પણ તો પછી શું થયું હશે ?

ઇન્દુ : કહું ? સાચે સાચું ?

વિનય : કહેને. જલદી કહે.

ઇન્દુ : ( જાણે નવું જ કશુંક કહેતી હોય તેમ ગંભીરતા-પૂર્વક ) હું માતા થઇ છું.

વિનય : ( હસી પડતાં ) એ મને કહેવાનું ? અને છેક આજે ? એ વાત તો જૂની થઈ ગઈ, ઇન્દુ.

ઇન્દુ : એક વાર સ્ત્રીના જીવનમાં એ હકીકત બને છે પછી એ કદી જ જૂની થતી જ નથી, વિનય. એ નિત્ય-નવીન, તાજ઼ બ તાજ઼ નૌ બ નૌ કે એવું કંઈ, પેલો ફારસીમાં શું બોલતો હતો, એવી એ હકીકત તાજી ને તાજી ને નવી ને નવી જ રહે છે; હંમેશાં હર પળે.

વિનય : તું તો માત્ર માતા જ નથી, માતૃત્વની ફિલસૂફ પણ પણ બની છે. પણ આ પાંચ વર્ષ જૂની હકીકતનું અત્યારે રટણ કેમ કર્યું એ પૂછું ?

ઇન્દુ ; જુઓ, હમણાં ચાર વાગશે. કનુ આટલા દિવસે શાળામાં ગયો. એને જવું ગમતું નહોતું તોયે તમારું મન હતું ને મેં મોકલ્યો. નહિતર તમને રજા હોય તો એને ય જવાનું મન કેમ થાય, પછી ભલે ને એની નિશાળ ચાલુ હોય ? બિચારો ત્યાં ય દુઃખી હશે. એ આવે ને એનું મોં જોઉં પછી જ બીજો વિચાર મને આવે.

વિનય : તે આ આટલા દિવસ આખો દિવસ ને રાત એનું મોઢું જોયા કર્યું તો યે પૂરું ન થયું ?

ઇન્દુ : થાય છે પૂરું કદી યે ? એટલા દિવસ તમારું મોં જોવા નહોતું મળતું તેની ચિન્તામાં ગયા.



વિનય : હેં ઇન્દુ, ખરેખર મને તું બહુ યાદ કરતી'તી ત્યાં ?

ઇન્દુ : ત્યાં મારે બીજું કરવાનું યે શું હતું કે તમને યાદ કર્યા સિવાય રહી શકું ?

વિનય : બીજું કંઈ કરવાનું હોય તો મને યાદ ન કરે એમ ને એનો અર્થ ?

ઇન્દુ : હા એમ જ. તમારૂં કામ કરવાનું હોય ને તમારી હાજરીમાં એ કરવાનું હોય તો તમને જરી ય યાદ ન કરૂં. ખરૂં કહું છું. જરી ય નહિ હોં.

વિનય : મને તો હતું કે ત્યાં મધુકરભાઈ સાથે કવિતા વાંચવામાં ને સુમિત્રાબેનનાં ચિત્રો જોવામાં તને તો મને યાદ કરવાની યે ફુરસદ નહિ મળતી હોય, એટલે હું પણ અહીં કવિતા જ વાંચવાંચ કર્યા કરતો.

ઇન્દુ : તમે તો વાંચો જ ને કવિતા !

વિનય : ને તું ? તે શું વાંચ્યું ?

ઇન્દુ : મેં ? એમાં પણ સાચું કહું ?

વિનય : વારેવારે સાચું કહું, સાચું કહું કરીને કહે છે તે આખો વખત નહિતર જૂઠું જ બોલ્યે રાખે છે ? કહે ને જલદી.

ઇન્દુ : તો લો, એક લીંટી કવિતાની વાંચી હોય એને એના પોતાના જ સોગન.

વિનય : હેં ! કશું ય ન વાંચ્યું ? તો શું કર્યું આખો દિવસ ?

ઇન્દુ : લીલાલહેર કરી આખો દિવસ. ઘરકામમાં મદદ કરી, બા અને ભાભી સાથે તડાકા માર્યા, ને નવરી પડી ત્યારે કનુને અને કલાને રમાડયાં કર્યાં.

વિનય : હં, હં, પેલો સુમન તને રાજકારણની ને અર્થકારણની ને એવી એવી ચર્ચામાંથી નવરીજ નહિ પડવા દેતો હોય પછી કયાંથી બિચારી કવિતાનો વારો આવે ?

ઇન્દુ : એ સુમન પણ તોબા થયો છે. આખો દિવસ એની એ વાતોની પગ્ડ છોડતો જ નથી. હું તો કંટાળી ગઈ એનાથી. મેં એને કહી દીધું કે તું તારા મિત્રો સાથે માથાફોડ કરવી હોય એટલી કર, મારૂં માથું નહિ ખાતો.

વિનય : પણ ઇન્દુ,.......(જરા અટકીને) તું સાવ જ બદલાઈ ગઈ ?

ઇન્દુ : (સાશ્ચર્ય) એટલે ?

વિનય : (ગંભીર) મને તો એમ હતું કે અહીં આ બાળકોની અને કામની ધમાલમાં તને સમય નથી મળતો એટલે તારા જૂના રસને તું કોરાણે મૂકી રાખે છે, પણ ત્યાં આરામ મળતાં એ રાજકારણ ને સમાજકારણ, કલા અને કવિતા તને પોતાના જૂના આકર્ષણે આકર્ષશે, ને ફરી પાછી આ બધી ચીજોથી તારી મનોસૃષ્ટિને નવપલ્લવિત કરીને તું અહીં આવીશ.

ઇન્દુ : એ ખરૂં, પણ એ બધાંનો સમય તો મળવો જોઈએ ને ?

વિનય : સમય ?........હા, સમય તો ખરો જ. (અવાજ વિષાદયુક્ત થઈ જાય છે.)

ઇન્દુ : અમારી જેમ ઘર ચલાવો તો તમને યે ખબર પડે.

વિનય : ત્યારે પેલો અમર જ ખરો હતો ને, ઇન્દુ ?

ઇન્દુ : કયો અમર ?

વિનય : કેમ પેલો કોલેજમાં ભાષણ કરતો હતો ને કે સ્ત્રીનું સ્થાન તો ગૃહમાં જ છે.... આ સંસારના ધૂલિધૂસર માર્ગમાં.......ને એવું એવું ટાગોર બાગોરમાંથી ગોખેલું—તે ? યાદ છે કે એ યે ભૂલી ગઇ ?

ઇન્દુ : યાદ છે, બરોબર યાદ છે. એને તો મેં પરાસ્ત કર્યો હતો.

વિનય : પણ એ જ સાચો હતો ત્યારે ?

ઇન્દુ : કોણે કહ્યું કે એ જ સાચો હતો ? આ તો સંજોગો બદલાય એ પ્રમાણે માણસ પણ એને અનુકૂળ થઈ ને રહે.

વિનય : કયા સંજોગો બદલાયા, ઇન્દુ ? માતા તો દરેક સ્ત્રી થાય છે પણ એટલે એણે ઘરમાં જ પુરાઈ રહેવું ? તને કો'ક અજબ સુસ્તી વળગી ગઇ છે, દોસ્ત. ચાલ આપણે તારી એ સુસ્તીને ફગાવી દઇએ. પહેલાં આપણે લગ્ન પછી કરી આવ્યાં હતાં એવો એક પ્રવાસ ફરી કરી આવીએ. એ દાર્જિલિંગ અને એ માર્ગારેટ ! એ હિમાલય અને એ નીલગિરિ ! આપણાં તન ને મન બન્નેને પ્રફુલ્લ કરી દેશે.

ઇન્દુ : હા જઇએ, પણ.......પણ કનુનું ભણતર બગડે ને કલા એ હડચો ન ખમી શકે કદાચ.

વિનય : પણ તું આવી બીકણ કયાંથી થઈ ગઈ, ઇન્દુ ? દુનિયામાં કોઇ આવડાં નાનાં બાળકોને લઇને પર્વતો નજીક જતું જ નહિ હોય ?

ઇન્દુ : જેને જવું હોય એ જાય, ખુશીથી. પણ હું એવું જોખમ શા માટે ખેડું ?... ..ને અહીં છીએ ત્યાં જ શાં ખોટાં છીએ ? મને તો કંઈ યે ઊણપ નથી જણાતી આપણી અત્યારની સ્થિતિમાં.

વિનય : તું પૂરેપૂરી સંતુષ્ટ છે તારી અત્યારની સ્થિતિથી ?

ઇન્દુ : નહિ તો ? બીજું મારે શું જોઇએ ? તમે છો, મારો કનુ છે, ને હસતી રમતી મારી કલા છે. ને આખો દિવસ ચિન્તા કરવા માટે અને એક ચક્રે રાજ કરવા માટે આવું મઝાનું આ ઘર છે. શા માટે અસંતોષ થાય પછી મને ?



વિનય : ઇન્દુ, યાદ કર જોઉં. કશું ય યાદ આવે છે? (કોઇના શબ્દોમાં ભાષણ કરતો હોય તેમ) "સ્ત્રી બની એટલે માત્ર ગૃહમાં જ એની ઇતિકર્તવ્યતા આવી, એમ?.... રાજકારણ અને અર્થકારણ, કલા અને સાહિત્ય, દરેકે દરેક ક્ષેત્રમાં પોતાનો યોગ્ય ફાળો આપવાના એને કોડ હોય.......એ યે જીવતું જાગતું માનવપ્રાણી છે.......પેલીઓ ભણી ભણીને અંતે તો ઘરકૂકડી બની જાય છે એવું મારે કદી નથી બનવું. મારે બહારનું જીવન જોઇએ. માત્ર ઘરનું નહિ, ને એ માટે તો કુંવારાં રહેવું પડે તો યે હું પસંદ કરૂં"........બોલ જોઉં, કોના છે એ શબ્દો?

ઇન્દુ : મારા જ છે. પણ તેથી શું થયું? ત્યારની વાત જુદી હતી, આજની વાત જુદી છે.

વિનય : (ખેદપૂર્વક) કશી જ જુદી નથી, ઇન્દુ, તલમાત્ર જુદી નથી. પણ ત્યારની ઇન્દુથી આજની ઇન્દુ જુદી બની ગઇ છે કે........(વિચારમાં પડી ગયો હોય એવા અવાજે) કે..........એમે નહિ હોય? બધી જ સ્ત્રીઓ..........માત્ર થોડા ગણ્યાગાંઠ્યા અપવાદ સિવાય.......ઝાઝે ભાગે ઘરકૂકડીઓ જ થઇ જતી હશે? ને પેલી સ્વતંત્રતાની અને જાહેરજીવનની, કલાની અને કવિતાની લગની તો બદલાતા જમાના પ્રમાણે કુદરતે ચીંધાડેલી સાથીદાર શોધવાની નવી તરકીબ માત્ર હશે?

ઇન્દુ : (હસતાં હસતાં) વાહ રે, તમે તો ફિલસૂફ પણ થઇ ગયા ને શું? પણ હાં, સમજી. ભૂખ્યે પેટે ફિલસૂફી જ સૂઝે ને! (બૂમ પાડતાં) બાબુ, શેઠ તો કયારના ઊઠયા છે. હજી ચા નાસ્તો ન લાવ્યો? જલદી લાવ, જોઉં.

(પડદો પડે છે.)



## કાદવમાં પડેલા કમળફૂલને

કમળફૂલ? તવ કાયા ભાઇ!
 કયમ કાદવ ખરડાઇ?
રૂપમનોહરી કાન્તિ સુભગા,
 આમ શેં ઊઝરડાઇ? કમળફૂલ!૦

સરવરકેરી જળરમણાં કયાં,
 કયાં ગઈ હંસસગાઇ?
ગગનગામિની ઊર્ધ્વ ગતિ કયાં,
 કરમતણી કઠણાઈ! કમળફૂલ!૦

વેરવિખર થઈ પાંખડીઓ,
 કીચડ મહીં કચડાઈ;
કિંતુ ન તુજને કાંઈજ લાગે,
 સમતા રહી સચવાઈ: કમળફૂલ!૦

અંતર આ નિર્મળ હસતું તવ,
 પીમળ છે પમરાઇ;
ફુલ્લ હૃદય ને ચિત્ત પ્રસન્ન છે,
 આતમની અમરાઈ: કમળફૂલ!૦

**દેશળજી પરમાર**

## નવપ્રભાત વેળાએ કમળફૂલને

કમળફૂલ! જાગો, તવ તપની
 અવધ આકરી વીતી;
પૂર્વ દિશાની વરસે પ્રભુની
 આછી અમરત પ્રીતિ: કમળફૂલ!૦

અંધારાના બંધ તૂટે ને
 ભૂત ભયાનક ભાગે;
આગે! પ્રાણતણો આ આગે
 પાવન પાવક જાગે:
કમળફૂલ! તવ ફુલ્લ હૃદયની
 એક પાંખડી માગે! કમળફૂલ!૦

જાગો, અમલ કમલદલ સુંદર
 સૃષ્ટિ સભર આનંદે;
મંદ પવન ને વનપંખીના
 નૂતન નાજુક છંદે: કમળફૂલ!૦

જાગો હે! વરદાનતણું આ
 ગાન મનોહર જાગે;
તપની અંતિમ ક્ષણ બિડાતી
 પુણ્ય પ્રગટતું લાગે:
કમળફૂલ! જાગો, ઉર સંચિત
 સ્પંદિત પરમ પરાગે: કમળફૂલ!૦

**મકરન્દ દવે**



શ્રીનગરનું એક મનોહારી દૃશ્ય (ફોટો. અસદ કે. સૈયદ)

# પ્રાચીન સાહિત્યમાં
# કાશ્મીર

કંકુ અને કેશરની કમનીય ભૂમિને યુગોથી તવારીખ અને કવિતાએ કેમ બિરદાવી છે તે દર્શાવતો વિદ્વત્તાપૂર્ણ લેખ

★

લેખકઃ પ્રા. ડોલરરાય માંકડ

આજે કાશ્મીર આપણાં સમકાલીન રાજકીય વાતાવરણમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. હિન્દુસ્તાનના ભાગલા પડ્યા પછી કાશ્મીરના પ્રશ્ને ભારતના, પાકીસ્તાનના તેમ જ દુનિયાભરના મુત્સદ્દીઓને ઠીક ઠીક મુંઝવ્યા છે. એવાં આ કાશ્મીર વિશે આપણા પ્રાચીન સાહિત્યમાં મળતા કેટલાક ઉલ્લેખો આપણે જોઈએ.

વૈદિક વાઙ્મયમાં કાશ્મીરનો ઉલ્લેખ જણાયો નથી. જૂનાં પુરાણોમાં કાશ્મીરનું નામ મળે છે, પણ મારું એમ ધારવું છે કે કાશ્મીરનું બીજું નામ કસેરુ હતું. પુરાણના કસેરુ અને કસેરુમત્ કાશ્મીરના પ્રદેશને અનુલક્ષે છે એમ લાગે છે.

પુરાણોમાં એક પુરાણ નીલમત પુરાણ નામે છે. આ નાનાં અને આમ મુકાબલે તો અર્વાચીન ગણાય તેવા પુરાણમાં કાશ્મીરના પ્રદેશની ઉત્પત્તિ અને પ્રાચીનતમ ઇતિહાસ જળવાઇ રહ્યો છે. નીલમતના જણાવ્યા પ્રમાણે આજે જ્યાં કાશ્મીર છે ત્યાં, આગળ એક મોટું સરોવર હતું. તેને સતીસર કહેતા. લખ્યું છે કે.

> તસ્યાં તુ ભૂમૌ ભવતિ સરસ્તુ વિમલોદકમ્ ।
> ષડયોજનાયતં રમ્યં તદર્ધેન ચ વિસ્તૃતમ્ ॥
> સતીદેશ ઇતિ ખ્યાતં દેવાક્રીડં મનોહરમ્ ।
> આકાશમિવ ગમ્ભીરં જલજૈશ્ચ વિવર્ધિતમ્ ।
> શીતસ્વચ્છજલપાનીયં સર્વભૂમિમનોહરમ્ ॥ .

આ સરોવર સ્વચ્છ પાણીવાળું, છ યોજન લાંબું અને ત્રણ યોજન પહોળું, સતીદેશ એવાં નામે પ્રખ્યાત, દેવોને ક્રીડવા લાયક, સુન્દર, આકાશ જેવું ગમ્ભીર, કમળોથી શોભીતું, શીતલ અને સ્વચ્છ પાણીવાળું અને સર્વ ભૂમિમાં મનોહર હતું.

સર્વભૂમિમનોહર એવાં એ સરને સતીસર કહેતા. મનુ વૈવસ્વતના સમયમાં પણ એ સર હતું એમ એક સ્થળે લખ્યું છે. મૂળ સતી એટલે પાર્વતીની ક્રીડા માટે શંકર ભગવાને આ સરોવર ઉપજાવ્યું હતું માટે તેને સતીસર કહેતા હતા. પણ કાલ જતાં એ સરોવર જલોદ્ભવ નામના એક રાક્ષસના પ્રભાવ નીચે આવ્યું. એના ત્રાસથી ત્યાં દેવાદિ રહી શકતા નહિ. તેથી વિષ્ણુએ આ જલોદ્ભવ રાક્ષસને લાંબા યુદ્ધ પછી માર્યો. આમ તો એ મરે તેમ ન્હોતો. એ સરોવરને તળીએ જ ભરાઇ રહેતો. એટલે પશ્ચિમ તરફ એક કાણું પાડીને એક નીક વાટે આખાં સરોવરના પાણીને બહાર વહાવી દીધાં અને પછી એ રાક્ષસને માર્યો. આમ કાશ્મીરનો પ્રદેશ વસતિયોગ્ય થયો. મૂળ કાશ્મીરનો પ્રદેશ એક મોટી ખીણનો પ્રદેશ છે અને એ ખીણનું જ વર્ણન ઉપલી કથામાં છે. આજે જેને બારામુલ્લા કહે છે પણ મૂળ જેનું નામ વરાહમૂલ હતું ત્યાંથી નીક કરીને પાણીને બહાર વહાવી દીધું હશે એમ મને લાગે છે. આવી રીતે કાશ્મીરનો પ્રદેશ વસવાટયોગ્ય થયો તેનું વર્ણન અહીં મળે છે. આ પુરાણમાં એવું પણ વર્ણન છે કે આ પ્રદેશમાં કશ્યપ ઋષિએ પહેલો વસવાટ કર્યો હતો.

કશ્યપનો એક પુત્ર વિવસ્વત અને વિવસ્વતનો પુત્ર મનુ. આ મનુના કાળમાં અહીં એક મોટું પૂર આવ્યું હતું, તે વખતે નાવમાં બેસીને મનુએ બધાંને બચાવ્યાં હતાં. એ



# ધી નેશનલ આર્ટ સિલ્ક મિલ્સ
## લિમિટેડ

(સ્થાપના ૧૯૩૮)

જૂની કસ્તુરચંદ મિલ્સના કમ્પાઉન્ડમાં

**દાદર, મુંબઈ, ૧૪.**

તારનું સરનામું : "SILKMILLS"



ટેલીફોન : ૬૦૪૪૦ – ૬૧૦૫૦

**અમારી ખાસ જાતો**

- ★ સાટીન (સાટીન નં. ૫૧૫૧, ૧૦૧, ૨૫૦૧, ૨૧૨૧ અને ૩૧૩૧)
- ★ પ્લેન ઓરીએન્ટલ
- ★ પ્લેન સીઓજી
- ★ ખાખો સાડી
- ★ જુદી જુદી ડિઝાઈનોમાં બ્રોકેડ્ઝ

**સુંદરતા, ટકાઉપણા અને વૈવિધ્ય માટે**
**"નેશનલ" નાં જ રેયોન વસ્ત્રોનો આગ્રહ રાખો**

●

ડિરેકટરોનું બોર્ડ:

શેઠ જીવણલાલ સી. ચીનાઈ, (ચૅરમેન) શ્રીમતી મણિબેન સી. નાણાવટી (વાઇસ ચૅરમેન)

શ્રી. રસિકલાલ જે. ચીનાઈ
શ્રી. સોમેશચંદ્ર એમ. નાણાવટી
} મેનેજીંગ ડિરેકટરો

નાવ જ્યાં બાંધ્યું તેને નૌબન્ધનતીર્થ કહે છે. આ નૌબન્ધનની વાત પણ નીલમતમાં લખી છે.

રામાયણકાળમાં કાશ્મીર વિષે ઉલ્લેખ જાણ્યામાં નથી.

મહાભારતકાળમાં કાશ્મીરનું સ્વતંત્ર રાજ્ય હતું. એ વખતે ત્યાં ગોનર્દ કે ગોનન્દ નામે રાજા હતો. એનો પુત્ર દામોદર હતો. આ બંને રાજા પાંડવકૌરવના સમકાલીન હતા. ગોનર્દ મહાભારતયુદ્ધથી જરાક વહેલો અને દામોદર મહાભારત-યુદ્ધમાં મરાયો હતો. એટલે જ્યારે યુધિષ્ઠિર ગાદીએ બેઠા ત્યારે દામોદરની રાણી યશોમતી રાજવહીવટ સંભાળતી હતી અને પોતાના સગીર પુત્ર ગોનર્દ બીજાને ઉછેરતી હતી. એવો ઉલ્લેખ મળે છે કે આ ગોનર્દ બીજા પછી, પરીક્ષિતનો એક પુત્ર કાશ્મીરની ગાદીએ આવ્યો હતો.

મહાભારતકાળથી માંડીને ઇ. સ. ના અગ્યારમા સૈકા સુધીનો કાશ્મીરનો ઇતિહાસ 'રાજતરંગિણી' નામે એક પુસ્તકમાં જળવાઇ રહ્યો છે. હિન્દુસ્તાનમાં ઇતિહાસ તરફ કોઈ લક્ષ જ ન આપતા, અહીંના માણસોને ઐતિહાસિક વૃત્તિ જ ન્હોતી એમ કહેવામાં આવે છે અને શુદ્ધ ઇતિહાસના કહીએ તેવા જુદા ગ્રંથો સંસ્કૃતમાં મળતા નથી, એ સાચું છે; તેમાં 'રાજતરંગિણી' એક અપવાદ છે. ઇ.સ.ના અગ્યારમા સૈકામાં કલ્હણ નામે લેખકે પદ્યમાં લખેલા આ ગ્રંથમાં કાશ્મીરનો વિગતવાર ક્રમબદ્ધ ઇતિહાસ નિરૂપવામાં આવ્યો છે. 'રાજતરંગિણી' એ કાશ્મીરનો ઇતિહાસ છે. તેમાં મહાભારતથી ઈ.સ.ના છઠ્ઠા સૈકાનો ઇતિહાસ વિગતવાર આપ્યો છે; અને ઇ સ.ના છઠ્ઠા સૈકાથી અગ્યારમા સૈકા સુધીનો ઇતિહાસ તો ઐતિહાસિક રેકોર્ડ જેવો છે. વિગતોથી એ ભરપૂર છે. એમાં રાજકીય, સાંસ્કૃતિક તેમજ આર્થિક અને ધાર્મિક વિગતો પુષ્કળ છે. સાલવાર, ક્રમબદ્ધ ઇતિહાસ એમાં આપવામાં આવ્યો છે.

કલ્હણે કાશ્મીરનાં આ ઇતિહાસનિરૂપણમાં ઘણી વિગતો આપી છે. ગોનર્દ બીજાથી એટલે મહાભારત કાળથી ૪૨મો રાજા અશોક નામે હતો. આ અશોકે શ્રીનગરની સ્થાપના કરી એમ કલ્હણે લખ્યું છે. આ અશોકને આપણા ઐતિહાસિકો અશોક મૌર્ય ગણે છે, પણ એના વિષે મને શંકા છે. આજનાં શ્રીનગરની સ્થાપના કલ્હણના સમયાનુક્રમ મુજબ ઈ. સ. પૂ. ૧૨–૧૩મા સૈકામાં થઈ હતી. કાશ્મીરમાં ઘણા પ્રખ્યાત રાજાઓ થઈ ગયા. સંવતપ્રવર્તક વિક્રમાદિત્યનું પ્રભુત્વ કાશ્મીર ઉપર હતું અને આ વિક્રમે કાશ્મીરનું આખું રાજ્ય માતૃગુપ્ત નામના એક વિદ્વાનને દાનમાં આપ્યું હતું એમ પણ કલ્હણે નોંધ્યું છે. પ્રવરસેન, રણાદિત્ય, લલિતાદિત્ય, જયાદિત્ય વગેરે કાશ્મીરના રાજાઓએ તો ભારતમાં–ઉત્તર તેમજ દક્ષિણ ભારતમાં–બહુ વિસ્તૃત વિજયો મેળવ્યા હતા એમ કલ્હણે લખ્યું છે. જો કે આજના આપણા ઐતિહાસિકો આ વાતની નોંધ પણ ઇતિહાસમાં લેતા નથી.

પ્રાચીનકાળમાં ચીનના પ્રવાસીઓ, બૌદ્ધ ધર્મના અભ્યાસને માટે તથા બૌદ્ધ ધાર્મિક સ્થળોની યાત્રા માટે ભારતમાં આવતા. તેમનો ભારતમાં આવવાનો મુખ્ય માર્ગ કાશ્મીરદ્વારા હતો. કાશ્મીરમાં બૌદ્ધધર્મનો પ્રચાર હતો. કલ્હણે લખ્યું છે કે એક કાળે તો એટલે કે કનિષ્ક–જુલ્ક–હુલ્કના કાળે તો લગભગ આખું કાશ્મીર બૌદ્ધ થઈ ગયું હતું.

પ્રખ્યાત ચીની પ્રવાસી હ્યુએન્તસાંગ કાશ્મીરના રસ્તે જ ભારતમાં આવ્યો હતો. ઈ. સ. ૬૨૯ માં તે કાશ્મીરમાં આવ્યો હતો અને ત્યાં દોઢ બે વર્ષ રહ્યો હતો. એ વખતના રાજ્યનું અને પોતે જ્યાં રહ્યો હતો તે બૌદ્ધ વિહારનું ટૂંકું વર્ણન તેણે કર્યું છે.

મહારાજા કનિષ્ક કુશાણે છેલ્લી બૌદ્ધ સમિતિની બેઠક કાશ્મીરમાં ભરી હતી. આ બેઠકમાં જુદા જુદા દેશોમાંથી ૭૦૦ બૌદ્ધ સાધુઓએ ભાગ લીધો હતો અને બૌદ્ધધર્મના ફૂટ પ્રશ્નોની ચર્ચા વિચારણા, ત્યાનાં શીતલ વાતાવરણમાં મહિનાઓ સુધી કરી હતી એમ હ્યુએન્તસાંગે નોંધ્યું છે.

પંડિત લક્ષ્મીધર શાસ્ત્રીએ એમ પ્રતિપાદિત કર્યું છે કે આપણા કવિકુલગુરુ કાલિદાસનું જન્મસ્થાન કાશ્મીર હતું.



કેસરના રોપ સાથે કાશ્મીરી કિશોરો (ફોટો. અસદ. કે. સૈયદ)



ગિરિમાળાઓ અને જલરાશિના મિલનથી કાશ્મીરમાં અનુપમ લાવણ્ય સર્જાય છે. (ફોટો અખતર કે. સૈયદ).

આપણાં પ્રાચીન વાઙ્મયમાં કાશ્મીરની ખ્યાતિ કુમ્-કુમ્‌ના ઉત્પાદક પ્રદેશ તરીકે છે. કંકુનો એક પર્યાય કાશ્મીરજ છે. કાશ્મીરજ એટલે કાશ્મીરમાં ઉત્પન્ન થયેલું. કાશ્મીરનાં કંકુ વિષે લખ્યું છે કે,

કાશ્મીરદેશજે ક્ષેત્રે કુંકુમં યત્ ભવેદ્ધિ તત્
સૂક્ષ્મકેશરમારક્તં પદ્મગન્ધિ તદુત્તમમ્ ।

અહીં કહ્યું છે કે કાશ્મીરનું કંકુ સૂક્ષ્મ કેશરવાળું, લાલ અને પદ્મની ગન્ધવાળું હોય છે. તે ઉત્તમ છે. કંકુ કાશ્મીરની વિશિષ્ટતા છે એ ધ્યાનમાં રાખતાં, કાલિદાસે પોતાના રઘુવંશમાં નીચેની પંક્તિઓમાં કાશ્મીરનું જ વર્ણન કર્યું છે એમ સ્પષ્ટ થશે.

વિનીતાધ્વશ્રમાસ્તસ્ય સિન્ધુતીર વિચેષ્ટનૈ- ।
દુધુવુર્વાજિનો સ્કન્ધાંન્ લગ્નકુંકુમકેસરાન્ ।।
તત્ર હૂણાવરોધાનાં ભર્તૃષુ વ્યક્તવિક્રમમ્ ।
કપોલ પાટલાદેશિ બભૂવ રઘુચેષ્ટિતમ્ ।।

સિન્ધુના તીરે આળોટીને જેણે થાક ઉતાર્યો છે એવા તેના અશ્વો જ્યાં સ્કન્ધ ઉપર ચોંટેલા કુંકુમકેસરોને ખંખેરી નાખે છે, ત્યાં હૂણો સાથે રઘુને યુદ્ધ થયું, વગેરે. અહીં રઘુની હૂણો સાથેની લડાઇ કાશ્મીરના પ્રદેશમાં જ થઈ હતી એમ સ્પષ્ટ છે.

કાલિદાસે પોતાનો બાલ્યકાળ કાશ્મીરમાં ગાળ્યો હતો અને પછીથી એ ઉજ્જૈનમાં આવી વસ્યો હતો એમ એમનો મત છે. એ મતનાં સમર્થનમાં તેમણે અનેક પ્રમાણો આપ્યાં છે. મને એ મત સ્વીકાર્ય લાગે છે. અને એનો સ્વીકાર કરીએ તો કાલિદાસનાં ગ્રંથોમાં કાશ્મીરના ઘણા ઉલ્લેખો મળે છે એમ ખુશીથી કહી શકાય.

કાશ્મીરમાં બૌદ્ધધર્મનો પ્રચાર તો અમુક કાળે જ હતો, પણ શૈવમત તો કાશ્મીરનો જ હતો. શૈવમતના પ્રત્યભિજ્ઞાવાદનું તો કાશ્મીર ઉત્પત્તિસ્થાન છે. દશમા સૈકાના સમર્થ વિદ્વાન અભિનવગુપ્તાચાર્યે આ પ્રત્યભિજ્ઞાવાદને આખરી પ્રતિષ્ઠા આપી હતી. આ પ્રત્યભિજ્ઞાવાદના કેટલાક સ્પષ્ટ ઉલ્લેખો, પંડિત લછમીધર કાલિદાસના ગ્રંથોમાં છે એમ બતાવી શકયા છે. આમ કાલિદાસને કાશ્મીરનો ગણીએ એટલે પછી કાલિદાસનાં ઘણાંખરાં પુસ્તકોમાં કાશ્મીરનાં વર્ણન છે એમ સ્પષ્ટ થાય છે. શાકુન્તલમાંનો મારીચિ-આશ્રમ, વિક્રમોર્વશીયનો હેમકૂટ, કુમારસમ્ભવની તો આખી ભૂગોળ, મેઘદૂતની અલકા—આ બધાં કાશ્મીરનાં જ વર્ણનો છે. રઘુવંશમાં તો એક સ્થળે કાશ્મીરનો સ્પષ્ટ નિર્દેશ મળે છે.

પ્રકૃતિનાં મહાન સૌંદર્યધામ તરીકે કાશ્મીર બહુ જ પ્રાચીન કાળથી જાણીતું છે. કાદમ્બરીના કર્તા બાણભટ્ટે કાશ્મીરનો પ્રવાસ કર્યો હતો અને કાદમ્બરીમાં સુગભ પ્રકૃતિનાં ઉત્કૃષ્ટ વર્ણનનો જે છૂટે હાથે ઉપયોગ થયો છે તેનું પ્રેરણા-સ્થાન કાશ્મીર જ છે. અચ્છોદ સરોવરની મોહની અને મહા-શ્વેતા તથા કાદમ્બરીનાં નિવાસસ્થાનનાં રસનિર્ઝરતાં, મુગ્ધ કરતાં વર્ણનો કાશ્મીર પ્રદેશનાં જ વર્ણનો છે.

રાજશેખર કાવ્યમીમાંસામાં જુદા જુદા દેશોની વૃત્તિ અને પ્રવૃત્તિને વર્ણવે છે. તેમાં પાંચાલમધ્યમા પ્રવૃત્તિ પંચાલ, કનૌજ, કાશ્મીર આદિ પ્રદેશમાં હતી એમ કહી એ પ્રવૃત્તિને આમ વર્ણવે છે—

તાટંકવલ્ગનતરંગિતગણ્ડલેખ-
માનાભિલમ્બિ દરદોલિતતારહારમ્ ।
આશ્રોણિ ગુલ્ફપરિમણ્ડલિતોત્તરીયમ્
વેષં નમસ્યત મહોદય સુન્દરીણામ્ ।।

મહોદય એટલે કનૌજની સુંદરીના વેષની રીત અહીં વર્ણવી છે. ગાલની સાથે ઘસાતાં લટકતાં તાટંક, નાભિ સુધી

લટકતો, થોડો હાલતો હાર અને ઠેઠ પાની સુધી પહોંચતું ઉત્તરીય--આવો તેમનો વેષ છે. કનૌજની રીતભાત જેવી જ કાશ્મીરની હતી એમ રાજશેખરે કહ્યું છે. એ આખા પ્રદેશની રીતિને રાજશેખર પાંચાલી રીતિ કહે છે, જેમાં થોડા સમાસ, થોડા અનુપ્રાસ અને ઉપચાર હોયછે.

ઉત્તર પ્રદેશના લોકોના ગૌર વર્ણને વખાણતાં કાશ્મીર વિષે એક શ્લોક રાજશેખરે આપ્યો છે.

> કાશ્મીરીગાત્રલેખાસુ લોલલ્લાવણ્યવીચિષુ ।
> દ્રાવયિત્વેવ વિન્યસ્તં સ્વર્ણં ષોડશવર્ણકમ્ ।.

કાશ્મીરી લલનાનું લાવણ્ય એવું છે કે એમાં સોળવલ્લું સોનું પણ ગળી જાય.

કથાસરિત્સાગરમાં કાશ્મીરનું આમ વર્ણન છે.

> અસ્તીહ હિમવત્કુક્ષૌ દેશઃ પૃથ્વીશિરોમણિઃ ।
> કશ્મીર ઇતિ વિદ્યાનાં ધર્મસ્ય ચ નિકેતનમ ।।

હિમાલયના પ્રદેશમાં કાશ્મીર નામે પ્રદેશ છે. તે પૃથ્વીમાં શિરોમણિ છે અને વિદ્યા અને ધર્મનું ધામ છે.

બિલ્હણ કવિએ વિક્રમાંકચરિતમાં અઢારમા સર્ગમાં કાશ્મીરનું સુન્દર વર્ણન કર્યું છે. લખ્યું છે,

> કાવ્યં યેભ્યઃ પ્રકૃતિસુભગં નિર્ગતં કુંકુમં ચ
> છાયોત્કર્ષાદ્ ભવતિ જગતાં વલ્લભં દુર્લભં ચ ।।

ત્યાં પ્રકૃતિસુભગ કાવ્ય અને કુંકુમ જન્મે છે. તે એનાં સૌંદર્યને લીધે જગતમાં દુર્લભ અને બધાને વહાલું છે.

જેલમ નદીમાં આજે બોટ-હાઉસમાં વિહારનો જે જે આનન્દ કરાય છે તેની યાદ નીચેનો શ્લોક આપે છે.

> યત્ર સ્ત્રીણાં મસૃણઘુસૃણા લેપનોજ્ઞા કુચશ્રી--
> સ્તા કસ્તૂરી પરિમલમુચઃ પક્ષ્મિકા રાઙ્કવાણામ્ ।
> નૌપૃષ્ઠસ્થાઃ શિશિરસમયે તે વિતસ્તાજલાન્તઃ
> સ્નાનાવાસાઃ પ્રચુરમપિ ચ સ્વર્ગસૌખ્યં દિશન્તિ ।। ૩૧ ।

ત્યાં કુંકુમના ગાઢ લેપવાળાં સ્ત્રીઓનાં સ્તનોનું લાવણ્ય, મઘમઘતી કસ્તૂરી, સુન્દર શિબિરો, શિશિરસમયમાં વિતસ્તાનાં જલમાં નાવમાં જ આવેલાં સ્નાનાગારો–એ બધું સ્વર્ગનું સુખ બતાવે છે.

આવાં કાશ્મીરને બિલ્હણ શારદાદેશ કહીને બિરદાવે છે અને ગર્વથી કહે છે,

> સહોદરાઃ કુંકુમકેસરાણાં ભવન્તિ નૂનં કવિતાવિલાસાઃ ।
> ન શારદાદેશમપાસ્ય દૃષ્ટસ્તેષાં યદન્યત્ર મયા પ્રરોહઃ ।।

કવિતાનો વિલાસ અને કુંકુમનાં કેસર, બિલ્હણ કહે છે, મેં શારદાદેશ કહેતાં કાશ્મીર સિવાય બીજે ક્યાંય જોયાં નથી.

---

વડોદરા રેડિયોના સૌજન્યથી



ત્સેકુંએ પૂછ્યું, "ગામનાં બધાં જ માણસો એક જણને ચાહતા હોય, તો તેના વિષે તમે શું કહો?"

"એ પૂરતું નથી." કોન્ફ્યુશિયસે જવાબ વાળ્યો.

"બધાં માણસો જો એક જણને તિરસ્કારતાં હોય તો તમે તેને કેવો કહો?"

"એ પણ પૂરતું નથી." કોન્ફ્યુશિયસે કહ્યું: "જ્યારે ગામનાં સારાં લોકો એને ચાહે અને ખરાબ માણસો તેને તિરસ્કારે, ત્યારે જ એને સારો માણસ કહેવાય."



જ્યારે તમને વાત કરવા લાયક માણસ મળે અને તમે વાત ન કરી શકો, ત્યારે તમે એક મિત્રને ગુમાવો છો. જ્યારે તમને વાત કરવા માટે નાલાયક એવો માણસ મળે અને તમે તેની સાથે વાત કરો, ત્યારે તમે તમારા શબ્દો ગુમાવો છો. પ્રજ્ઞાવાન પુરુષ ન તો પોતાના મિત્રને ગુમાવે છે, ન તો એ પોતાનાં વચનો ગુમાવે છે.

# શ્રીરંગ અંગે તરંગરંગ :

છાંટનાર-ઉડાડનાર : જ્યોતીન્દ્ર દવે

ચિત્રકાર : મધુકર શેઠ

'શ્રીરંગ' માટે શ્રી. દિલીપ કોઠારીએ મને એકાદ લેખ આપવા કહ્યું ત્યારે 'શેની પર લખું ?' એ મારો હંમેશનો પ્રશ્ન મેં એમના આગળ રજૂ કર્યો. "'શ્રીરંગ' પર જ લખો ને કાંઇક. 'રંગતરંગ' તો તમે ખૂબ ઉડાવ્યા છે." એમણે કહ્યું.

ખરી વાત છે. મારાં પુસ્તકોનું નામ, બીજું કંઈ ન સૂઝવાથી, મેં 'રંગતરંગ' રાખ્યું છે, પણ રંગ વિષે મેં હજી એકે લેખ નથી લખ્યો. તેમ જ શ્રીની ઉપાસના વર્ષોથી મેં ચાલુ રાખી છે, પરંતુ હજી શ્રીમાન નથી થયો. હું રંગાયો છું સારી પેઠે-સ્થૂળ અને લાક્ષણિક બન્ને અર્થમાં. શરીર ને મન બન્ને પર જાત જાતના રંગો લાગ્યા છે ને જતા પણ રહ્યા છે, અને મેં રંગ્યું છે પણ સારી રીતે. રંગના કૂંડાંનો મેં ઉપયોગ નથી કર્યો, પણ ડબાઓ તો ડઝનબંધ વાપર્યા છે. પાકા રંગની 'ગૅરંટી' મળેલા કાપડમાંથી તૈયાર કરાવેલાં કપડાં બેત્રણ ધોલાઈ પછી, આ કાપડ પાછળ ખરચેલા પૈસા જ નહિ પણ એનો મોટા ભાગનો રંગ પાણીમાં ગયો એવી પ્રતીતિ કરાવતા રંગની છાયા ધારણ કરી એનો મૂળ રંગ કયો હતો એનો સંશય જોનારના મનમાં ઉત્પન્ન કરે છે; તે જ પ્રમાણે જેનો રંગ, મેં એને રંગી હશે ત્યારે કેવો હશે તે વિષે જોનારને કશી સમજ ન પડે એવી મારા હાથની રંગેલી કેટલીયે વસ્તુઓ આજે પણ મારા ઘરમાં, ફરી કોઇ મારા કરતાં સારા રંગારાના હાથે રંગાવાની વાટ જોતી, પડી છે.

આમ શ્રીની સંપૂર્ણ કૃપા ને રંગનો પૂરેપૂરો અનુભવ મને પ્રાપ્ત નથી થયો, છતાં શ્રીના અલ્પસ્વલ્પ કૃપાકટાક્ષ ને રંગનાં છાંટણાંનો મને અનુભવ મળ્યો છે, અને એટલા પરથી એ વિષે લખવાની મારી યોગ્યતા હું માની લઉં છું.

શ્રી એટલે લક્ષ્મી અને શોભા, સંપત્તિ અને સૌંદર્ય. આ બન્ને અર્થોમાં એનો મૂળ અર્થ કયો હશે એ કહેવું મુશ્કેલ છે. પરંતુ વ્યવહારમાં બન્ને એકબીજાને આધારે રહે છે. લક્ષ્મી વિના કોઈની શોભા નથી રહેતી ને શોભા કરવી હોય તો લક્ષ્મી વિના નથી થઈ શકતી; અને વસ્તુને શોભા આપવા માટે રંગની પણ એટલી જ જરૂર પડે છે. આ સંસારને ને સંસારની વસ્તુઓને ચળકાટ અને ચમક આપવા શ્રી અને રંગ એ બન્નેની એકસરખી આવશ્યકતા છે.

આ બન્ને યોગ્ય પ્રમાણમાં મેળવવાં મુશ્કેલ છે ને મેળવ્યા પછી જાળવવાં એથી પણ મુશ્કેલ છે. રંગ કોઈ દહાડો એક સરખો રહેતો નથી અને શ્રી પણ કદી એકરૂપ કે એક સ્થાને રહેતી નથી. બન્ને આવે છે ત્યારે આંખને આંજી નાખે છે ને જાય છે ત્યારે ખબર પણ પડતી નથી એમ ચાલી જાય છે.

શ્રી ચન્દ્રની કલા જેવી છે. એમાં નિરંતર વધઘટ થયા કરે છે. મારે ત્યાં મહિનાની પહેલી અથવા બીજી તારીખે શ્રીની કલા પૂર્ણ રીતે ખીલે છે, પાંચમી સાતમી પછી ઘટવા માંડે છે, પંદરમીએ અર્ધા કરતાં યે ઓછી થઈ જાય છે ને મહીનાની છેલ્લી તારીખે અમાવાસ્યાના અંધકાર ઊતરે છે. ફરી પાછી નવા મહિનાની પહેલી તારીખે એ પૂર્ણ કળાએ ઝગમગી ઊઠે છે. રંગની બાબતમાં આમ બનતું નથી. પ્રથમ દિવસે એનો જેટલો ચળકાટ હોય છે તેટલો પછીના દિવસે રહેતો નથી. એ તો ઉત્તરોત્તર મંદ પડતો જાય છે. શેરબજારની પરિભાષામાં કહું તો શ્રી તેજીમંદી બન્નેનો વહેપાર ખેડે છે; રંગ હંમેશ મંદીમાં જ રહે છે.

શ્રીની પાછળ હંમેશા રંગ આવે છે. નવા મકાન પર કરાએલાં રંગરોગાન જેમ ખૂબ દીપી ઉઠે છે, તેમ નવશ્રીઓ (નવીન પૈસાદાર થયેલાઓ) ના રંગ લોકોની આંખ આંજી નાખે એવા હોય છે. એમની મોટર, એમનું ફર્નિચર, અને એમનાં કપડાંલત્તાંથી માંડીને એમનાં મન પણ રંગથી સભર બની જાય છે. રંગ રાખવા ને રાખવા કરતાં યે વિશેષ તો દેખાડવા માટે એઓ હંમેશ પ્રયત્નશીલ રહે છે.



ઘણા માણસો રંગીન હોય છે. થોડાક સંગીન હોય છે. પણ બાકીના માત્ર ગમગીન હોય છે.

ઘણા માણસો રંગીન હોય છે; થોડાક સંગીન હોય છે અને બાકીના માત્ર ગમગીન હોય છે. રંગબેરંગી પતંગિયા જેવા, દુનિયાના બધા રંગે રંગાઇ જતા એ રંગીન

માણસો કોઇક તેજસ્વી રંગ ભાળીને જાતને હોમી દે છે. જે જ્ઞાનના ને અનુભવના બળે સંગીન બન્યા હોય છે તેમને ઝટ ઊડી જતા દુનિયાના રંગો પ્રત્યે મોહ હોતો નથી પણ એ પોતાના જ રંગમાં મસ્ત રહે છે. અને જેને રંગરાગ માણવા માટે પાસે પૈસા નથી અને જ્ઞાન ને અનુભવ મેળવી સંગીન બનવાની જેનામાં શકિત નથી તે નથી બહારના રંગો માણી શકતા કે નથી આત્મરંગમાં મસ્ત બની શકતા. ફકત ગમગીન બનીને જે પરાણે ભોગવવું પડે તે ભોગવી છૂટે છે.

શ્રીની પાછળ રંગ આવે છે એમ ઉપર કહ્યું છે તે બીજા અર્થમાં પણ સાચું છે ખૂબ મહેનત કરીને કે કાવા-દાવા કરીને પૈસા કમાનાર ગૃહસ્થના હાથમાંથી પૈસો જલદી છૂટી શકતો નથી. એ માત્ર કમાઈ જાણે છે, ભેગું કરી જાણે છે. પણ એનાં સંતાનો રંગીલાં હોય છે. પિતા જે ભેગું કર્યા જાય તેનો જલદી નિકાલ લાવી નાખવા એ હંમેશ આતુર હોય છે. બાપનો હાથ હંમેશ ભરેલો રહે છે, સંતાનોનો હાથ સદા ભીડમાં રહે છે. ઘણી વાર બાપ કમાય છે કેમ તે છોકરાં જાણતાં નથી, અને છોકરાં ખરચે છે કેમ તે બાપ જાણતો નથી હોતો.

આ જ વસ્તુ પર આધાર રાખી મોલિયેરે પોતાના એક નાટકમાં બહુ રમૂજી પ્રસંગ આલેખ્યો છે. કંજૂસ ને તાલેવાન પિતાના ઉડાઉ ને રંગીલા પુત્રને પૈસાની જરૂર પડે છે. પિતા પાસેથી પૈસો પણ મળી શકે એમ નથી. એ એક દલાલ પાસે જાય છે. દલાલ એને કહે છે, "જોઇએ તેટલા પૈસા ધીરે એવો એક માણસ મારા ધ્યાનમાં છે. પણ વ્યાજ બહુ ભારે આપવું પડશે." "હું તૈયાર છું" રંગીલો જુવાન જવાબ દે છે. "પણ એ જામીનગીરી માંગશે. તમારી પાસે જામીનગીરી શી છે? કંઇ અસ્કયામત છે?" દલાલ પ્રશ્ન કરે છે. જુવાન જવાબ દે છે, "આમ અત્યારે તો મારી પાસે કંઇ નથી. પણ મારા પિતા ખૂબ માલદાર છે. આખું ગામ ખરીદ કરી શકે એટલો એમની પાસે પૈસો છે. ઉમ્મર પણ બહુ જ મોટી છે. હવે બહુ વખત કાઢે એમ નથી. એમના પછી એમનો બધો જ પૈસો મારા જ હાથમાં આવશે." "ઠીક છે. હું વાત કરી જોઇશ" કહી દલાલ એને વિદાય કરે છે અને પછી જેની પાસેથી વ્યાજે પૈસા મળી શકશે એમ માનતો હતો તેને મળે છે. વ્યાજખાઉ વૃધ્ધ પુરૂષ પહેલાં તો ચોકકસ જામીનગીરી વિના પૈસા ધીરવા ના પાડે છે. પણ પછીથી દલાલ એને સમજાવે છે કે "એ જુવાનનો બાપ ખૂબ જ તાલેવંત છે ને એવો ખખડી ગયો છે કે થોડા જ વખતમાં મરી જાય એમ છે અને પછી તો બધો જ પૈસો એ જુવાનના હાથમાં આવશે. એટલે તમારે કશી ચિંતા રાખવાની જરૂર નથી," ત્યારે એના મનનું કંઇક સમાધાન થાય છે; અને આમેય એ ખૂબ ભારે વ્યાજે પૈસા ધીરતો હતો તે કરતાં પણ બમણા વ્યાજે એ જુવાનને પૈસા ઉછીના આપવા તૈયાર થાય છે અને જુવાનને પોતાની પાસે બીજે દિવસે લઈ આવવા દલાલને કહે છે. બીજે દહાડે દલાલ એ જુવાનને એના આગળ લઈ આવે છે. અને જ્યાં નળ અને દમયંતી અથવા સરસ્વતીચંદ્ર અને કુમુદની પેઠે બન્નેની "દ્દષ્ટાદ્દષ્ટ" મળે છે ત્યાં બન્ને પળવાર આભા બનીને એકબીજાને જોઈ જ રહે છે. વૃધ્ધ પુરૂષના મુખમાંથી થોડી વારે ઉદ્દગાર સરે છે: "તું?" જુવાન બોલી ઊઠે છે: "તમે?" "તું-તું આમ પૈસા ઉડાવે છે?" કંજૂસ પિતા કહે છે. "અને તમે-તમે આમ પૈસા ભેગા કરો છો?" ઉડાઉ પુત્ર જવાબ દે છે. "આવો આંધળો ખરચ?-શેના પર?" પિતા પૂછે છે. "આવું નિષ્ઠૂર વ્યાજ?-શેને માટે?" પુત્ર પ્રતિપ્રશ્ન કરે છે. આમ શ્રીને બીજા પાસેથી લૂંટીને ભેગી કરનાર પિતા અને બીજા આગળ શ્રીને લૂંટાવનાર પુત્રને એક જ સ્થળે સામસામા ભેગા કરી લેખક કલાની શ્રી વ્યકત કરી રંગ જમાવે છે.

**શ્રી** અને રંગ બન્નેનું નિરપેક્ષ રીતે કશું મૂલ્ય નથી. સૌ મૂલ્યના માપ સમી શ્રીનું પોતાનું મૂલ્ય કશું નથી. પુરૂષોત્તમના આધાર વિના એને સમુદ્રમાં અને પુરૂષના આધાર વિના તિજોરીમાં પૂરાઈ રહેવું પડે છે. એક રીતે જોતાં લક્ષ્મીને આધારે આખી દુનિયા ચાલે છે. વિષ્ણુના ભકતો થોડાક હશે, કદાચ. પણ લક્ષ્મીના ભકતોથી તો આખી દુનિયા ભરેલી છે. પુરૂષ કરતાં સ્ત્રી આકર્ષક છે, એ વાતનું સમર્થન પુરૂષોત્તમ કરતાં પણ એની પત્ની તરફ જગત આખું ખેંચાય છે એ પરથી સહેજે મળી રહે છે. આમ છતાં શ્રી અને રંગ બંને બાહ્ય ઉપાધિ છે અને અધિષ્ઠાન વગર એ રહી શકતાં નથી. એને અન્યનો આધાર જોઈએ જ છે. વસ્તુ રંગીન હોય, કેવળ રંગ એ તો કલ્પનામાં જ વસી શકે છે-કદાચ કલ્પનામાં યે નહિ આવી શકે. લાલ, પીળો, વાદળી-ગમે તે રંગની આપણે કલ્પના કરવા જઈશું તો પણ કોઇ લાલ વસ્તુ, પીળો પદાર્થ, કે વાદળી ચીજ જ આપણાં મનશ્ચક્ષુ આગળ ખડી થશે. એ જ રીતે શ્રીનો વિચાર પણ શ્રીમાનને આધારે જ થઈ શકે છે.

આમ છતાં બંનેમાંથી એકેની ઉપેક્ષા કરવી સહેલી નથી. રંગ તરફ બેદરકાર કદાચ રહી શકાય. પણ શ્રી વિના તો જીંદગી ભારરૂપ બની જાય. "પૈસાની મને પરવા નથી" એમ કહેનારા માણસોની પરવા પૈસાએ કરી હોતી નથી અને તેથી દાઝને લીધે જ એઓ એમ કહેતા હોય છે. 'પૈસો તો હાથનો મેલ છે' એમ આપણામાં કહેવાય છે. પણ એ રીતે હાથ મેલા રહેતા હોય તો કોઈ સાબુ તો શું પાણીથી પણ હાથ ધોવાનો યત્ન નહિ કરે. સામાન્ય રીતે લોકો એ 'હાથનો મેલ' મેળવવા માટે દિલ મેલાં થાય તેની પણ પરવા કરતા નથી.

શ્રી અને રંગ વસ્તુના ખરેખરા તત્ત્વ ઉપર આવરણરૂપ બનીને એનું ખરૂં મૂલ્યાંકન કરવા દેતાં



"પૈસો તો હાથનો મેલ છે !"

નથી. મનુષ્ય કે પદાર્થની આંતર સમૃદ્ધિ એ વધારતાં નથી છતાં એના યોગથી એ બંનેના મૂલ્યમાં અનેક ગણો વધારો થઇ જાય છે. એક કવિએ કહ્યું છે કે सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते-બધા જ ગુણો લક્ષ્મીને આધારે રહે છે. એ સાચું નથી છતાં સાચું હોય એ રીતે જગતનો વ્યવહાર ચાલતો જોવામાં આવે છે. શ્રી આવવાથી ધી પણ આવતી નથી, લક્ષ્મીની જોડે બુદ્ધિ પણ વિકાસ પામતી નથી, અર્થપ્રાપ્તિ થતાં શબ્દાર્થજ્ઞાનનો વૈભવ પણ વધતો નથી. છતાં શ્રીમાન એ જાણે ધીમાન પણ હોય ને કલાપારખુ પણ હોય એ રીતે એમનું સન્માન કરવામાં આવે છે.

આપણા ગુજરાતના એક મોટા શહેરની સાહિત્યસભાના રજત મહોત્સવ પ્રસંગે પ્રમુખસ્થાને એક શ્રીમાન વહેપારીને નીમવામાં આવ્યા હતા. સામાન્ય રીતે અર્થોપાર્જનની પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા રહેતા વહેપારીને શબ્દાર્થનું જ્ઞાન વિશેષ હોતું નથી. છતાં કોઇક સાહિત્યમંડળ કે અન્ય સભાનું પ્રમુખસ્થાન એમને લેવાનું આવે છે ત્યારે એ ભાષણ તૈયાર કરાવી વાંચી જાય છે. પરંતુ ઉપર્યુક્ત શ્રીમાન સજ્જન એવું ભાષણ તૈયાર કરાવી નહોતા લાવ્યા. એમણે એ પ્રસંગે એટલું જ કહ્યું, "તમે જાણો છો ને હું પણ જાણું છું કે હું લેખક નથી. મને બોલતાં આવડતું નથી. તમારી સંસ્થાને પૈસાની જરૂર હતી એટલા માટે તમે મને આ જગાએ નીમ્યો. મને તમારા જેવી સંસ્થા માન આપે એ ગમે છે એટલે મેં એ જગાનો સ્વીકાર કર્યો. તમારી સંસ્થાના ફંડમાં મેં મને ઠીક લાગે ને તમને પણ ઠીક લાગે એવી રકમ ભરી છે. પ્રમુખ તરીકે મારે આથી કંઈ વધારે કરવાનું કે કહેવાનું રહેતું નથી."

પોતાની મર્યાદા સમજનારા આવા શ્રીમાન કે સામાન્ય મનુષ્યો પણ ઓછા જ હોય છે. શ્રી ને માટે આપણા સર્વમાં એટલી બધી માનબુદ્ધિ છે કે માનવાચક શબ્દ તરીકે પણ આપણે એની જ પસંદગી કરી છે. જગતનો ને લક્ષ્મીનો ત્યાગ કરી પરમહંસને પરિવ્રાજક બનેલા સંન્યાસીને માટે આપણે શ્રીનો પ્રયોગ કરીએ છીએ. મહાત્માઓ, સાધુસંતો ને આચાર્યોનાં નામ આગળ એક નહિ પણ એકસો આઠ કે એક હજાર આઠ શ્રીનો પ્રયોગ કરીએ છીએ. આમ આપણે સૌ શ્રીમાન બનીએ કે નહિ, પણ આપણા નામની આગળ શ્રી મૂકવામાં આવે છે. આપણાં સૌનાં નામ શ્રીની પાછળ આવે છે તે દર્શાવે છે કે આપણે સૌ શ્રીની પાછળ પડ્યા છીએ. દિલગીરી એટલી જ વાતની છે કે શ્રીની પાછળ આપણે સૌ પડ્યા છીએ પણ શ્રી આપણી પાછળ પડતી નથી. કાલિદાસે કહ્યું છે કે માંગનારને તો શ્રી મળે કે ન પણ મળે, પણ શ્રી જેની ઇચ્છા કરતી હોય તે એને કેમ મળ્યા વિના રહે ? શ્રી કોઈની પાછળ પડતી હશે, એ કોઈની ઇચ્છા કરતી હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. પણ કેટલાક માણસો કંઈ પણ કર્યા વિના, અથવા જે કંઈ પણ કરે છે તે દ્વારા, પૈસો ભેગો કર્યા જ જાય છે ત્યારે એમ લાગે છે ખરૂં કે શ્રી એમની પાછળ પડી છે.

ક્રિકેટની રમતમાં મારે જ્યારે ફિલ્ડીંગ ભરવાની આવતી ત્યારે, સામાન્ય ખેલાડી કરતાં કંઈક જુદી રીતે હું બૉલથી આઘો રહેવાનો પ્રયત્ન કરતો. સાધારણ રીતે ફિલ્ડીંગ કરનાર બૉલ કયારે પોતાની પાસે આવે તેની વાટ જોતો ટાંપીને ઊભો રહે છે અને બૉલ આવતાં તેની પાછળ દોડીને તે અટકાવે છે અથવા તો અદ્ધર ઝીલી લે છે. હું એમ બૉલની પાછળ નહોતો દોડતો કે સામે મળવા પણ નહોતો જતો. આમ છતાં બૉલ મારી પાસે વારંવાર આવ્યા વિના રહેતો નહિ. બીજા ભેરૂઓ બૉલને આવતો જોઈ બૂમ પાડતાઃ "એ જોજો! બૉલ આવ્યો. ખસી જાઓ." હું જોરમાં આવતા બૉલથી દૂર ભાગવા દોડવા મંડતો. મારી પાછળ બૉલ પણ દોડતો આવતો. આમ સાધારણ રીતે બીજા ખેલાડીઓ બૉલની પાછળ દોડે ત્યારે બૉલ મારી પાછળ દોડતો. પણ મારી જેવા રમનાર દુનિયામાં ઓછા હોય છે. એ જ પ્રમાણે લક્ષ્મી જેની પાછળ પડે એવા માણસો પણ દુનિયામાં હોય છે, પણ બહુ વિરલ હોય છે.

આપણી પાછળ શ્રી ભાગ્યે જ આવે છે, છતાં આપણે નામની આગળ જ નહિ પણ પાછળ પણ શ્રીનો પ્રયોગ કરીએ છીએ. એથી વ્યાકરણના નિયમનો ભંગ થતો હોય, જાતિ પણ બદલાઇ જતી હોય તો તેની પરવા કરતા નથી. આમ 'મુરબ્બી'નો 'મુરબ્બીશ્રી' બની જાય છે, રાજમાન એકલા રાજમાનથી રાજી ન રહેતાં રાજમાન રાજેશ્રી બને છે ત્યારે જ સંતોષ પામે છે, પિતાનું પિતૃત્વ પિતાશ્રી વિના ગૌરવ અનુભવી શકતું નથી. એકલા નામ નહિ પણ સર્વનામ પણ શ્રી સાથે આવો પશ્ચાત્ સંયોગ સાધીને તેઓને તેઓશ્રી બનાવે છે. આમાં અર્થ ને જાતિ ફેરવાઇ જાય છે. પણ શ્રીનો યોગ થતો હોય તો જાતિવચનની દરકાર કરવી નહિ એ તો દુનિયાનો વ્યવહાર છે. શ્રીને પામવા આગલે રસ્તે કે પાછલે રસ્તે, કોઇ પણ ઉપાયે એને યોગ સાધવા માણસ વ્યાકરણ કરતાં ઘણી વધારે મહત્વની વસ્તુઓનો ભોગ આપે છે.

# શ્રીરંગ

**મ**નુષ્યનું વર્ગીકરણ ઘણી રીતે કરવામાં આવ્યું છે. તેમાં શ્રી અને રંગ પણ બહુ અગત્યનો ભાગ ભજવે છે. અર્થપ્રધાન દૃષ્ટિએ જેઓ સમાજ સંબંધી વિચાર કરે છે, તેઓ શ્રીમાન ને શ્રી–વિહોણા (haves and have-nots) એમ બે ભાગમાં મનુષ્યોને વહેંચે છે. એમના મતે દુનિયામાં થોડાક મનુષ્યોની સ્થિતિ સદ્ધર હોય છે ને બાકીનાની અદ્ધર હોય છે. એ થોડાક સદ્ધર મનુષ્યો જગતની સર્વ સંપત્તિ ને સત્તા, બંનેના નિયામક બનીને બીજાઓને અન્યાય કરતા રહે છે. અર્થપ્રધાન દૃષ્ટિવાળા આમ શ્રીના આધારે વિભાગ પાડે છે તો અહંપ્રધાન મનુષ્યો રંગ પ્રમાણે મનુષ્યોનું વર્ગીકરણ કરે છે. કાળા, પીળા, ગોરા એમ મનુષ્યોના વર્ગ પાડી ગોરા કુદરતી રીતે જ ઊંચે સ્થાને વિરાજી સત્તા ભોગવવા સર્જાયા છે એમ એઓ કહે છે; કદાચ સ્પષ્ટ રીતે કહેતા નથી, પણ પોતાના વર્તન દ્વારા પોતાનું મંતવ્ય પ્રગટ કરે છે. પરંતુ આ માત્ર શાસ્ત્રચર્ચા જ નથી રહેતી, એમાંથી શસ્ત્રચર્ચાના સંભવ ઊભા થાય છે. મનુષ્યોના ફક્ત ભાગ જ નથી પાડવામાં આવતા, પણ ભાગલા પણ પડે છે. આમ મનુષ્યના ભાગ ને ભાગલા પાડવામાં શ્રી અને રંગ બહુ મહત્વનો ભાગ ભજવે છે.

શ્રીને લીધે માણસની વૃત્તિ અને વર્તનમાં રંગ આવે છે, તે જ પ્રમાણે રંગને લીધે શ્રીની અર્થાત્ સૌંદર્યની, શોભાની વૃદ્ધિ થાય છે. સરી ગયેલી શ્રીને ફરી લાવવા માટે વસ્તુ પર જ રંગ ચડાવવો પડતો નથી, પણ મનુષ્યોને અને તેમાં ય ખાસ કરીને, કવિતાની પેઠે સૌન્દર્ય જ જેનું પ્રાણપ્રદ તત્ત્વ બની બેસે છે તેવી વનિતાને પણ રંગની સહાય સારા પ્રમાણમાં લેવી પડે છે. એ જો સફેદ, લાલ આદિ વિવિધ રંગની ઉપાસના કરીને શરીરની શ્રીમાં વૃદ્ધિ ન કરે તો અન્યનાં હૃદય રંગી શકે નહિ.

પરંતુ શ્રીથી હંમેશ રંગ રહે છે અથવા રંગથી શ્રીમાં વૃદ્ધિ થાય છે એમ હંમેશ બનતું નથી. એનાથી કેટલીયે વાર વસ્તુ કે મનુષ્યનું મૂળ સ્વરૂપ બગડે પણ છે. એક વાર અમે સાઇકલ રંગવાનો પ્રયાસ કર્યો હતો. કાળા રંગનો જાપાની દાબડો લઇ આવી સાઇકલનાં પૈડાં વગેરેને છૂટાં કરી એની ફ્રેમ પર રંગનો એક હાથ માર્યો. બરાબર રંગ બેસવાને બદલે ધાબાં પડી ગયાં હોય એમ લાગ્યું. એટલે ફરી બીજો ને પછી ત્રીજો હાથ માર્યો. આથી રંગના ધાબાં વધ્યાં ને એની સપાટીમાં પણ ફેર પડ્યો. ઘાસતેલ લગાડવાથી ચમક આવશે ને ધાબાં ઓછા થઇ જશે એમ માનીને એ રંગના લપેડાઓ પર ઘાસતેલ ફેરવ્યું. એનાથી રંગની સપાટી કંઈક સરખી થઇ ખરી. પછી રંગ સૂકાય તેની વાટ જોતા બેઠા. પણ એક દહાડો ગયો, બે દહાડા ગયા, અઠવાડિયું થયું પણ રંગ તો વીંધાએલા રસિક હૃદય જેવો, લીલો ને લીલો જ રહ્યો. આખરે કોઇક જાણકારને પૂછ્યું. એ પહેલાં તો અમારી વાત



જેને રંગવી હોય તેના પરનો જૂનો રંગ કાઢી નાખીને તેને બરાબર સાફ કરવી જોઇએ.

સાંભળી હસી પડ્યા. પછી એમણે કહ્યું: "આમ રંગ ન ચડાવાય. પહેલાં તો જેને રંગવી હોય તેના પરનો જૂનો રંગ કાઢી નાખીને તેને બરાબર સાફ કરવી જોઇએ. વસ્તુ બરાબર સાફ નહિ થાય તો રંગ નહિ ચડે." રંગની સાચી શ્રી પ્રગટ થાય તેટલા માટે જેને રંગવાની હોય તે વસ્તુને નિર્મળ ને સાફ બનાવવી પડે છે તેમ જ કદાચ શ્રીને માટે પણ હશે. શ્રીનો સાચો રંગ બરાબર પ્રગટે તે માટે શ્રીની આધારભૂત વ્યક્તિએ સાફ–નિર્મળ થવું જોઇએ.

રંગને પોતાની શ્રી હોય છે, પણ શ્રીનો રંગ કેવો હોય છે તે કોઈ જાણી શકતું નથી. કદાચ શ્રીને પોતાનો કોઈ રંગ જ નહિ. જેની પાસે જાય છે તેનો રંગ એ ધારણ કરતી હશે. વિષ્ણુ–પુરુષોત્તમ પાસે વસીને એણે ઉત્તમ, શ્વેત રંગ ધારણ કર્યો, હવે પુરુષ–ઉત્તમ નહિ પણ એનાથી જુદા જ પ્રકારના એવા પુરુષો પાસે આવીને એનો રંગ કાળો થઈ ગયો હશે એમ માની શકાય. બજારમાં કામ સારૂ બધા જાય છે, પણ પછી ઘેર પાછા ફરે છે. પણ જે દિવસરાત માત્ર બજારનો જ આશ્રય લે છે તેને બજારૂ એવું નામ આપી અધમ ગણવામાં આવે છે. અત્યારે કાળા બજારનો આશ્રય લઈ રહેલી શ્રી કદાચ એના પૂરનારની કાળાશે પોતે પણ રંગાઇને વ્યથા ભોગવતી હશે.

આ તો વ્યવહારનાં શ્રી અને રંગની વાત કરી. પરંતુ સાહિત્યમાં શ્રી ને રંગ અનોખાં હોય છે. હૃદયના સાચા રંગમાંથી વ્યકત થતી સાહિત્યશ્રી લેખક ને વાચક બન્નેની સાચી આત્મશ્રી પ્રગટ કરે છે ને પળે પળે પલટાતા રંગથી ભરેલા આ જગતમાં એક ન ફીટે એવો, ન પલટાય એવો કૂટસ્થનો રંગ ઉત્પન્ન કરે છે.

## ગુજરાત–સૌરાષ્ટ્રની

# પ્રાકૃત ચિત્રકલા



તાજી તસવીર (ફોટો. શ્રી. નરેન્દ્ર રાવળ)

જાણવા અને જતન કરવા જેવા આપણી સંસ્કારસમૃદ્ધિના એક મહત્વના અંગ વિષેનો સૂક્ષ્મ દૃષ્ટિ અને અભ્યાસયુક્ત લેખ



લેખક : **રવિશંકર રાવળ**

સંસ્કૃત અને પ્રાકૃતનો ભેદ જે રીતે ભાષા પરત્વે સમાન્ય થયેલો છે તે જ અર્થમાં અહીં ચિત્રકલા માટે 'પ્રાકૃત' શબ્દ યોજવામાં આવ્યો છે. વિદ્વાનો, પંડિતો, જે રહસ્યમય, અલંકારયુક્ત, વ્યાકરણશુદ્ધ ભાષાપ્રયોગ કરે છે તે જનસાધારણને સહજસિદ્ધ નહિ બનવાથી તેમણે તેનું અવલંબન લઇને અપઠિત જનતામાં પરસ્પર કથન કે ભાવદર્શન માટે સ્વાભાવિક અને સહજ અનુકૂળ એવા વાહનનો સ્વીકાર કર્યો તે પ્રાકૃત ભાષા કે પ્રાકૃત કળા કહેવાઇ. ભારતીય ચિત્રકળાના ઇતિહાસમાં પ્રાચીન કાળથી આ ઉભય પ્રવાહોએ ભાષા તેમજ કળામાં વિવિધ ઉપક્રમ-વાળી સંસ્કૃતિનાં સ્વરૂપો નિપજાવ્યાં છે. વિદ્યા, કળા અને સંસ્કારનાં પ્રધાન કેંદ્રો જેવાં કે કાશી, નાલંદા, તક્ષશિલા અને અજંતામાં મહાન સાધના અને અભ્યાસ દ્વારા જે વિચારધારા અને કલાસ્વરૂપો સરજાયાં તેનું ભાષાસૌંદર્ય અને કૌશલવિધાન જગતને ચકિત કરે એવું છે; અને એ યુગના કલાસ્વામીઓની કૃતિઓ આજે પણ આકાશના નક્ષત્રોની જેમ સ્થિર ચમત્કૃતિ દર્શાવી રહી છે. પરંતુ તેના તલસ્પર્શી અનુભવ કે સાક્ષાત્કારથી ગ્રામજનતા કે વન્ય જાતિઓ વંચિત રહેતી. પોતાની પિપાસા અને સાદી રસવૃત્તિ સંતોષવાને તેમણે જે લોકસાહિત્ય, લોકસંગીત અને નૃત્ય તેમ જ કળાનો આવિષ્કાર કર્યો છે તેમાં ચિત્રકળા અને સુશોભનો એક અનોખું સ્થાન અને નિરૂપણશક્તિ ધરાવે છે.

આ લોકકળા પાષાણકાળની ચિત્રકળા જેવી અબુધ કે અપૂર્ણ નથી; પણ પોતાના યુગની સંસ્કૃતકળાની પરિચારિકા બની તેના સ્વરૂપોનું સાદું અનુકરણ કરી યથાશકિત તેનો ઉપભોગ અને આનંદ આપતી જનતાની સુપ્રાપ્ય સંસ્કારસંપત્તિ બની છે.

ભારતના પ્રાંતે પ્રાંતમાં લોકભાષા અને લોકકળાએ એ રીતે યુગની પ્રધાન ભાવનાઓ અને આદર્શોને વિશાળ જનસમુદાયમાં પ્રતિષ્ઠા અને સન્માન અપાવ્યાં છે. તેમજ ઇતિહાસની સાદી રેખાઓ, કથા, વાર્તા અને ભીંત-ચિત્રોમાં સંકેત પામી છે. તત્ત્વજ્ઞાન અને જીવનપ્રેમ, શૃંગાર અને સ્વાર્પણની ભાવનાઓ લોકગીત અને નાટયો દ્વારા પ્રગટ થઈ છે. અજંતા, રાજપુત મહેલો કે મુગલ સામ્રાજ્યની જાહોજલાલીના આબેહૂબ પ્રતિબિંબવાળી સમૃદ્ધ ચિત્રકળાની દીપ્તિ શમી ગઈ તે વખતે પણ તેના દૂર દૂર પડઘા સાચવતી ગ્રામજનતાએ મંદિરનાં ચિત્રપટો, ભીંતચિત્રો અને વસ્ત્ર, વાહન, ગૃહ તેમજ પશુ શણગારમાં કલાપ્રેમ વ્યકત કર્યો છે.

અજંતાની કલાથી સાબિત થાય છે કે ભીંતચિત્ર-કળાના મહાત્મ્યને ભારતીય પ્રજાએ કેટલું પ્રધાનપદ આપ્યું હતું. મુગલ સમયમાં થયેલાં ભીંતચિત્રો નાશ પામ્યાં છે પરંતુ રાજપુત મહેલોમાં તેથાયે પૂર્વકાળનાં ચિત્રો મળી આવે છે અને રાજસ્થાની કળાએ પશ્ચિમ હિંદુસ્તાનમાં લોકહૃદય પર જે કાબૂ મેળવ્યો હતો તેનો વિસ્તાર અને વિગત ડો. કુમારસ્વામી અને પછી અન્ય કલાવિવેચકોએ સંપૂર્ણ રીતે રજૂ કર્યો છે. રાજસ્થાની કળાનું મૂળ સ્વરૂપ ૧૩ મા અને ૧૪ મા શતકનાં જૈન કલ્પસૂત્રોનાં ચિત્રોથી આરંભી ૧૫ મા શતકનાં 'વસંતવિલાસ' અને 'બાલગોપાલસ્તુતિ' જેવાં કાવ્યોનાં લોકરંજક ચિત્રપટોમાં જોવા મળે છે. તે પછી રાગમાળાઓ અને ભાગવતપુરાણના પ્રસંગો આલેખતાં છૂટક પ્રસંગો અને કાવ્યોની મધુર છાંટવાળાં ચિત્રો મારવાડ અને ગુજરાતની સરહદના પ્રદેશ-માંથી ૧૭મી સદીના અંત સુધી મળે છે. એ બધામાં ધીરે ધીરે પ્રાચીનકળાનો ભાવસંનિવેશ અને રેખા અને વર્ણનની સૂક્ષ્મ

વૈવિધતાનો લોપ થઇ એક પ્રકારની અપભ્રંશ શૈલીનો પ્રવાહ થયો દેખાય છે. તેમાં રંગોની વિવિધતા મટીને એ ચાર ભભકભર્યા મુખ્ય રંગો સ્થાન લે છે. રેખાઓ ઘટ્ટ અને ઓછા મરોડવાળી થાય છે. લિપિલેખનની જેમ આકૃતિઓ સરખા જ ઘડતરવાળી પરંતુ વિચાર અને કળાથી અનુપ્રાણિત હોવાથી સુવાચ્ય અને જનસાધારણને સુગમ બને છે. આ કળા વિદ્વાનો, પંડિતો કે સૂક્ષ્મ પરીક્ષકોના સમાગમ માટે નહિ પણ અબુધ, નિરક્ષર ગ્રામજનો કે પ્રાકૃતજનોને પ્રસન્ન કરનારી, પ્રજાને ધર્મ અને જીવનનો સદેશ યાદ આપનારી સાદી લોકગીતા છે.

આ જ કારણથી તે ચિત્રોની રેખાઓ વધારે કડક, સાદી અને બારીક અલંકૃતિ વિનાની અને રંગભંગી રહિત હોય છે. તેમના ચિત્રપ્રસંગો વધુ વર્ણનાત્મક, કથા પ્રચારક અને લોકપરિચિત હોય છે.

ગુજરાતસૌરાષ્ટ્રમાં શિલ્પનું કામ કરનાર તરીકે કચ્છના સલાટો સુપ્રસિદ્ધ હતા અને તેવા કારીગરોનું એ કુટુંબ જામનગરમાં ત્રણ પેઢી સુધી ચિત્રકામ કરતું. તેના નમૂના જામનગરના રાજમહેલમાં છે. જામનગરના જૂના રાજમહેલમાં જામ વિભાજીના ખાસ ખંડમાં છત



"મારા પિતાજી" નામના આ ચિત્રમાં શ્રી. વજુભાઇ ભગતે ગુજરાત-સૌરાષ્ટ્રની પ્રાકૃત ચિત્રકલાનાં કેટલાંક ઉત્તમ લક્ષણો અપનાવ્યાં છે.

પ્રાચીન ગ્રંથોના આદેશ મુજબ રાજમહેલ, દેવાલય કે ગૃહસ્થના ઘરના દ્વારપ્રવેશ અને મુખ્ય આવાસ તેમ જ અંતપુરમાં ચિત્રો હોવાં જોઈએ, તેમ જ ચિત્ર કે ચિત્રકારનું દર્શન શુકન મનાતું હતું એ વાત ૧૮મી સદીના અંત સુધી બ્રિટિશોનો સંપર્ક થયો તે પહેલાં ભારતવાસીઓના સ્મરણમાં હતી. તેથી પુરાણ, રામાયણ કે મહાભારતનાં ચિત્રો તથા રાજપ્રશસ્તિ કે સંત મહિમાનાં ચિત્રો નગર કે ગામડાની ભીંતો પર કરવામાં આવતાં.

ગુજરાત અને સૌરાષ્ટ્રનાં ઘણાં સ્થળોમાં આવાં ચિત્રો આજે પણ દૃષ્ટિગોચર થાય છે, અને ઘણાંખરાં સો વર્ષ પહેલાનાં છે. દિલ્હી, જયપુર જેવા ઉત્તમ ચિત્રકારો આ પ્રાંતમાં ઉપલબ્ધ નહિ હોવાથી મંદિરોની કોતરણી કરનારા શિલ્પીઓએ આ ચિત્રકારીને જન્મ આપ્યો છે. ઘણાં જૈન મંદિરોમાં આરસના મોટા પટ ઉપર ચિત્રોના આલેખો ઓજારોથી કોતરી અર્ધશિલ્પરૂપ આપી રંગથી સુશોભિત કરવાનો રિવાજ છે.

આ કામ કરનારા ઘણા શિલ્પીઓએ ભીંતચિત્રમાં પ્રવીણતા મેળવી હતી તેથી તે ચિત્રકામને શિલાપટચિત્ર અથવા સલાટચિત્રકામ તરીકે ઓળખવામાં આવે છે.

ઉપર તેમ જ ભીંત ઉપર તે સમયના સમગ્ર નગરજીવનનું વિસ્તૃત આલેખન છે. ભાવનગરની જૂની રાજધાની શિહોર (સિંહપુર)ના રાજમહેલમાં ૧૮મી સદીની એક નાની લડાઈનાં પાત્રો દોઢ ફુટની લાંબી ચિત્રપટીમાં આલેખેલાં છે. વડોદરાના ત્રંબકવાડા નામના મકાનમાંનાં ભીંતચિત્રો રાજ્યના પુરાતત્ત્વખાતાએ પ્રસિદ્ધ કર્યાં છે.

**ભા**વનગરના એક જૂના રાજપુત આવાસમાંથી હમણાં એક ચિત્રલેખાએ બહુ રસમય ચિત્રપ્રસંગોની ચિત્રપટી ઉતારી લીધી છે, તે પરથી આ કલા દ્વારા સંસ્કૃતિનો રસસ્વાદ લોકો કેટલો લઈ શકતા તેનો ખ્યાલ આવી શકે છે. એટલું જ નહિ પણ આ ચિત્રશૈલીની વિવિધ નિરૂપણ-શકિતનો પરિચય મળે છે.

સૌરાષ્ટ્રના ખૂણે પડેલા એક બે નાના ગામડાનાં દેવાલયોમાં તેના સંશ્રયદાતાઓને પણ ચિત્રાવલીમાં સામેલ કરવામાં આવ્યા છે. એટલે આ ચિત્રકળા માત્ર ભૂતકાળની કે પુરાણકાળની સંસ્કૃતિમાં પર્યાપ્ત થતી નથી, પરંતુ સર્વકાલીન પ્રસંગો, પાત્રો અને પરિધાનોનું સ્મારક બની છે. અઢારમી સદીના સૌરાષ્ટ્રી-ગુજરાતી લોકજીવન અને

પોશાકોનું સવિસ્તર દર્શન કરાવતી આ કલાસંપત્તિ આ યુગનો ઉપયોગી, મૂલ્યવાન વારસો છે એટલું જ નહિ પણ આજે ભારતવર્ષની સામાન્ય જનતાને કલા દ્વારા ઉદ્‌બોધન કરવાનું એક સુપ્રાપ્ય, સિદ્ધ સાધન છે.

તેની આ શક્તિને પિછાનીને ગુજરાતના બેચાર તરુણ કલાકારોએ તેનું સંશોધન કરી નવી ચિત્રમાળાનું સર્જન કરવા માંડ્યું છે.

સિંહજીએ ઘણી સફળતાપૂર્વક આ ચિત્રશલી સાધ્ય કરી છે અને આધુનિક ચિત્રપ્રદર્શનમાં નવી ભાત પાડી છે એટલું જ નહીં પણ શાળાશિક્ષિત કળાપ્રણાલીઓને નવું આહ્‌વાન કર્યું છે.

ભારતની પ્રકૃતિ અને સહજ સમજદારીને જરા પણ બંધબેસતા ન થાય એવા ગમે ત્યાંથી આયાત કરેલા પરદેશી ચિત્રસંપ્રદાયોનો સરકારી ચિત્રશાળાઓ આદર કરી રહી છે



કુમાર શ્રી મંગળસિંહજીએ "મથુરાગમન" નામના આ ચિત્રમાં સૌરાષ્ટ્રની લોકકલાના કેટલાક શ્રેષ્ઠ અંશો ઉતારી આપણી ભૂમિની જ પ્રણાલીઓમાંથી કેટલી પ્રેરણા મળી શકે તેમ છે તે બતાવી આપ્યું છે.

સૌરાષ્ટ્રના મધ્યવર્તી લાઠીનગરમાંથી એક પરંપરાગત સુવર્ણશિલ્પીના કુટુંબમાં જન્મેલા કલાકાર શ્રી વ્રજલાલ ભગતે પોતાના જ પિતાની ગ્રામજનોના મંડળ સહિત છબી કરી છે. ચિત્રની સુવાચ્યતા અને કથનશક્તિનો તે નમૂનો છે. એ જ લાઠીનગરના રાજકુટુંબી કુમારશ્રી મંગળ-

તે વખતે ભારતમાં જન્મેલા આ પુરાણા કલાસ્રોતોને બચાવી લોકશક્તિ રૂપે પ્રવાહિત કરવામાં આવે તો વધુ શ્રેયસ્કર અને પ્રગતિસાધક બનશે, તેમ જ તેના જ ક્રમાનુગત વિકાસથી જગતના બીજા દેશોને પણ દૃષ્ટાંતરૂપ બની શકશે.





# ડુંગી અને સિગારેટ

આખરી પત્તી સુધી જીંદગીને
લિજ્જતથી જલતી રાખવાની કથા

લેખક : ચંદુલાલ પટેલ

ચિત્રકાર ; મનુ વ્યાસ

આસપાસ ચોપાસ બરફનો ગાલીચો પથરાઇ ગયો હતો. જો કે ઈરાની ગાલીચા જેવી રંગોની ભભક એમાં નહોતી. છતાં પણ જે રંગથી એ શોભી રહ્યો એ રંગની નિર્મળતા અજબ હતી. સફેદ રંગ જેવા રંગ આ ધરતી ઉપર બીજો એકેય નથી એમ તમારે માનવું રહ્યું કારણ કે એ રંગ રંગીન નથી છતાંય રંગ છે.

હા, તો ઝૂંપડાં ને મકાનો પર એ સફેદ બરફનાં તોરણો લટકતાં હતાં, ઝાડ પર એનો દાયરો જામ્યો હતો, હવામાં એનો અબીલ ઊડતો હતો ને રસ્તા પર, નદીના બંને કિનારા પર એની જાજમ પથરાઈ ગઈ હતી. બરફનો એ સર્વાંગી પથારો આંખને ઠંડક તથા શરીરને મોહક ધ્રુજારી આપી રહ્યો હતો. અને હું, પટ્ટુના લાંબા ઓવરકોટમાં સજ્જ થઇ જેલમ નદીના પટ પર નાંગરેલા નૌકા-ગૃહની એક ઓરડીમાં બેઠો બેઠો આજુબાજુના સૌંદર્યનું રસપાન કરી રહ્યો હતો.

પક્ષીઓ, કયારેક, ટહુકા કરતાં મારી નજર સામેથી પસાર થતાં. દૂર દૂર દેખાતી ઝૂંપડીઓ આગળ, અવાર-નવાર, અગ્નિના ભડકા પ્રગટતા અને કયારેક, માથા પર સુગંધિત ફૂલોની ટોપલી મૂકીને કાશ્મીરની સફેદ 'જુવાની' એકાદ દિશા તરફ સરકી જતી.

જ્યાં આગળથી વસ્તી શરૂ થતી ત્યાં આગળ છોકરાંઓ રમતાં હતાં ને બુઢ્ઢાઓ ચલમની ફૂંક લેતા વાતોએ વળગ્યા હતા.

આજ જગ્યાએ, જેલમની છાતી પર મેં એકાદ અઠવાડિયું પસાર કર્યું હતું, કારણ કે સ્થળ, દૃશ્ય અને વાતા-વરણનો નશો મારા મનને માદક બનાવી રહ્યો હતો. મીરાં-બાઇના એક ભજનની પેલી લીટી, "બીન મદ પીએ મદ-માતી" જેવી મારી હાલત હતી.

રોજ રોજ હું જોતો કે વસ્તીનાં એ ઝૂંપડામાંથી સવા-રના એક ડોસો બહાર નીકળતો અને એની પાછળ છોકરાં-ઓનું ટોળું, શોરબકોર મચાવતું ધસી આવતું. ડોસો કયારેક હસતો; કયારેક ખીજાતો, તો વળી કયારેક કોઇ મૂર્તિ શો સ્થિતિપ્રજ્ઞ ખડો રહી જતો. એ ડોસો બહુ આઘે ચાલ્યો જાય પછી જ છોકરાંઓ પાછા ફરતાં.

આજે પણ હું એની જ રાહ જોતો બેઠો હતો પણ મને ડોસો ના દેખાયો. વાટ જોતાં જોતાં નવના દસ વાગવા આવ્યા છતાં પણ એ ના જણાયો ત્યારે મેં નૌકાવાળાને બૂમ મારી, "માઝી ! .... ઓ ભીખન માઝી ! ... એકાદ કલાકમાં તો આવી જઇશ. બરફ સાથે જરા મહોબ્બત કરી આવું".

"કંઇ વાંધો નહીં, હઝૂર !"

નૌકાગૃહની હૂંફ છોડી હું બરફ પર સરકયો. હલેતી હવા કેસરના ખેતરોની મસ્ત સુગંધના ગોટાઓ ઉડાડતી હતી. કિનારા પર પગ મૂકયો ત્યારે મારા મનમાં ગામ તરફ જવાનો જ વિચાર હતો. પણ બાદ, કોણ જાણે કેમ પણ હું પેલા કેસરના ખેતર તરફ ચાલવા માંડયો. થોડેક ગયો હોઇશ ત્યાં એક સફેદ 'જુવાની'નો મને ભેટો થયો. લાંબી લાંબી ડાંખડીઓવાળા ફૂલોનું ઝુમખું મારા તરફ ધરી એ બોલી, "ફૂલ લેશો, બાબુજી ?"

ફૂલોવાળા એના હાથ તરફ હું તાકી રહ્યો. બરફની શ્વેત પશ્ચાદ્‌ભૂ પર, ફૂલોએ રંગના થોડાક મનોહર છાંટા જાણે કે છાંટી દીધા હોય એમ મને લાગ્યું. વાતાવરણના અબીલ પર ગુલાલ, કંકુ, સિંદૂર તથા ચંદનનાં ટપકાં થયાં.

"ફૂલ લેશો, બાબુજી ?" મને મૂંગો રહેલો જોઇ એ દૂરથી બોલી.

"કેટલા પૈસા ?"

"સમજીને જે આપવું હોય તે આપો, બાબુજી !"

મેં એના હાથમાં એક રૂપિયો મૂકી દીધો. કહ્યું, "ભીખનના નૌકાઘર પર આ ફૂલો પહોંચાડતી જજે."

'જી. બાબુજી!' કહેતી એ ચાલી ગઇ.

હું પણ આગળ વધ્યો. કેસરનું ખેતર હજી ઘણું દૂર હતું. બરફ પર ચાલવાની ઝાઝી આદત ન હોવાથી મને ફાવતું ન હતું. ઠંડી પણ હવે વધુ લાગવા માંડી હતી. વિચાર કર્યો કે પાછો ફરૂં, ને એ વિચાર અમલમાં મૂકવા માટે મેં જેવી દિશા બદલી કે મેં એને જોયો.



"ફૂલ લેશો, બાબુજી?"

રોજના જેવી જ ધીમી, મક્કમ અને શાનદાર ચાલે ચાલતો પેલો ડોસો, મને જોતાં થંભી ગયો ને બાદ ખિસ્સાં ફંફોળવા લાગ્યો.

ડોસાના પહેરવેશ તથા કલેવરને મેં પહેલી જ વાર ધારીને જોવા માંડયું. આમ તો હું એને દિન ઊગે જોતો જ હતો અને એને જોતાં જ મારા મનમાં કરૂણા જાગી જતી હતી. આજ જ્યારે એનો અહીં ભેટો થયો છે ત્યારે એને બરાબર જોઈ લેવાનો નિર્ણય કરી હું પણ થોભી ગયો ને એના દીદાર પર આંખ ઠેરવી.

ના, સમૃદ્ધિનું એક પણ નિશાન એના કપડાં પર ન હતું, તંદુરસ્તીની જરાય છાયા એનાં અંગ પર નહોતી. સહેલગાહ કરવા આવેલા કોઇ બાબુજીએ ફેંકી દીધેલી હૅટ એણે માથા પર પહેરી હતી. પંદર ઠેકાણે ફાટેલો ને અસંખ્ય ઠેકાણે સીવેલો ગરમ કોટ એના વૃદ્ધ શરીરને ઢાંકી રહ્યો હતો. ચામડી પર કરચલી ને એ કરચલીમાં થોડાક ચીરા હતા.

એણે એક નાની ચુંગી કાઢીને મોંમાં ઠેરવી. પાછો ખિસ્સાં ફંફોળવા લાગ્યો. બબડયો, 'ચકમકનો પત્થર કયાં ગયો? ......ઘેરથી તો લઇને જ નીકળ્યો હતો.'

એ જ વખતે એના હાથનાં આંગળાં, ખિસ્સાની આરપાર ડોકાયાં. એ જોઇ મને હસવું આવ્યું.

એ ઝડપથી મારા તરફ આવ્યો. 'એય છોકરા, તારી પાસે......'એણે વાકયને અધૂરૂં જ રહેવા દીધું.

થોડીવાર, મારા તરફ એણે જોયા કર્યું. માથાથી લઇને તે છેક બૂટની 'ટો' સુધી એણે મને માપવા માંડ્યું. પછી, સામા માણસની લાયકાતનું એને જાણે કે અચાનક ભાન થયું હોય તેમ એણે મને સલામ ભરી. "સલામ, બાબુજી!"

"સલામ!" મેં જવાબ દીધો. એની ચુંગી જોઈ મેં પણ સીગારેટનું પાકિટ બહાર કાઢયું. એક સીગારેટ એના તરફ ધરતાં પૂછયું, "પીશો, કાકાજી?"

'સીગારેટ!...ના રે, બાબુજી, ના. મને તો ચુંગી જ ફાવે.'

લાઇટરથી મેં સીગારેટ સળગાવી ને પછી એને ચુંગી સળગાવવામાં મદદ કરી. કૃતજ્ઞતાથી એની આંખો ચમકી ઊઠી. "ઉપકાર થયો, બાબુજી!....બાકી આ ગામમાં", એની આંગળી દૂરની વસ્તી તરફ ચીંધાઇ, "આ ડોસાનો કોઈ ભાવ નથી પૂછતું. છોકરાંઓ મશ્કરીઓ કરે છે, જુવાનીઆઓ, 'કાકા, આ નવો કોટ કયારે સીવડાવ્યો?' એમ પૂછીને મને શરમિંદો બનાવે છે. હા, બુઢ્ઢાઓ બિચારા મને મીઠાશથી બોલાવે છે ને ચુંગી કે હુક્કાના બે–ચાર દમ મારવા દે છે. બાકી, બીજા કોઈ પ્રકારની મદદ કરતા નથી. વર્ષોથી આમ ચાલ્યા કરે છે. હવે તો મને એ બધું કોઠે પડી ગયું છે. એક દિવસ માંદો પડયો' તો ત્યારે કોઇ મારી ખબર પૂછવા પણ નહોતું આવ્યું."

"કેમ?"

"એ લોકો મને લુચ્ચો માને છે, ધૂતારો સમજે છે."

"ધૂતારો!" મને વિસ્મય થયું.

"હા, ધૂતારો. રૂપીઓ, બે રૂપીઆ, પાવલી, આઠ આના એમ માગી માગીને જ મેં આ દેહ ટકાવી રાખ્યો છે. લોકો કહે છે કે મને બહાનાં કાઢતાં બહુ સારાં આવડે છે. અહીં ફરવા આવતા બાબુલોકમાંથી ય મેં કોઇને છોડયાં નથી",... એના ચહેરા પર હાસ્ય ફરકયું, "કદાચ તમારા સિવાય'. ને પછી વાત બદલતાં પૂછયું, "ભીખનની નૌકા ભાડે રાખી છે ને, બાબુજી!"

"હા, તમે કયાંથી જાણ્યું?"

"આ ડોસો બધોય ખ્યાલ રાખે છે. મારા ધંધાની એ ચાવી છે. તમે અઠવાડિયાથી અહીં આવ્યા છો. એક સાંજે કલબમાં ગયા હતા ત્યારે તમારૂં માથું દુખ્યું હતું. તમે ફૂલના બહુ શોખીન છો. હજી હમણાં જ શેખજીની ઝરીના પાસેથી તમે ફૂલ ખરીદ્યાં હતાં,...બાબુજી, તમે બહુ સારા માણસ છો."

હું આશ્ચર્યથી અવાક્ બની ગયો. ગામનો આ ધૂતારો મારી પાસેથી માનની ખંડણી પડાવતો હતો.



**નટીરૂ પૂજા** ( જી. વેંકટાચલમના સંગ્રહમાંથી ) ચિત્રકાર : **નંદલાલ બોઝ**

રાજાના દેહાંતદંડના હુકમનો ભંગ કરી પોતાના અંતિમ નૃત્યથી બુદ્ધની પૂજા કરી, ત્યાં જ ઘાતકોને હાથે જીવન ખોનાર ( અને પામનાર ) મગધના રાજમહેલની નટીની પૂજાનું રવીન્દ્રનાથ ટાગોરનું નાટક સુવિખ્યાત છે. દ્વેષપ્રેરિત, રાજકન્યાઓની વચ્ચે પ્રેમભક્તિની વલ્લરી શી અમર નટીને ભારતના મહાન કલાકારે કેવી મૃદુ રેખાઓમાં આલેખી છે !



"તમે મને તો કયારેય નથી ધૂત્યો, કાકાજી!" મેં ગમ્મત કરી.

"એનું એક જબરદસ્ત કારણ છે, બાબુજી!" એણે કહ્યું. "કારણ એ છે કે તમે બીજા બાબુજી જેવા નથી. જે બાબુજીઓ મારા વતનનું સૌન્દર્ય જોવાને બદલે, મારી બહેન-બેટીઓની હસીન સૂરત પર નજર નાખે છે એ બધાયને હું મારા શિકાર બનાવું છું."

"કાકાજી! આ તે કઈ જાતની જિંદગી?"

"જિંદગીની જાત હું જાણતો નથી. આયુષ્ય હોય ત્યાં સુધી એ લિજ્જત આપે છે."

એણે ઉપરાઉપરી બે-ચાર દમ લગાવ્યા. "સલામ, બાબુજી!" કહી એણે ઓચિંતાની મારી વિદાય લઈ લીધી.

હું ઝડપથી પાછો ફર્યો. નૌકાગૃહમાં દાખલ થતાં જ ભીખનને સમાચાર આપ્યા, "શેખજીની છોડી જે ફૂલ આપી ગઈ છે, હજૂર, તે ફૂલદાનમાં મૂકયાં છે."

"હં" એવો હુંકારો દઈ હું ઓરડીમાં ચાલ્યો ગયો.

એ આખોય દિવસ મને પેલા ડોસાના જ વિચારો આવ્યા કર્યા.

સાંજ પડતાં પડતાંમાં તો ઠંડીનું જોર એટલું બધું વધી ગયું કે મેં મારી જાતને, શકય એટલા બધાય ગરમ કપડાંથી સજ્જ કરી દીધી ને ઉપર પાછો ધાબળો લપેટી લીધો. ભીખન પણ પોતાનો ખાનસામાનો વેશ જલદી જલદી ઉતારી નાખવા માંગતો હોય તેમ રસોઈની ઝડપી તૈયારીઓ કરી રહ્યો હતો—બધું આટોપીને ઝટઝટ ગોદડાં ભેગું થવાય એ માટે.

આ ભીખન પણ અજબ માણસ હતો. ખાનસામો, નોકર, મિત્ર, સલાહકાર ને મકાનમાલિક, જે ગણો તે બધુંય એ હતો. કઈ ચીજ, કેટલા દામે વેચાય છે એની એણે મને પહેલેથી જ જાણ કરી દીધી હતી કે જેથી કોઈ મને છેતરે નહીં. એકવાર મેં એને ઠીક કહ્યું હતું, "કોઈ મારી પાસેથી વધુ કિંમત લે તો એમાં મને ખોટ નથી જવાની, ભીખન!"

ત્યારે એનો ચહેરો જોવા જેવો બની ગયો હતો. એણે જવાબ દીધો હતો, "આપને કંઈ અફસોસ ના થાય, હજૂર, પણ મારા આ મુલકનું નામ બદનામ થાય. મને એ પસંદ નથી."

વાળુ કરવા બેઠો ત્યારે મારી થાળીમાં આલુની ભાજી પીરસતાં એણે પૂછયું, "શેખજીની છોડીને ફૂલનું શું આપ્યું, હજૂર?"

"એક રૂપિયો."

કિંમત બરાબર લાગી હોય તેમ ભીખન કંઈ ના બોલ્યો. ભોજન પતાવી હું ઊભો થયો ત્યારે એણે ધીમેથી કહ્યું, 'બે દિવસ બાદ ઝરીનાની શાદી છે. શેખજી બહુ ગરીબ છે પણ ઈમાનદાર આદમી છે. બને તો બે-પાંચની મદદ કરજો, હજૂર!'

મારો જવાબ સાંભળવાની દરકાર કર્યા વગર એ પોતાના કામમાં લાગી ગયો.

રાત પડવા આવી હતી. વીજળીક બત્તીઓના પ્રકાશમાં, બરફની ચમક સેંકડો પ્રતિબિમ્બ પાડતી હતી. વસ્તીનાં ઝૂંપડામાં દીવાઓ પ્રગટયા હતા. આગિયા ચમકે તેમ ચમકતા હતા.

હું દરવાજા બહાર બેઠો બેઠો સિગારેટ પી રહ્યો હતો. જગત પરના સ્વર્ગ સમા કાશ્મીરમાં ઊતરતી એ રાતમાં મને પરીઓના સ્વપ્નાં નહોતાં આવતાં. પણ શેખજી, ઝરીના, ભીખન ને પેલા ધૂતારા ડોસા જેવા કાશ્મીરીઓની જિંદગીઓના તરજુમા કરવામાં મારું મન મશગૂલ બન્યું હતું. શેખજી ગરીબ હતા પણ ઈમાનદાર હતા. ઝરીના જુવાન હતી પણ એની આંખ ઇશારા ન હોતી કરતી. ભીખન માઝી હતો પણ માછલાં પકડવા જાળ નાખે એવો નહીં; પેલો ડોસો ધૂતારો હતો છતાંય જિંદગીની છેલ્લી પત્તી સુધી લિજ્જત માણવામાં માનતો હતો.

રાત આગેકૂચ કરતી હતી. સિગારેટના ધુમાડા નાચ કરતા કરતા, જેલમનાં પાણીને ચૂમવા ચાલ્યા જતા હતા. શાયરી કરવાનું મન થાય એવો પ્રદેશ હતો.

અચાનક મેં કોઈનાં પગલાં સાંભળ્યાં. ધુમાડાને જોતી મારી નજર કિનારા તરફ ફરી. એક આકાર મારી નૌકા તરફ જ આવી રહ્યો હતો. અંધારું હોવાથી એનો ચહેરો નહોતો દેખાતો પણ કમ્મરેથી અર્ધચંદ્રાકાર વળી ગએલી એની કાયા, કામદાની કમાન જેવી લાગતી હતી.

થોડી વારમાં તો એ મારી સામે હાજર થઇ ગયો. મેં એને ઓળખી કાઢયો.

એણે આમતેમ નજર નાખી. નૌકાની અંદરના ભાગમાંથી જ્યારે કંઈ અવાજ ના સંભળાયો ત્યારે એણે પૂછયું, 'ભીખન નથી, બાબુજી?'

'સૂઈ ગયો હશે'.

'અને તમે જાગો છો?....આવા ઠંડા પવનમાં અહીં બહાર બેઠા છો?'

મને એ ડોસાનો પ્રશ્ન વિચિત્ર લાગ્યો. હાડ ઠારી નાખે એવી ઠંડીમાં પોતે છેક અહીં સુધી આવ્યો હતો ને મને બહાર બેસવા માટે ઠપકો આપતો હતો!

મેં કહ્યું, 'મને ઠંડી હવા ગમે છે.'

'ગૂજરાતની ગરમીમાંથી માંડ માંડ છૂટયા લાગો છો.' કહેતાં એણે મારા પગ આગળ બેઠક લીધી.

હું ચમકયો. હું ગૂજરાતનો છું એ વાત આ ડોસાએ કેવી રીતે જાણી લીધી? અવસ્થાથી ઝાંખી બનેલી આંખોએ, ધુંધળકા અજવાળામાં મારા દેખાવમાં શું જોયું કે એણે સાચી કલ્પના કરી લીધી?

'કેમ જાણ્યું, કાકાજી?'

'તમારી બોલી, તમારો ચહેરો! તમારા ગળામાંની કંઠી પણ મેં એક વાર જોઈ લીધી હતી.'

મને એ ડોસા પ્રત્યે માન જાગ્યું. એના કપડાં, પગ, હાથ, આંખો બધુંય ભીનું હતું.

'હં', થોડીવાર બાદ એ પાછો બોલ્યો. 'ભીખન સૂઈ ગયો છે એ સારું થયું.'

'કેમ? અને જાગતો હોત તો?'

'તો મને આ નૌકામાંથી તગેડી મૂકત. મેં એને એક વાર ધૂત્યો છે.' આટલું કહી એ પાછો મૂંગો થઈ ગયો. અંદરના ખંડમાંથી આવતું અજવાળું, એના કરચલીઆળ ચહેરા પરનાં કરુણ સ્મિતને પંપાળી રહ્યું.

એના પલળેલા વાળ જેવી રીતે એના લલાટ પર ઝૂલી રહ્યા હતા એવી જ રીતે મારું મન ઝૂલે ચડ્યું. શું આવી વાત કરીને જ આ ડોસો બધાને છેતરતો હશે? એનો સમસ્ત દેખાવ જ એવો હતો કે ભલભલા છેતરાઈ જાય.

શંકાભર્યા મનથી મેં સવાલ કર્યો, 'પણ આવી ઠંડીમાં અહીં કેમ આવ્યા છો, કાકાજી?'

સ્મિત ફેલાઈને હાસ્ય બની ગયું. કરુણા સંકોચાઈ ને યાતનાનું ટપકું બની ગઇ. તારાજ થયેલી તોતિંગ ઇમારતના સ્તંભ–શા બે દાંત એના લાંબા મોમાંથી બહાર ડોકાયા. 'પાંચ–દશની સગવડ કરવા.'

'ભીખન તથા મારા સિવાય અહીં બીજું કોઈ નથી. કોણ આપશે તમને?' મેં પાણી પહેલાં પાળ બાંધવી શરુ કરી.

'કદાચ તમે જ આપશો, બાબુજી!' એણે એક વધુ હાસ્ય કર્યું. કરચલીઓ વેદનાના ચાસ બની ગઈ.

ડોસાના જિગર આગળ મારું દિલ ઝૂકી ગયું. મને થયું કે હાડ–ચામના માળખાં જેવા એ કલેવરમાં પણ આક્રમણ કરવાની કેવી અજબ શકિત ભરી હતી? રણક, લઢણ અને કારુણ્યનો કેવો રમ્ય સુમેળ હતો એના અવાજમાં?

'આવી રાતમાં રૂપિયાની તે શી જરૂર પડી?' મેં સવાલ કર્યો.

'તમે મને કાકાજી કરીને સંબોધો છો ને, બાબુજી! એ હિસાબે તમારી કાકીને કાલે મસાણે પહોંચાડવી પડશે. બે કલાક પહેલાં જ એ ટાઢી થઈ ગઈ: આ હવા જેવી જ ટાઢી, બરફ જેટલી જ ઠંડી' એની આંખનું પાણી વહીને ગાલ પરની ભીનાશમાં મળી ગયું.

મેં દિલને મજબૂત કર્યું: 'આજ મને ધૂતવાનો વારો છે?'

'હું તમને ધૂતવા નથી આવ્યો, બાબુજી! તમારી કાકીના આ બે પુરાણા કંગનના બદલામાં પાંચ, દશની સગવડ કરવા આવ્યો છું. આ કંગનની હવે એને જરૂર નથી રહી.' એના મોમાંથી ડૂસકું સરી પડ્યું.

'હું ન આપું તો?'

'એ સવાલ નકામો છે,' એણે આંખ લૂછતાં કહ્યું; 'કારણ કે તમે આપશો જ.'

એની બધી વાત હડહડતું જુઠાણું હોય તો પણ એના ચહેરા પરનું કારુણ્ય જોઈ મારું અંતર દ્રવી ગયું. આવી વાતો, આવા જ ભાવાભિનયથી કહી કહીને એણે લોકોને ઠગ્યા હશે એમ માનતાં મને વાર ના લાગી. છતાં પણ એનાં જર્જરિત શરીરની મને દયા આવી. બુઢાપો ને અપંગતા હંમેશાં મારી પાસેથી માયા–મમતાનો પુરસ્કાર પડાવી લે છે.

'તમારો આત્મવિશ્વાસ અજબ છે, કાકાજી!'

'એ અજબ છે એટલે જ અત્યાર સુધી જીવતો રહ્યો છું. એ ના હોત ને બાબુજી! તો......' અધૂરું વાક્ય રાખી, એ મને સિગારેટનો દમ ખેંચતો જોઈ રહ્યો. દમ લઈ મેં ઠૂંઠું જેલમમાં ફેંકી દીધું. '.... તો આ જિંદગીનો અંત ભાગ, ક્યારનોય, આ સિગારેટના ઠૂંઠાની જેમ ફેંકી દેવો પડ્યો હોત. શ્રદ્ધા વગર આદમી જીવી ના શકે.'

હું ઊભો થયો. 'જરા બેસજો. હું પૈસા લઈ આવું.'

અંદર જઈ, બેગ ખોલી મેં એક દશની નોટ બહાર કાઢી. બહાર આવતી વખતે એક ટેબલ સાથે અથડાવાથી થોડોક અવાજ થયો. ટેબલને સરખું મૂકી હું બહાર નીકળ્યો. નોટવાળો હાથ લંબાવતા મેં કહ્યું:





'લો, કાકાજી ! – અને કંગન પણ ભલે તમારી પાસે જ રહ્યાં.'

નોટ હવાથી ફરફરતી હતી. એ નોટ પર ખોડાએલી ડોસાની નજરમાં તરસ હતી.

'પણ બાબુજી ! ...'

'શું છે ?'

'તમારી કાકીને મરણ પામ્યાની વાત કરીને જ, થોડા દિવસો પહેલાં, મે આ ભીખનની નૌકાના એક બીજા પ્રવાસી બાબુ પાસેથી પાંચ રૂપિયા પડાવ્યા હતા – – – અને જુવાન માણસોને જલદી છેતરી શકાય છે એમ કહું તો માઠું ના લગાડશો.'

'તમારે કંઈ શિખામણ આપવાની જરૂર નથી. દશ રૂપિયા એ કંઈ એવી રકમ – – –'

ત્યાં તો અંદરની બાજુથી ભીખનનો અવાજ સંભળાયો, 'કોની સાથે વાત કરો છો, હજૂર ? – – – બહાર કોણ આવ્યું છે ?'

ધૂતારા ડોસાએ, ભીખનનો અવાજ સાંભળતાં જ ઝડપથી નોટ લઈ લીધી. ઉતાવળથી એ જવા જતો હતો ત્યાં જ ભીખન બહાર આવ્યો. ડોસાને જોતાં જ તાડૂક્યો, 'પાછી જાળ પાથરવા અહીં આવ્યો ને ડોસા ? – – નીકળ અહીંથી. – – બીજું કોઈ તને ના મળ્યું ?' અને ઝડપ મારી એણે ડોસાના હાથમાંની નોટ લઈ લીધી.

'જાઉં છું રે, ભીખન, જાઉં છું ! બીજે કયાંય સગવડ ના થઇ ત્યારે જ બાબુજી પાસે આવ્યો હોઈશ ને ?' બોલતો બોલતો એ ચાલ્યો ગયો.

ભીખને મને નોટ પાછી આપી. 'અરે હજૂર ! એ તો મહા ઢોંગી માણસ છે. સારું થયું કે હું જાગી ગયો, નહીં તો એ તમનેય છેતરી જાત. ધૂતારો છે, ધૂતારો.'

મોટા અવાજે બોલાએલા એ શબ્દો સાંભળી, કિનારા પર ડગલાં ભરતો ડોસો થંભી ગયો. નૌકા તરફ ડોકું ફેરવી એ બોલ્યો, 'આ જગતમાં જો કોઇ મોટામાં મોટો ધૂતારો હોય તો એ તકદીર છે. ભીખન ! એના જેટલી છેતરપીંડી બીજું કોઈ નથી કરતું.'

ડોસો ચાલ્યો ગયો. ભીખન સૂઈ ગયો ને હુંય પથારીમાં પડયો. એ આખી રાત ઠંડો પવન ચાલુ રહ્યો.

સવારે, પ્રાતઃકર્મથી પરવારી હું રોજની માફક, વસ્તીના ઝૂંપડાં તરફ જોઈ રહ્યો હતો. પહેલાં તો મને કંઈ નવું ના દેખાયું, પણ પછી જે જગ્યા ભરેલી હોવી જોઈએ એ જગ્યા મને ખાલી લાગી. સામેનાં બે વૃક્ષની વચ્ચે, રોજ મને એક ઝૂંપડું દેખાતું હતું. આજ ત્યાં થોડોક ભંગાર પડેલો મેં દીઠો. અને એ ભંગાર આગળ એક ટોળું ભેગું થએલું પણ મેં જોયું.

કુતૂહલને વશ થઈ હું ત્યાં પહોંચ્યો. બળીને ખાખ થએલા પેલા ઝૂંપડાના થોડાક અવશેષો ત્યાં પડયા હતા.

'પાગલ થઇ ગયો લાગે છે.' કોઈ બોલ્યું.

'પૈસા પડાવવાની આ પણ એની તરકીબ નહીં હોય એની શી ખાતરી ?' બીજાએ પ્રશ્ન કર્યો.

'બૈરી મરી જાય એમાં કોઈ ગાંડુ થાય ?' ત્રીજાએ નવી શંકા પેદા કરી.

મેં એ ટોળાને ઉદ્દેશી પૂછયું, 'કોનું ઝૂપડું સળગી ગયું ?'

અને મને જે વાતની શંકા હતી એ જ વાત સાંભળવા મળી. 'પેલા ધૂતારાનું. રાતના એની સ્ત્રી મરી ગઈ હશે. એથી ગાંડાની માફક એણે આખું ઝૂંપડું સળગાવી દીધું.'

એ જ વખતે પેલો ધૂતારો ત્યાં આવી ચડયો. મને જોતાં જ એ બોલ્યો, 'કાલ રાતના હું તમને છેતરવા નહોતો આવ્યો, બાબુજી ! પણ તકદીર મને છેતરવા આવ્યું હતું.— — શેખજી, નારંગ, અબ્દુલ્લા, મોતી વગેરેને ત્યાંથી જાકારો મળ્યા બાદ જ આખરી મુલાકાત મેં તમારી લીધી હતી. બધાય મારી સ્ત્રીના મૃત્યુની વાતને મારી બનાવટ માનતા હતા. ધૂતારા તરીકેની છાપ એવી પાકકી બેસાડી હતી કે – – –'

દડદડ એની આંખમાંથી આંસુ સરી પડયાં. 'કે ઉખાડી ઊખડે નહીં. – – – તમારી પાસેથી પાછા ફર્યા બાદ મેં મનમાં જ પ્રતિજ્ઞા લીધી કે છેલ્લી પત્તી સુધી લિજ્જત આપે એવી ચુંગી ન બની શકાય તો કંઈ નહીં, સિગારેટના ઠૂંઠાની માફક જિંદગીનો આ અંતિમ ભાગ ફેંકી તો દેવાશે ને ?'

'એમાં ઝૂંપડું કેમ સળગાવી દીધું ?'

'બધા વગર ચાલે, બાબુજી ! પણ કંઈ અંતિમ ક્રિયા વગર ચાલે ?' કહેતાં એણે ખિસ્સામાંથી ચુંગી કાઢી.

એને એમ કરતો જોઈ મેં સિગારેટનું પાકીટ કાઢયું. એણે ચકમકથી ચુંગી પેટાવી, મેં લાઈટરથી સિગારેટ.

થોડીવાર ઊભો રહી, હું નૌકા તરફ પાછો ફર્યો. જેલમનાં પાણીમાં ઠૂંઠું ફેંકતી વખતે મને એક સત્યનું ભાન થઇ ગયું :

આ દુનિયામાં સિગારેટ સિગારેટ જ રહેશે ને ચુંગી એ ચુંગી જ.



# નેત્રનિર્વાણ

જળાશયોના મનોહર લાવણ્યને નમણી શબ્દરેખાએ આલેખતો સૌંદર્યદર્શી લેખ



લેખિકા : વિનોદિની નીલકંઠ

જળાશયોમાં કુદરતે કેવાં અદ્‌ભુત નયન–મનોહર લાવણ્યનું આરોપણ કર્યું છે !

કોણ માને કે ચારે પાસ ધુમાડા કાઢતી કદરૂપી મીલોની વચ્ચે વસી રહેલા અમદાવાદમાં પણ એક એવું સ્થળ છે કે કદીક તે આંખ ઠારે એવું સૌંદર્યધામ બની જાય છે? સારા ચોમાસા પછી, ભાદરવા મહિનાની આખરે જ્યારે ચંડોળા તળાવ કમલફૂલથી છવાઈ જાય છે, ત્યારે સમી સાંજે ત્યાં બેઠા હોઈએ તો ઊઠવાનું મન થતું નથી........ ચંડોળાની ચોપાસ લીલોતરી, અને તે લીલા રંગની પણ કેટકેટલી આછી-ઘેરી છાયાઓ! તળાવનાં પાણી, સુશોભિત કમલપત્રથી વીંટળાયેલાં કમળપુષ્પો, વહી જતા ચોમાસાના અવશેષ જેવી આછા–છેલ્લાં–પાણીભરી વાદળીઓ, તેની લગોલગ ઊંચે હારબંધ ઊડી રહેલાં સફેદ જળચર પંખીઓ—આ સર્વને વિદાય થતી સંધ્યા ઘડીભર પોતાના આતશીઆ રંગે રંગી નાખે છે, ત્યારે તે સુંદરતા જોતાં આંખો ધરાતી જ નથી.

*

નૈનીતાલની મુખ્ય શોભા, એ ત્યાંનું નયનાકાર તળાવ છે. તળાવને ચારે કોર ફરતા રસ્તા ઉપર રંગરંગિત પતંગિયાં જેવાં સ્ત્રીપુરુષો અને બાળકો! તળાવમાં પવને ભરાયલા સફેદ સઢ ફુલાવી ફરતી હોડીઓ! સામસામા પહાડો ઉપર નમતી સંધ્યાએ પ્રગટ થતા અને ચોપાસની પહાડી વનરાજીની વચ્ચે થઈ ઝબૂકતા દીવા! પોતાની તરંગવતી સપાટી ઉપર આ સર્વના પડછાયાને નચાવતું એ નૈનીતાલનું સુશોભિત તળાવ! એ નયનરંજન તળાવ એક વાર જોયા પછી કોઈ ભૂલી શકતું નથી.

*

ભારતભૂષણ કાશ્મીર! ત્યાંનાં સરોવરો એટલે સૌંદર્યની અવધિ. પોતાની ગૂઢતાથી ભયયુક્ત–માનવૃત્તિ ઉત્પન્ન કરાવતું વુલર સરોવર, લોકપ્રિય દાલ સરોવર, એકાન્તપ્રિય માનવીને ગમી ગએલું ગાંધરબલ અને પૃથ્વી ઉપરના સ્વર્ગની ઉપમાને પામેલું માનસબલ! આ સર્વ એક એકથી અધિક મોહક તો છે જ, પરંતુ, કાશ્મીરના કોઇ અપરિચિત સ્થાનમાં ફરતાં, એકવાર એક નવું જ સરોવર ભાળ્યું હતું. તેને માથે રઢિયાળા નીલવર્ણ આકાશનું છત્તર હતું, અને ધવલ હિમાચ્છાદિત શિખરોથી તે દિનરાત રક્ષાયેલું રહેતું. અનામિક તે કાશ્મીરી સરોવર પોતાના સ્વચ્છ વાદળી રંગનાં પાણીમાં જાણે આખો હિમાલય સમાવી લેવા મથતું હતું! જે આંખોએ એ અલૌકિક દર્શન કર્યાં તે ખરેખર ભાગ્યશાળી થઈ ગઈ!

*

યુરોપના પ્રવાસ દરમિયાન, નેપલ્સની પાસે કાપ્રીના ટાપુથી પાછાં ફરતાં મેં "બ્લુ–ગ્રોટો" નાં દર્શન કર્યાં હતાં. ઉપસાગરની વચમાં પત્થરના ખડકોની અંદર આવું પરમ સૌંદર્યયુક્ત યાત્રાધામ હશે એમ કોણ કલ્પી શકે? તેનું પ્રવેશદ્વાર એટલું નીચું છે કે પેસતી વખતે હોડકામાં કાયાને બેવડી વાળીને બેસવું પડે છે. એક નાવડીમાં માત્ર બે જ માણસ બેસે. ઉપસાગરમાંથી તરતી હોડી ગ્રોટોની અંદર પેઠી–અને જીવનમાં કદી ન જોએલા કે ન કલ્પેલા એવા અલૌકિક દ્રશ્યથી નેત્ર ધન્ય થઇ ગયાં.

પ્રશાન્ત અને પવિત્ર, ગંભીર છતાં પ્રસન્ન, શીતલ તોપણ હૂંફ-ભર્યું ત્યાં વાતાવરણ હતું; અને કોઇ સ્વર્ગીય ઘેરા આસમાની રંગનાં તે પાણી! તે દૈવી વાતાવરણથી મને શું શું સાંભર્યું? બાલકની નિર્દોષતા, કવિની સપ્તરંગી



કાશ્મીરનું લોકપ્રિય દાલ સરોવર (ફોટો અસદ કે. સૈયદ)

કલ્પના, માતાને હૈયે સંચિત સંતાન–પ્રેમ અને શહીદની સ્વદેશભક્તિ. આ સર્વ ખ્યાલો મનમાં ખડા થઈ, મનમાં જ સમાઇ ગયા–કારણ તે બધા ઓછા અને અધૂરા લાગ્યા. સાથે સાથે મને યાદ આવ્યાં–સમસ્ત વિશ્વનાં વનફૂલોની ફોરમ, અને મધુરતમ કર્ણપ્રિય સંગીતના સૂર. આ બધું એકત્રિત કરી, કલ્પનાના પાત્રમાં ભરવા છતાં બ્લુ ગ્રોટોની સરખામણીમાં તે ઊણપભર્યું, અપૂર્ણ લાગ્યું.

ત્યાં હતાં-સત્–ચિત્–આનંદ. પ્રભુનાં દર્શન થતાં જે દિવ્ય પ્રકાશ ભક્તનાં મનઃચક્ષુને આવરી લે છે તે પરમ તેજપુંજ ત્યાં વિરાજમાન હતો. જીવનને ધન્ય બનાવનાર તે જલાશયને મારૂં નેત્ર–નિર્વાણ ગણી તેને કોટિ વન્દન કરૂં છું.

# લોપાતી કલા



**માનવીના જીવન સાથે સૌથી વધુ સંબંધ ધરાવતી, સાચા અર્થમાં જેને રસવતી કહી શકાય એવી કલા વિષેની ઉપેક્ષા તરફ આ લેખમાં લાક્ષણિક રીતે લક્ષ ખેંચવામાં આવ્યું છે.**



લેખક: ધનસુખલાલ મહેતા

પંચાવન-સાઠ વર્ષ પહેલાં ક. દ. ડા. એ "દહીં ભાંગીને કીધી કઢી, માહીં નાખી'તી સુંદર વડી; ભાત ભાતનાં કીધાં શાક, બિરંજ-પૂરી ને દૂધપાક" ની કવિતા બનાવીને તે સમયમાં ચાલતી હોપકૃત વાંચનમાળામાં પ્રસિદ્ધ કરી અને થોડો સમય રહીને જ્યારથી સાક્ષર-પંડિત ગણાતા વર્ગે એની ઉપહાસ કરવા માંડ્યો ત્યારથી એમ કહી શકાય કે ગુજરાતમાંથી, બૃહદ્ ગુજરાતમાંથી રાંધવા અને જમવાની કલા નષ્ટ થવા લાગી. એ સમયથી એક એવો વર્ગ ઊભો થવા લાગ્યો કે જેના પ્રતિનિધિઓ રાંધવા અને જમવાની ક્રિયા માત્ર શરીર ટકાવી રાખવા માટે છે એવી માંદલી માન્યતા માનવા લાગ્યા. અને કદાચ તેમના જેવાના પ્રયાસથી જ આપણી કોપી બૂકોમાં પણ "જિંદગીને ખાતર ખાનપાન છે, ખાનપાન ખાતર જિંદગી નથી" એવું ભ્રમમૂલક અને રસહીન વાક્ય છપાવા માંડ્યું.

નેપોલીઅને એક વાર કહેલું કે લશ્કરો પોતાના પેટથી ચાલે છે. એ ઉક્તિ તદ્દન સાચી છે. પણ નેપોલીઅને 'લશ્કર' ને બદલે 'માનવજાત' કે 'પ્રાણીમાત્ર' પેટથી ચાલે છે એમ કહ્યું હોત તો એ વધુ સાચું ગણાત. પોતાને 'બોહિમિયન' ગણાવવા ફાંફાં મારતા તેમ જ પોતાને મોહ-માયાથી અલિપ્ત ગણાવવાના યત્ન કરતા માનવીઓ એવું કહેતા જણાય છે કે અન્ન પ્રત્યે-ખાદ્ય પદાર્થ પ્રત્યે વધુ પડતી રુચિ બતાવવી એ કાં તો નિર્બલતા બતાવે છે, કાં તો ક્ષુદ્રતા બતાવે છે. આ પ્રમાણેની વિચારસરણી ખોટી છે એ ગુજરાતીઓને સમજાવવું પડે એ પણ વિચિત્ર છે. કારણ કે આપણે ત્યાંના આ પ્રકારના શોખને લઈને તો 'કાશીનું મરણ અને સૂરતનું જમણ' ની ઉક્તિ પ્રસિદ્ધિમાં આવી છે.

સર્વ રીતે નિરોગી આત્માને સર્વ રીતે નિરોગી શરીરની જરૂર છે એટલું જ નહિ પણ આત્મામાં જે અદમનીય ઉત્સાહ હોવો જોઈએ, પ્રચંડ આશાવાદ હોવો જોઈએ, સુંદરતા પ્રત્યે બેહદ અનુરાગ હોવો જોઈએ તે ઉત્સાહ, તે આશાવાદ, તે સુંદરતા શરીરમાં ન હોય ત્યાં સુધી આવવાં મુશ્કેલ છે. સાચા ધર્મમાં પાછળથી ઘુસાડવામાં આવેલ કર્મકાંડો અને અર્ધસત્ય વિચારોને પરિણામે આ ખાદ્ય પદાર્થ પ્રત્યે ઘૃણા ઉદ્‌ભવી છે. અને આ નુકસાનકર્તા વિચારોની વ્યાપકતા એટલી બધી છે કે આપણે ત્યાંના સાહિત્યના સર્જકોનો મોટો ભાગ પોતાનાં નવલોમાં, નવલિકાઓમાં અને કાવ્યોમાં ખાદ્ય પદાર્થનો નિષેધ કરવામાં એક પ્રકારની મોટાઈ માને છે.

પાશ્ચાત્ય સાહિત્યના કોઈ પણ અંગના ગ્રંથો તમે તપાસો તો એમાંથી તમને જે સમયનાં વર્ણનો એમાં હોય તે સમયના માનવીઓનાં ચારિત્ર ઉપરાંત તેમની વેશભૂષા તેમ જ તેમના ખાદ્ય પદાર્થો અને તે ખાવાની રીતનું પણ જ્ઞાન થશે. ત્યારે આપણે ત્યાં તો આપણા ઘણાખરા સર્જકોનાં પાત્રો પ્રાચીન કાલનાં હોય કે બેત્રણ સૈકાનાં હોય કે પછી છેક અર્વાચીન હોય પણ એમની વેશભૂષા વિષે આપણને કશું જ્ઞાન પ્રાપ્ત ન થાય એટલું જ નહિ પણ એ પાત્રો રાંધવા કે જમવા જેવી ક્ષુદ્ર બાબતોમાં પોતાનો કાલવિક્ષેપ નહિ કરતાં હોય તેવી જ પ્રતીતિ થાય!

રસોડામાં પ્રવેશતાં જ એની સ્વચ્છતા, એની વ્યવસ્થા, એની રસિકતાનાં દર્શન થવાં જ જોઈએ. ઋતુઋતુ પ્રમાણેના ખાદ્ય પદાર્થો અને તેની કલામય ગોઠવણી જો કરવામાં આવે તો જ 'ભોજ્યેષુ માતા' નો સાચો અર્થ સમજાય. અને જેવી ઉચ્ચ કક્ષાની રસવૃત્તિથી રસોઈ કરવામાં આવી

હોય તેવીજ ઉચ્ચ કક્ષાની રસવૃત્તિથી પુરુષ એ રસોઈ જમી શકતો હોય—જમવાની તેનામાં કલા હોય તો એ પુરુષ પોતાના જીવનનો સારામાં સારો ઉપયોગ કરી શકે એમ માત્ર ખાનપાનના શૉખીન સૂરતીઓની માન્યતા નથી પણ યુરોપના સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિકોનું પણ માનવું છે.

માત્ર પચાસ—સાઠ વર્ષ પહેલાં આપણે ત્યાંનાં જમણો શાસ્ત્રીય પ્રમાણતા સાચવતાં. રસરોટલી સાથે બીજી અમુક વાનીઓ, શીખંડપૂરી જોડે અમુક વાની, બિરંજદૂધ જોડે અમુક વાની અને રોજ સાદામાં સાદી રસોઈ સાથે પણ ફુદીના અને કોથમીરની વાયુવિનાશક ચટણી વગેરેનું જ્ઞાન આપણે ત્યાં હતું. આજે એ જ્ઞાન આપણી આ બે, રાંધવા—જમવાની કલા પ્રત્યેની ઉદાસીનતાને લઈને નષ્ટ થઈ ગયું છે. રાંધવાની કલા નષ્ટ થતાં જમવાની કલા આપોઆપ નષ્ટ થાય જ.

આ બે કલા પ્રત્યેની આપણી ઉદાસીનતા, તેના જ્ઞાન વિષેનું આપણું દારિદ્ય આપણા શરીર તેમ જ આત્માને અનેક રીતે કલુષિત બનાવી રહ્યું છે અને આપણને વધારે ને વધારે અરસિક, બિનઉત્સાહી અને ચેતન વિહોણા બનાવે છે.

આ રાંધવા અને જમવાની કલા વિષેની વિસ્તૃત મીમાંસા કરવી આવશ્યક છે પણ સ્થળસંકોચને લઈને અહીં અશકય છે. એટલે અહીં એક ટૂંકું દષ્ટાંત આપું :

એક યુવક અને એક યુવતી વચ્ચે મૈત્રી બંધાઈ. મૈત્રી ગાઢતર થતી ગઇ અને એમાંથી પ્રેમનો જન્મ થયો. ત્યારે યુવક ચેત્યો. પોતે ગરીબ હતો અને પૈસાદાર થવા જેટલી તમન્ના હતી નહીં એટલે પોતે ગરીબ જ રહેવાનો હતો એ સમજતો હતો. એટલે તેણે યુવતીને કહ્યું. "આપણે ભૂલ્યાં. અહીંથી જ આપણે પાછાં પગલાં ભરી લઈએ. હું તને સુખી નહિ શકું. હું ગરીબ છું અને રહેવાનો છું."

યુવતીએ પ્રેમના ઉન્માદમાં કહ્યું. "તારી સાથે બાજરીનો રોટલો ખાવાને પણ હું તૈયાર છું."

યુવકે જવાબ આપ્યો, નિશ્ચળતાથી, પોતાના શુદ્ધ પ્રેમના બળ વડે: "ગાંડી ન થા. બાજરીનો રોટલો માત્ર પ્રેમને ટકાવી રાખવા અસમર્થ છે; બીજી અનેક વાનીઓ અને ઘટ્ટ છાશથી ભરેલાં તાંસળાં સાથે સુંદર બાજરીનો રોટલો પ્રેમને ટકાવી શકે, પણ માત્ર સૂકો રોટલો એ કાર્ય નહિ કરી શકે. માટે મને ભૂલી જા."

યુવતીએ યુવકને ભીરૂ ગણ્યો હશે. માનસશાસ્ત્રની એકલાંની નહિ પણ રસશાસ્ત્રની દૃષ્ટિએ પણ યુવક ખરો હતો. એના પ્રેમમાં ક્ષણભંગુરતા નહોતી.



કોઈ એક ટેકરી પરના નિર્જન કિલ્લામાં એક વૃદ્ધ અને તેનો પુત્ર રહેતા હતા. એક દિવસ વૃદ્ધનો ઘોડો ખોવાયો. આસપાસના લોકો આવીને તેને આશ્વાસન આપવા લાગ્યા. પરંતુ વૃદ્ધે પૂછ્યું : "તમે કેમ જાણ્યું કે આ આ કમનસીબી છે ?"

થોડાક દિવસો પછી એ ઘોડો પોતાની સાથે કેટલાક જંગલી ઘોડાઓ લઇને પાછો વળ્યો. તેના આ સુભાગ્ય માટે અભિનંદનો આપવા, ફરી, એ પાડોશીઓ આવ્યા. વૃધ્ધે જવાબ આપ્યો : "તમે કેમ જાણ્યું કે આ ખુશનસીબી છે?"

હવે એ વૃદ્ધના પુત્રે આટલા બધા ઘોડાઓ સાથે સવારી કરવા માંડી અને એક દિવસ, એનો પગ ભાંગ્યો. વળી પાછા એ પડોશીઓ પોતાની સહાનુભૂતિ દર્શાવવા એકઠા થયા; અને વૃદ્ધ પુરૂષે જવાબ વાળ્યો; "તમે કેમ જાણ્યું કે આ બદનસીબી છે ?"

બીજે વર્ષે લડાઈ ફાટી નીકળી; અને વૃદ્ધનો પુત્ર અપંગ હોવાને કારણે જ મોરચે જતાં બચી ગયો.






ગ્રામજનોના જીવન સમી
સાદી અને અર્થપૂર્ણ કથા

★

લેખક: ભૂપતરાય વસા

ચિત્રકાર: મનુ વ્યાસ

રાજીની આંખો આજે રડી રડીને સૂજી ગઈ હતી. અમંગળ શંકાઓથી એનો જીવ મુઝાતો હતો. દિલની બેચેની એને જંપવા દે તેમ નહોતી. પોતાનો સમસ્ત ભૂતકાળ એક પછી એક દૃશ્ય બની એની આંખ સામેથી પસાર થતો હતો. સીમમાં ગાડરાંનાં ટોળાં સાથે કે ગામના ગોંદરે ગાયોના ધણ સાથે આમ તો એણે પોતાનું બાળપણ વિતાવેલું. કોઈ વાર એનો બાપ માંદગીના કે એવા કોઇ કારણે ગાયોના રખોપાં માટે જઈ ન શકતો ત્યારે એ ભાર રાજી ઉપર જ આવી પડતો. રખોપું સંભાળતાં ઘણી વાર ધણમાંથી પાછી જતી કોઇ ભાગેડુ ગાય જોવાનું ચૂકીને એ પોતાની લાકડીના ટેકણે ઊભી ઊભી કયાંય સુધી પરબતને હાથમાં પાટી લઇને ગોંદરા પાસેની ગુરૂજીની નાની નિશાળમાં ભણવા જતો જોઈ રહેતી. 'પરબત તો ગુરુજી પાસે શું શું ભણતો હશે, એ પણ ગુરુજી જેવો હોંશિયાર થશે. અને ……' પણ એની કલ્પના બહુ આગળ ન પહોંચતી. એની મા કોઈવાર ઇંદર અને પરીની વાતો કહેતી ત્યારે એને પરબત જ ઇંદર રૂપે પોતાની આંખો સામે રમતો દેખાતો. અને પોતે? ના, ના, પોતામાં પરી જેવું તો એવું શું છે કે જે પરબતને ગમી જાય? હા, પણ પરબત એનું ધ્યાન જ ન રાખતો એમ કેમ કહેવાય? ગામથી થોડે દૂર વહી જતી નદી પાસેનાં ઝાડ પરથી જાંબુ વીણતા છોકરાઓ સાથે રમતો રમતો પણ એ ઘેટાં–બકરાં ચરાવતી રાજીને થોડાં જાંબુ પહોંચાડતો. સીમમાં કે ટેકરીમાં રખડીને બોર કે રાયણ લાવ્યો હોય તો પણ એ રાજીને આપ્યા વિના રહેતો નહિ.

એક દિવસ તો પાસેના ગામમાં ભરાએલ મેળામાં એ પરબત સાથે ગયેલી અને પરબતે જ "રાજી, તારૂં પરી જેવું મોં આ આરસામાં કેવું સારૂં લાગશે?" કહીને લાકડાની ઘોડીવાળો દસ આનાનો અરીસો અને એક કાંસકી પણ અપાવેલાં ત્યારે રાજીને કેટલો હરખ થયો હતો! અને એ વખતે એના શરીરમાં આનંદની જે ધીમી ઝણઝણાટી પસાર થઇ ગયેલી એ પળ તો તે કદીએ ભૂલી નહોતી. પાછા ફરવાની વેળાએ પરબતે કહેલું, "રાજી, તું કોઈની સાથે જઈશ? મને થોડું મોડું થાય તો." અને રાજીએ તરત ઉત્તર વાળેલો, "હું કોઈ સાથે ન જઉં. મને બીક લાગે." એક બીક નહોતી લાગતી જો પરબત સાથે હોય તો.

પરબતનો બાપ માંડણ ભરવાડ એની નાતમાં મોવડી જેવો હતો. દૂરના શહેરના ઊનના વેપારી માવજી શેઠની એના ઉપર મહેરબાની હતી. આ ગામની અને આસપાસનાં ગામોની ઊનની ખરીદી એ માંડણ મારફત જ કરતા. એમને માંડણમાં પૂરો વિશ્વાસ હતો, અને માંડણ પણ શેઠ માટે પંડ નિચોવીને કામ કરતો. મોસમમાં તો એ રોજ કેટલાયે ગાઉનો ડુંગરાળ પથ કાપતો; કોઈ વાર ઘોડા પર તો કોઇવાર પગપાળો. ઊન પોતાને જ મળે અને સારા ભાવે મળે એ માટે મોસમ પહેલાં પણ ભરવાડોને ઊન પેટે શેઠ વતી નાણાં આપી રાખતો. એટલે એવી લેવડદેવડ માટે એને રખડપાટ તો રહેતી જ. એની વહુ ગોમતી પરબતને પાંચ વરસનો મૂકીને મૃત્યુ પામી હતી. પરબત અને એની બહેન રૂડીને માંડણે માના હેતની ઊણપ જણાવા નહોતી દીધી. શેઠના કામના બદલામાં થયેલી કમાણીમાંથી એક નાનું ખોરડું તે બધાવી શકયો હતો. પણ રૂડીને જયારે સાસરે વળાવી ત્યારે માંડણે પોતાની માનીતી દીકરીને થોડીઘણી ચીજોથી વસાવેલું આખું ઘર જ આણામાં જાણે ખાલી કરીને આપી દીધું હતું. પરબતે તો એની માએ પહેરાવેલું સોનાનું માદળિયું પણ બેનના ખપમાં આવશે એમ



તારૂં પરી જેવું મોં આ આરસામાં કેવું સારૂં લાગશે?

માની આપી દીધું હતું. પણ રૂડીને વળાવતાં બાપદીકરો બોર બોર જેવડાં આંસુએ રડયા હતા. માંડણના હૈયામાં સંઘરાયેલી ગોમતીની યાદ જાણે ત્યારે જ આંસુ બનીને છલકાણી હતી.

રૂડીને વળાવ્યા પછી તો રાંધવાનું ઘણે ભાગે પરબત ઉપર આવી પડયું હતું. ત્યારે રાજી, ગમે ત્યાંથી રાંધવાને વખતે પરબતને ઘેર પહોંચી જ હોય અને "લાવ, જરા કામમાં હાથ લગાડાવું" એમ કહેતીક પોતે જ બધું કામ કરી દેતી. રાજીના બાપ લાધા ભરવાડ પાસેની જ ડેલીમાં રહેતા અને થોડાં ઘેટાંબકરાં અને એકાદ ગાય રાખી પોતાનું ઘર ચલાવતા. બે વર્ષ પહેલાં રાજીની માતું ગામતરું થયું; અને રાજીને તો પહેલીમોડી સાસરે વળાવવાની જ. પછી સંસારમાં એને ચિંતા જેવું શું હતું?

**માં**ડણ બાપા જયારે લાધા ભરવાડને મળતા ત્યારે ઘણી વાર કહેતા કે "લાધા, આ તારી રાજી કોઇ દેવીનું વરદાન લાગે છે. નહિ તો આવી દીકરી સાત જનમમાં ય ન મળે." ત્યારે લાધાની આંખો વણટપકયાં પાણીથી ભરાઈ જતી. એ પોતે પોતાની દીકરીને ક્યાં નહોતો જાણતો? આંગણે કોઇ માગવા આવે તો લોટ, ચોખા કે રોટલો આપ્યા વિના એ ન રહે. અને પોતે ઓછું જમીને પણ ગામની પેલી બુઢ્ઢી ડોશી અને તેના અપંગ દીકરાને ખાવાનું તો જયારે ને ત્યારે પહોંચાડે જ. જતાં કે આવતાં પરબતને કામ કરાવતી જાય. માંડણ બાપાનો ખાવાનો વખત હોય તો કહેશે, "લ્યો બાપા, તમને જમાડતી જાઉં."

આમ બન્ને કુટુંબ વચ્ચે મેળ પણ સારો હતો, છતાં માંડણ બાપાએ રાજી સાથે પરબતના વિવાહ નક્કી કરવાની વાત કરી ત્યારે લાધાએ તો હરખના આવેશમાં માંડણના હાથ પકડી લીધા અને તે કંઈ બોલી જ ન શકયો. માત્ર તેની આંખમાંથી થોડાં આંસુ માંડણના હાથ પર ટપકી પડયાં હતાં. માંડણને તો પોતાના પરબત માટે રાજી મેળવવી હતી અને રૂડી વિનાનું ઘર પાછું હસતું અને આબાદ કરવું હતું.

રાજીને સાસરે વળાવ્યા પછી લાધો ભરવાડ લાંબું ન જીવ્યા. પછી તો પરબત અને માંડણ બાપા એ જ રાજીનો સંસાર રહ્યો. રાજી અને પરબત ગાડરાંબકરાં ચરાવી લેતાં. બેત્રણ ગાયોનાં ઘી કે માવો પણ કયારેક વેચતાં અને માંડણ એનું ઊનનું કામ વૃદ્ધ શરીરે પણ બને તેટલું ચલાવ્યે રાખતો. કયારેક પરબતને આજુબાજુના ગામમાં સાથે લઈ જતો ત્યારે બાર કલાકનો વિજોગ પણ રાજીથી ન સહેવાતો અને તે કારણે ચીવટ છતાં એનાથી બેધ્યાન થઇ જવાતું. પરિણામે સાંજે પરબત ઘેર આવે તો એકાદ લાવરું તેણે શોધી લાવવાનું હોય કે પછી કોઈ ગાયે દોહવા ન દીધું હોય કે કયારેક રાજીની આંખો જરા રાતી થઈ હોય. રાજી હંમેશ કહેતી, "બાપાને કહો, હવે આ ધંધાનો બોજ કાયા ઉપર ન રાખે. આપણને જોઇએ તે મળી રહે છે." પણ માંડણ કહેતો, "બેટા, ટેવ પડી ગઇ છે તે કામ મુકાતું નથી અને કાયા ચાલે છે ત્યાં સુધી તમને કંઈક ખપમાં આવું ને?"

એક દિવસ કુદરતનો કોપ ઊતર્યો અને આ સુખી કુટુમ્બનું છત્તર તેણે ઉઠાવી લીધું. માંડણ બીજે ગામ કોઈ સોદાની ધીરધાર માટે ગયેલો. બપોર પહેલાં જ વરસાદ અને તોફાન શરૂ થયાં. સાંજે ઘેર પાછો આવતાં નદીનું તાણ વધી પડયું અને પાણીના ઉન્મત્ત પ્રવાહની સામેં તેનો દેહ ટકકર ન ઝીલી શકયો. પરબત અને રાજી સજાગ આંખે આખી રાત બાપાની વાટ જોઇ રહ્યાં. છેક બીજી સવારે નીચેનાં ગામથી તેનું શબ લઈને થોડા માણસો આવ્યા ત્યારે રાજી તો બેભાન થઈ ગયેલી, અને પરબત ફાટી આંખે પાગલની જેમ "મારા બાપાને શું થયું? શું થયું છે એને? મને એની પાસે લઈ જાવ" એમ આખો દિવસ રોતો બરાડતો રહ્યો.

પછી તો લાંબા વખત સુધી પરબતે બહારગામ જવાનું બંધ રાખેલું. રાજી પણ તેને એકેય દિવસ અળગો કરવા તૈયાર નહોતી. શહેરથી માવજી શેઠ એક વખત આવી ગયા. "ગાંડા, આ દુનિયામાં પૈસાની કોને જરૂર નથી પડતી? પૈસા વિના કંઈ સુખી થવાય છે? માંડણબાપાનો આવો જુવાન દીકરો સાવ ઘેટાંબકરાં ચરાવીને જિંદગી કાઢશે?" એમ ઘણું સમજાવી ગયા. પરબતનું તો કંઈક મન થયું ખરું, પણ રાજી એકની બે ન થઈ. "આપણને જોઈએ એટલું મળી રહે છે પછી વધુ કમાવાની ઉપાધિ શું કામ કર્યા કરવી?"

**વ**ખત જતો ગયો અને એક દિવસ રાજીએ પરબતને વધાઈ આપી કે તે હવે બાપ બનવાનો છે. બાપ! પરબતના મનમાં અકથ્ય આનંદ વ્યાપી ગયો. તેને પોતાના બાપાએ લડાવેલાં લાડ સાંભર્યાં. રાજીના બાપાનો પ્રેમ યાદ આવ્યો. પોતાને ઘેર ઘોડિયું બંધાશે, પોતે પણ માંડણ બાપાની જેમ, રાજીના બાળકને કાંધે ઉપાડીને રમાડશે એવી એવી કલ્પનામાં હર્ષઘેલો બન્યો. પછી તો ધીમે ધીમે એ થોડો ગંભીર બનવા માંડયો. તેને થતું; 'મારા બાપાએ મારે માટે શું શું વેઠયું અને હું મારા છોકરા માટે શું શું કરી શકીશ? દીકરી આવશે તો? તેને ઘરેણાં, કપડાં...... પણ એમ તો મેં પોતે રાજી માટે ય શું કર્યું છે?......... માવજી શેઠ હજુ કહેવડાવે જ છે ને?" આમ તેની વિચારધારા ચાલતી. કોઇવાર રાજી પૂછતી કે "હમણાં ભારમાં કેમ રે'છ? બાપ બનવાનો છે તેમાં?" થોડા દિવસ તો રાજીને દુઃખ થાય એ ડરથી પરબતે કંઈ કહ્યું નહિ. છેવટે એક



★ મેમોરેન્ડમ્,

★ લેટર પેપર,

★ પ્રાઇસ લીસ્ટ,

★ સીનેમા બુકલેટ,

તેમ જ હરેક જાતના સુઘડ અને ગમે તેટલા રંગના છાપકામ માટે

# યુનિફૉર્મ પ્રીન્ટીંગ પ્રેસ

૪૧, ટેમૅરીન્ડ લેન, કોટ, મુંબઈ

ટેલિફોન : ૨૦૮૯૩

★ કેલેન્ડર, ગ્રીટીંગ કાર્ડ્ઝ, કંકોત્રી તેમજ ગુજરાતી અને અંગ્રેજી તારીખો પણ બનાવીએ છીએ અને તૈયાર સ્ટૉકમાં રાખીએ છીએ.

કલાત્મકતા અને ગ્રાહકની સેવા એ અમારાં સૂત્રો છે.



# સર્વ પ્રકારના કાગળ અને પૂઠાં

ખરીદતાં પહેલાં કે પરદેશોમાં ઈન્ડેન્ટ ઑર્ડર મૂકતા પહેલાં

અમને પૂછી જોશો તો તમારા સમય

અને ધનનો ઘણો

બચાવ થશે

ઉત્તમ માલ, કિફાયત ભાવ, ગ્રાહકની સેવા
એ છે અમારી કંપનીનું સૂત્ર

આ વાર્ષિક જેના ઉપર છપાયું છે તે ઉજ્જવળ, સુંદર કાગળ
અમે આયાત કરીએ છીએ.

# હિંમતલાલ ઍન્ડ કંપની

૨૬, નોબલ ચેમ્બર્સ, પારસી બઝાર સ્ટ્રીટ, કોટ. મુંબઈ ૧.

ટેલીફોન: ૨૩૯૬૩ ટેલીગ્રામ: HIMSHAH



વખત બધી હિંમત ભેગી કરી તેણે કહી નાખ્યું. "જો રાજી, મારે હવે કાંઈક કરવું જોઈએ. તારા બાપાની સ્થિતિ યાદ છે ને?" "તે મારા બાપાને શું વાંધો આવી ગયો?" રાજીએ સામો સવાલ પૂછ્યો. પરબતે જરા મરકતે મોંએ જવાબ દીધો, "રાજી! પણ બધી દીકરીઓ રાજી જેવી નથી હોતી ને?" "પણ આ તો રાજીની જ દીકરી હશે ને? અને સાથે પરબતની પણ!" રાજી લહેકાથી બોલી. પરબત થોડું હસ્યો પણ કંઈ બોલ્યો નહિ. તેણે બંધ રાખેલું ઊનનું કામ ફરી થોડું શરૂ કરવાનો વિચાર લગભગ પાકો કરી લીધો હતો. આસપાસનાં નજીકનાં ગામમાં જ કામ કરવું અને બહારગામ જવાનું થાય ત્યારે સાંજે તો આવી જવાનું પછી શું? અને આ રીતે જ્યારે પહેલી વાર પરબતે એ વિચાર અમલમાં મૂક્યો તે દિવસે સાંજે રાજીની ભારે થએલી આંખો જોઇને તેને કામ પડતું મૂકવાનો એક ઊડતો વિચાર આવી ગયો હતો.

આમ અવારનવાર બહાર જવાના શરૂ થયેલા ક્રમમાં એક બે વખત પરબતને આવતાં મોડું થયું ત્યારે ફરી રાજીએ તેને આ કામમાંથી વાળવા પ્રયત્ન કરેલો. "પરબત! આપણને જરૂર પૂરતું ક્યાં નથી મળી રહેતું? પણ તને ય બાપાની જેમ આ ધંધાની આદત થતી જાય છે; નહિ તો મને દુઃખ થાય એ તું સાંખી ન લે. પછી તારે છોડવું હશે તો પણ કામ નહિ છૂટે. તને પૈસા કમાવાનો નાદ લાગ્યો છે. કાલે તારે મને સોનેરૂપે મઢવી હશે પણ ઈ સારૂ આજે મારૂં કાળજું શું કામ કોરે છે? તારે રાજીને રૂપાળી બનાવવા સારાં કપડાં કરાવવાં છે, ઘરેણાં બનાવવાં છે. પણ મારે એ બધું ક્યાં જોઇએ છે? તેં મને શું નથી આપ્યું? પેલો મેળાવાળો અરીસો અને કાંસકી હજીયે મેં સાચવી રાખ્યાં છે. તને એમ ન થાય કે મને ગમે એવી કોઈ ચીજ તેં નથી આપી. હવે તો તારે આ ધંધો બંધ કરવો પડશે. તારે જોઈએ તો બીજી બે ગાય લે. તું કહે તે કામ અહીં રહીને કરીએ. આપણને ક્યાંય કંઈ વાંધો નહિ આવે. કેમ કંઇ બોલતો નથી?" તે રાતે તો પરબતે રાજીને સાંભળી જ, પોતે કંઈ બોલ્યો નહિ. થોડા દિવસ બહાર જવાનો પ્રસંગ પણ ન આવ્યો. એક દિવસ જવાનું હતું તે ગયા વિના જ ચલાવ્યું. પણ ઘરમાં ભેગા કરેલા થોડા પૈસા એના મનને ચકકરમાં નાખતા હતા. એને એ બહુ જ ઓછા લાગતા હતા, અને વધુ કમાવાની ઇચ્છાને તે રોકી શકતો નહોતો.

વળી એણે ક્યારેક ક્યારેક બહાર જવાનું શરૂ કર્યું. અગાઉની માફક ફરી રાજીનો અજંપો જોતો અને એથી દુઃખી થતો. છતાં ધીમેધીમે એ ટેવાતો ગયો. નહોતી ટેવાતી રાજી. જે દિવસે પરબત બહાર જાય તે દિવસે ન કાંઈ રાંધવાનું, ન ખાસ કંઈ ખાવાનું. સાંજે રાંધીને એ પરબતની રાહ જોતી બેસી રહે. જરા મોડું થાય તો ઝાંપે પહોંચે અને પરબત આવે પછી જ સાથે બેસીને ભાવે તે ખાઈ લે. વળી ક્યારેક નાના બાળકની જેમ પરબતની છાતી પર માથું મૂકી થોડાં આંસુ પણ પાડી લે.

પણ આજે તો તેની આંખો રડી રડીને સૂજી ગઈ હતી. પાસેના ગામમાં મેઘા ભરવાડે સંઘરેલો ઊનનો જથ્થો તે નાણાભીડને કારણે તરત જ કાઢી નાખવા માંગતો હતો. એટલે સારો લાભ મેળવવાની આશાએ 'વાળુ ટાણે જરૂર આવીશ' એમ કહી પરબત આજે ત્યાં રૂપિયા આપવા ગયો હતો, તે હજુ મધરાત થવા આવી છતાં ઘેર આવ્યો નહોતો. સાંજે તો રાજી, શરૂ થયેલા વરસાદમાં ભીંજાતી ઠેક નદી સુધી જઈ આવેલી. પાછી બે વખત ઝાંપા સુધી પણ જઈ આવી. તેની પાંચ માસના બાળકને સંઘરતી કાયા, તેને થોડી પરવશ પણ બનાવતી હતી. શું કરવું? તેને કંઈ સૂઝતું નહોતું. પડોશીઓ 'કંઈ કામસર રોકાવાનું થયું હશે, નહિ તો પરબત આમ રહી ન જાય. ફિકર કરવા જેવું કંઈ નથી.' એમ આશ્વાસન આપી ક્યારના સૂઈ ગયા હતા. વાદળઘેરી રાતના અંધકાર સામે મીટ માંડી રાજી એકલી પથ્થરના પાળિયાની જેમ ઘરના બારણામાં બેઠી હતી. લગભગ એક વાગે બે માણસો પરબતને ઉપાડીને તેને ઘેર લાવ્યા. બેભાન પરબતના પડછંદ શરીરને બે માણસોએ મહામહેનતે ઉપાડયું હતું. તેની આંખો અર્ધ ખૂલેલી હતી. મોં ઉઘાડું હતું, લોહીના ડાઘ મોં પર તાજા દેખાતા હતા. કાદવથી ખરડાયેલાં કપડામાંથી હજુ પાણી ટપકતું હતું. એક હાથ એ નિર્જીવ જેવા લાગતા શરીરથી અળગો થવા જાણે નીચે પડતો હતો.

રાજી તો એ દૃશ્ય જોઈને ઢગલો જ થઈ પડત. પણ આવી પડેલી આફત અને તેની અત્યારની ફરજના, વીજળીના ઝબકારની જેમ તેના શૂન્ય મગજમાં ઝબકેલા વિચારના જોરે એ વેગથી ઊભી થઈ ગઈ. બેહોશ પરબતને પથારીમાં સુવાડતાં તેને લાવનાર માણસો કહેતા હતાઃ "દિવસ આથમ્યે નદીમાં તાણ શરૂ થયું હશે. હમણાં જ ઉતાર થયો એટલે અમે પાર કરીને આવતા હતા ત્યાં પરબતને કાંઠે પડેલો જોયો. એ થોડું તાણ હશે ત્યારે જ પડયો હોય એમ લાગે છે. પણ પડછંદ કાયાને જોરે આ કાંઠા સુધી પહોંચી ગયો અને પછી લોથ થઈને પડી ગયો હશે."

રાજીએ પરબતના ઠંડા પડેલા શરીર પર બેત્રણ ધાબળા ઓઢાડયા. બાજુમાંથી વેલુકાકીને જગાડીને બોલાવ્યાં. તેમણે કંઈક દવા આપી તે પાઈ. કેટલાક વખત સુધી પરબતને હાથેપગે સૂંઠ ઘસી. કપાળે લવિંગ ચોપડયાં.



કપડાના ગોટા ગરમ કરી શેક આપ્યો અને સવાર થતાં પહેલાં તો પરબતના શરીરમાં થોડી ગરમી આવી. તેનું માથું આમતેમ હલ્યું. તે બકતો હતો, "મેઘો આવે તો કહેજો કે એ ત્યાં આવીને રૂપિયા લઈ જાય. હું હવે નહિ રોકાઉં. બહુ મોડું થયું. રાજી વાટ જોઈને મરી જતી હશે. વરસાદ છો આવતો. હું ગમે તેમ પહોંચી જઈશ....... રૂપિયા ....... રૂપિયાની થેલી ક્યાં ગઈ?" અને એ સહેજ જાગ્યો. "રૂપિયા ઘરમાં પડ્યા છે ને!" રાજીએ કહ્યું. પરબતે ચારે તરફ નજર ફેરવી. રાજી તરફ જોયું. પોતે સ્વપ્ન નહિ પણ સાચું જ જોઇ રહ્યો છે એમ તેને ખાત્રી થઇ. થોડી વાર રહીને એ ધીમેથી બોલ્યો. "રાજી! હવે મારે આ ધંધો નથી કરવો. ધન નથી ભેગું કરવું. તને દૂભવીને ........" રાજીએ તેના મોં પર હાથ મૂક્યો. અને ત્યાં તો ફળીઆમાંથી કૂકડાનો અવાજ આવ્યો, કૂ ....... કૂ ...... કૂ ...... કૂ ......



## રે ત્યાહરે પણ

એવા બુઝાયા દીપ–કે જાણે શમ્યા જ શરાબતર
કો માનવીના ખ્યાલ, થાતાં ઘેનની ધીમી અસર.

રે, શ્વાસહીન યંત્રાલયોના રહી ગયા ઉચ્છ્વાસ પણ,
જંપી ગયા રુગ્ણાલયે દર્દી તણા નિશ્વાસ–ત્રણ.

બે હૃદયની એવી એવી ગૂઢ કૈં રે વાત શી,
ફુલનું હૈયું લઈ હેમંતની મધરાત શી–

જામી ગઈ પામી ગઈ સૌ આંખડી નિજનાં સપન,
જે શોધતાં'તાં ભમી ભમી દિનને વિષે સૌનાંય મન.

પંથ પે ચાલ્યું જતું કો માનવી જડતું નથી,
ભૂલથી જાગી ગયેલું બાલ પણ રડતું નથી.

અનુરાગનાં ઊંડાણથી બે હોઠનાં ચુંબન સમું,
અદૃશ્ય શું જન્મી ગયું કોઈ ગહનતમ વન સમું?

શી અરે કૈં ઓપતી સ્રોવર સપાટી શાંત છે;
જાણે સકલ બસ સ્પષ્ટ છે, ત્યાં ના કશુંયે ભ્રાંત છે.

શાંતિની શી લીનતામાં મીન સૌ લેટી ગયાં,
શું છે અજબ સંસારનાં દુઃખને જ સુખ ભેટી રહ્યાં!

આછી રહી કો વાદળી શું વ્યોમ માંહે ચંદ લૈ
પોઢી ગઈ. ઉડની મિચાઇ આંખડી યે મંદ કૈં.

અંધારને ઓઢી અહો સૌ વૃક્ષ પણ નિસ્તબ્ધ છે,
યોગીજનોનાં મન સમું જાણે સકલ સંબધ્ધ છે.

મલમલ હવાનું પાતળું શું મુક્ત પણ ફરકે નહીં.
ગળતી જતી આ રાત પણ લાગતું સરકે નહીં.

હલચલ બધી સંસારની શી અંધકારે શાંત–રસ.
ટકટક થતી રે ત્યાહરે પણ ચાલતી ઘડિયાળ બસ!

પ્રિયકાન્ત મણિયાર



**જંપ અને અજંપાના આ કાવ્યમાં કવિની ઉચિત શબ્દપસંદગી વાતાવરણ અને ભાવને કેવી સચોટ રીતે જમાવે છે એ જોવા જેવું છે. કેટલીક ઉપમાઓ પણ નવીન અને મધુર છે.**

# જયોર્જેટ સાડી

મૂળ લેખક :
વિખ્યાત બંગાળી વાર્તાનવેશ 'વનફૂલ'
**અનુવાદક : પ્રા. ચંદ્રકાન્ત મહેતા**
ચિત્રકાર : મનુ વ્યાસ

શ્રીમતી ઉષા સેન આધુનિક નારી હતાં. એટલે એ બી. એ. સુધી ભણ્યાં હતાં. ટ્રામ, બસમાં એકલાં સ્વચ્છંદે ફરી શકતાં. પોતાની જરૂરની ચીજો પોતે જ અનેક દુકાનોમાં ઘૂમીને ખરીદ કરી લેવાનું એ પસંદ કરતાં. ખોટી લજ્જાને એમના જીવનમાં સ્થાન નહોતું. સાહિત્યમાં રસ હતો. કયો લેખક સારો, કયો નબળો, એ વિષે એમનો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય હતો. એમનું મુખ? ભલે એ સુન્દર ન હોય પણ સુડોળ તો હતું જ. છેલ્લી ઢબની સાજસજ્જા કરી જ્યારે એઓ ફરવા નીકળતાં ત્યારે, લોકો બે ઘડી એમને મુગ્ધ ભાવે જોઈ રહેતા. ટૂંકામાં, ઉષાદેવી અદ્યતન ટાપટીપવાળાં, જાણીતાં ભદ્ર તરુણી હતાં.

પણ એક જ વિષયમાં એમણે પ્રાચીનતા જાળવી હતી. એમણે લગ્ન કર્યાં હતાં; અને તે લગ્ન પણ આધુનિક રીતિ અનુસાર નવીન ઢબથી કર્યાં નહોતાં. એને માટે જવાબદાર હતા એમના પિતા–અન્નદા સેન. અન્નદાબાબુ સનાતની હતા. એમણે જ્યારે સાંભળ્યું કે, એમની દીકરી મણીન્દ્રમોહન નામના એક કોલેજમાં ભણતા સહવિદ્યાર્થીના પ્રેમમાં પડી છે, ત્યારે એમણે જરાય વખત ગુમાવ્યો નહિ. વંશ, કુળ, ધન વગેરે જોઈને શ્રીમાન વ્રજવિહારી ગુપ્તને હાથે શ્રીમતી ઉષાને સમર્પીને એમણે શાંતિનો શ્વાસ લીધો. વ્રજવિહારી ત્રણેક વર્ષથી દાક્તરની ઉપાધિ મેળવી કલકત્તામાં પ્રેક્ટીસ જમાવવાનો પ્રયત્ન કરતા હતા, પણ હજી બરાબર જામ્યા નહોતા. લગ્નની ઉષાએ ના પાડી નહિ. એટલી હિંમત ક્યાંથી લાવે? એનું મન ખૂબ નરમ હતું. એથી જ તો આપઘાત કરવાની એની ગુપ્ત ઇચ્છા પણ અમલમાં એ મૂકી ન શકી. પણ પોતાના મન સાથે એક પ્રતિજ્ઞા એણે કરી કે, જયોર્જેટ સાડી હવે આ જિંદગીમાં તો એ કદી નહિ પહેરે. મણીન્દ્રમોહનને જોર્જેટ સાડી બહુ જ પસંદ હતી, ને ભવિષ્યમાં એક સરસ જયોર્જેટ સાડી ખરીદી આપવાનું પણ એમણે ઉષાને વચન આપ્યું હતું: પણ વ્રજવિહારીબાબુ વચમાં આવતાં એ વચનપાલનને તો હવે અવકાશ રહ્યો નહોતો. બધા સંકલ્પો ને કલ્પનાઓ ચૂર્ણવિચૂર્ણ થઈ ગયાં. પણ ઉષા સેને એ પ્રતિજ્ઞા તો દૃઢતાથી લીધી હતી કે જિંદગીમાં જયોર્જેટ સાડીને એ અડકશે પણ નહિ.

પણ આગળ જ જણાવ્યું તેમ એનામાં દૃઢતા નહોતી. આખરે એ પ્રતિજ્ઞા પણ ટકી નહિ. એ શી રીતે બન્યું તે કહું.

(૨)

પારુલદીદી મળવા આવ્યાં હતાં.

પારુલ મૈત્રેય ઉષાથી એક વર્ષ આગળ હતી. પણ હજી લગ્ન બાબતમાં તો એ પાછળ જ હતી. કપડાંલત્તાં, સાજસજ્જા વિષે એ જરા પણ બેદરકાર નહોતી. પણ ઉષાનાં કપડાંલત્તાં અને સાજસજ્જાના શોખ આગળ એ ઝાંખી પડી જતી. ઉષા જોડે કેટલાંય આડાંઅવળાં ગપ્પાં માર્યાં પછી એણે કહ્યું "હવે જાઉં બહેન, મારે તો હજી માર્કેટ જવું છે."

"કેમ અત્યારે?"

પારુલદીદી જરા સ્મિત કરીને બોલી, "એક સાડી ખરીદવી છે. સાંભળ્યું છે કે માર્કેટમાં જયોર્જેટ સાડી બહુ જ સારી આવી છે ને તરત ઊપડી જાય છે. એટલે વહેલાં ગયેલાં સારાં."

"એમ કે?"

"હા" કહેતી પારુલ ચાલી ગઈ.

જયોર્જેટ સાડીની વાતે ઉષાનું મન ડહોળ્યું. એને મણીન્દ્ર યાદ આવ્યો. એ બેચેન બની ગઈ. ખાસ તો એટલા માટે કે મણીન્દ્ર ન મળ્યો તોપણ જેટલું દુઃખ થવું જોઈતું હતું તેટલું દુઃખ એને થયું નહોતું. આજકાલ તો એ મણીને એટલું સંભારતી પણ નહોતી. બે વર્ષ વીતી ગયાં હતાં પણ એ દરમ્યાન એણે મણીન્દ્રની કશી ખબર રાખી નહોતી. હવે તો એ મિસિસ ગુપ્ત હતી. અને એ વાતનો પણ હવે તો સ્વીકાર કર્યા વિના ચાલે એમ નહોતું, કે, વ્રજવિહારીના સુખ દુઃખ જોડે એનાં સુખદુઃખ પણ જડાઈ ગયાં હતાં. મન હવે ભૂતકાળ તરફ ભાગતું નહોતું. સ્પંદનશીલ વર્તમાનમાં જ એ હરહંમેશ રહેતી. વ્રજવિહારી સારો માણસ હતો. ઉષાને ખુશ કરવા એ કંઈ પણ બાકી રાખતો નહોતો. વળી એ ઉષાનો પતિ હતો. એણે જરા જરા કરતાં ઉષાનું હૃદય જીતવા માંડયું હતું.

*

મણીન્દ્રના વિચારો આવતાં ને વર્તમાનમાંથી ભૂતમાં જતાં ઉષા ખૂબ બેચેન બની ગઈ. મનમાં જાણે પાછું રટણ ચાલવા માંડયું, "ના, ના, હું તો હજીયે એને જ ચાહું છું. જયોર્જેટ હું જીવનમાં કદી યે નહિ પહેરું. આ પ્રતિજ્ઞા હું પાળવાની જ."

**આધુનિક નારીની આસક્તિની ચંચલતાને મધુર, હળવા કટાક્ષે આલેખતી કથા**

આ પ્રતિજ્ઞા રૂપી કિલ્લા પર બીજો બોંબ ફેંકયો તેની બહેન સંધ્યા સેને—હવે એ સંધ્યા દાસ બની હતી. સંધ્યાનો વર મિસ્ટર દાસ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતો. એ કહેવાની જરૂર નથી કે ડેપ્યુટીબાબુ હમણાં જ ડોકટર થયેલા વ્રજવિહારી કરતાં વધુ કમાતા. એ માટે, ને પોતાની પાછળ પોતાની વાત સંધ્યા કરતી હતી તેથી, ઉષાને સંધ્યાની ઘણી ઈર્ષા આવતી. જો કે મળે ત્યારે બંને જણ એકબીજા પર વારી જતાં. એ લોકો વચ્ચે હરીફાઈ ચાલે, દ્વંદ્વ ચાલે, શાંત રીતે, ઘરેણાં કપડાં મારફત.

ઉષા જો છેલ્લી ઢબની બુટ્ટી પહેરે તો, સંધ્યા એના કરતાં એક ડગલું આગળ વધીને છેલ્લામાં છેલ્લી ઢબની બુટ્ટી કરાવે. સંધ્યા જો કોઈ પણ રીતે ઉષાને જણાવે કે એના સેંડલની દશ રૂપિયા કિમ્મત છે, તો ઉષા કહે "ના, ના, સેંડલ ખૂબ સરસ છે, મને બહુ ગમ્યાં." પણ વાત ત્યાંથી અટકે નહિ. ઉષા જાતે પસંદ કરીને સાડા છ રૂપિયાનાં એથીયે વધારે સરસ સેંડલ લઈ આવીને સંધ્યાને બતાવી કહે "જો. આ મારાં સાડા છ રૂપિયાનાં સેંડલ કેવાં મઝેનાં છે?"



હમણાં હમણાં સંધ્યા બે ત્રણ વખત ઉષાને મળવા આવી ત્યારે દર વખતે જુદા જુદા રંગની સરસ સરસ જ્યોર્જેટ સાડી પહેરીને આવી હતી. એથી ઉષા અકળાઈ. પણ પાછું એણે મન માર્યું કે 'ના, ગમે એ થાય પણ જ્યોર્જેટ તો નહિ જ પહેરું.' મનમાં મનમાં થાય, 'જ્યોર્જેટ મોંઘીયે કેટલી છે! પ્રતિજ્ઞા ન કરી હોત તો પણ આવી મોંઘી શી રીતે ખરીદી શકત?'

*

**ત્રી**જો બોંબ નાખ્યો એની બહેનપણી છાયાએ. છાયા સીનેમામાં જતી હતી ને ઉષાને તેડવા આવી હતી. એ જ્યોર્જેટ સાડી પહેરીને આવી. સુંદર ધોળા રંગની જ્યોર્જેટ હતી. ઉપર સરસ ડીઝાઇન હતી. ઉષાએ એની ઢાકાની સાડી મહામુસીબતે પહેરી ને જેવી એ બહાર આવી તેવી જ છાયાએ પૂછયું "અલી! આ તાપમાં તે આવી સાડી હોય! તારી પાસે જ્યોર્જેટ નથી કે શું?"

"ના"

"આજકાલ તો જ્યોર્જેટનો ખૂબ વા વાયો છે. એક ખરીદી લેને. જોને, આ સાડીની કિંમત ફકત અગીઆર રૂપિયા."

"બસ?" ઉષાના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર નીકળી ગયો.

ઉષા સીનેમા જોવા ગઇ ત્યાં પડદા પર મણીન્દ્ર ને જ્યોર્જેટ સાડી જ એને દેખાયાં કર્યાં. એણે શૂન્ય મનથી સીનેમા જોયો. સીનેમાની વાર્તા પણ નિષ્ફળ પ્રેમની કહાની હતી. સીનેમાની નાયિકા પણ જે પ્રેમીને એ ચાહતી હતી તેની જોડે પરણી શકી નહીં અને જેની જોડે એ પરણી તેને ધીમે ધીમે ચાહવા માંડી એ જ એના જીવનની કરૂણતાનું કારણ હતું. 'ઇન્ટરવલ' પડયો તે વખતે અજવાળું થતાં ઉષાએ જોયું તો આસપાસની સ્ત્રીઓએ જ્યોર્જેટ સાડી પહેરી હતી. આ બધું જોઈને એણે પોતાના મનમાં મનમાં કહેવા માંડયું, "જો મેં હું જેને ચાહતી નહોતી તેની જોડે લગ્ન કરી નાખ્યાં, તો હવે જ્યોર્જેટ સાડી પહેરવામાં શો વાંધો? જિંદગીમાં કેટલીયે વાર પ્રતિજ્ઞા લીધી તે બધી કંઈ મેં થોડી પાળી છે? ને એમાંની કેટલીયે પળાય એવી હતી."........ પણ પાછું એણે મનને માર્યું, "એ ભલે ગમે એમ હોય પણ હું જ્યોર્જેટ તો નહિ જ ખરીદું."

**આ**ટઆટલા બોંબ પડવા છતાં ઉષાદેવીનો પ્રતિજ્ઞા-દુર્ગ હજી તૂટયો નહોતો. ગમે એમ કરીને એ હિંમત ધરીને ઊભી હતી. પણ તે દિવસે 'ચિત્રાંગદા' જોવા એ ગઈ ત્યારે તો એ ભાન ભૂલી ગઈ. એના પ્રતિજ્ઞાદુર્ગની ઉપર સતત

**સામેના પાના પરનું ચિત્ર :** લંકાનું કેન્ડીઅન નર્તન **વિશ્વના શ્રેષ્ઠ** નર્તનપ્રકારોમાં પોતાનું સ્થાન લઈ શકે એટલું સમૃદ્ધ છે. એનામાં કથકલીની બલિષ્ઠતા અને લોકનૃત્યોની ઋજુતાનું **વિરલ મિશ્રણ** થયેલું છે. શ્રી ચાવડાના કેન્ડીઅન નર્તકના આ તરવરતા રેખાંકનમાં નર્તકની ભાવછટા, **ગતિમયતા અને** વેશભૂષાનું પ્રવાહી દર્શન થાય છે.



કેન્ડીઅન નર્તક

ચિત્રકાર: શ્યાવક્ષ ચાવડા



મયૂર

ફોટો : અખતર સૈયદ

બોંબવર્ષા થઈ. જ્યાં જુએ ત્યાં જ્યોર્જેટની સાડી જ સાડી! જાણે ઉષાને પરેશાન કરવા જ બધી જ્યોર્જેટ પહેરીને ન આવી હોય! એને લાગ્યું કે એ એકલી જ કાશ્મીરી સાડી પહેરીને આવી છે. ને જાણે બધાં એની સામે જોઈ છાનું છાનું હસે છે.

છેલ્લો બોંબ પડ્યો એક મોટરમાંથી. તે દિવસે બપોરે ઊઠીને ઉષા જુએ છે તો એના ઘરની સામે એક મોટર ઊભેલી. મોટરમાં જ્યોર્જેટની સાડી પહેરેલી એક યુવતી ખૂબ સુંદર હતી. બીજા માળની બારીમાંથી ઉષાએ જોયું, કે મોટર ઊભી રહી તેવી જ એના સ્વામીને મોટરમાંથી પેલી સ્ત્રીએ હાથ કર્યો, અને એના સ્વામી સ્મિત કરતા કરતા, દવાખાનામાંથી બહાર આવી મોટરમાં પેલી સ્ત્રીની પાસે બેઠા. એને થયું, " આ છોકરી કોણ હશે ? કોઈ દર્દી હશે ?" એનું મોઢું જોઈને તો એ રોગી હોય એમ લાગતું નહોતું. ઉષાની મનની આવી સ્થિતિમાં એને કુતૂહલ થાય એ સ્વાભાવિક હતું.

સ્વામી પાછા આવતાં જ ઉષાએ પૂછ્યું, " આજે બપોરે જે સ્ત્રી મોટરમાં આવીને તમને જોડે લઈ ગઈ તે કોણ હતી ?"

" હોસ્પીટલની એક નર્સ છે. ડોકટર વિશ્વાસે આજે અમને ચાપાણી માટે આમંત્રણ આપ્યું હતું ને! સુશી, પેલી નર્સ, બહુ સરસ છોકરી છે, નહિ !"

" છોકરી સરસ છે. જ્યોર્જેટની સાડીમાં એ વધારે સુંદર લાગતી હતી મારે માટે એક એવી જ્યોર્જેટની સાડી લઈ આવોને !" ઉષાએ કહી નાખ્યું.

" અચ્છા, પણ એની કિંમત કેટલી હશે ?"

" કિંમત કેટલી હોય વળી ? સાંભળ્યું છે કે આજકાલ તો ખૂબ સસ્તી મળે છે. દશપંદર રૂપીઆમાં તો સરસ મળશે. છાયા થોડા દિવસ પહેલાં એક સાડી પહેરીને આવી હતી. એ કહેતી હતી કે એ સાડી અગીઆર રૂપીઆની હતી. મને કંઈ એવી ઉતાવળ નથી."

" વારૂ, જોઈશું. એક દર્દી પાસે મારા સોળ રૂપિયા લેણા છે. કાલે એનું બિલ મોકલી દઈશ. જો બિલ એ આપશે તો તારે માટે સાડી લઈ આવીશ."

( ૩ )

તે પછી બીજે દિવસે એની બહેનપણી છાયા આવી. એને કંઈક ખાનગી વાત કરવાની હતી. કોઈ સાંભળતું કે જોતું તો નથીને તેની ખાત્રી કરી લઈને એણે ઉષાના કાનમાં કહ્યું: " આજે કેટલાક દિવસ થયાં મણીબાબુ કલકત્તામાં આવ્યા છે. મને ખબર નહોતી. પણ માલતીએ એના એક મિત્ર દ્વારા જાણ્યું. કેમ, મળવાની ઇચ્છા છે? એનું સરનામું મેં મેળવ્યું છે. આ લે. મારે તો કેટલુંય કામ છે. એટલે મારાથી વધારે બેસાય એમ નથી. જાતે જઈને મળી આવજે. મળવામાં તારૂં શું જાય છે?"

સરનામું હાથમાં રાખીને ક્યાંય સુધી વિચારમાં ને વિચારમાં ઉષા બેસી રહી. " મણી આટલો બધો નજદીક આવ્યો છે, એમ !" કોલેજજીવનનાં મીઠાં સ્મરણો એક પછી એક મનમાં આવી ભીડ કરવા લાગ્યાં. એ ભૂતકાળની માદકતાથી એનું આખું હૃદય રોમાંચિત બની ગયું. એ શરમાળ, શાન્ત પ્રકૃતિનો નિરભિમાની મણીન્દ્ર. એની મૂર્તિએ મનને ઘેરી લીધું. ના ...... ના. હવે એ જ્યોર્જેટ સાડી નહિ ખરીદે. સ્વામી ઘેર આવતાં જ એ એને મના કરશે.... ને મણીબાબુને હવે મળ્યા વગર રહેવાવાનું નથી. એનું ઘર તો અહીં પાસે જ છે.

સાંજ પડી ન પડી ત્યાં તો ઉષાદેવી બહાર નીકળ્યાં. ઘર શોધતાં જરાય વાર ન લાગી. પણ અંદર જઈને એણે જે જોયું તેની એણે જરાયે આશા રાખેલી નહિ.

" તે તમે અહીં આવ્યા છો તેની મને ખબર કેમ ન કરી?"

" તારા સરનામાની મને ખબર હતી ? કોલેજમાંથી તું ગઈ પછી કોઈ દિ મને સંભાર્યો છે? કોકની પાસે સાંભળ્યું હતું કે તારાં લગ્ન થઈ ગયાં છે. ક્યાં? કોની સાથે? કશાની ખબર જ મને તેં ક્યાં કરી છે?" કહીને મણીબાબુ હસવા લાગ્યા. એટલામાં જ " આજે હવે તમને કેમ લાગે છે?" બોલતા બોલતા બારણું ઉઘાડીને ડોકટર વ્રજવિહારી ઓરડામાં આવ્યા. અને એમણે જે જોયું તેથી આભા બની ગયા.

" કેમ? તું વળી અહીં ક્યાંથી?" એમણે ઉષાને પૂછ્યું. ઉષા તો કાપે તો લોહી ન નીકળે એવી થઈ ગઈ હતી.

" અમે કોલેજમાં સાથે ભણતાં. ખબર કાઢવા આવી છું. તમે જ આના ડોકટર કે?"

*

થોડી વારે વ્રજવિહારી બહાર આવ્યા ને ગાડીમાં એક કાગળનું ખોખું હતું તે બતાવીને કહે, "લે આ સાડી! આ તું જેની ખબર જોવા ગઈ હતી એ બાબુની પાસે જ પૈસા લેણા હતા. એણે આજે નસીબજોગે આપી દીધા. એટલે તો તારી આગળ આજે મારૂં માન રહ્યું. જો તો, તને રંગ ગમે છે કે નહિ?" કહેતા વ્રજવિહારી જાતે ખોખાની દોરી છોડવા લાગ્યા.

ઉષા એક શબ્દ પણ બોલી શકે એવી સ્થિતિમાં નહોતી.

# વાતચીતની કલા



**જીવનની કલાના સહસ્રદલ પદ્મની એક પાંખડીનું રસવિવેચન**

## લેખક: રમણલાલ વ. દેસાઈ

ચિત્રકાર : મનુ વ્યાસ

વાતચીતની કલા? વાતચીતમાં કલા શી? એમાં તે કલા હોઈ શકે ખરી? બે માણસ, ચાર માણસ, છ માણસ ભેગાં બેસી કામકાજ અંગે અથવા નવરાશનો સમય વિતાવવા અરસપરસ બોલે તે વાતચીત! એમાં વળી કલા કેવી?

સ્વાભાવિક રીતે આવા પ્રશ્નો ઉપસ્થિત થાય—પ્રથમ દર્શને. પરંતુ માનવી માનવી હોય, માનવીએ માનવી રહેવું હોય તો વાતચીતને કલા તરીકે સ્વીકારવી પડશે, એટલું જ નહીં, કલા તરીકે તેને સેવવી અને ખીલવવી પડશે. કારણ માનવી જેને સ્પર્શે એને કલા ન બનાવી દે તો એ માનવી રહેતો નથી. જે પ્રાપ્તિઓને માનવી કલા બનાવી શક્યો નથી એ પ્રાપ્તિઓ માનવીના હાથ—અને હૃદય—મેલાં જ રાખે છે.

વાણી એ માનવીની મોટામાં મોટી સંપ્રાપ્તિઓમાંની એક: માનવીના વ્યવહારનું વાણી એ મહા મોટું સાધન. આપણે ઘર સારાં માગીએ, રસ્તા સારા માગીએ, સારી હોટલો માગીએ, સારાં થીએટરો માગીએ. પરંતુ એ બધાય કરતાં વધારે અંગત, એ બધાય કરતાં વધારે ઉપયોગી અને આપણા સર્વ વ્યવહારમાં વધારે ઉપયોગી થઈ પડે એવી વાણી સારી હોવા માટે આપણો આગ્રહ બહુ ઓછો હોય છે.

સારૂં એટલે? સગવડભર્યું, આંખને ગમે એવું, હૃદયને પ્રિય લાગે એવું! સારૂં એટલે કલામય. વાતચીત એ માનવીનો મોટામાં મોટો વ્યાપાર—વ્યવહાર. અને વાતચીતનું મુખ્ય સાધન તે વાણી. મૌનવ્રત પાળતા સાધુસંતો સિવાય માનવી જાગૃતાવસ્થાનો મોટો ભાગ વાતચીતમાં જ ગાળે છે. એકબીજાના સંસર્ગમાં આવવાનું, એકબીજાની નિકટતા સાધવાનું મુખ્ય વાહન વાતચીત. એ વ્યક્તિગત સંસિદ્ધિ છે એના કરતાંય એ વધારે મોટી સામાજિક—સામુદાયિક સંસિધ્ધિ છે. માટે એ બળ છે, શકિત છે, મહાજવાબદારી છે. એ કલાની કિનારીથી ઓપશે નહીં તો એ બિહામણું, બેહૂદું, અતંત્ર અને નિરુપયોગી તત્ત્વ બની રહેશે—ધ્વંસક, સંહારક પણ!

વાતચીત સંહારક બને?

હા! આવો, આપણે સાસુવહુની વાતચીત સાંભળીએ, પિતરાઈઓની વાતચીત સાંભળીએ, હરીફો વચ્ચેની વાતચીત સાંભળીએ, ઉપરી—તાબેદાર વચ્ચેની વાતચીત સાંભળીએ, પ્રેમથી પાંચ વર્ષમાં પરવારી બેઠેલાં પતિપત્નીની વાતચીત સાંભળીએ, ઝઘડતા પડોશીઓની વચ્ચે ચાલતી વાતચીત સાંભળીએ, ગાડીમાં ચડતા ઊતરતા મુસાફરોને સાંભળીએ, સ્ત્રીસૌન્દર્ય સામે જોઈ રહેલા બે કોલેજિયનોની વાતચીત સાંભળીએ ....... આપણી ખાતરી થશે કે એટમ બોંબ માત્ર અમેરીકી કે રૂસી પ્રયોગશાળામાં જ ઊપજે છે એમ નહીં; એ ઘરમાં અને ઘર બહાર ગુજરાતમાં પણ રચાય છે. વાતચીતની સંહારક શકિત જોઈએ એટલા પ્રમાણમાં જડી આવશે.

આખા જીવનની વાત બાજૂએ મૂકીએ. ચોવીસ કલાકના એક દિવસમાં પણ ઘણી વાર આપણને શું એમ નથી લાગી આવતું કે વાતચીત એક ભયંકર આફત બની આપણે માથે ઊતરી આવે છે?

વાતચીતમાં રોકાવા માટે આપણી પાસે અડધો જ કલાક હોય, અને કોઈ મિત્ર બે કલાક ચાલે એટલી વાતચીત ઝોળીમાં ભરી લઈ આવે! મિત્રને માટે આપણને જરૂર માન હોય જ. લાગણી તો હોય જ હોય. સહાનુભૂતિ વગર

**માનવસંપર્કના આ વ્યાપક, મહામૂલા સાધનનો જેટલો કલામય**

મૈત્રી કે પરિચય સંભવી શકે જ નહીં. એના સુખમાં આપણે જરૂર આનંદિત બનીએ; એના દુઃખમાં આપણે જરૂર આંસુ પાડીએ; એની રમૂજમાં આપણે જરૂર ખડ-ખડાટ હસીએ; આપણો એ ધર્મ છે. પરંતુ જાહેર કે ખાનગી રીતે આપણે આપણા માટે બાંધી દીધેલી અડધા કલાકની સમય-મર્યાદા વાતચીતને અતિ વિકૃત બનાવી દે છે. અડધા કલાક સુધી ચાલતું ખડખડાટ હાસ્ય અડધો કલાક વીતી જતાં જરા ખાલી પોલાણ સરખું કૃત્રિમ બનવા માંડે છે, કલાક વીતી જતાં એ સ્મિતમાં ઓસરી જાય છે, દોઢ કલાક પસાર થતાં એ સ્મિત ભવ્ય વ્યાયામપ્રયોગ બની જાય છે, અને બે કલાક પછી તો એ સ્મિતભર્યું મુખ હસે કે રડે છે એની ખાતરી કરવી આપણે માટે મુશ્કેલ બની જાય છે. આપણા રમૂજી મિત્રોની રમૂજી વાતચીત ઘણી વાર આપણને રડાવી ઊઠે છે. એથી પણ વધારે મુશ્કેલી એ થાય છે કે રુદન-ઊભરાતા હૃદય સાથે આપણે આપણા મુખસ્નાયુઓને સ્મિતના આકારમાં વારંવાર વાળવા પડે છે. સુંદરમાં સુંદર મુખ પણ આવે પ્રસંગે ભયંકર કુરૂપતા ધારણ કરે છે. સાંભળનારના મુખને કુરૂપ બનાવી દેતી વાતચીત કલા તો ન જ કહી શકાય!

સમયને, સમયની મર્યાદાને વાતચીતની કલા સાથે ગાઢ સંબંધ રહેલો છે. અભ્યાસની આપલે એ જુદો પ્રશ્ન છે. પરંતુ અંગતમાં અંગત માનવીઓ વચ્ચેની વાત-ચીતનો રસ પણ અડધા કલાકથી વધારે ચાલી શકતો નથી એમ માનવું-અને વર્તવું-એમાં સહુની સાથે કલાની પણ સલામતી રહેલી છે. પ્રેમીઓ પણ અડધા કલાકથી લાંબી વાતચીત ન ચલાવે તો પ્રેમપ્રવાહ ઓછો તૂટક થશે.

**બે** મિત્રો રસ્તે આનંદપૂર્વક જતા હતા. બીજા બે મિત્રો સામે મળ્યા અને ચારે જણ ટોળે વળી ઊભા. વાતચીતનું સ્વરૂપ જ સર્પ કે માછલી સરખું ચપળ હોય છે. વાતચીત ક્યાંથી ક્યાં ચાલી જાય એનો અંદાજ રાખવો બહુ મુશ્કેલ છે. કોણ જાણે કેમ પણ ચા ઉપર વાતચીત કેન્દ્રિત થઇ. એમાંના એક મિત્ર ચાના કટ્ટર વિરોધી હતા – જો કે ચા સિવાય બીજું બધું જ પીતા – અને તેમની આ વિરોધી વાતચીતનું સપ્તક એટલે ઊંચે ચઢ્યું કે તેમના પ્રત્યે રસ્તે જનાર સહુનું ધ્યાન દોરાયું, અને જાણે તેઓ ચા વિરુદ્ધ ભાષણ આપતા હોય તેમ તેમની આસપાસ ટોળું ભેગું થઈ ગયું. આસામના ચાના બગીચાઓમાં થતા જુલ્મનો ચિતાર આપતાં તેમની વાતચીત એટલી રસ-પ્રદ બની ગઈ કે લોકોએ તાળીઓ પણ પાડી! એક દોડતી ગાયે અને પોલીસના સિપાઈએ ટોળાને વિખેરી નાખ્યું ન હોત તો ચા-વિરોધી વાતચીત સાંભળવા આખું ગામ એ રસ્તા ઉપર ભેગું થયું હોત!



ચાનો વિરોધ ભલે થાય; રસભરી રીતે જરૂર થાય; જુલ્મોની જાહેરાત થવી જ જોઇએ. પરંતુ સરિયામ રસ્તો અવરજવર માટે, હલનચલન માટે, વાહનવ્યવહાર માટે સામાન્યતઃ વપરાય છે; વ્યાખ્યાન કે વાતચીત માટે નહીં. વળી એ આપણી કે આપણા મિત્રોની એકલાની માલિકીનો હોતો નથી. એટલે ચાનો વિરોધ કે તેની તરફેણ કરવા માટેની વાતચીત સરિયામ રસ્તાને બદલે આપણા ઘરમાં કે કોઈ સભાગૃહમાં કરવી વધારે ઉચિત ગણાય. વાતચીતનો ઉદ્દેશ પણ એથી વધારે બર આવે.

આમ વાતચીતનું સ્થળ પણ વાતચીત અંગે બહુ મહત્વ ધારણ કરે છે. સ્ટેશન ઉપર સાહિત્યની વાતચીત કરે છે ઘણા, પરંતુ એ સહુને ફાવે તો ઓછી જ ને? ટિકિટ, સામાન, મજૂર, ગાડી આવવાનો કે ઊપડવાનો સમય, ધક્કામુક્કી, જગા મળશે કે કેમ એની ચિંતા જેવા ચક્રવ્યૂહ ઉપજાવતા સ્થળે 'સરી જતી રેતી' વિષેની વાતચીત ગાડીના ઘંટ-નાદમાં ગૂંગળાઇ જાય છે. કચેરીમાં કવિતા અને સંગીતની વાતચીત કરતાં કરતાં કવિતા અને સંગીત બન્ને સંભળાવી ગયેલા બેત્રણ મિત્રો મને હજી યાદ છે. મને કવિતા ગમે છે, સંગીત ગમે છે. એ સંબંધી વાતચીત પણ ગમે છે, પરંતુ તે કચેરીમાં તો નહીં જ!

સમયની માફક સ્થળ પણ વાતચીતની કલાને ઘડતું એક અંગ છે. આગગાડીની ગિરદીમાં પ્રેમનો વાર્તાલાપ બહુ કલામય ન જ લાગે—પ્રેમીઓ પ્રેમથી પીડાતાં હોય તો પણ. સ્મશાનમાં ખડખડાટ હસે-હસાવે ભૂત! કે કોઈ યોગી! સામાન્ય માનવી સ્મશાનમાં હાસ્યરસની વાતચીત બનતાં સુધી ન ઉપાડે તો વધારે સારું.

**ઉપયોગ થઈ શકે એટલું માનવજીવન મંગલ ને સુખમય બની શકે**

હિંસા અને અહિંસાની વાતચીતમાંથી મારામારી થતી ઘણાએ જોઈ છે, સાંભળી છે, વાંચી છે. હિંસાની તરફેણ કરનારને સૈન્યમાં મોકલવામાં આવે તો તે માંદો પડે. અહિંસાની તરફેણ કરનારનો મિજાજ હાથમાં રહેતો નથી, એ આપણા સહુના અનુભવની વાત છે. છતાં વાતચીત કરતી વખતે આપણે આવા જ વિષયોની ચર્ચા કરીએ છીએ અને અહિંસા સિદ્ધ કરવા માટે મુક્કી ઉગામીએ છીએ. આપણી વાતચીત એ કોઈ સિદ્ધાન્તની સતત સ્થાપનાનો પ્રયત્ન હોતો જ નથી. મળવું, હળવું, તાત્કાલિક ઉપયોગની વાત કરવી, સમયનો ઉપયોગ કરવો અને માણસાઈભરી ઢબે છૂટા પડવું આટલું જ આપણા નિત્ય વ્યવહારની વાતચીતનું લક્ષણ હોઈ શકે. તેમાં અતિ ગંભીર વિષયને લાવી, અતિ ગંભીર વાતચીત કરી, કઠોર કે ગમગીન વાતાવરણ સર્જવાની તલપૂર પણ જરૂર હોતી નથી. છતાં–સિદ્ધાન્તોની વાતચીત કર્યા વગર ચાલે એવું હોય છતાં–સિદ્ધાન્તોની વાતચીતમાં ઊતરી પડી આપણે હવામાં ઝેર ઉમેરીએ છીએ. વાતચીતને ગુલાબજળ છાંટવાની ગુલાબદાની બનાવવાને બદલે ઝેર ઉરાડતી પિચકારી બનાવવાનું કાંઈ જ કારણ નથી. અને છતાં આપણી વાતચીત કેટલી વાર ઝેર સરખી કડવી બની ગયેલી હોય છે ? સામાન્ય વાતચીતમાં અતિ ગાંભીર્ય ભેળવવાથી આખી વાતચીત બદસ્વાદ બની જાય છે. વિષયની પસંદગી, વિષયની ચાળવણી, વિષયની હેરફેર વાતચીતની કળામાં બહુ આવશ્યક અંગ ગણાય. સિદ્ધાન્તોનો સ્વીકાર એ કાંઈ આપણી વાતચીતનો ઉદ્દેશ હોતો જ નથી. મોટાભાગની આપણી વાતચીત ઉદ્દેશ રહિત જ હોય છે. એ ન સમજવામાં આપણે આપણી વાતચીતને બગાડી મૂકીએ છીએ. ઉદ્દેશ હોય તો પણ તે મળવાનો, હળવાનો, સમય પસાર કરવાનો, અરસપરસ ખબરઅંતર પૂછવાનો હોય; નહીં કે સામ્યવાદની ખૂબીખામી નક્કી કરવાનો, ઈશ્વર છે કે નહીં એની સાબિતી આપવાનો અગર બે પત્નીઓ કોઈ પણ સંજોગોમાં પરણી શકાય કે કેમ એનો નિર્ણય કરવાનો. કદાચ એવા વિષયોમાં વાતચીત ઢળી પડે તો પણ એમાં ચુકાદો આપવાને બદલે વિષય ફેરવી નાખવો એ જ વધારે ઇષ્ટ ગણાય. કારણ આપણો ચુકાદો કોઈને માન્ય હોતો નથી.

**આ**મ સમય અને સ્થળ વાતચીતની કળાને એક પાસ ઘડે છે તેમ વાતચીતનું ઉદ્દેશરહિતપણું અને કેન્દ્ર વિષયનો અભાવ એ કળાને બીજી પાસ ઘાટ આપે છે. એ વિસરાય ત્યાં વાતચીત એક માનવકલા બનવાને સ્થાને માત્ર જીભાજોડી, લમણાઝીક, માથાફોડ, કટકટારો, ટકટકારો કે વેદિયાપણું બની રહે છે. વાતચીતમાં ભાગ લેનારમાંથી કોઈનું માથું દુખવા આવે અગર તેને બગાસું આવવા માંડે ત્યારે અવશ્ય માનવું કે વાતચીતની કલા મરી ગઈ છે ! અને એ સ્થિતિ ઘણી વાર આપણી થાય છે. વ્યાખ્યાનોની માફક વાતચીતમાં પણ ઘણી વાર મારી પોતાની જાંઘ ઉપર મારી જાતે ચૂંટી ખણી મારે જાગૃત રહેવું પડે છે ! આપણી વાતમાં બીજાઓની પણ એ જ સ્થિતિ થતી હોય એ સહજ છે.

ઘણી વાર વાતચીત એક જ વક્તાનો ઇજારો બની બેસે છે. ખરું જોતાં વાતચીત એ બે અગર તેથી વધારે માનવીઓ વચ્ચેનો એક સહકારપ્રયોગ હોય છે, જેમાં સહુએ ઓછેવધતે અંશે વકતા બનવા સાથે શ્રોતા પણ બનવું જ જોઈએ. આપણે ઘણા બાહોશ હોઈએ, ઘણા કુશળ હોઈએ, ઘણા અનુભવી હોઈએ, ઘણા ચબરાક હોઈએ; છતાં આપણી બધી જ બાહોશી, આપણું બધું જ કૌશલ્ય, આપણો બધો જ અનુભવ અને આપણી બધી જ ચબરાકી એક સામટી એક જ વાતચીતમાં ઠાલવી દેવાની તાલાવેલી ઉપર આપણે અંકુશ ન મૂકીએ તો બીજીવાર વાતચીતની તક આપવાને બદલે લોકો આપણાથી ત્રાસી ભાગવાનો પ્રયત્ન કરશે. સત્તાધીશ સત્તાની, ધનાઢ્યો ધનની, સાહિત્યકારો વિદ્વત્તાની, ધંધાદારીઓ પોતાના ધંધાની, દેશભકતો સેવાની એક સામટી વાત કરી, એ વાતમાં બીજા કોઈનો ચંચુપાત થવા ન દઈ કંઈક સાંભળનારાઓને માંદા પાડી દે છે. ઘણાની વાતચીત આમ વ્યાધિ બની રહે છે.

જીવનમાં આમેય ઘણા વ્યાધિઓ હોય છે. વાતચીતનો વ્યાધિમાં ઉમેરો ન કરીએ તો એક સેવાકાર્ય થાય, નહીં ? વાતચીત એ મોટે ભાગે સામાજિક વ્યવહારનું સ્વરૂપ ધારણ કરતી હોવાથી એને કલામાં ફેરવી નાખી ન શકાય તો એ બિહામણી આફત કે પીઠ બતાવવા યોગ્ય પીડાનો આકાર ઝડપથી લઈ લે છે. વાતચીત સામાજિક વ્યવહાર હોવાથી એને મજિયારી મિલકત તરીકે લેખવી જોઈએ—ખાનગી મિલકત કે મેનેજિંગ એજન્સીની ઢબે વાતચીતનો ઉપયોગ ન જ થાય.

અને એ સામાજિક મિલકત હોવાથી એ હવા, પાણી, પુષ્પ અને પ્રકાશની માફક સ્વચ્છ, પ્રફુલ્લ અને જીવનદાયી–જીવનવર્ધિની હોવી જોઇએ. વાતચીત એ જેમ અંગત, વ્યકિતગત માનસનો પડઘો છે તેમ એ સમાજમાનસનો પડઘો પણ છે. એમાં આપણાં અંગત લક્ષણો અને સંસ્કાર જેમ પ્રતિબિમ્બિત થાય છે તેમ સામાજિક, પ્રજાકીય લક્ષણો અને સંસ્કાર પણ પ્રતિબિમ્બિત થાય છે. વાતચીત એ અંતે તો હૃદયનો વૈખરી વિલાસ છે. એમાંથી આખો માનવી પકડાઈ આવે છે; કયા સમૂહનો, કયા વર્ગનો, કયી પ્રજાનો એ માનવી છે એ પણ એમાંથી પકડાઈ આવે છે.

---

**સામેના પાનાનું ચિત્ર :** હરિને ઝંખતી છતાં હરિથી રીસાયેલ રાધિકાને 'ન કુરુ નિતમ્બિનિ ગમનવિલમ્બનં' કહીને સખિઓ મનાવે છે એ પ્રસંગનું કાવ્યસંગીતમય આલેખન 'ગીતગોવિન્દ'માં છે. શ્રી. કનુ દેસાઇના આ ચિત્રમાં વિષયને અનુરૂપ રંગમાધુર્ય અને રેખાલાલિત્ય–અને એ ઉપરાંત કંઈક એવું કે જે માત્ર શ્રી. કનુ દેસાઈની જ કલામાં છે તે–જોનારની આંખ અને અંતરને રસે ભરે છે.

**એ**ક માતા દીકરીનું લગ્ન કરી આવ્યાં. એક પરિચિત ભાઈએ તેમને મળતાં નમસ્કાર કરી વાતચીત આરંભી:

'દીકરીનું લગ્ન કરી આવ્યાં?'

માતા તરફથી તેમને જવાબ મળ્યો:

'તે કેમ વળી? લગ્ન ન કરીએ શું?'

ઓળખીતાં બાઈની સાથે પ્રશ્ન કરનારને સામાન્ય વાતચીત જ કરવાની હતી. દીકરીનાં લગ્ન એ બાઈનાં જીવનનો હમણાં જ ઊજવાઈ ગયેલો ઉત્સવ હતો, જેને વળગીને માત્ર ખબર જ પૂછવાની હતી. લગ્ન કેમ કર્યું? શા માટે કર્યું? કર્યું જ કેમ? એવી કશી જ માનસિક વૃત્તિ એ પ્રશ્નની પાછળ હતી નહીં. કશી પણ વૃત્તિ હશે તો તે લગ્ન પ્રત્યેની ઉદાસીનતા જ હશે. મુસ્લિમ સરખી નજાકત ભરેલી વાતચીત કરવામાં કુશળ કોમે પણ 'તેરા ચલે તો માર ડાલીઓ!' જેવી અર્ધ હિન્દી–અશુદ્ધ હિન્દી–લઢણમાં વાતચીતના મારકણાપણાને ઠીક સ્પષ્ટ કર્યું છે.



તે કેમ વળી? લગ્ન ન કરીએ શું?

'ખોટું લાગે તો ભલે! પણ અમે સાચું જ કહેવાના!' એવા સતવાદી રોગથી ભરેલા ઘમંડી માનવીઓ પણ આ મારકણા માનવીઓની માફક વાતચીતને તૂરી કે કડવી બનાવી રહે છે. સતની ઝંડી સતત ફરકાવતા ફરવાથી સત્ય વિજય પામતું નથી. માનવીને એકલા સત્યની જરૂર નથી; નગ્ન સત્યની તો નહીં જ. નગ્નતા બીભત્સ ભાવની સૂચક છે અને બીભત્સ ભાવ રસની કક્ષાએ ચઢવા માટે અનુપમ સૌન્દર્ય –કલા–નો આશ્રય લે છે. સત્ય પણ પ્રિય બનીને આવે તો જ એનો સ્વીકાર થાય. આનંદ રહિત સત્ય કદાચ સત્ય નહીં જ હોય.

આપણી વાતચીત આ યુગમાં તો કલા બની શકી નથી. કલા બનવા એ મંથન કરે છે એ સમયે આપણે સમજી લઈએ કે આપણી એક બે પેઢી ઉપર વાતચીત એક સુંદર કલા તરીકે વિકસી શકી હતી. આપણા સમાજમાં, આપણા સમૂહમાં એવી કેટલીય વ્યક્તિઓ હતી કે જેની હાજરી ચારે પાસ પ્રસન્નતા ફેલાવી રહે. પાટ ઉપર, હીંચકે, ઓટલે કે ચોતરા ઉપર પાનસોપારીનો ડબ્બો પડ્યો હોય; આકદસ સમોવડિયા–સમવયા મિત્રો ભેગા થયા હોય; ઉદ્દેશ રહિત, કોઈને પણ સુધારવાની ઇચ્છા રહિત વાર્તાલાપ ચાલતો હોય; નાનકડા ટુચકા, દૃષ્ટાંત કે બનાવટો ઊકલતાં હોય; વચ્ચે દુહા, છપ્પા અને સવૈયા ફેંકાતા હોય; ચાતુર્યની હરીફાઈ જામતી હોય અને ખડખડ મુક્ત હાસ્ય ખીલતું હોય! આવી વાતચીત સંસ્કાર અને કેળવણીની મંજૂષા બની રહેતી. એમાં કોઈ ખોટું લગાડીને, નારાજ થઈને, રીસ ચઢાવીને ચાલ્યો જતો નહીં. પોતાની મશ્કરી પોતાને જ ખડખડાટ હસાવી શકતી.

મારાયે પિતાની પેઢીમાં આવી બે વ્યક્તિઓ મારા જોવા સાંભળવામાં આવી હતી જેમની વાતચીત પ્રસન્નતાનો ફુવારો ઉરાડતી: એક રૂપશંકર મોરારજી ધોળકિયા નામના ઉચ્ચ શ્રેણીએ પહોંચેલા વડોદરા રાજ્યના અમલદાર અને બીજા કવિ જેહમ–જેમને કવિ નાનાલાલે પણ પ્રસ્તાવનાનું માન આપ્યું હતું! ઓછા વધતા પ્રમાણમાં વાતચીતને કલામય, રસમય બનાવવાની આવડત ત્યારે વધારે વ્યાપક હતી.

આજનો સમય વધારે ગંભીર બન્યો છે; સાથેસાથે એ વધારે કલેશી બન્યો છે. આપણા સંસ્કાર વધારે ઉચ્ચ થયા છે–નિદાન આપણે તો એમ માનવું જ રહ્યું! સાથેસાથે આપણો ઘમંડ વધી ગયો છે અને સરળતા ઘટી ગઈ છે. ભણતર વધ્યું છે–સાચી વાત?–સાથેસાથે સહુને ચકરાવી નાખવાનો અભખરો આપણા પડછાયા જેવડો મોટો બની ગયો છે. આપણે સ્વતંત્ર બન્યા છીએ–હકક સાથે, ફરજ સાથે નહીં. ઘણા ઘણા પ્રશ્નો આપણી સામે આવીને ઊભા છે, જેમાં વાતચીતને કલામાં ફેરવી નાખવાનો પ્રશ્ન બહુ મહત્વનો બની ગયો છે. સંસ્કારી, રસિક, વિદ્વાન, સંપત્તિમાન અને સ્વતંત્ર બનેલા આપણે હજી વાતચીતને સાચી કલા બનાવી શકયા નથી. આપણે કલેશજીવી, વિષાદજીવી હજી છીએ. આપણી વાતચીત પણ કલેશમય અને વિષાદમય વ્યાધિ છે.

**વા**તચીતને નિરામય, પ્રફુલ્લ કલા બનાવવી હોય તો આપણા સ્વાનુભવે આપેલી ચેતવણી ધ્યાનમાં જરૂર રાખવી પડશે. થોડી ચેતવણી યાદ કરી લઈએ:

વાતચીતને સમયની મર્યાદા હોય છે. કોઈ પણ વાર્તાલાપમાં અડધા કલાકથી વધારે આપણી જરૂર છે એમ ન માનવામાં વાર્તાકલા બહુ સલામત રહે છે.

વાતચીતને સ્થળ–સ્થાન પણ ઘડે છે એ કદી ન ભૂલવું. કવાયતના મેદાનમાં લશ્કરી વાતચીત થાય. જનાનાખાનામાં જંગી બૂમોની જરૂર નહીં.

સામાન્ય વાતચીતને કોઇ સિદ્ધાન્તવિષયક વાદવિવાદનો અખાડો ન જ બનાવી શકાય. એવો સિદ્ધાન્ત એમાંથી ફૂટી નીકળે તો તેનું વિષયાંતર કરી નાખવામાં જ કલા સચવાશે. ઝાડ ઉપરથી નાળિયેર પાડનાર જેવી એકાગ્રતાની વાતચીતમાં જરૂર નથી. બગીચાની સહેલગાહ જેવી હળવી, ફરતી, રમતી વૃત્તિ વાતચીતને કલા બનાવવા માટે આવશ્યક છે.

વાતચીતના માલિક આપણે એકલા જ છીએ એમ માનવાની ભૂલ કદી ન કરવી. હાજર રહેલા સહુનો એમાં ભાગ હોવો જોઈએ. કલા એમાં જ રહેલી છે કે વાતચીતમાં સહુને ભાગ લેવાનું મન થાય અને એ ભાગ મળે જ. વાત કરવાની ઇન્તેજારી સાથે વાત સાંભળવાની ઇન્તેજારી પણ એટલી જ હોવી જોઇએ. વાતચીત એ સહકારી મંડળી છે–ખાનગી લીમીટેડ કંપની નહીં.

વાતચીત એ આપણી ચાલાકી, બાહોશી, વિદ્વત્તા કે મોટાઈ દર્શાવવાનું પ્રદર્શન નથી; અન્યની ચાલાકી, બાહોશી, વિદ્વતા કે મોટાઈ ખોળી કાઢવાનું સાધન છે જરૂર.

કલેશ કરવાને, વેરઝેર ફેલાવવાને, ઘા કરવાને, ખામીઓ આગળ કરવાને માટે વાતચીતનો ઉપયોગ કરવાની જરૂર નથી. વાતચીત ઉપયોગનું અને સાથે સાથે આનંદનું સાધન હોય. ઉપયોગનું સાધન ભલે એ ન હોય. એ આનંદ રહિત તો ન જ હોવું જોઇએ.

કલા પ્રયત્ન અને સંયમ માગે છે. કોઈ પણ કલા—વાતચીતને કલા બનાવવી હોય તો એમાં પણ પ્રયત્ન અને સંયમની જરૂર છે.

ટૂંકામાં કહીએ તો સારી વાતચીત સારો માણસ જ કરી શકે. વાતચીત આપણી માણસાઈનું પ્રતિબિંબ છે. વાતચીતમાં કલા લાવવી હોય, સૌન્દર્ય લાવવું હોય તો આપણે સહુએ આપણા હૃદયને કલા–અભિમુખ, સૌન્દર્ય–અભિમુખ બનાવવું પડશે, અને પ્રસન્નતા વેરવાનો અભ્યાસ રાખવો પડશે.

હજી આપણી વાતચીત કલાની કક્ષાએ આવી નથી. કલાના ટુકડાઓ કદાચ વેરાયેલા હશે, પરંતુ સમગ્ર કલાકૃતિ તરીકે આપણે સાનંદાશ્ચર્ય જોઈ સાંભળી રહીએ એવી વાતચીત ગુજરાતમાં કોની હશે ? થોડાં નામ કોઈ ન આપે ?

સંતો સુલભ હોતા નથી. સારી, કલામય વાતચીત કરનાર પણ સંતો સરખા વિરલ જ હોય છે.



## છબિ

'મુક્ત'

એક દિન પ્રિયા મને વચન તેં દીધું'તું કે
છબિ મને ભેટ લેખે આપશે જરૂર:
ગુલાબના ફૂલ સમું કરી સ્મિત ધીમું ધીમું–
'સભર શું જડી ન તેં મહામૂલાં ઉર ?'

મીનુ દેસાઈ

# આત્મવિલોપનનો ઉત્સવ



નીલમનગરના યુવરાજના લગ્નની જાન નેપાળ તરફ જતી હતી. ફેબ્રુઆરીના દિવસો હતા. વસંતઋતુની મધ્યની ચમકતી ઠંડી હતી. બાદશાહી અમારો ઠાઠ હતો. આખી આગગાડી અમારી આગવી હતી. સલૂનોમાં રાજામહારાજાઓ બિરાજ્યા હતા. પહેલા વર્ગના ડબ્બાઓમાં દીવાનો, પ્રધાનો, રહસ્યમંત્રીઓ અને રક્ષકો હતા. બીજા વર્ગમાં નાના અમલદારો અને કલાકારોની જગ્યા હતી. નોકરચાકરોની જમાવટ ત્રીજા વર્ગમાં હતી. અલ્હાબાદથી અમારી આ ગાડીનાં રૂવાબ અને રોનક વધ્યાં. આખી આગગાડી આસોપાલવ અને વિવિધરંગી ફૂલોનાં તોરણોથી શણગારાઈ. દિલ્હી, લખનૌ, કાનપુર અને કલકત્તાથી ખાસ બોલાવેલા ગવૈયા, ગાનારીઓ, નર્તકો અને નર્તકીઓ, વિદૂષકો અને ફોટોગ્રાફરો અલ્હાબાદથી અમારી સાથે જોડાયાં. સાડાબારે ગાડી અલ્હાબાદથી ઊપડી. નમતા બપોરે અમે બનારસ પહોંચ્યાં. અહીં કેન્ટોન્મેન્ટ સ્ટેશને મોટી ગાડી (બ્રૉડગેજ) બદલીને નાની ગાડીમાં (મિટરગેજ) બેસવાનું હતું. વ્યવસ્થા બધી જ મોટી ગાડી જેવી જ હતી. બન્ને ગાડીઓ સ્ટેશનના મુખ્ય પ્લેટફૉર્મ ઉપર સામસામી એવી રીતે ઊભી હતી કે આસાનીથી માણસો અને સરસામાનની ફેરબદલી કરી શકાય. જાનમાં રાજામહારાજાઓ તો માત્ર ચૌદ હતા પણ બાકીનો રસાલો બહુ મોટો હતો. બધાં મળીને ત્રણસોએક માણસો હશે. પણ સરંજામ હજાર માણસોનો હોય તેના કરતાં વધારે હતો.

બનારસ સ્ટેશનનો દેખાવ જોવા જેવો થઈ રહ્યો. રંગબેરંગી સાફાના તોરા ફરફરી રહ્યા. અંગરખાં અને સુરવાળની ઉપર જુદા જુદા રંગની ભેટ બાંધેલા, વિવિધ ઘાટની રંગીન પાઘડીઓ પહેરેલા ચોપદારો ચાંદીસોનાની છડી લઈને આમતેમ ઘૂમવા લાગ્યા. પોતાના રાજ્યના ખાસ રંગના લશ્કરી ગણવેશ પહેરેલા અંગરક્ષકો પહેરો ભરવા

**લગભગ અસ્ત પામેલા કિનખાબી જીવનના પ્રત્યક્ષ અનુભવમાંથી સરસ, સૂક્ષ્મદર્શી, રંગભરી અને ભાવભીની શૈલીએ આલેખાએલો ભવ્ય-સુંદર પ્રસંગ**

લેખક : કિશનસિંહ ચાવડા

ચિત્રકાર : મનુ વ્યાસ

લાગ્યા. લાંબી શેરવાની, સુરવાળ અને સાફો, ટૂંકો જોધપુરી કોટ અને બ્રિજીસ, છેલ્લી ઢબનો અંગ્રેજી પોષાક, એમ વિવિધ અને આકર્ષક પહેરવેશવાળા આદમીઓથી બનારસનું સ્ટેશન એક નાનું રજવાડું બની ગયું.

એક કલાકમાં અમારે ગાડીની ફેરબદલી પૂરી કરવાની હતી. કારણ ગાડીઓ મેઇલ લાઇનના મુખ્ય પ્લેટફૉર્મને રોકીને ઊભી હતી. ગુજરાતી, રાજસ્થાની, મારવાડી, હિંદી, બુંદેલી, બંગાલી અને બિહારી એમ જુદી જુદી વાણી દ્વારા પ્રગટ થતા અવાજો કોલાહલનું રૂપ ધરીને મનોરંજનનું કામ કરતા હતા. પણ પ્રીતમગઢના મહારાજાની આજ્ઞા વિશેષ રૂપે બહાર આવી. એમના સલૂન આગળ એમણે મુજરાની માગણી કરી. વરરાજાના બાપ યજમાન હતા. એમનાથી મહેમાનની ઇચ્છાની અવગણના શી રીતે થાય? હુકમ છૂટયો કે કાનપુરવાળી જિમિલાબાઇ મુજરો શરૂ કરે. બિછાયત થઈ ગઈ. સાજિન્દાઓ તૈયાર થઈ ગયા. બાઈએ ગળું ખંખાર્યું અને મુજરો શરૂ થયો. આખરે એક કલાકને બદલે અઢી કલાક મોડી અમારી ગાડી ઊપડી. આજે યાદ નથી પણ પંદરસો કે બે હજાર રૂપિયા, અમારે વિલંબ કર્યાનો રેલ્વેને દંડ આપવો પડયો હતો.

બીજે દિવસે સવારે મોતીહારી થઈને અમે રકસૌલ પહોંચ્યા. હિંદી રેલ્વેને માટે આ અંતિમ સ્ટેશન હતું. અહીંથી નેપાલની હદ શરૂ થતી હતી. નેપાલ સરકારે અહીંથી બીરગંજ સુધી ખાસ ગાડીની વ્યવસ્થા કરી હતી. બીરગંજ પહોંચ્યા ત્યારે બપોર નમી ગયા હતા. આગગાડી અહીંથી આગળ જઈ શકે એમ નહોતું. જાનને માટે મોટરો, બસો અને લોરીઓ મળીને લગભગ બસો વાહનો હાજર હતાં. ચા-નાસ્તાની રાજશાહી વ્યવસ્થા હતી. જાનૈયાઓ ભીમફેદી જવા ઊપડયા. રાત થતાં થતાં તો ભીમફેદી પહોંચી જવાયું. યંત્રનાં વાહનો મટેનું ભીમફેદી એ છેલ્લું મથક હતું. રાતે ઠંડીએ પોતાનો પરિચય આપવા માંડયો હતો. ખટમંડુ જતાં વચ્ચે તેર હજાર ફુટ જેટલું ચઢાણ આવવાનું હતું. એટલે ત્યાં ટાઢનું જોર કેવું અને કેટલું હશે તેની આગાહીથી ઘણી ચિંતા થતી હતી. અહીં ગઢીના મેદાનમાં સેંકડો તંબુ અને રાવટીઓ તણાયાં હતાં. દેખાવ આખો લશ્કરી છાવણી જેવો થઈ ગયો હતો. અહીંથી ઘોડાં અને ડંડી (પાલખી) માં મુસાફરી શરૂ થતી હતી. કાબેલ અસવારો પણ હિંમત હારી જાય એવી આકરી ચઢાઈ હતી. પરંતુ નેપાળનાં રાજકુટુંબે પહાડ ચઢવા માટે ખાસ કેળવાયલાં નાનાં ઘોડાંઓની વ્યવસ્થા કરી હતી. પોણો ભાગ ડંડીમાં કંઈક ભાગ ચાલતો અને થોડો ભાગ ઘોડાંઓ ઉપર એમ સૌ બીજે દિવસે સવારે રવાના થઈ ગયાં.

## ક્યાંય ન માય!

તારાં શમણાં ક્યાંય ન માય!
અધખૂલી તારી આંખથી ઊડી આભમાં આજ વેરાય.

દૂર દિશાથી આવતો વાયુ,
અજાણ ગીતે ઉર શું ન્હાયું?
અલકલટની ઘુમરીમાં જોને ઉષા પેલી અટવાય!

ક્ષિતિજના તું આંબતી આરા,
ભાન ભૂલીને આજ સૌ તારા
આભ તજી તારી આંખ રે આવ્યા, તેજ શાં એનાં રેલાય!

ચાંદની કેરી સુધા તેં પીધી?
સોણલા શું તેં સોબત કીધી?
અંતર કેરી અદીઠ વાતો વીજલડી વહી જાય!

**રવીન્દ્ર ઠાકોર**

**ભી**મફેદી પોતે પણ પ્રકૃતિનું સુરમ્ય બાળક છે. ત્યાંથી જ પહાડોની ચઢાઈ શરૂ થવાને કારણે જાણે હિમગિરિને ઉંબરે કોઇ નાનું બાળક બેઠું હોય એવી લાગણી થાય છે. સામે વિસ્તરતી પર્વતમાળા ચઢીને ખટમંડુ પહોંચવાનું છે એ વિચારે નવો ઉત્સાહ જાગ્યો હતો. ચિસપાની ગઢી સુધીની ચઢાઈ બહુ આકરી નહોતી. નેપાળ સરકારનો, સંરક્ષણની દૃષ્ટિએ આ પહેલો ગઢ છે. અહીં લશ્કર અને બચાવના સાધનોની મોટી વ્યવસ્થા રખાઈ છે. પણ અહીંથી જ પહાડોએ પોતાનું વિશાળકાય ભયંકર સ્વરૂપ દેખાડવા માંડયું. કેટલેક ઠેકાણે રસ્તો માર્ગ મટીને પગદંડી જેટલો સાંકડો બની જતો. એક બાજુ નીચે હજારો ફુટ ઊંડી ખીણ અને બીજી બાજુ માથું ફોડી નાંખે એવી પથ્થરી ઊંચી દીવાલ. પગ લપસવાની એકાદ ભૂલ જાન હરી લે એવાં આકરાં ચઢાણ જોઈને નબળી મનોદશાવાળાં સ્ત્રી-પુરૂષો હેબતાઈ ગયાં. ત્યાં તો એકાએક વાદળો ઘેરાઈ આવ્યાં અને થોડી વારમાં ધોધમાર વરસાદ તૂટી પડયો. મુશ્કેલ રસ્તો ભયંકર બની ગયો. પણ પ્રકૃતિનાં જાદુ અદ્‌ભુત હોય છે. એકાદ કલાકમાં તો વાદળાં વિખેરાઈ ગયાં. સૂર્યની ઉષ્માએ લોકોના હૃદયમાં આશાની હૂંફ આપી. બે કલાક પછી પ્રવાસ પાછો શરૂ થયો. દસેક હજાર ફુટ ઊંચાઈએ પહોંચ્યાં ત્યાં તો કુદરતે એનું સમૃદ્ધ સ્વરૂપ જાણે છલકાવી દીધું. હિમગિરિને પેલે પારથી ખેંચાયલું મેઘધનુષ્ય અમારી આગળની ખીણમાં ઊતરતું હતું. એના પડછાયા કે પ્રતિબિંબથી આકાશ રંગદર્શી બની રહ્યું. હમણાં જ વર્ષાનાં નીરથી સ્નાન કરીને શુદ્ધ થયેલી નિસર્ગ સંક્ષુબ્ધ લાગતી હતી. ભય હતો કે કદાચ મૂશળધાર વરસાદની




PRATAP BRAND
J B
PURE ALUMINIUM




## WE ARRANGE:

- ★ Reservation of Inland or International Passages on any domestic or International Airline.
- ★ Detailed planning of your foreign tour.
- ★ Delivery of tickets at your door at no extra cost.
- ★ Special charters either for journey or cargo at economical rates.
- ★ To get you Passport & Visas for the countries you desire to visit.
- ★ Currency Exchanges.
- ★ Pick-up service for cargo from godown.
- ★ Passenger & Cargo Insurance.

# LILADHAR PASOO & COMPANY.
(AIR DEPT)

ACCREDITED AGENTS FOR INLAND & INTERNATIONAL AIRLINES,
282, NARSHI NATHA ST., MANDVI-BOMBAY, 9.

GRAMS :- 'LETUSSERVE' BOMBAY. PHONES :- 25014-25015.






જીંદગી જોખમ અને આપત્તિથી ભરેલી છે. આપત્તિ ને જોખમ કયારે અને કેમ આવે છે તેની કોઈને ખબર પડતી નથી. જીવનની ચિંતાઓ અને માનસિક બોજાથી મુકત થવા માટે તમારા કિમતી દાગીના, મહત્ત્વના કાગળીઆ, ખતપત્રો અને બીજી સર્વે મૂલ્યવાન વસ્તુઓ અમારા **વોલ્ટમાં** મૂકો જ્યાં વધુમાં વધુ સલામતી અને ગુપ્તતાની તમે નિશ્ચિંતપણે ખાતરી રાખી જ શકો.




**કલકત્તા સેફ ડિપોઝીટ કુાં૦ લિમિટેડ.**

**સિ — કયો — રિ — ટી હા — ઉ — સ**

૨૩-બિ, નેતાજી સુભાષ રોડ, **કલકત્તા**

એજન્ટસ અને સેક્રેટરીઝ :

**અમૃતલાલ ઓઝા એન્ડ કું. લિ.**

અંધાણી તો નહીં હોય! પણ રાત પડતાં પહેલાં તો અમે ખટમંડુ પહોંચી ગયાં.

અમારા મહારાજાને એવી ફિકર હતી કે આટલા બધા રાજામહારાજાઓ અને એમના રસાલાની સુયોગ્ય વ્યવસ્થા કેવીક હશે! પરંતુ એક જ વિશાળ અને સુરમ્ય રાજમહેલમાં આખી જાન ક્યાં સમાઈ ગઈ તેની ખબર પણ ના પડી.

નોકરો માટે તંબુઓ અને રાવટીઓની હારમાળા હતી. ત્રણસો વિવિધ પ્રકારનાં મહત્વ અને મહત્તાવાળાં મહેમાનો માટે નેપાળના યજમાને હજારેક તો નોકરો તહેનાતમાં રાખ્યાં હતાં. સો ઉપરોત મોટરો આજ્ઞા પાળવા હાજર હતી; અને સૌની વ્યવસ્થા કરનાર અને દેખરેખ રાખનાર સો ઉપરાંત અફસરો હતા. આખી મહેમાનગતિ રાજશાહી હતી. વ્યવસ્થાની ચોકસાઈ અને ઉદાર હાથે વેરાતી સમૃદ્ધિ જોઈને અમારા મહારાજાઓ પણ વિસ્મય પામી ગયા.

ત્રીજે દિવસે સાંજે યુવરાજની લગ્નસવારી નીકળી. ખટમંડુના રાજમાર્ગ ઉપર હિંદુસ્તાનના રાજામહારાજાઓથી શોભતી નેપાળના ઇતિહાસમાં કદાચિત આ પ્રથમ સવારી હતી. બનારસી ભરગચ્છી અને કિનખાબનાં ઝબકતાં અચકન-શેરવાની, જરિયાની સાફા, હીરા, માણેક અને નીલમથી ઝળાંઝળાં થતાં તોરા અને કલગીમાં સજ્જ થયેલા રાજવીઓ રોનકથી નીકળ્યા હતા. રંગબેરંગી ચંદેરી અને સોનેરી પોષાકમાં શોભતા રૂવાબી પ્રધાનો અને મંત્રીઓ અને જુદાજુદા રાજ્યના લશ્કરી ગણવેશમાં ઠાઠથી ચાલતા અંગરક્ષકો સવારીની શોભા વધારતા હતા. આતશબાજીનો પાર નહોતો, જાતજાતનાં વાજાંઓના સૂરોથી આખું નગર જાણે ગાજી ઊઠ્યું હતું. સોનાની અંબાડીથી શોભતો યુવરાજનો હાથી મલપતો ચાલી રહ્યો હતો. એના બન્ને કાન ઉપર મોર ચીતર્યા હતા; અને મોરની આંખોને બરાબર હાથીની આંખો સાથે મેળવી દેવામાં આવી હતી એટલે હાથી જ્યારે કાન હલાવતો અને આંખો બંધઉઘાડ કરતો ત્યારે મોર જીવતા લાગતા હતા. આખું ખટમંડુ રાજમાર્ગની બન્ને બાજુએ એકઠું થયું હતું.

કન્યામંડપે જ્યારે સવારી પહોંચી ત્યારે નેપાલનું રાજકુટુંબ સ્વાગત માટે રાહ જોઈને ઊભું હતું. નેપાલી રાજરાણાઓ ઉચ્ચ લશ્કરી હોદ્દાના કાળા લશ્કરી પોષાકમાં સજ્જ હતા. માથે રાજહંસ જેવા શ્વેત ગુચ્છાઓથી શોભતાં મંદિલો અને શિરપેચ હતાં. એમાં હીરા, માણેક, નીલમ અને મોતીથી જડેલી કલગીઓ ચમકતી હતી. ગળામાં તેજસ્વી અને પાણીદાર મોતીની માળાઓ એમની સમૃદ્ધિની નેકી પોકારતી હતી. સ્વાગત થયું. ઓળખાણનો રાજવિધિ થયો. વરરાજાને હાથી ઉપરથી ઉતારીને અંદર માહ્યરામાં લઈ જવામાં આવ્યા. સવારી વિખરાઈ ગઈ. રાજમહારાજાઓ અને ખાસ નિમંત્રિત મહેમાનોને દરબાર હોલની બાજુના વિશાળ સુંદર મંત્રણાગૃહમાં લઇ



જવામાં આવ્યા. મેં હિંદુસ્તાનમાં ઘણા રાજમહેલ જોયા છે. ઘણા રાજામહારાજાઓની સમૃદ્ધિ અને ઉદારતા પણ જોઈ છે. પણ આ મહારાજાઓના પણ મહારાજા લાગતા નેપાળી રાજરાણાઓનો વૈભવ જોઈને છકક થઈ જવાયું. આખી દુનિયામાંથી સર્વશ્રેષ્ઠ વસ્તુઓ વહી લાવીને અહીં એકઠી કરવામાં ન આવી હોય! ઐશ્વર્ય! કવિતામાં અને ઇતિહાસમાં વાંચેલો એ શબ્દ! અહીં જે જોયું તેનાથી એનો અર્થ સમજાયો. ભોજનમાં, રંગરાગમાં, કલાદર્શનમાં, આનંદના ઉત્સવમાં અને દિલાવરીમાં અહીં જે અનુભવ થયો એ સાચે જ વિરલ હતો. ભોજન પછી જુદા જુદા ખંડોમાં મહેમાનોના મનોરંજન માટેની વિવિધ વ્યવસ્થા હતી. કોઈ ખંડમાં શૈલકુમારી અને સિદ્ધેશ્વરીનું રાગસંગીત ચાલતું હતું. કોઈ ખંડમાં અખ્તરી ફૈઝાબાદી અને જિમિલાબાઈની ગઝલકવાલી સંભળાતી હતી. એક ખંડમાં એક રૂપાળો

કથક તાલ ઉપરનાં પોતાનાં પ્રભુત્વ અને છટા દેખાડતો હતો. બીજા ખંડમાં વળી એક કિમિયાગર જાદુના ખેલ કરતો હતો અને ત્રીજા ખંડમાં વિદૂષકો વારાફરતી હસાવીને મહેમાનોનું મનોરંજન કરતા હતા.

મધરાતે કન્યાના મંડપે લગ્નનો અડધો વિધિ થયો. બાકીનો સપ્તપદી અને છેડા ગાંઠવાનો અડધો વિધિ વરમંડપે પૂરો થવાનો હતો. વરરાજા વહુરાણીને લઈને પોતાને ઉતારે જવા નીકળ્યા. સાંજ કરતાં સવારી અડધી હતી. કન્યાના મહેલને દરવાજે વરરાજાનો હાથી ઊભો હતો. સવારી થંભી ગઈ હતી. આતશબાજી ગગને ચઢી હતી. વાજાંઓ વાગતાં હતાં પરંતુ હજી કન્યાની રત્નજડિત સોનેરી પાલખી આવી નહોતી. મહારાજાએ મને તપાસ કરવા મહેલમાં મોકલ્યો. ત્યાં જઈને જોયું તો આંખો ચમકી ગઈ. કારણ સાંભળ્યું ત્યારે હૃદય પ્રસન્નતાથી પાંગરી ઊઠયું. નેપાળના રાજકુલનો રિવાજ હતો કે સપ્તપદી પહેલાં રાજકન્યાએ પોતાની અંગત વસ્તુઓ બધી લુટાવી દેવી જોઈએ. અને માત્ર વરમંડપેથી આવેલાં કપડાં પહેરીને જ એણે પિયરઘરથી નીકળવું જોઈએ. પિયર એ એને માટે ગઈ કાલની વસ્તુ છે. આવતી કાલની વસ્તુ એનું સાસરું છે. માબાપ કરતાં મોટી સગાઈ એના સ્વામીની છે.

ત્યાં તો દરબારહૉલની પેલી પારથી રાજકન્યા આ બાજુ આવતી હતી. રસ્તે બન્ને બાજુએ કુટુમ્બીઓ, સ્વજનો, સખીઓ અને સેવકસેવિકાઓની કતાર મંડાઈ હતી. રાજકુમારી પોતે રૂપરૂપનો અંબાર હતી. યૌવનથી પાંગરેલી નમણી નવવલ્લરી હતી. પરંતુ એની આંખોમાં ન્યોછાવરની જે નમ્રતા હતી તેણે એ સૌન્દર્યને અદ્‌ભુતતા અર્પી. આગળપાછળ થાળ લઈને દાસીઓ ચાલતી હતી. થાળોમાં રાજકુમારીની અંગત, પોતાની વસ્તુઓ ભરી હતી. પાલખી સુધી પહોંચતાં તો એણે બધા થાળ ખાલી કરી નાખ્યા. ભેટ આપવામાં એણે આઘુંપાછું ન જોયું. હવે એની પોતાની પાસે પોતાનું કહેવાય એવું કશું જ નહોતું. સર્વાંગે એ સ્વામીની થવા જતી હતી. પોતાની ગઈકાલ લુટાવીને હવે એ આવતીકાલને બાથ ભરવા પગલાં ભરતી હતી. પાલખીમાં બેસતાં બેસતાં એણે માતાની સોડમાં ભરાઈને અંતર ખાલી કરી દીધું. પિતાની ચરણરજ લઈને એણે પાછું હૃદય ભરી લીધું. બહેનોને ભેટીને એણે સખીઓની વિદાય લીધી. સૌની સામે છેલ્લી દૃષ્ટિ કરી ત્યારે આંખોમાંથી પડુંપડું થતાં આંસુ પણ અટકી પડયાં. રત્નોથી શોભતી સુવર્ણમંડિત પાલખીએ રાજકુમારીને ઉપાડી લીધી.

પોતે પોતાની મટીને હવે પારકાને પોતાનો કરવા જતી હતી. પોતાની જાતની એણે 'અન્ય'માં શોધ આરંભી હતી. એમાં આનંદ જ આદિ કારણ હતું અને એ જ અંતિમ પરિણામની અભીપ્સા હતી. સ્વામીમાં સમાઇ જવા એ પોતાની વ્યક્તિનું વિસર્જન કરતી હતી. અહંનો ઉત્સર્ગ કરીને નેપાલની કુળલક્ષ્મી આત્મવિલોપનનો અભિનવ ઉત્સવ કરીને નીકળી.



**પ્રેમ અને તેના આવેગો અને માંગલ્યોની જેમ શબ્દોની ગતિ એટલી સૂક્ષ્મ હોય છે, અને તે એટલી હળવી પગલીએ ચાલે છે કે તેઓ મનમાં મુક્તપણે એમની પોતાની મેળે પ્રવેશ કરે છે. પરંતુ "શ્રેષ્ઠ શબ્દો" વિષે આ એક અસામાન્યતા છે. આપણે તેમને આપણી પાસે સદૈવ સેવામાં હાજર થનાર ચાકરની જેમ ક્યારે પણ બોલાવી શકતા નથી, અધીન રાખી શકતા નથી. મારો એવો અનુભવ છે કે જાગવાની અને ઊઠવાની વચ્ચે અને પછી, તેઓ જેના પ્રતિનિધિ છે, તે વિચારો અને કલ્પનાઓની મૂર્તિમંત છાયા હોય તેમ તેઓ મનની કુંજો અને ખેતરોમાંથી નીકળી આવે છે, એકઠા મળે છે અને નિરાંતે ચરે છે, વિચરે છે. જાણે કે નિદ્રાએ એમને પોષ્યા છે, અને પાણી પાયું છે, એમને પોઢાડીને આરામ આપ્યો છે. પણ કલાકેક પછી અધીર થઈને બોલાવીએ ત્યારે શાહીની વાસથી તેઓ ભડકીને ભાગી જાય છે; ક્યાંય લપાઈ જાય છે; અદૃશ્ય થાય છે. – માત્ર એમાંના કેટલાક વૃદ્ધ, જીર્ણ અને માર્ગ–થાકયા પાછળ રહી જાય છે. "હોઠની સીટી બજાવજે અને હું ચાલી આવીશ" એ કદાચ પ્રેયસી માટે સાચું હશે પણ એક સાચા શબ્દ વિષે તો ભાગ્યે જ સાચું હોય છે.**

**વૉલ્ટર ડ લા મૅર**




**પત્રપ્રેમી અને પત્રલેખનની કલાના સમજદાર, ‘વિહારી’ ઉપનામના રજીસ્ટર્ડ પરબીડિયામાં જેમનું નામ બીડાએલું છે એવા એક લેખક-મિત્રે પત્રને ઉદ્દેશીને આ પત્ર લખેલો છે.**



**ત**ને શું લખું ? અનેકોના લેખનમાં નિમિત્ત બનતા તને શું લખું ? તારું નામ સંભળાય છે ને કોઈ અનોખી સૃષ્ટિ ઊપસી આવે છે, તારો સાદ પડે છે ને ચિત્ત વિવશ થઈ જાય છે ; તારું દર્શન થાય છે અને મન કેવી કેવી આશાના મનોરમ ઝૂલે ઝૂલી રહે છે ? સ્પર્શથી, શ્રવણથી અને ઈક્ષણથી તું ક્ષણ બે ક્ષણ માટે કે લાંબા કાળ માટે કોઈ નવી જ દુનિયામાં લઈ જાય છે. તારા વિનાની દુનિયા કલ્પી જ શકાતી નથી. તારો ભાવ અને અ–ભાવ બન્ને પોતપોતાની રીતે મૂંઝવનારાં બને તો ય તારા વિના કદી ચાલતું જ નથી !

*

“**તા**રી આસપાસ નાના કલહો અને મોટાં યુદ્ધો જામ્યાં છે, પરંતુ એથી તારી શાંતિ કે સ્થિરતા કે સશબ્દ મૌન ક્યારેય ડગ્યાં નથી. તને અવલંબીને કેટકેટલા ભાવો-પ્રભાવો, લાગણીઓ અને માગણીઓ રહે છે ! પરંતુ તને જાણે એ ક્યારે ય અડતાં જ નથી ! ચિત્તના કેવા ય અગોચર ખૂણાઓ તું અજવાળે છે ! માનવીનાં સ્પંદનો અને સંવેદનો બન્ને તારામાં આરંભાવાનું અહોભાગ્ય માની, ઘણીય વાર તારામાં જ લય પામવાનું ઇચ્છે છે. આને કારણે તારી સૃષ્ટિ ક્યારેક દિલની તો ક્યારેક વળી દુનિયાની પણ બની રહે છે. સ્વભાવની ખાસિયતથી માંડી સૃષ્ટિની ખૂબસુરતી સુધીનો વૈભવ તારામાં રેલાઈ રહે છે !

*

“ **ત**ને કદી વિચાર આવે છે, કે તારાં અંગ-ઉપાંગોમાં તું સુધામયી સંજીવનીથી માંડી હલાહલ વિષ ભરી રાખે છે ? તને આ કદી સમજાયું છે કે સંયોગ અને વિયોગ, રંગ અને રાગ અને એવાં બીજાં અનેક સંભવિત દ્વન્દ્વો સમુદ્રના તરંગોની જેમ હરહમેશ નવેનવે રૂપે પ્રગટાવવાની તારી શક્તિ તારા વિષે ઉત્સુકતા, કુતૂહલ કે ઉલ્લાસની સાથે-સાથે જ ભય, કંપ, દુઃખ કે શોક પણ જન્માવે છે ? અર્જુનને ‘‘નિસ્ત્રૈગુણ્ય’’ બનવાની સલાહ ભગવાને આપી ત્યારે તારો ખયાલ એમને આવ્યો હોત તો ?

*

“**તા**રા વિશેની ઉત્કંઠા ‘સર્જનજૂની’ કહી શકાય. તારો આશરો લેનારે તારામાં પોતાનું હૃદય રેડયું છે, આબેહૂબ પ્રતિબિંબ પાડયું છે; તારે ખોળે માથું મૂકતાં આંખમાંથી વહેલાં અનારાધાર આંસુ વડે તારો દેહ ભીનો કર્યો છે; તને વિભૂષિત કરવામાં પોતાની સર્વ શક્તિ, મતિ અને કલાને પોતાની કુમકે તેડયાં છે તો કોઈક વાર કશાય અલંકાર-આડંબર વિના કેવળ અંતરનું જ અજવાળું તારા પટમાં પાથર્યું છે. આ બધામાંથી તને શું ગમે અને શું નહિ એનો નિર્ણય, ક્રૂર કાળની આટઆટલી થાપટો છતાં, હજીય નથી જ થઈ શક્યો.

*

“**અ**તીવ લંબાણનો તારો કંટાળો જગજાણીતો છે પરંતુ ક્યારેક તને ઘણું જ ઝીણું કાંતવાનું ગમે છે એટલે આવા એકાદ પ્રસંગે થોડું સાંભળવાની તૈયારી તું બતાવે તો એમાં ખોટું કંઈ જ નથી ! તારે વિશે સાહિત્ય અને શિલ્પ, સંગીત અને નૃત્ય, અને ઇતર કલાઓ પણ રસ લેતી તને લાગે તો એનું એક કારણ મને તો એ લાગે છે, કે તું પોતે જ ઘણું લખે-બોલે છે, ચીતરે છે, ઘડે છે ! તને શું કહેવું અને શું નહિ એનો નિર્ણય સહેલો નથી પરંતુ તારા ઉપર રોષ ઠાલવવાનો નિશ્ચય કરનાર તારી સૃષ્ટિ નિરૂપી તોષ અનુભવે એ તારો જેવો તેવો વિજય છે શું? તને એક જ વિનતિ કરવી છે અને તે એ કે આટલી બધી નિરપેક્ષતા તું કદી ત્યાગી નહિ જ શકે ? આટલી બધી તટસ્થતા ન રાખે તો તારું શું લુટાઈ જવાનું છે?

“તને શું લખું ? તને શું કહું ? એટલું જ કે તું આવે ત્યારે હરહંમેશ ઉષાની રંગોળી, સંધ્યાની રંગરેલ, વાદળાંની સ્વચ્છન્દતા, વસંતનો ઉન્માદ, યૌવનનો આનંદ અને નિસર્ગની નિત્યનૂતનતા લઈ આવે તો ? સુજ્ઞેષુ કિં બહુના ? ”

એ જ,
લિ. સદૈવ તારો જ
‘ વિહારી ’

# પગ મચકોડાયો છે?

પગ મચકોડાવાથી મળતા મીઠા લહાવાનું માર્મિક બયાન

પહેલા પુરુષ બહુવચનમાં લેખક :
**ચિનુભાઈ પટવા**

**ચિત્રકાર : વિષ્ણુ ભટ્ટ**

(આ ચિત્રો કર્યા બાદ જેમની પીંછીનો પણ પગ થોડા વખત માટે મચકોડાઈ ગયો હતો)

જીવનમાં શારીરિક ઠોકરો ખાધાના અનુભવો દરેકને થાય છે. પરંતુ પગે કરમોડ ખાવાના અનુભવનો સુયોગ સૌને સાંપડતો નથી. અહીં એવા માર કે ચોટની વાત નથી કે જે સાહસને કારણે 'એકસરે' કે અન્ય વૈજ્ઞાનિક શોધો અને તેના નિષ્ણાતોને પગ સાથે પ્રયોગો કરવાની તક મળે. આ તો આપણું ધ્યાન દોરાય તે પહેલાં અચાનક પગના પંજા પરનો ઘૂંટણ મરોડ લઈ લે છે તેની, 'સ્પ્રેઇન્ડ એંકલની' વાત છે. કોઈ આને પગે કરમોડ ખાધી કહે છે તો કોઈ પગ જરા મચકોડાઈ ગયો કહે છે. બાકી અસર તો પગના માલિકને બન્નેય રીતે સરખી જ હોય છે.

વળી અહીં કોઈને જતિ બનાવવાની ઇચ્છા કે સૂચના નથી. અમારે હિસાબે અને જોખમે મેળવેલ અનુભવની વાત છે. અમારે મતે પગ મચકોડાવાથી મળતી મીઠી વેદનાનો લહાવો અમુક સંજોગોમાં લેવા જેવો ગણાય. જેમ ટાઇફોઈડ કે કોલેરાની રસી લેવાથી તે તે રોગનો સામનો કરવાની તાકાત આવે છે તેમ પગ મચકોડાવાની વેદના ભવિષ્યમાં થનાર આધાશીશી કે દાઢના દુખાવાને સહન કરવાની શક્તિ આપતી રસીની ગરજ સારે છે.

આમ છતાં પગને કરમોડ ખાવાની તક સહેલાઈથી મળી જતી નથી. તમે આબુના પહાડ ખૂંદી આવો કે મહાબળેશ્વર જઈ પ્રતાપગઢ ચઢી આવો તોય પગ મચકોડાશે નહિ. ત્યાંથી થાકીને માથેરાન પર ઘોડેસ્વારીની શરત લગાવી એક આબાદ પટકી ખાશો તોયે પાટલુન ફાડી ઢીંચણ છોલાશે કે બહુબહુ તો ગાલ પર બે ઉઝરડા મેળવશો પણ ઘૂંટણ મચકોડાવાનો લહાવો મળશે નહિ. આખરે ઘેર આવી ઉતાવળમાં દાદર ચઢતાં કદાચ કેળાંની છાલ પરથી સમતોલપણું ગુમાવશો તોયે કંઈ બનાવ બનશે નહિ. બધો પ્રયત્ન જતો કરી બાથરૂમમાં મોઢું ધોવા પગ મૂકશો ને તે જરા ખસશે અને રોકાશે નહિ; ડાબો પગ જાણે જમણાની "પ્રેક્ટીકલ જોક" કરતો હોય તેમ અદ્ધર જ રહી જશે અને હાથમાં કપડાં ભરાવવાની ખીંટી આવી જતાં તમે પડતા તો બચી ગયા જ; પરંતુ તમે ધાર્યું હતું તે અનાયાસે મેળવ્યું. પાસે જ કોઈના ખડખડાટ હાસ્યનો અવાજ સંભળાશે, કેમકે તેની દૃષ્ટિએ તો તમારો જમણો પગ કથકનો ઠેકો લેતો, ડાબો પગ મણિપુરી પદ્ધતિએ ઊંચો ઊડતો, જમણો હાથ કથકલી રીતે ભીંતનો ટેકો લેતો અને ડાબો હાથ ભારતનાટ્યને અનુસરીને હવામાં બાચકાં ભરતો દેખાતો હશે !

પગ મચકોડાવાના આવા અનુભવ ભાગ્યે જ પાંચ સાત વર્ષે એકાદ વાર થાય છે, પરંતુ જ્યારે થાય છે ત્યારે ધરતીકંપની જેમ અઠવાડિયામાં ત્રણ ચાર વાર એક સામટા થાય છે. અલબત્ત, આ વિશિષ્ટપણાનો ફાયદો એ છે કે આથી આપણા શરીરનાં અન્ય સર્વે અંગોને સલામતી મળે છે કારણ કે આ સમય દરમિયાન આપણને કંઈ પણ વાગે છે ત્યારે તે માર ઈજાવાળા પગે જ ઝીલી લીધો હોય છે! ગયે ઉનાળે અમે આબુ ગયેલા. મહિના સુધી પહાડો ખૂંદી એક સાંજે ઘેર આવ્યા ત્યારે ઉતારાના મકાનના પગથિયાને બીજું ગણ્યું અને



બાથરૂમમાં ચરણકમળ અને હસ્તપદ્મ આપોઆપ કથક, મણિપુરી, કથકલી અને ભારતનાટ્ય કરવા લાગતાં જ્યારે પગ મચકોડાવાના અનુભવ સાથે પ્રથમ પ્રણય થાય—

કરમોડ ખાધી. છતાં ખાસ વાંધો નહોતો આવ્યો. પરંતુ રાત્રે જમવા બેસતી વેળા તે જ પગે એક પડતા પાટલાને ઝીલ્યો. આથી મુસાફરીનો ચાલુ ઋતુ માટે છેડો લાવી ટ્રેનમાં બેઠેલા, ત્યારે એક ભાઈને પોતાની ટ્રંક મૂકવા માટે એ જ પગ પસંદ પડેલો !

પણ હમણાનો છેલ્લો અને રસિક અનુભવ થોડા દિવસ પરનો જ છે. જેને લપસરણી કહીએ છીએ એવાં પગથિયાંવાળી અમારી ઓફીસની નીસરણીના ઉપયોગમાં સરળતા માટે અમે એક સાંકળ વસાવેલી, તે જેને લોખંડની તંગીમાં વધારે જરૂર હશે તે ગૃહસ્થ લઈ ગયેલા. એ વર્ષથી તે ભાઈની પોલીસને પણ જરૂર છે જ. ત્યાર પછી લગાવેલ મજબૂત પણ સસ્તું દોરડું પણ કોઈ મુસાફરીનો કે જિન્દગીનો બિસ્તરો બાંધવા લઈ ગયું. મુલાકાતીઓને તો અમે ' સાચવજો ' કહેતા પરંતુ અમને કોઈ ' સાચવજો ' કહેતું નહિ અને પરિણામે બે વાર અમે ગબડી પડયા હતા. છતાં ઉતાવળથી નીચે પહોંચ્યા સિવાય નોંધપાત્ર નુકશાન કર્યું ન હતું.

એક દિવસે શહેરમાં એક અગ્રગણ્ય નેતાનું ભાષણ હતું. અમે સ્ટાફને ભાષણમાં જવા વહેલી રજા આપેલી. ત્યારે ખ્યાલ નહિ કે સ્ટાફ વિના અમે શું કરવાના હતા ! આથી બારીબારણાં બંધ કરી અંધારામાં તાળું ખોળી અમે દાદર શોધતા હતા, ત્યાં એક ખુરસી કોણ જાણે કયાંથી વચમાં આવીને ઊભી ને અમને પડતા તો બચાવ્યા, પણ એ જ આબુવાળો પગ જરા મચકોડાયો.

અમે જાણતા હતા કે આવે વખતે એકદમ ઘેર પહોંચી જવું સારું. કારણ કે કળતર જ્યોમેટ્રિકલ પ્રોગ્રેશન પ્રમાણે પ્રગતિ કરે છે. ઓફીસ બહાર આવી અમારી 'મરદોની ગાડી' (મોટરસાઈકલ) ને એક જ લાતે ચાલુ કરી, પણ તુરત જ ખ્યાલ આવ્યો કે એ જ પગે ડહાપણ કર્યું હતું. આખું શહેર જ્યારે ભાષણ સાંભળવા જતું હતું, ત્યારે અમને એકલાને ઊલટી દિશામાં જતા જોઈ લોકોના પ્રશ્નાર્થ મોઢાં અમને તાકી રહેતાં. ભાષણ રેડિયો પર પણ ચાલુ હતું એટલે ઘેર પહોંચતા જ ગરમ પાણીમાં પેલો પગ બોળી ભાષણ સાંભળવા માંડયું. અડધો કલાક ઠીક પસાર થઈ ગયો ત્યાં રેડિયો બોલ્યો, 'સરદારશ્રીનું ભાષણ પૂરું થયું હોવાથી હવે અમે આપને મુંબઈ લઈ જઈએ છીએ.' અમને થયું કે, 'અમને મુંબઈ લઈ જવા જેવું શું થઈ ગયું છે?' પરંતુ પગમાં લબકારા ચાલુ થઈ ગયા હતા, તેનો હમણાં જ ખ્યાલ આવ્યો. દુઃખના સમયમાં આવતા ખરાબ વિચારોમાંનો એક એ હતો, કે નેતાઓના ભાષણમાં જવા માટે પણ પરમીટો કેમ કાઢવામાં આવતી નથી કે જેથી ઘરના માંદા માણસોની સેવાર્થે છેવટે એકાદ જણ તો ઘેર હોય !



'હવે આપને મુંબઇ લઇ જવામાં આવે છે' !

અમારી સુશ્રુષા અમારે જાતે કરવાની હતી. ત્યાં સુધીમાં અમે હળદર–મીઠું લગાવ્યું, ગરમ પાટો વીંટયો, વીજળીના હીટરનો શેક લીધો અને અંતે લ્યુકોપ્લાસ્ટર ચોંટાડયું. અને પરિણામે શ્રદ્ધા હતી તેમ લબકારા ધીમે ધીમે જ વધતા હતા. એટલામાં ઘરનાં ઘેર આવ્યાં અને અમને હાડવૈદ્યરાજને ત્યાં લઈ જઈ લેપ લગાવડાવી પાટો બંધાવડાવ્યો. કોણ જાણે કેમ દર્દ ઓછું થયું અને અમે નિરાંતે ઊંઘવા લાગ્યા. ઊંઘમાં ફરમાયશી કાર્યક્રમનું સ્વપ્નું આવ્યું અને અમે રેડિયો ચલાવ્યો. ત્યાં પેલો એનાઉન્સર બોલ્યો: " હવે આપને મુંબઈ લઈ જવામાં આવે છે." અમે પૂછયું: " શા માટે ? " પણ તૂટેલી રેકર્ડ માફક એક જ વાકય સંભળાતું. "તમને હવે મુંબઈ લઈ જવામાં આવે છે."........ બાપરે! પેલા એક નગીનદાસને પગે જરા ખોડ હતી ને રજા ગાળવા મુંબઈ ગયેલા. ત્યાં એક મિત્રની સલાહથી એક સર્જનને બતાવ્યું. સર્જને ખાત્રી આપી કે ખોડ જશે. ઓપરેશન કરતાં ખોડ એકલી ના કાઢી. ખોડ અને પગ બેય કાઢ્યાં! અમે લોકો જેઓ અમદાવાદ વગેરે સ્થળે, એટલે કે મુંબઈથી દૂર રહીએ છીએ તેવાઓને કોઈ શારીરિક મુશ્કેલીને કારણે પણ જો મુંબઈ લઈ જવાની વાત આવે છે ત્યારે તો માત્ર આવા જ કેસોનું સ્મરણ થાય છે. ઝાંખું દેખનારા મુંબઈ જઈ ને આંખો મૂકી આવે છે, તો હાથની ઈજાવાળા કોઈ આખો હાથ મૂકીને આવે છે. એપેન્ડિકસ કઢાવવા ગયેલા તો કેટલાક પાછા પણ આવતા નથી.

આમ દરદી માટે તો મુંબઈની આવી ધાક છે. અને પેલા રેડિયો–વાક્યે આથી જ અનેક વમળો અમારા મગજમાં પેદા કર્યાં હતાં.

આમ છતાં એકંદરે સારી રાત ગાળી સવારે ઊઠ્યા ત્યારે દુખાવો ન હતો. દાક્તર સાહેબને પણ કોઈએ અમારી સાથે ચાહ પીવા નિમંત્રેલા. તેમણે ફરીવાર સમજાવ્યું કે પગ મચકોડાય તે ગંભીર બાબત નથી ગણાતી. ઘુંટણની એ જગા જ એવી ચૌદ હાડકાંવાળી અટપટી છે કે લીગામેન્ટસ જરા ખેંચાઈ જાય છે ને તેથી બે ત્રણ દિવસ જરા દુખે અને બહુબહુ તો શિયાળે સ્મરણ કરાવે. કરવાનો માત્ર આરામ અને જરા માલિસ.

જાણે બિલકુલ સારૂં થયું હોય તેમ બીજી રાત્રે ઊંઘ આવી પણ બરોબર. રાતના અઢી વાગે અમે જ્યારે ઊઠયા, ત્યારે ખબર પડી કે લબકારા વીંછીનું સ્મરણ કરાવતા હતા. કોઈને તકલીફ આપવી એ ઠીક ન લાગી તે વળી જરા શાન્તિ થઈ એટલે સૂઈ ગયા. ત્યાં વળી એકાએક પાસું બદલતાં ડાબા પગની લાત જમણાને વાગી અને—પણ જવાદો, એમાં તમને રસ નહિ પડે—અમને પણ ખાસ નહોતો પડયો.

સવારે પત્નીશ્રીએ પૂછ્યું, "તમે કાલે તો મોડી રાત સુધી પથારીમાં બેઠાબેઠા કંઈ વાંચતા હતા એટલે હું ઊઠેલી પણ સૂઈ ગઈ પાછી. કેમ છે પગે?" અમે કહ્યું, "સારૂં છે. બાકી રાત્રે અમે વાંચતા ન હતા પણ વિચારતા હતા."



રોગાસનની મઝા તો રાજ્યાસન કરતાંયે વિશેષ છે!

ત્રીજે દિવસે અમને બિલકુલ સારૂં હતું તેથી ઓફીસે જવા તૈયાર થતા હતા, ત્યાં: "આજે નથી જવાનું ઓફીસે–એ દિવસ આરામ લો જરા," ઓફીસના બોસના બોસે રજા અપાવતા કહ્યું. અમે રજા સ્વીકારી લીધી અને આમે મઝા જ હતી. પગના દુખાવા કરતાં તો અડધો પગ ઢાંકતા મોટા પાટાને લીધે ઘરના સૌએ સહાનુભૂતિ પરની માપબંધી હળવી કરી હતી અને પછી તો આપણે પણ સમજી ગયા કે દરદી બની રહેવામાં જ ગૌરવ જળવાશે. એટલે દાતણ, ચા, ભોજન, છાપાં બધું જ પથારી પાસે આવવા દીધું. વળી ભેટ મળેલ ચાર પુસ્તકો વાંચી નાખી તે તે લેખકોને અભિપ્રાય મોકલવાની તાકાત પણ મેળવી! પગનું મચકોડાવું એ માત્ર એવી ખુશનસીબીભરી માંદગી છે કે જ્યારે કંટાળાભર્યા સ્નાનમાંથી મુક્તિ અને સ્પંજની લહેજત મળે છે ને તબિયત બધી જ રીતે સારી હોવાથી પેટ ભરીને જમી શકાય છે.

પણ ઈશ્વરને જાણે અમારી સ્થિતિની અદેખાઈ આવતી હોય તેમ ખબર કાઢવા આવનાર મિત્રસંબંધીઓને પૂરા સમાચાર પણ પહોંચ્યા નહતા, ત્યાં તો ચોથે જ દિવસે આ માંદગી ખેંચી લીધી અને અમે ચાલ્યા ઓફીસે.

સાંજે ઘેર આવ્યા ત્યારે ખબર પડી કે કેટલાયે ઓળખીતા અને ખાસ કરીને સામા પક્ષનાં સગાં (ઇનલૉઝ) ને ધક્કા પડેલા ને અમારા સિવાય બાકીનાં સૌની ખબરો પૂછી સંતોષ માનવો પડેલો!

તે રાત્રે અને અઠવાડિયા સુધી ખબર કાઢવા આવનારાઓમાંથી કેટલાક નમૂના યાદ કરી લેવા જેવા છે. એક ભાઈ કહે: "મેં તો સાંભળેલું કે તમારા પગનું હાડકું ભાંગી ગયું છે." મને થયું: "ભાંગે નહિ તમારૂં?" પરંતુ એ ભાઈ એટલા બધા દૂર રહે છે કે વાહનવહેવારમાં સુધારો ના થાય ત્યાં લગી ખબર કાઢવા જવામાં ભારે અંગત તકલીફ પડે. એટલે એવી શુભેચ્છા નીતિની દૃષ્ટિએ પણ દબાવી દીધી હતી. બીજા ભાઈ કહે: "મેં સાંભળ્યું કે તમે સરદારની સભાની ભીડમાં કચરાઈ ગયેલા?" "ત્યારે તો હું ત્યાં નહોતો ગયો એ ઠીક કર્યું, નહિ?" અમે બોલ્યા.

એક શંકાશીલ ઉંમરનાં બહેન સહાનુભૂતિભર્યા અવાજે કહે: "મને તો હમણાં જ ખબર પડી કે તમે મોટરસાઈકલના અકસ્માતમાં પડી ગયેલા અને હોસ્પીટલમાં છો. પણ મેં તમને ઘરમાં ફરતા જોયા એટલે હોસ્પીટલનો ધક્કો બચી ગયો." એક કાકા કહે: "તમે અખાડાવાળા કદી જંપો નહિ!" "શું થયું?" અમે પૂછ્યું. "કેમ તમે આજે સવારે કોંગ્રેસી ચૂંટણીમાં મારામારી કરીને હાથ ભાંગી આવ્યા ને કંઈ! અરે હા, આ હાથ નહિ ને પગ ભાંગ્યો. પણ હજી મારામારીનો ચસ્કો છૂટયો નથી!"

આવી અફવાઓ કોણ અને કેવી રીતે ફેલાવે છે તેમાં ઊતરવા જેવું નથી. પરંતુ થોડાં વર્ષ પહેલાં માંદગીના સમાચાર સાંભળી બીજે ધક્કો બચાવવા ન્યાતની સ્ત્રીઓ કાળા સાલ્લા પહેરીને જ આવતી. કદાચ આવાં વસ્ત્ર પહેરીને રૂબરૂ ખબર પૂછનારીઓએ તો દરદીઓને સ્વર્ગે પહોંચવામાં કંઈક ઉતાવળ પણ કરાવી જ હશે!

છેલ્લે એક ભાઈ સવારની ચામાં ભાગ પડાવવા આવ્યા ત્યારે કહે:

"તમારી ઓફીસેથી કહ્યું કે તમે મુંબઈ જવાના છો?"

"હા, મુંબઈ ઓફીસેથી બોલાવ્યા છે તે જવું પડશે."

"એમ! ત્યારે મને કોઈએ કહ્યું કે પગનું ઓપરેશન કરાવવા મુંબઈ જાઓ છો." અને કેમ જાણે ઓપરેશન જેવું સનસનાટી ભર્યું કંઈ જ નથી, જાણી ભારે નિરાશ થઇ ગયા ને દવાની માફક ચાહ ગટગટાવી વીલે મોઢે ચાલ્યા ગયા.

# મેઘમંગલ

વાદળાં ઘેરાણાં હો, મેહુલે દીધાં એંધાણ;
વીજળી હેરાણાં હો, મેહુલે દીધાં એંધાણ.
ધરતીને રોમ રોમ ફોરમ, જો! ફૂટતી;
મેહુલે૦

ઢેલડના રસિયાની થનગન ના ખૂટતી;
મેહુલે૦
બેડલાં લ્હેરાણાં હો, મેહુલે દીધાં એંધાણ!
ગીતડાં વેરાણાં હો, મેહુલે દીધાં એંધાણ!
દખણાદે વાયરે ચડીને એ આવશે;
મેહુલે૦

પરસેવે અમરતની ધારા રેલાવશે;
મેહુલે૦
પૂર નવાં વરતાણાં હો!
નૂર નવાં મલકાણાં હો!
મેહુલે૦
વીજળી હેરાણાં હો, મેહુલે દીધાં એંધાણ!
વાદળાં ઘેરાણાં હો, મેહુલે દીધાં એંધાણ!

❧❧

આયો, મેહુલિયો આયો!
મેહુલિયો આયો!
આષાઢી વાયરો
વાયો મલ્હારનો–
દિશાઓએ રાગ ગાયો!
આયો૦
મોરલિયો ઠમક ઠમક,
વીજલડી ચમક ચમક,
ડુંગરડો ડોલતો ન્હાયો!
આયો૦

અવનીની આજ અહો! મંગલ સોહાગરાત!
ઉર એને મ્હેંક મ્હેંક, આંખે અધીર વાત!
ઘુંઘટડો એનો ભિંજાયો!
આયો૦
પનઘટની ભીડમાં,
ખેતરની સીમમાં,
પાવો કોણે રે! બજાયો?
આયો૦
ભીંને રે વાન એ આયો, મેહુલિયો આયો!
પગલે પગલે પ્રાણ લાયો,–જીવન-રસ પાયો!
મેહુલિયો આયો!

❧❧

ગહરૂં ગહરૂં ઘન વરસ્યાં!
જળ જળ સકલ દિશે વરસ્યાં.
ગહરૂં૦
વિરહાન્તે પ્રીતમની પેરે,
અશરણ પર સંતની પેરે,
મુક્ત મને વરસ્યાં!
ગહરૂં૦
ગિરિનિર્ઝરની મર્મર વિલસી,
કરમાતી કલિકા પણ વિકસી,
શિવ એવું વરસ્યાં!
ગહરૂં૦
તૃપ્ત ગગન – અવની તરસ્યાં!
ગહરૂં ગહરૂં ઘન વરસ્યાં!

હસિત બૂચ



---

*વડોદરા, ઑલ ઇન્ડિયા રેડિયો પરથી રજુ થયું.
તા. ૨૫–૭–૫૦

❧

**આ ત્રિપુષ્પ ઝુમખામાંનાં વર્ષાગીતો એની વૈવિધ્યમય અને મધુર ગેયતા ઉપરાંત સાહજિક અને પ્રફુલ્લ ઋતુ–આનન્દને સરલતાથી વ્યક્ત કરતી શબ્દપસંદગીને કારણે જાણે સંઘેડા–ઉતાર બન્યાં છે.**



# શૌર્યનો શિલ્પી

મંદ થતી વીરશ્રી અને ઔદાર્યને નિજની કલાથી પ્રજ્વલિત કરનાર ખમીરવંતા ગુર્જર કલાકારની પ્રેરક, ઐતિહાસિક કથા

લેખક: ચુનીલાલ વ. શાહ

ચિત્રકાર: મનુ વ્યાસ

વિક્રમ સંવત ૧૨૩૨ નો આષાઢ માસ ચાલતો હતો. ચાર માસ પૂર્વે ગુર્જરેશ્વર અજયપાળ મૃત્યુ પામ્યો હતો.

કિશોર વયનો ગુર્જરેશ્વર મૂળરાજ એક મોટી ચિત્રપાટી હાથમાં લઈને તેમાં દોરેલું ચિત્ર જોતો આસન પર બેઠો હતો. તેની પાસે ચિત્રકાર સોહણ પોતાનું ચિત્રાલેખન એ બાળ ગુર્જરેશ્વરના મનમાં કેવાક ભાવો જગાડે છે તે જાણવાને ઉત્કંઠ બનીને ઊભો હતો.

કેટલીક વારે દૃષ્ટિ ઊંચી કરીને મૂળરાજ બોલ્યો : "ચિત્ર તો સુંદર દોર્યું છે, સોહણભાઈ! પણ તમારું જ દોરેલું પિતાજીનું ચિત્ર આવું સુંદર કેમ નહિ લાગતું હોય?"

વાત સાચી હતી. એકાદ વર્ષ પૂર્વે જ્યારે અજયપાળ વિદ્યમાન હતો ત્યારે સોહણે તેનું ચિત્ર દોર્યું હતું અને ગુર્જરેશ્વરના મંત્રણાખંડમાં બીજાં ચિત્રોની સાથે લટકતું હતું. સામે જ દેખાતું એ ચિત્ર આ ચિત્ર પાસે ઝાંખું પડતું હતું એમ તેર વર્ષની વયનો મૂળરાજ કહી શકે તેમાં નવાઈ નહોતી.

સોહણ ઊછરતી જુવાન વયનો કલાકાર હતો. તે જવાબ આપતાં જરા ગૂંચવાયો અને જરા અચકાઈને બોલ્યો, "મહારાજ! એ ચિત્ર દોર્યું ત્યારે હું નાનો હતો, આજે એક વર્ષ મોટો થયો છું, એટલે મારી આવડત એટલા સમયમાં વધી જ હોય ને?"

પરન્તુ સોહણના એ પ્રત્યુત્તરમાં રહેલી કૃત્રિમતા ખુલ્લી પડતાં વાર લાગી નહિ. અધઘડીમાં રાજમાતા નાયકીદેવી ત્યાં આવી. મૂળરાજના હાથમાંનું ચિત્ર તેણે જોયું અને તેની ભ્રૃકુટિ ચડી. જોતાં જોતાં તે જાણે ક્રોધાંધ બની ગઈ અને તેણે ચિત્રપાટીને નીચે પછાડી તેને જોરથી પગે કચડતાં કહ્યું: "સોહણ! ગુર્જરેશ્વરના મંત્રણાખંડની સજાવટ માટે તું આ ચિત્ર દોરી લાવ્યો છે, ખરું ને?"

સોહણ હાથ જોડતો બોલ્યો: "માતુશ્રી! ક્ષમા કરો, અજયપાળ મહારાજનું ચિત્ર આવું સુંદર નથી દોરાયું તે હું જાણું છું. પણ જેમ જેમ હું મોટો થતો જાઉં, તેમ તેમ મારી કલા ખીલતી જાય ........"

"છાનો રહે!" રાજમાતાએ આંખ ફેરવીને કહ્યું: "આ બાળકને એવી વાત સમજાવ, મને ન સમજાવ! આ ચિત્ર સમરસિંહ અને તેના પુત્ર કલ્યાણનું છે ને?"

"હા દેવી!"

"પાટણની સામે બહારવટું ખેડનાર અને ગુજરાતનાં કોતરો-પહોડોમાં ભરાઈ બેસનાર એ બહારવટિયાઓનું આવું સુંદર-તેજસ્વી ચિત્ર ગુર્જરેશ્વરની દૃષ્ટિ સામે મૂકવા માટે તૈયાર કરતાં તારો હાથ કેમ ન કપાઈ ગયો? તારી પીંછી કેમ બળી ન ગઈ?"

સોહણ ધ્રૂજી ઊઠ્યો. નાયકીદેવીની અગ્નિ-ઝરતી આંખો, ચંડી સમું ક્રોધતપ્ત વદન, તલવારની ધાર જેવા તીખા શબ્દો અને ઘોર-કઠોર સ્વર તેને ગભરાવી રહ્યાં. તે હિંમત એકત્ર કરીને જવાબ આપવા જતો હતો, પણ તેના મુખમાંથી કંઈ શબ્દો નીકળે તે પહેલાં નાયકીદેવીએ ક્રોધને જરા આવરીને કહ્યું: "સોહણ! તને ખ્યાલ આવે છે કે તેં કેવા ગંભીર અપરાધ કર્યા છે? તું જાણે છે કે રાજ-મહાલમાં વીર પુરુષોનાં જ ચિત્રો રખાય છે અને તું આ બે જણાને વીર પુરુષો માને છે તે તારો એક અપરાધ, અને તેનું ચિત્ર અહીં મૂકવા દોરી લાવ્યો છે તે તારો બીજો અપરાધ: બોલ, એ અપરાધનો તને શો દંડ દઉં?"

સોહણ નમ્રતાથી બોલ્યો: "માતુશ્રી! બહારવટિયો કોઈ વાર રાજા બને છે, અને રાજા કોઈ વાર બહારવટિયો બને છે, પરંતુ બેઉનું તેજ તો તેમના વીરત્વમાં રહેલું હોય છે. કલા વીરત્વની પક્ષપાતી હોય છે—વ્યવસાય કે વ્યક્તિની નહિ!"

"સોહણ ઠીક જ કહે છે, માતા!" મૂળરાજનો કલાપ્રેમ તુરત બોલી ઊઠ્યો.

નાયકીદેવીએ કરેલો આઘાત જાણે ભીંત પર પછડાઈને નિષ્ફળ ગયો હોય તેમ તેના ક્રોધતપ્ત વદન ઉપર માનભંગની રેખાઓ ઘેરાઈ ગઈ. સોહણને દંડવા માગતી તેની વાણી અવરુદ્ધ થઈ ગઈ અને પુત્રને સાથે લઈ તે ત્યાંથી મૂગી મૂગી ચાલી ગઈ.

(૨)

સોહણ કેવા ઉત્સાહથી એ સુંદર ચિત્ર લઈને આવ્યો હતો, અને અત્યારે ભોંયે પછડાયેલા એ ચિત્રને જોઈ તે કેવી ગ્લાનિ પામી રહ્યો હતો!

એ વિશાળ ખંડની દીવાલો પરનાં રામાયણમહાભારતનાં ચિત્રામણો અને તેણે જ દોરી આપેલાં ભીમદેવ, કર્ણ, સિદ્ધરાજ, કુમારપાળ અને અજયપાળનાં ચિત્રો અત્યારે તેને રડતાં લાગ્યાં. કચડાઈને મલિન બનેલું પોતાનું ચિત્ર વાંકા વળીને ભોંય પરથી ઊંચકતાં જાણે ઘાયલ થઈને પડેલી કલાદેવી વિષણ્ણ વદને પોતાને તાકી રહી હોય એવો સોહણને ભાસ થયો. તે ચિત્રને હાથમાં રાખી ઘડીભર જોઈ રહ્યો.

જુવાન કલ્યાણ જુસ્સાપૂર્વક જમણા હાથમાંના ભાલાનો શત્રુ સામે ઘા કરી રહ્યો હોય અને તેનો પિતા સમરસિંહ તલવારને ટેકે ઊભો ઊભો પુત્રની ભાલાફેંક જોઈ પ્રસન્ન થતો હોય એવું એ દૃશ્ય હતું; પરન્તુ દૃશ્ય કરતાંય વિશેષ ભાવસૂચક તો એ પિતા-પુત્રની મુખમુદ્રાઓ હતી, જેમાં સોહણે જાણે કર્ણ અને કાર્તિકેયને જ મૂર્તિમંત કર્યા હોય!

સમરસિંહે ગુર્જરેશ્વરના જ કબજાના પ્રદેશમાંનો ચિત્તોડ તથા તેની આસપાસનો મુલક પચાવી પાડ્યો હતો. તેનું બહારવટું તો સિદ્ધરાજના જીવનનાં છેલ્લાં વર્ષોમાં-સંવત ૧૧૯૯માં શરૂ થઈ ચૂક્યું હતું, પરંતુ તે વખતે તે બહુ નજરે ચડેલું નહિ. મેવાડનો એ પ્રદેશ ગુર્જરેશ્વરનો મુલક હતો. ગુર્જરેશ્વરનો દંડનાયક ચિત્તોડમાં રહી કર ઉઘરાવી પાટણ મોકલતો. સમરસિંહ વખત આવ્યે દંડનાયકનોય અંગરક્ષક બની જતો પણ પોતાનો પગદંડો રાખતો. કોઈવાર દંડનાયક આકરો બને તો તેની સામે બહારવટું ખેડી તેને પજવ્યા વિના પણ રહેતો નહિ. એવી રીતે તેણે કુમારપાળના સમય દરમ્યાન એવી જમાવટ કરી હતી કે કુમારપાળનું અવસાન થતાં અને અજયપાળ રાજગાદી પર આવતાં તે સ્વતંત્ર રાજા તરીકે પોતાને ઓળખાવવાની હામ ભીડી શક્યો.

અજયપાળે તેને સાનમાં લાવવા માટે ચિત્તોડ પર આક્રમણ કર્યું હતું. સમરસિંહને તેણે નસાડી મૂક્યો હતો; તેના બીજા પુત્ર કુંભાને તેણે કેદ પકડી પાટણમાં આણ્યો હતો અને આજે પાટણની તુરંગમાં તે હતો. પણ તેથી સમરસિંહ અને કલ્યાણનું બહારવટું બંધ થવા પામ્યું નહિ. અજયપાળ એ યુદ્ધમાં સારી પેઠે ઘવાયો હતો. તેને પુરોહિત કુમારદેવે ખૂબ પ્રયત્ને સાજો કર્યો હતો, પરન્તુ ત્યાર પછી બીજે જ વર્ષે અજયપાળનું મૃત્યુ થયું હતું. તેના એક અંગરક્ષકે તેનું ખૂન કર્યું હતું. કલાકાર સોહણ અજયપાળના ચિત્તોડ પરના આક્રમણ સમયે સેનામાં સાથે રહ્યો હતો. તેણે પોતાની આંખે એ પિતા-પુત્રને તથા તેમનાં પરાક્રમોને જોયાં હતાં. તેમનાં શૌર્યવીર્યની, દાનસ્તાઈની, ચાતુર્યની તથા તેમના આદ્ય પૂર્વજ *બાપ્પા રાવળની વીરતાની કાંઈ કાંઈ વાતો કેદ પકડાયેલા કુંભા પાસેથી તેને સાંભળવા મળી હતી. એ બધાથી મનનું જે આકર્ષણ સમરસિંહ અને કલ્યાણ પ્રતિ થયું હતું તેથી ઊર્મિવશ થયેલા કલાકારે આ ચિત્ર દોર્યું હતું અને તે ચિત્રની આવી દુર્દશા થઈ હતી! સોહણની ગ્લાનિનો પાર રહ્યો નહિ, ત્યાર પછી કેટલાય દિવસ સુધી તેણે પીંછી હાથમાં લીધી નહિ.

સોહણ કલાકાર હતો, કલાગુરુ પણ હતો. જુવાન વયે તેનામાં ખીલેલી ચિત્રકલા અને શિલ્પકલા કોઈ પૂર્વ જન્મની કમાણી હશે એમ જ લોકો માનતા. અનેક જિજ્ઞાસુઓ તેને આંગણે કલા શીખવા આવતા, અનેક શ્રેષ્ઠીઓ પોતાનાં હર્મ્ય કે મંદિરના ઘાટ-શિલ્પાદિ માટે સોહણની સલાહ લેવા આવતા; છતાં સોહણ પોતાને એક વિદ્યાર્થી જ માનતો. તેના કલાપ્રેમને કોઈ પણ પ્રસંગમાંથી કે કોઈ પણ સ્થાનમાંથી કાંઈ કાંઈ નવું પ્રાપ્ત થતું, કાંઈ ને કાંઈ પ્રેરણા મળતી: અને જ્યારે ઊર્મિ ઊભરાતી ત્યારે રાત કે દહાડો જોયા વિના તે પોતાના કામમાં જ મચ્યો રહેતો.

* બાપ્પા રાવળથી સમરસિંહ અઢારમો વંશજ હતો.



એવો સોહણ આળસમાં અને ઉદાસીનતામાં દિવસો ગાળતો હતો તેથી તેના પરિચયીઓને આશ્ચર્ય થતું; પરન્તુ જ્યારે થોડા જ દિવસ પછી ખરી વાત પાટણના લોકોએ જાણી, અને જોતજોતામાં ગુજરાતભરમાં પ્રસરતી ગઈ, ત્યારે કોઈએ તેને શિખામણ આપી: "ભલા માણસ! આવું ચિત્ર દોર્યું'તું તો ઘરે જ રાખવું'તું ને! મહારાણીને બતાવ્યું શા માટે?" કોઈએ સલાહ આપી: "સોહણભાઈ! આ ચિત્રો દોરવામાં મઝા નથી, તમે શિલ્પમાં વધુ મન પરોવો; આજકાલ શ્રાવકો દેરાસર બહુ બંધાવે છે." પાટણની તુરંગમાં પડેલા કુંભાએ સોહણને કહાવ્યું: "અરે દોસ્ત! તુરંગમાં પડ્યો પડ્યો પણ હું કોઈ વાર તારું દર્શન પામતો અને તારી સાથે વાતો કરવાનો આનંદ મેળવતો. પણ તેં તો મારા પિતા તથા ભાઈની વીરતા ગાતાં ગાતાં મારી હેડનાં બંધન વધુ આકરાં બનાવ્યાં છે!"

સોહણ આવું આવું સાંભળતો અને તેનું મનોદુ:ખ વૃદ્ધિ પામતું.

(૩)

ભાદ્રપદ માસ આવ્યો. મૂળરાજને મૃત્યુ પામેલા પિતાનું પહેલું શ્રાદ્ધ પ્રયાગતીર્થે જઈને સારવાનું હતું, પરન્તુ એટલો દૂરનો પ્રવાસ કરવાની મંત્રીશ્વરે અનુજ્ઞા આપી નહિ. મહાકાલેશ્વર જઈને ક્ષિપ્રાતીરે શ્રાદ્ધ સારવાનું કર્યું. મહારાણી અને મૂળરાજ બેઉ જવાનાં હતાં. મૂળરાજની ઇચ્છાથી સોહણને સાથે જવાનું ઠર્યું. અસ્વસ્થ રહેતું ચિત્ત એટલા પ્રવાસથી સ્વસ્થતા પામશે એવી આશાએ સોહણને પ્રવાસ માટે તૈયાર કર્યો.

માળવાની રસાળ ભૂમિને લીલી ઓઢણી ઓઢાડીને વર્ષા વિદાય થઈ હતી. અને શરદનો સૂર્ય તે ઉપર જ્યારે સોનેરી રજ વેરતો, ત્યારે કેવી સુંદરતા ઊભરાતી તે એક જોતો હતો સોહણ અને બીજો જોતો હતો સોમેશ્વર. રાજપુરોહિત કુમારદેવનો એ જુવાન પુત્ર આ યાત્રામાં સાથે હતો તેથી સોહણને એના સમવયસ્ક પંડિતનો સરસ સાથ મળ્યો હતો. તે તેનામાં ઉલ્લાસ પૂરતો હતો. ચિત્રકાર અને પંડિત બેઉના ઘોડા પ્રવાસમાં સાથે સાથે જ હીંડતા.

મહાકાળેશ્વરમાં વદ બારસનું શ્રાદ્ધ સારીને માતા–પુત્રે વળતો પ્રવાસ આરંભ્યો. સાથે બે રથ હતા, સો અંગરક્ષક ઘોડેસવારો હતા અને દસેક ઊંટસવારો હતા. બીઆસ નદીનાં કોતરોમાં ઊતરીને ત્યાંથી આગળ લંબાતી પહાડી તરફ બધાં આગળ વધતાં હતાં. એવામાં એકદમ બેઉ બાજુથી કોઈ ઘોડેસવારો ધસી આવતા દેખાયા. થોડાએ રથને આંતર્યા, થોડાએ ઊંટોને આંતરીને ઘેર્યા, બીજાઓ થોડા થોડા અંગરક્ષકોનાં માંડલાંને ઘેરી વળ્યા અને જોતજોતામાં આખું મંડળ પાંચસોએક ઘોડેસવારોથી કકડે કકડે ઘેરાઈ ગયું તથા મૂંઝવણમાં આવી પડ્યું. પૂછી જોતાં નાયકીદેવીએ જાણ્યું કે મેવાડના બહારવટિયા પોતાને આંતરીને ઊભા છે. બહારવટિયાઓએ બધાને જુદા જુદા પાડી નાખ્યા અને ડુંગરામાં આવેલાં છૂટાંછૂટાં કોતરો તથા ગુફાઓમાં તેમને કેદ કરી રાખ્યા, ત્યારે સમજાયું કે સમરસિંહના પુત્ર કલ્યાણનું આ કામ છે.

નાયકીદેવી અને મૂળરાજને આરામથી રહી શકાય એવી એક રાવટીમાં નિવાસ આપવામાં આવ્યો.

સોહણ અને સોમેશ્વરને ઊંટસવારોની સાથે એક ગુફામાં વસવાટ મળ્યો. ઘોડા તો ગુમાવ્યા હતા, પણ ઘોડાની ગાદીઓ રાત્રે સૂવા માટે ઠીક ઉપયોગમાં આવી.

સવાર પડ્યું, એટલે સોહણને ખબર પડી કે સમરસિંહ પોતે આવી પહોંચ્યો છે અને કોતરોની વચ્ચે કલ્યાણની સાથે ઘૂમી રહ્યો છે. પિતા–પુત્ર આ કેદીઓનો કેવો ઘાટ ઉતારવો તેની વેતરણમાં પડ્યા હતા. ગુજરાતની સાથે કાયમનું વેર બાંધવું કે સ્વાર્થ સાધીને જ બેસી રહેવું એ પિતા–પુત્રની સમક્ષનો કોયડો હતો.

કોઈએ સમરસિંહને ચિત્રકાર સોહણની ઓળખ પાડી, એટલે તેણે સોહણને બોલાવીને નખથી શિખા પર્યંત જોઈને કહ્યું: "ચિત્રકાર! તું નહોતો જાણતો કે મોતી એ હંસનો ચારો છે, બગલાનો નથી?"

"જાણું છું, પણ કોઈ વાર વિકારવશ હંસમાંય બક–બુદ્ધિ ઉત્પન્ન થઈ જાય, તેથી શું?"

"નહિ, કલાકાર! જેનામાં બક–બુદ્ધિ ઉત્પન્ન થાય તે જાતવાન હંસ નહિ હોય એક તારે ખાતરીથી માનવું!"

"તો બાપ્પા રાવળના વીર વંશજ! તમારામાં આ બક–બુદ્ધિ કેમ આવી?" સોહણે ગંભીર મુદ્રા કરીને પૂછ્યું: "જાણો છો ગુર્જરેશ્વરને કેદ કરવાનું પરિણામ? ગુજરાત આખા મેવાડને ઉદ્‌ધ્વસ્ત કરશે...."

"જાણું છું, જાણું છું......"

"અને મારો દોસ્ત તથા તમારો કુંભો......"

"હા, તેય જાણું છું......"

એટલામાં એક સૈનિકે આવી સમરસિંહને ખબર આપી: "રાજમાતા અને મૂળરાજદેવ તમને મળવા આવવાની ઇચ્છા બતાવે છે."

"ભલે. એક પડદાવાળી પાલખી મોકલી આપો, તેમાં બેસીને તેઓ ભલે આવે; હું ત્રિખૂણિયામાં જઈને બેસું છું."

એક ઊંચી ટેકરીના પાયામાં ખડકોથી ઘેરાયેલું ત્રિખૂણિયું કોતર ત્યાંથી અર્ધો કોસ દૂર હતું. સમરસિંહ અને સોહણ વાતો કરતા તે દિશામાં ચાલ્યા. અપ્રત્યક્ષ પરિચયની કાંઈ કાંઈ વાતો પ્રત્યક્ષ પરિચય થતાં વહેવા લાગી.

તેઓ ત્રિખૂણિયામાં જઈને બેઠા અને અધઘડી થઈ, ત્યાં તો નાયકીદેવી અને મૂળરાજને લઈને પાલખી આવી પહોંચી.

ઊંચકનારાઓએ પાલખી નીચે મૂકી એટલે સમરસિંહની સૂચનાથી સોહણ જ રાજમાતા તથા ગુર્જરેશ્વરને પાલખીમાંથી ઉતારી લાવવા ગયો.

પણ પડદો ઊંચો કરીને જોતાં સોહણને જણાયું કે પાલખી ખાલી હતી! તેમાં હતા થોડા વજનદાર પથ્થર અને બેચાર કપડાં માત્ર. સોહણ ચમક્યો. તેણે એ વાત સમરસિંહને કહી અને સમરસિંહ હસી પડ્યો.

સમરસિંહ બહાર નીકળી ટેકરી પર ચડ્યો. સાથે સોહણ પણ ચડ્યો. બેઉએ જોયું કે નાયકીદેવી અને મૂળરાજ બે જુદા જુદા ઘોડા પર સવાર થઈને નાસી રહ્યાં છે! સમરસિંહ બોલ્યો: "દેખ, ચિત્રકાર! વીરોની ભૂમિમાં વસનારો તું આ દૃશ્ય ભૂલતો નહિ!"

સોહણે જવાબ આપ્યો: "એ જ દૃશ્ય હંસમાં વિકારવશ નીપજેલી બક-બુદ્ધિનો ધ્વંસ કરનારું પણ નીવડે એમ કેમ ન માનવું?"

"અને તારી એ આશાનો ભાગીદાર થઈને જ હું એ જોઉં છું, છતાં સ્વસ્થ ઊભો છું તે તું ન ભૂલતો; નહિ તો તેમને ફરી પકડવા એ મારે માટે એક જ ઘડીનું કામ છે!"

એ જ દિવસે બપોરે સમરસિંહે પાટણના બધા સૈનિકોને જમાડીને વિદાય કરી દીધા.

"હા, રાજમાતા!" સોહણે પ્રત્યુત્તર આપ્યો.

ચિત્રમાં આલેખ્યાં હતાં, નાયકીદેવી તથા મૂળરાજને ઘોડે બેસી નાસી જતાં, અને સામેની ટેકરી ઉપર તે બેઉને જોતાં ઊભેલા બે જણા: એક સમરસિંહ અને બીજો સોહણ.

એ દૃશ્યના દર્શને નાયકીદેવીના દિલને હલમલાવી મૂક્યું. તે બોલી: "સોહણ! પેલું ચિત્ર પણ લઈ આવ, હું બેઉ ચિત્રોને મારા શયનખંડમાં રાખીશ!"

નાયકીદેવીને સમજાઈ ગયું હતું કે સમરસિંહની કેદમાંથી પોતે મુક્ત થયાં હતાં તે કેવળ રાવટીમાંથી દગો કરીને નાસી છૂટવાથી નહિ, પણ એ દાના દુશ્મનની સાચી વીરતાથી.

કુંભાને તુરંગમાંથી મુક્ત કરાવી, ઘોડા પર બેસાડી, ચિત્તોડ તરફ વિદાય કરતાં સોહણે કહ્યું: "હવે તારા પિતાને આપવાનો એક સંદેશો મારે તને કહેવાનો છે."

કુંભો બોલ્યો: "હું સમજી ગયો છું. તમારે એ કહેવું છે કે ચિત્ર પણ હંસના અનિષ્ટ વિકારને શમાવી શકે છે."



(૪)

આખું મંડળ પાટણમાં પાછું આવ્યાને થોડા દિવસ થયા અને નવસંવત્સરની પ્રતિપદા આવી. ગુર્જરેશ્વરની સમીપે સામંતોએ, શ્રેષ્ઠીઓએ, મંડળેશ્વરોએ આવી કાંઈ કાંઈ નજરાણાં ધર્યાં.

સોહણ માત્ર એક ઢાંકેલી ચિત્રપાટી લઈને ગયો. પણ ભરેલી રાજસભામાં તેણે એ ચિત્ર કોઈને બતાવ્યું નાહ.

રાજસભા વિસર્જન થયા પછી તે રાજમાતાની સમીપે જઈને ઊભો અને તેણે ચિત્ર ધર્યું. નાયકીદેવી તે જોઈ રહી, ચમકી ગઈ અને તેણે પૂછ્યું: "શું આ સાચું ચિત્ર છે?"

"ના, એમ નહિ. તારા પિતાને કહેજે કે તમારા વીરત્વે રાજમાતાને સાચા વીરત્વનો પાઠ આપ્યો છે, કે જે વીરત્વ પાટણના રાજવંશમાંથી ત્રણ-ચાર વર્ષથી ઓસરી રહ્યું હતું."

પાછળ ઊભેલા પંડિત સોમેશ્વરે *સોહણના ખભા ઉપર હાથ મૂકી ગંભીર વદને કહ્યું: "અરે સોહણ! એ તું શું બોલ્યો? અજયપાળ મહારાજની વીરતા......."

તેની વાતને વચ્ચેથી કાપી નાંખતો સોહણ બોલ્યો; "તું તારે એ બધું ગાયા કરજે. હું તો ભવિષ્યના ઇતિહાસકારની વાણી બોલી રહ્યો છું."

અને પંડિત ચિત્રકારને કતરાતી નજરે જોઈ જ રહ્યો.

---

* આ સોહણે–શોભને વૃદ્ધ વયે દેલવાડામાં તેજપાળે બંધાવેલા જિનમંદિરના બાંધકામમાં મુખ્ય સ્થપતિ તરીકે કામ કરી અમર નામના મેળવી હતી. (સં. ૧૨૮૭) ...... સમરસિંહ અને કલ્યાણ શાહબુદ્દિન ઘોરી તથા પૃથ્વીરાજ વચ્ચેના સ્થાનેશ્વર આગળના યુદ્ધમાં સં. ૧૨૪૯માં મૃત્યુ પામ્યા હતા ...... સમરસિંહનો બીજો પુત્ર કુંભો પછીથી બેદરમાં ગયેલો અને ત્યાં તેણે રાજ્ય જમાવેલું......પંડિત સોમેશ્વરે "સુરથોત્સવ" કાવ્ય લખેલું...... મહમદ ઘોરીએ ગુજરાત પર કરેલા આક્રમણમાં નાયકીદેવીએ તેને હરાવીને નસાડેલો (સં. ૧૨૩૪), ત્યાર પછી થોડા જ માસમાં મૂળરાજનું અવસાન થતાં તેનો નાનો ભાઈ ભીમદેવ (બીજો) ગુર્જરેશ્વર થયો હતો.

# વનપ્રવેશ

**આદર્શોના વિસ્મરણ અને સ્મરણની ચમત્કારપૂર્ણ, એકાંકી નાટિકા**

લેખકઃ
રવિશંકર સંતોષરામ ભટ્ટ

ચિત્રકારઃ મનુ વ્યાસ

**સ્થળ :** શેઠ શાંતિલાલ મ્હેતા બી. એ. ના ખાર (મુંબઈ) માં આવેલ બંગલાનું દીવાનખાનું. દીવાનખાનાનો ઓરડો પ્રમાણમાં નાનો છે. પણ ફરનીચર અને બીજી આભૂષણ સામગ્રીથી ખીચોખીચ ભરપૂર છે. બે ત્રણ ચીજો સિવાય બધી નવી છે અને છેલ્લાં બે ત્રણ વરસ દરમિયાન વસાવેલી હોય એમ જણાય છે. દિવાનખાનાની વ્યવસ્થામાં સંવાદિતા કે સુરુચિનો અભાવ છે. દીવાનખાનામાં પ્રવેશતાં સામે શેઠ શાંતિલાલનો મોટો ફોટોગ્રાફ સામે જોઈ રહે છે.

આજે ખાસ પ્રસંગને લીધે ત્રણચાર ફૂલદાનીઓમાં ફૂલો ભરેલાં છેઃ બારણે તોરણ બાંધ્યું છે અને ફરનીચર પર વિશેષ શણગાર સજવામાં આવેલ છે.

**સમય :** વર્તમાનઃ સવારના લગભગ નવેક વાગ્યાનો.

(શંકર ફરનીચર સાફ કરે છે, ખૂણામાં ગોઠવેલ ટેબલ પરથી મોટું ફ્લાવર-વાઝ નીચે ઉતારે છે, ત્યાં સામેથી મોહન ડ્રાઈવર આવે છે.)

મોહન : શંકર! આજે તો ખૂબ શણગાર કર્યો છે ને શું?

શંકર : આ હમણાં હાથમાંથી પડી જાત!

મોહન : તો ભારે થાતને! પચ્ચીસ રૂપિયાનો દંડ! આજ તો શેઠનો જન્મ-દિવસ છે.

શંકર : આ તેની જ બધી તૈયારી ચાલે છે.

મોહન : બક્ષિસ શું મળશે એ કહેને?

શંકર : (હસીને) કદાચ એકાદ રૂપિયો મળશે.

મોહન : એક રૂપિયો તે હોય? આપણે સૌએ સાથે મળીને વધારે માગવું જોઈએ.

શંકર : તો કાંઈ મળશે નહિ; અને વળી એકાદ એની નોકરી તૂટી જશે. જો, ગયે મહીને મેં કહ્યું કે 'સાહેબ' મને દેશમાંથી કાગળ આવે છે કેમકે મારે છોકરીના લગન કરવાં છે એટલે મારે બસો રૂપિયાની જરૂર છે.' તો કહે (શેઠની અદાથી) 'અરે, એટલો બધો ખરચ આવા વખતમાં થાય?' મેં કહ્યું: 'સાહેબ, બસો રૂપિયામાં શું થાય?' તો કહે 'તારો પગાર બે રૂપિયા ગયે મહિને જ વધાર્યો છે. હવે વધારે શું હોય?'

મોહન : ત્યારે હવે આજે તક સાધીને કહી નાખ.

શંકર : નારે-બાઈ બહુ ભલી છે એટલે મેં તેને વાત કરી હતી કે પંદર વરસ નોકરી કરી ને મને બસો રૂપિયા મારા પગાર પર નહિ આપો?

મોહન : હવે શેઠની 'ના' ની 'હા' નહીં થાય.

શંકર : કાલે શેઠે બોલાવીને કહ્યું કે 'વિચાર કરશું.'

મોહન : ફાવ્યો ત્યારે, પણ જો —

(સામેથી શેઠ શાંતિલાલના આવવાનો અવાજ આવે છે. શંકર ફ્લાવર-વાઝ ટેબલ પર મૂકે છે. શાંતિલાલ આવે છે. એમના મોં પર ચિંતા અને દૃઢતાની રેખાઓ પડેલી છે. એમને જોતાં એમની ઉંમર લગભગ ૫૫ વરસની લાગે. છતાં એમના ચાલવામાં ચપળતા જણાઈ આવે છે.)

શાંતિલાલ : કેમ શંકર! મોહન! તું રાતે બધે કહી આવ્યો કે? જો, સાડા અગીઆર વાગ્યે જનુભાઈ તથા બહેનને તેડી આવવાનાં છે.

મોહન : હા જી, બધે કહી આવ્યો છું.

શાંતિલાલ : (ખમીસના ખીસામાંથી બે પાંચ રૂપિયાની નોટ કાઢીને) લે શંકર, લે મોહન. (બંને આગળ આવીને લે છે)

(ટેલીફોન વાગે છે અને બંને નોકરો જાય છે.)

શાંતિલાલ : (ટેલીફોન લેતાં) હા જી, હલ્લો કાંતિભાઈ! થેંકયુ થેંકયુ. હા, હવે અમે વનમાં આવ્યા. (હસે છે.) અરે ભાઈ, હવે કયાં ધંધો રહ્યો છે? જે થોડું-ઘણું રહ્યું છે એ લઈને બેસી રહીએ તો ઘણું છે. હા જી, થેંકયુ. (ટેલીફોન મૂકે છે.)

(શંકર તારનો થોકડો લઈને આવે છે.)

શાંતિલાલ : (હરખાઈને) ઓહો! આટલા બધા તાર આવ્યા છે? સહી કરી આપી?



શંકર : હાજી. (જતાં જતાં) તારવાળાને કંઈ આપવું છે?

શાંતિલાલ : (તાર ફોડતાં) હા. રૂપિયો આપજે. (વાંચે છે.) 'Congratulations on your Vanpravesh. Many happy returns'.– (એક પછી એક તાર ફોડે છે. શંકર બહાર જાય છે.)

( સામેથી કમળા આવે છે. )

કમલા : ઓહો ! બધા અભિનંદનના તારો છે ને ?

શાંતિલાલ : (હસીને) હા. પચાસ પૂરાં થયાં તેનો મિત્રો હરખ કરે છે.

કમલા : કે વનમાં પ્રવેશ કરો છો તેનો?

શાંતિલાલ : (તાર મૂકીને કમળા પાસે આવી) આજે આપણને પરણ્યાં કેટલાં વરસ થયાં?

કમલા : પૂરાં પચીસ!

શાંતિલાલ : ત્યારે મારો વનપ્રવેશ અને આપણો રજત મહોત્સવ સાથે થઈ ગયાં. એમાં કૈં સંકેત હશે?

કમલા : શોધીએ તો સંકેત, નહિ તો ઉજાણી તો છે જ!

શાંતિલાલ : હું એ બરાબર સમજ્યો નહિ. મને સંકેત સમજાવશો?

કમલા : (ફરી હસતી) આજે તો ઉજાણી છે.

શાંતિલાલ : (રસપૂર્વક) પણ મને જરા રહસ્ય તો સમજાવો.

કમલા : હું શું સમજાવું? પણ તમને કોઈ વાર એમ નથી લાગતું કે આપણું જીવન ઘણું ફરી ગયું છે?

શાંતિલાલ : જીવનમાં ફેરફારો તો થયા જ કરે; માણસ એટલું જુએ કે ફેરફાર સારો છે કે ખરાબ!

કમલા : તમે તો સ્વાર્થની જ વાત કરી. મને યાદ છે કે વર્ષો પહેલાં–તમે શેર બજારમાં ગયા તે પહેલાં–તમે બધું પરગજુ નજરથી જ જોતા. "આને શું લાગશે?" "આની શું અસર થશે?" સરકારે આવી નીતિ ન રાખવી જોઈએ" એમ હંમેશા ચિંતા કર્યા જ કરતા.

શાંતિલાલ : એ ચિંતા પછી પડતી મૂકી!

કમલા : (સ્વપ્નવત્) ક્યાં એ તમારી ભાવનાઓ અને ક્યાં આ પૈસાની પૂજા?

શાંતિલાલ : (આડંબરથી) કમલા, મેં તને સુખી કરી છે એમ તું માને છે?

કમલા : એવો સવાલ કેમ પૂછો છો ?

શાંતિલાલ : આ સર્વસ્વ તારે માટે જ છે; અને મેં તને સુખી કરવા હંમેશા યત્ન કર્યો છે માટે, મારા આત્મ–સંતોષ ખાતર.

કમલા : (એકાએક ગંભીર થઈ ને) તમે સાધનમાં જ સુખ માન્યું છે?

શાંતિલાલ : (સમજી જઈ) આપણા જીવનમાં એક મોટી ઊણપ રહી ગઈ છે; પણ એ દોષ તો દૈવનો છે.



કમલા : (આંખમાં અશ્રુ સાથે) દોષ ઢોળવાથી શો ફાયદો? (વાળી લેતાં) પણ આજનો દિવસ આનંદનો છે. જુઓ, આ દલુકાકા આવ્યા.

દલુકાકા : (સામેથી બૂમ મારતા, હાથમાં લાકડી ઠોકતા) શાંતિભાઈ! તમને સાલ મુબારક. શતં જીવ શરદઃ ધનવાન, આયુષ્યવાન, તમે સુખી થાઓ..

કમલા : કાકા, તમારા આશીર્વાદ એમને ખૂબ ફળ્યા છે.

દલુકાકા : કેમ ન ફળે? શાંતિભાઈ આપણે પહેલેથી જ પાસ કરેલા હોં કે.

(બીજા ત્રણ મિત્રો: જન્મશંકર, મન્તુભાઈ અને કૃષ્ણલાલ આવે છે.)

જન્મશંકર : શાંતિભાઈ! અમારાં હાર્દિક અભિનંદન. Wish you a happy and prosperous life.

મન્તુભાઇ : શાંતિભાઈ આપણામાં સૌથી સફળ મિત્ર. લક્ષ્મી એમને વરેલી છે.

દલુકાકા : કેમ ન વરે? હું એમને નાનપણથી ઓળખું. બહુ હુશિયાર માણસ છે. એમના જેવો બુદ્ધિશાળી સજ્જન ક્યાં છે?

કૃષ્ણલાલ : એમણે ધંધામાં પૂરેપૂરી ફતેહ મેળવી છે.

દલુકાકા : અરે! ધંધામાં તો હજુ વધારે આગળ આવશે, જોજો ને! તમે માનશો? એમનો સોદો કોઈ દિવસ ઊંધો ન પડે!

શાંતિલાલ : (નમ્રતાથી) સૌ ભાઈ ઓની મહેરબાની છે.

જન્મશંકર : કમળાબેન! તમારું સૌભાગ્ય પૂરેપૂરું છે. જુઓ, આટલું ધન, આટલી જાહોજલાલી અને આવો ધીકતો ધંધો. બીજું શું જોઈએ?



કમલા : (હસતી) તમે બધા શું લેશો? (એમ કહી ટોકરી મારે છે.)

જન્મશંકર: પ્રસંગને અનુરૂપ જે આપો તે !

( શંકર આવે છે )

કમલા : શંકર, પેલું ગુલાબનું શરબત તૈયાર કરીને લાવ તો. (શંકર જાય છે.) ત્યારે તમે સૌ બેસો. હું જરા અંદર જઈ આવું.

( જાય છે ).

મન્તુભાઈ: આજે પચીસ વરસથી અમે સાથે છીએ. અમે બન્ને મુંબઈ સાથે આવેલા, સાથે જ કોલેજમાં અભ્યાસ કરતા. હું એલ. એલ. બી. પાસ થઈ વકીલાતે વળગ્યો અને શાંતિભાઈ શેરબજારે ગયા.

( ટેલીફોનની ઘંટડી વાગે છે ).

શાંતિલાલ : ( ટેલીફોન લેતાં ) હાજી. થેંકયુ. શું ભાવ? રૂ. ૧૨૩૦ ? હા. હજુ મંદીવાળા જોરમાં છે. ના, કૈં નહિ. થેંકયુ.

મન્તુભાઈ: ત્યારથી એમણે ધંધો ખીલવ્યો છે અને છેલ્લા દાયકામાં બહુ સારી પ્રતિષ્ઠા જમાવી છે.

દલુકાકા : એમણે બરાબર નજર રાખીને તક સાધી. પછી પૂછવું જ શું ? ભાઈ, ટાણુંના નાણું છે.

શાંતિલાલ : ઈશ્વરની કૃપા એટલે સૌ સારું થયું છે.

મન્તુભાઈ: એક વાત મને ઘણીવાર યાદ આવે છે, હો શાંતિભાઈ! આપણે કોલેજમાં ભણતા ત્યારે તમે એક ઊંડા આદર્શવાદી યુવાન ગણાતા અને કોલેજની બધી પ્રવૃત્તિઓમાં તમે સામેલ થતા. પછી તમે વેપારમાં પડયા ત્યાં પણ એવી વાસ્તવિક દૃષ્ટિ કેળવી કે તમને અસાધારણ સફળતા મળી.

જન્મશંકર : (જરા રમૂજથી) મન્તુભાઈ! ટકોર તો કરતા નથી ને ?

દલુભાઈ: ટકોર શું કરે? શાંતિભાઇની ઉદારતા તમે જાણો છો ?

મન્તુભાઈ: હું તો અભિનંદન આપું છું. જુવાનીમાં આપણે સૌ થોડા ઘણા આદર્શવાદી હોઈએ જ છીએ ના? એમાંથી કેટલા એ ધગશ અને ઉત્સાહ ટકાવી શકે છે? અને વળી એમાંથી કેટલા કાર્યમાં ઉતારે છે?

દલુકાકા : કોઈ નહિ; એ તો સહુને પોથીમાંનાં રીંગણાં હોય છે. દુનિયા એમ જ ચાલે છે.

શાંતિલાલ : ( જરા ગંભીર થઈ ) મન્તુભાઈ! તમે ઠીક યાદ કર્યું હોં! એક રીતે મારા મનની વાત તમે જ વ્યકત કરી.

( શંકર પીણાની ટ્રે લાવે છે.)

કૃષ્ણલાલ : ( વાતાવરણને ભેદવા ) મન્તુભાઈ! તમે તો વાતાવરણ ગંભીર બનાવી દીધું. આજ તો ઉજાણીનો દિવસ છે. લ્યો, આ શરબત આપું. મોં મીઠું કરો.

( શંકર જાય છે. )

શાંતિલાલ : ( ઊભા થઈ શરબતના પ્યાલા આપતાં ) ના, એમાં કશું ગંભીર નથી. મેં આજે જ નિર્ણય કર્યો છે કે આજના પ્રસંગે મારે પાંચસો રૂપિયા સત્કાર્ય માટે આપવા.

દલુકાકા : અરે, શાબાશ શાંતિભાઈ! જોયું ? હું નહોતો કહેતો કે શાંતિભાઈ ઉદાર છે ? ગુપ્તદાન એ જ સાચું દાન હોં કે !

જન્મશંકર : ( આડંબરી ઉત્સાહથી ) શાંતિભાઈ ! તમે બહુ સારો નિર્ણય કર્યો !

મન્તુભાઈ : કૃષ્ણભાઈ ! મેં કહ્યું તેમ શાંતિભાઈમાં આદર્શની જ્યોત હજુ બુઝાઈ નથી.

શાંતિલાલ : ( પ્રોત્સાહન પામતો ) અને પચીસ રૂપિયાનાં રમકડાં મહિલા સમાજના બાલમંદિરમાં વસાવવા માટે ચેક મોકલવાનો છું.

મન્તુભાઈ : ( ડઘાઈ જઈ, ધીમા અવાજે ) બહુ સારું.

જન્મશંકર : ( જરા કડક અવાજે ) આ લડાઈ દરમિયાન ધનની આંધી ચડી હતી. એમાં જેણે સાહસ કરીને ઝંપલાવ્યું એ તવંગર થઈ ગયા.

કૃષ્ણલાલ : સાહસનો એ બદલો. અને જમુભાઈ! મારા-તમારા જેવા રહી ગયા તે રહી જ ગયા. ( બધા હસે છે. )

દલુકાકા : અને મારા સાહેબ ! વળી કેટલાયે પાયમાલ થઈ ગયા !

જન્મશંકર : હા. આપણે તો હૃદયથી ઇચ્છીએ કે શાંતિભાઈ ખૂબ ધનવાન થાય અને ઉત્તરોત્તર સફળતા અને સુખ મેળવે.

દલુકાકા : અરે ! હજુ તો એમની ખીલતી જુવાની છે. અને ખરું તો વનમાં જ ધન મળે.

જન્મશંકર : જરૂર ! કાકા, તમારો આશીર્વાદ ફળો. (ઊભા થતાં ) શાંતિભાઈ, અમે રજા લઈએ હવે !

શાંતિલાલ : થેંકયુ. સૌ આવજો.

દલુકાકા : લ્યો ત્યારે, હું પણ મારો સવારનો રાઉન્ડ પૂરો કરી આવું.

શાંતિલાલ : હા–કાકા ! આવજો.

( શાંતિલાલ સૌની સાથે હસ્તધૂનન કરે છે. સૌ જાય છે).

શાંતિલાલ : ( ધૂંધવાતાં ) મિત્રોને પણ કેટલી ઇર્ષા છે ! એમાંના કેટલાએ જુવાનીના આદર્શો ઝીલ્યા છે કે આજે મને મેણું મારે છે ? (તોછડાઈથી) પણ એમની ટીકાની પરવા કોને છે?



( ટેલીફોન વાગે છે. )

શું ભાવ ? એમ કે ? હા, પચાસ લેજો.

( ટેલીફોન મૂકે છે. )

( એક વિદ્યાર્થી આવે છે. )

વિદ્યાર્થી : સાહેબ, આ ધનવંતરાયભાઇની ચીઠ્ઠી છે.

શાંતિલાલ : ( રોષમાં ) હા, બેસો. ધનવંતરાયભાઈ દર અઠવાડિયે એક ચિઠ્ઠી લખે છે. બોલો, તમારે શું કહેવું છે ?

વિદ્યાર્થી : સાહેબ, હું ઇન્ટર સાયન્સ પાસ થયો છું અને મારે મેડીકલ કોલેજમાં દાખલ થવા માટે ફીની જરૂર છે.

શાંતિલાલ : ( સખતાઈથી ) તમારે કેટલા રૂપિયાની જરૂર છે તે કહો ને !

વિદ્યાર્થી : ( ડઘાઈને ) સાહેબ, મારે ઓછામાં ઓછા પાંચસો રૂપિયા મેળવવા જોઈએ.

શાંતિલાલ : મારાથી એટલી મદદ નહિ થાય, સમજ્યા ? પાંચ-પચીસ જોઈતા હોય તો લઈ જાઓ.

વિદ્યાર્થી : સાહેબ, હું નિરાધાર છું અને ઇન્ટર સાયન્સમાં ફર્સ્ટ કલાસ પાસ થયો છું. મને મદદ કરો તો હું આગળ અભ્યાસ કરી શકું.

શાંતિલાલ : એ તો હું જાણું છું. તમારા જેવા બધાને આપું તો મારાથી કેમ પહોંચાય ?

વિદ્યાર્થી : મને ધનવંતરાયભાઈએ પોતે પચીસ રૂપિયા આપ્યા છે અને મને આશા આપી હતી કે આપને મળવાથી મને સારી મદદ મળશે.

શાંતિલાલ : એ તો કહ્યા જ કરે છે. પણ આમ ભીખ માગીને પાંચ વર્ષ કેમ પૂરાં કરશો ? એના કરતાં નોકરી લઇ લ્યો ને !

વિદ્યાર્થી : મને મારા પ્રોફેસરે ખાસ સલાહ આપી છે કે મારે મેડીકલ ડિગ્રી માટે અભ્યાસ કરવો.

શાંતિલાલ : ત્યારે એમને જ કહો ને કે તમારે માટે ફીનો ફાળો ઉઘરાવી આપે !

વિદ્યાર્થી : (બહુ લાચારીથી) આપ મને કંઈ મદદ નહિ કરો?

શાંતિલાલ : હું પચ્ચીસ રૂપિયા આપીશ. જોઈતા હોય તો અત્યારે લઈ જાઓ.

વિદ્યાર્થી : ( નિરાશાથી ) આપની જેવી મરજી.

શાંતિલાલ : ( ખીસામાંથી નોટની થોકડી કાઢીને ) લ્યો.

( વિદ્યાર્થી લે છે; પ્રણામ કરીને જાય છે. )

શાંતિલાલ : ( ટેલીફોન લે છે, ડાયલ કરીને ) હા. સારું. એ જ ભાવે બીજા પચાસ લેજો; ( જરા થોભી ) સો લેજો.

( શાંતિલાલ ટેલીફોન મૂકે છે; ઊંડા વિચારમાં નિમગ્ન હોય એવી રીતે આંખો મીંચી, માથા પર હાથ ટેકવી, ચેસ્ટરફીલ્ડ ખુરસીમાં બેસે છે. ત્યાં સામેના પ્રવેશદ્વારમાંથી એક ત્રીસ વરસની ઉમ્મરનો ભરાવદાર યુવાન, યુરોપીય પહેરવેશમાં સજ્જ થયેલ, દાખલ થાય છે. પોતાની પાછળ એ પ્રવેશદ્વાર બંધ કરે છે. શાંતિલાલ આંખો ખોલીને નવા આગન્તુક સામે ટીકી-ટીકીને જોઈ રહે છે. ઘડીવાર એના મનમાં ફાળ પડે છે. પણ સ્વસ્થ થઈને મહેમાનને સામેની ખુરસી પર બેસવા હાથથી બતાવે છે. )

શાંતિલાલ : આવો.

આગન્તુક : ( હસીને ) હા જી; મારાં હાર્દિક અભિનંદન; આજે તમારાં પચાસ વર્ષ પૂરાં થયાં.

શાંતિલાલ : થેંકયુ. આપ કોણ ?

આગન્તુક : કદાચ આપને યાદ તો હશે.

શાંતિલાલ : (ઝીણી નજરથી જોઈ ને) આપણે મળ્યા હોઈએ એવું મને કૈંક ઝાંખું સ્મરણ આવે છે.

આગન્તુક : હાજી, બહુ સમય થઈ ગયો, લગભગ વીસેક વરસ પહેલાં આપણે મળેલા. પછી તો તમે નવા ધંધામાં ગયા અને આપણી વચ્ચે ઘણું અંતર પડી ગયું.

## બેતમા

તુજ કરાંગુલિએ શોભત ઝૂલતું વનકુસુમ,
ભાવહીન શીત ઓઠ અડકતું વનકુસુમ,
વિદારી તુજ હસ્ત નિરર્થક પાંખડીઓ
ફોરમજી, પણ હાય ! હતું એ ઉર મ્હારૂં !

તુજ કરાંગુલિએ શોભત ઝૂલતો જામ સુરા,
ભાવહીન શીત ઓઠ સ્પર્શતો જામ સુરા,
પાન સુરાતણું કરી ફગાવ્યો જામ દૂરે,
પણ હાય ! હતો એ જામ રૂપે મમ પ્રાણ ખરે !

જયંતીલાલ શાહ

( સરોજની નાયડુના અંગ્રેજી કાવ્ય ઉપરથી )





શાંતિલાલ : એમ કે ? બોલો, તમારી મુલાકાતનો શો હેતુ છે?

આગન્તુક : (હસીને) માત્ર તમને અભિનંદન આપવાનો અને બની શકે તો વીસ વરસ પહેલાંની ઓળખાણ તાજી કરવાનો.

શાંતિલાલ : તમારાં અભિનંદન માટે આભાર માનું છું.

આગન્તુક : વચ્ચે આપણે ન મળી શકયા એ માટે મારો જ દોષ છે; પરંતુ તમારા વ્યવસાયમાં દખલ કરવાનું યોગ્ય ન લાગ્યું.

શાંતિલાલ : ( આત્મશ્લાઘા અને આડંબરથી ) હવે આ પચાસ વર્ષ પૂરાં કર્યાં એટલે નિવૃત્તિ મેળવીને કંઈ લોકસેવા થાય તો કરવાનો વિચાર છે.

આગન્તુક : (રસપૂર્વક) ખરેખર ? એ બહુ સારો વિચાર છે. વીસ વરસ પહેલાં તમે કેટલા ભાવનાશીલ હતા? મને યાદ છે કે ૧૯૩૦ નું વર્ષ દેશમાં ક્રાંતિનું હતું ત્યારે સત્યાગ્રહની મોટી લડતમાં ભાગ લેવાનો તમે નિર્ણય કરેલો.

શાંતિલાલ : ( ચોંકીને ) તમે કયાંથી જાણો ? એ નિર્ણય મેં કદી વ્યક્ત કર્યો નથી.

આગન્તુક : (ખડખડાટ હસીને) કારણ કે તમે એ નિર્ણય દૃઢ થાય તે પહેલાં જ બીજો નિર્ણય કર્યો; અને તમે જીવન ફેરવી નાખ્યું.

શાંતિલાલ : (ઊંડી મૂંઝવણથી) તમે કોણ છો તે મને કહેશો?

આગન્તુક : આપે મને હજુ ન ઓળખ્યો ?

શાંતિલાલ : ના.

આગન્તુક : મારું નામ શાંતિલાલ કૃષ્ણલાલ મહેતા. બી. એ.

શાંતિલાલ : (ખુરસીમાં ટટાર થઈને) શું તમે મારી મશ્કરી કરો છો? મારા નામધારી બની છેતરવા આવ્યા છો?

આગન્તુક : બેમાંથી એકે પ્રયોજન નથી; મે કહ્યું તેમ—

શાંતિલાલ : (અધીરાઈથી) ત્યારે તમે મારી પાસેથી શું માગવા આવ્યા છો ?

આગન્તુક : તમારા મગજમાં પૈસાના હિસાબ સિવાય બીજો કોઈ ખ્યાલ આવતો નથી જણાતો.

શાંતિલાલ : (મિજાજ ખોઈને) ત્યારે તમારે જોઈએ છે શું?

આગન્તુક : શ્રીમંતોની અધીરાઈનું તમે બરાબર અનુકરણ કરી શકો છો. વીસ વરસની વાત તમે વીસ પળમાં જ પતાવી નાખવા માગો છો?

શાંતિલાલ : આ તમે શું બકવાદ કરી રહ્યા છો ?

આગન્તુક : ( ખામોશથી ) ખરું કહું તો તમારી પાસેથી કૈં હું લેવા આવ્યો નથી; એક જૂના મિત્ર તરીકે જીવનની યાદ આપવા આવ્યો છું.

શાંતિલાલ : તમે તો એક દુશ્મનની રીતે મારા પર આક્ષેપો કરી રહ્યા છો.

આગન્તુક : એ મારો આશય નથી; પણ તમે અપ્રિય સત્ય સાંભળવા તૈયાર નથી. ઘડી વાર તો વીસેક વર્ષ પહેલાંના તમારા મનોરથો, યોજનાઓ, નિર્ણયો પર નજર નાખો !

શાંતિલાલ : ભૂતકાળને યાદ કરવાથી શો લાભ ? એ બધું તો ગયું. પાછી નજર નાખું છું ત્યારે જણાય છે કે મારું જીવન કેવળ સંયોગોને વશ રહ્યું છે. પ્રસંગોની અને તર્કોની ભૂલભૂલામણીમાંથી આરપાર નીકળી શકયો એટલો હું નસીબદાર.

આગન્તુક : એ તો એક સસ્તું, સામાન્ય બહાનું છે; ભૂતકાળને સમજાવવાનો લૂલો પ્રયત્ન છે.

શાંતિલાલ : શું હું અસત્ય બોલું છું ?

આગન્તુક : તમે દલીલથી તમારી જાતને છેલ્લા વીસ વરસથી મનાવી લીધી છે–ખરું કહું તો છેતરી છે.

શાંતિલાલ : (બેપરવાઈથી) બસ કરો, મને એ સાંભળવાની તમા નથી.

આગન્તુક : (જરા સખ્તાઈથી) કદાચ નહિ હોય; પણ મારી સલાહ છે કે એ સાંભળવામાં તમારી સલામતી છે. ૧૯૩૦ની સાલ સુધી તમારું જીવન એકધારું, પ્રામાણિક, આદર્શમય અને સેવાભાવી હતું; એના પર તમે એકાએક પૂર્ણવિરામ મૂકી દીધું એ શા માટે ?

શાંતિલાલ : એનું કારણ સર્વસામાન્ય છે. નાનપણથી મને ગરીબાઈનો કપરો અનુભવ થયેલો. વીસ વરસ સુધી મેં અનેક પ્રયત્નો કર્યા પરન્તુ મારા મનોરથો અને આદર્શો એક જ સાધનને અભાવે વ્યર્થ રહ્યા–એ સાધન પૈસાનું. એટલે મેં એક પળે નિશ્ચય કર્યો કે જીવનમાં કૈં પણ સાધવું હોય તો એને માટે ધન મેળવ્યા સિવાય છૂટકો જ નથી.

આગન્તુક : એટલે તમે સાધનને જ સાધ્ય બનાવ્યું.

શાંતિલાલ : મેં જોયું કે મારાથી ઓછી શકિતવાળા માણસો ખૂબ કમાણી કરતા હતા. જો સહેલાઈથી ધન મળતું હોય તો મેળવવામાં મારે શા માટે શરમાવું ? એટલે બીજું બધું છોડી મેં ધન મેળવવા ઉપર જ ધ્યાન આપ્યું અને આખર મને ફતેહ મળી.

આગન્તુક : તમારો એકરાર પ્રમાણિક છે. પણ તમે જ કહ્યું તેમ 'બધું છોડીને'—એ ભયંકર શબ્દોનો અર્થ તમે સમજ્યા છો કે ?

શાંતિલાલ : ( સગર્વ ) હા, કેમ ન સમજું ? કશાની પરવા કર્યા વિના, લગભગ દયાહીન રીતે, મારી તબિયતની, ઘરની, સંબંધીઓની ને સ્નેહીઓની



# ૪૪ વર્ષથી સેવા અર્પતી

## અજોડ સ્વદેશી સંસ્થા

( સ્થાપના ૧૯૦૬ )

બનારસ, બેંગલોર, જ્યોર્જેટની સાડીઓ અને

બ્લાઉઝ પીસ, જરી બ્રોકેડ્સ, આભલા વર્ક

ઉપરાંત

હરેક જાતનું રેશમી, ગરમ, સુતરાઉ કાપડ, ભરૂચની રેશમી અને સુતરાઉ સુજની ધાબળા–શાલ–ઓવરકોટ માટેનું કાપડ, ફર્નીશીંગ અને કર્ટનનેટ, ગરમ અને સુતરાઉ હોઝીયરી, લેધર ગુડ્ઝ, સ્ટેઈનલેસ સ્ટીલનાં વાસણો વિગેરે

## આજે જ પધારો

# ધી બોમ્બે સ્વદેશી

# કો-ઓપરેટિવ સ્ટોર્સ કંપની લિ૦

સર ફિરોજશાહ મહેતા રોડ, મુંબઇ નં. ૧. ફોન : ૨૦૪૪૩

શાખા : { મહાત્મા ગાંધી રોડ, પૂના
જેમ્સ સ્ટ્રીટ, : : : સીકંદરાબાદ

તમારી દેશપરદેશની હવાઇ–દરિયાઇ–રેલ્વે મુસાફરી માટે તમારી ટિકિટો અમારે ત્યાં મેસર્સ લી. એન્ડ મુરહેડ ( ઇન્ડીઆ ) લિમિટેડની શાખા મારફત કશા પણ વધુ ચાર્જ વગર મેળવો.



## 'શ્રીરંગ'નાં રૂપ-રંગ અને

## સાહિત્ય કલા સાથે તાલ........

કલ્પના

અને

વાસ્તવિકતા....

—એ બન્ને
જ્યારે
જીવનની
પરમ
મંગલ
ઊર્મિઓનું
એક કાવ્ય
સર્જાવે છે

સાધી
શકે એવાં
ચિત્રો
જો કોઈ સંસ્થા
સર્જી શકે
તેવી હોય
તો તે

ન્યુ થીએટર્સ

જ છે!
એની
પ્રતીતિ
આપતું
નૂતન
ચિત્ર :

ત્યારે........ત્યારે આવું એકાદ ★
ચિત્ર રૂપેરી અવતાર ધરે છે:

પરીઓના
દેશમાં

ડોકિઉં
કરતી
જિંદગીનાં
સનાતન
સત્યની
કથા
કહેતું
મનોરંજન

ભૂમિકા :
★ આશિતબરન,
★ આશિતા
★ નઝીર હુસેન,
★ સાધના
★ ખુરશીદ
★ રાજલક્ષ્મી




રજુઆત માટે જોતા રહો

# આવે છે!

★ દિગ્દર્શન :
સૌરેન સેન

★ સંગીત :
પંકજ મલ્લિક

## જિંદગીની યાત્રામાં

'છોટાભાઈ'
ના સફળ
દિગ્દર્શક
કાર્તિક ચેટરજી
તૈયાર કરે છે.

જિંદગીનું
સત્ય શોધનારા
યુવક-
યુવતિની કથા :

## 'જિંદગી'ના લેખક'

બંગાલી નવલકથા—
શ્રી. પ્રબોધ સન્યાલની સુપ્રસિદ્ધ
'મહાપ્રસ્થાનેર પથે'

ના હિન્દીમાં રૂપેરી અવતાર

# યાત્રિક

યાને
'નઈ
મંઝીલ'

CALCUTTA FILM EXCHANGE ★ BOMBAY ★ MADRAS ★ CALCUTTA



# લાકડું અને લાકડાની બનાવટો

★ અમારી લાકડાં વહેરવાની 'સૉ-મિલ'માં જુદી જુદી જાત અને માપનું, વિવિધ ઉપયોગનું લાકડું તૈયાર થાય છે.

★ લાકડાની વસ્તુઓ માટે મુંબઇ સરકારના અમે 'રજીસ્ટર્ડ સપ્લાયર્સ' છીએ.

★ પેકીંગ કરવા માટેની લાકડાની પેટીઓ અમે પૂરી પાડીએ છીએ. લીવર બ્રધર્સ, એચ. જે. ફોસ્ટર એન્ડ કું૦ તેમજ બીજી ઘણી નામાંકિત પેઢીઓ અમારી પાસેથી પેકિંગ કરવાની પેટીઓ લે છે.

★ ઉપયોગી તેમજ સુંદર ફર્નીચર વેચીએ છીએ તેમજ ભાડે આપીએ છીએ.

★ લાકડાની ટ્રે, બ્લોટર્સ, કેલેન્ડર, તથા બીજી ઓફીસ ઉપયોગી વસ્તુઓ તેમજ લાકડાનાં રમકડાનાં અને નોવેલ્ટીની વસ્તુઓ બનાવીએ છીએ, પૂરી પાડીએ છીએ.

★ ઓફિસના માણસોના યુનિફોર્મ અમારૂં દરજી ખાતું તૈયાર કરે છે. એ ઉપરાંત બીજું પણ સીલાઈ કામ લે છે. બોમ્બે સ્ટેટ ટ્રાન્સપોર્ટના યુનિફોર્મ અમે બનાવ્યા છે.

# દુલેરાય એન્ડ કંપની

૨૨, એપોલો સ્ટ્રીટ, કોટ-મુંબઈ નં. ૧.

સો મિલ્સ: સેંટ ઝેવીઅર્સ સ્ટ્રીટ, પરેલ, મુંબઈ નં. ૧૨

તારનું સરનામું : PEDHI.

ટેલીફોન { નં. ૨૩૩૧૫ ઓફિસ. / નં. ૪૩૪૮૭ કારખાનું

જરા પણ સંભાળ વિના મેં ધન મેળવવા પાછળ બધાનો ભોગ આપ્યો છે. આજે બજારોમાં અને સમાજમાં મારૂં સ્થાન આગળ છે એનું કારણ મારી પાસે મૂડી છે તે જ છે ને?

આગન્તુક : એ સાધનની કિંમત કોઈ ઓછી આંકતું નથી.

શાંતિલાલ : (અધીરાઈથી) ત્યારે શું પૈસા કમાવા એ દોષ છે એમ તમે કહેવા માગો છો?

આગન્તુક : એ સુજનજૂની વાત સમજવી સહેલી છે. દોષ કમાવામાં નથી; પણ જીવનનું ધ્યેય ચૂકવામાં છે.

શાંતિલાલ ? મેં મારા ધનનો દુરૂપયોગ કર્યો નથી.

આગન્તુક : બલ્કે કશો ઉપયોગ કર્યો નથી. યાદ છે કે તમે એક વાર કહેલું કે મારી પાસે ધન થશે તો તેમાંથી અડધો ભાગ લોક-કલ્યાણ માટે આપીશ, એમાંથી તમે કેટલું આપ્યું?

શાંતિલાલ : ઘણું થોડું. હજુ મારી મહત્વાકાંક્ષા શમી નથી; મારા ધંધામાં મારૂં સ્થાન પહેલી હરોલમાં આવે અને જે લોકોએ મારી અવગણના કરી છે તેમને માન આપવાની ફરજ પડે ત્યારે આત્મ-સંતોષ થાય.

આગન્તુક : એટલે લડાઈ દરમિયાન અને ત્યાર બાદ તમે સટ્ટાની નિશાનબાજીથી ધન મેળવ્યે જાઓ છો. એને શી મર્યાદા છે? અને પછી શું?

શાંતિલાલ : એ વિચાર કરવાનો મને સમય નથી; હું મારા ધ્યેય તરફ અફર જઈ રહ્યો છું.

આગન્તુક : આપણી વાતની શરૂઆતમાં જ તમે કહ્યું કે હવે નિવૃત્ત થઈ લોક-સેવા કરવાનો વિચાર છે.

શાંતિલાલ : એ તો સંયોગો અનુકૂળ થાય ત્યારે.

આગન્તુક : તમને યાદ આપું કે લગભગ બાવીસ વર્ષ પહેલાં તમે એક સૂત્ર કહેલું કે "નિર્ધનના આદર્શો અને ધનવાનના દ્રવ્યનો સમન્વય થાય તો સમાજનો કલેશ આપોઆપ શમી જાય."

શાંતિલાલ : (એકાએક) હા-એવું કૈં યાદ આવે છે ખરું.

આગન્તુક : અને તમે એવા સૂત્રોનું એક પુસ્તક રચેલું!

શાંતિલાલ : (ઊંડા સ્મરણથી) હા.

આગન્તુક : (ઉત્સાહથી) જુઓ, આ રહ્યું તે પુસ્તક.

શાંતિલાલ : (ઊભો થઈ હાથમાં લઈ) 'અમર જ્યોતિ'-Undying fire*—હા, હવે મને બધું યાદ આવે છે.

આગન્તુક : (હર્ષથી) ત્યારે મારી મુલાકાત સફળ થઈ. વારૂ, ત્યારે ફરી તમને અભિનંદન આપી હું રજા લઉં.

શાંતિલાલ : ના, જરા બેસો. તમે આવ્યા એથી હું ખરેખર બહુ ખુશી થયો છું. તમે કમલાને મળતા જાઓ.

આગન્તુક : ફરી કોઈ વાર......... (આગન્તુક પ્રવેશદ્વાર ખોલી અદૃશ્ય થાય છે.)

શાંતિલાલ : (ઓરડા તરફના દ્વાર તરફ જઈ) કમલા! કમલા! (કમલા આવે છે.)

શાંતિલાલ : કમલા! આ મારા જૂના મિત્ર................

કમલા : ક્યાં છે તમારા મિત્ર? અહીં તો કોઈ નથી. શંકરે કહ્યું કે તમે ઊંઘી ગયા હતા.

શાંતિલાલ : ના, ના, હમણાં જ એક જૂના સરસ મિત્ર મળી ગયા.

કમલા : એમ કે? શું કહેતા હતા?

શાંતિલાલ : પહેલાં અભિનંદન આપ્યાં અને પછી ઘણાં જૂનાં સ્મરણો કહ્યાં. એ બધું નિરાંતે કહીશ. પણ (હસીને) હવે પેલો સંકેત સમજાવશો?

કમલા : (હસતી) તમે પૂરી વાત કહેશો પછી. ચાલો, આપણે બહેનને ત્યાં જઈ આવીએ.

શાંતિલાલ : (ઉત્સાહથી) મને લાગે છે કે સંકેતનું રહસ્ય હું થોડુંઘણું સમજવા લાગ્યો છું.

કમલા : ત્યારે આજની ઉજાણી પૂરેપૂરી આનંદમય બની જશે. (પડદો પડે છે.)

* નોંધઃ—એચ. જી. વેલ્સનું 'The Undying Fire' નામે નવલકથાનું પુસ્તક છે. અહીં માત્ર તેના શીર્ષકનો જ ઉપયોગ કર્યો છે.



## જુદાઈ!

જરાકે તારી ને મારી વચ્ચે જુદાઈ હોત જો,
કેવા આવેશથી ઉગ્ર તને ભેટયો હું હોત તો!

## જિન્દગી ને મરણ

મને જિન્દગી ને મરણની ખબર છે;
કબર પર ફૂલો, ને ફૂલો પર કબર છે!

જયન્ત પાઠક



બે પર્યટનપ્રેમીઓ મુંબઈ પાસેની પારસિક ટેકરી પરથી સૂર્યોદય જુએ છે.

# પરિભ્રમણનો આનંદ

રખડવાનો, કુદરતમાં ઘૂમવાનો આનંદ ખરેખર માણવા જેવો છે. પરંતુ એ માણવાની પણ શક્તિ જોઈએ. રજાના દિવસને આરામથી ઊંઘવામાં વિતાવતા કેટલાંક શહેરી જનોને મન તો પગે ચાલતાં "રખડવા" નીકળવું એ નરી મૂર્ખાઈ જ છે. "આ વાહન-વ્યવહારની આટલી ખામીઓને જ રડીએ છીએ, ત્યાં ચાલવાને ખાતર ચાલી નાખવાની વાત! છી!" નાકનું ટીચકું ચઢાવીને તેઓ બોલશે. પણ ફરવાનો ખરેખરો શોખીન તો રજાના દિવસની આગલી સાંજે જ ખભે ખડિયો નાખીને ચાલી નીકળે. શહેરની બહાર થોડાએક ગાઉ દૂર કોઈ ધર્મશાળામાં કે ડાક બંગલામાં રાતવાસો કરી બીજે દિવસે વહેલી સવારે નીકળી પડે, તે છેક રાત પડયે વીસેક માઇલનો પંથ કાપી ઘેર પાછો વળે! પહોર દિ' ચડે ત્યાં સુધી પથારીમાં ઘોરવાનું, બપોરે બ્રિજ રમવાનું, અને સાંજે વળી એકાદ સીનેમાઘરમાં કોઈ પિક્ચર જોઈ આવવાનું—એ રીતે રજાનો દિવસ ગાળતા સુંવાળા, શહેરી લાલાઓને ચાલવાના આનંદનો ખ્યાલ કયાંથી આવે? એકાદ ટેક્સીને બૂમ મારીને કે એકાદ બસમાં કુદી પડીને તેઓ આસાનીથી પોતાના ધારેલા સ્થળે પહોંચી જઈ શકે—કપડાની ઘડીમાં જરાકેય સળ પડયા વગર, ઓળેલી બાબરીનો એકેય વાળ વિખેરાયા વગર. રજાનો દિવસ તેમને મન આરામનો દિવસ હોય છે. ઓફીસની ખુરસીમાં રોજના સાત સાત કલાકો બેસીને અને રોજ રાતના સાત કલાક ઊંઘીને પણ


લેખક અને તસવીરકાર:

**હોમી અ. ખરાસ**

મુંબઈની પ્રથમ 'હાઈકર્સ ક્લબ'ના સ્થાપક તેમજ પ્રમુખ, 'બોમ્બેઝ એનવાઈરન્સ એન્ડ બ્યુટિ સ્પોટ્સ'ના લેખક, તસવીરકલાકાર અને પ્રકૃતિપ્રેમીનો કુદરતના ઇશ્ક અને ચાલવાના આનંદ વિષેનો પ્રેરક રસમય લેખ.


•

તેમને અઠવાડિયાના અંતે એક દિવસ આરામનો જ જોઈએ ! આવા માણસોને પછી જીવનમાં કંઈ જ રસ ન રહે તેમાં શી નવાઈ ? ધીમે ધીમે એ લોકો નિદ્રાદેવીના ભકત બનવા માંડે અને પોતાની રસહીન જીવનઘરેડમાં કૃત્રિમ ઉલ્લાસ લાવવા માટે નશાઓનો આશરો લેતા થાય ! મોટર ગાડીના માલિકો અને રવિવારની સવારે દૂર દૂર સુધી ‘ડ્રાઇવ’ કરવા જવાના શોખીનો પણ ચાલવામાં આવતા આનંદની મોજ માણી શકતા નથી જ, કારણ; જરાય જાત-મહેનત કરી ન હોવાને કારણે તેઓ બહુ સહેલાઈથી રાજકારણની, ધંધાની કે પછી સટ્ટાની ચર્ચામાં ઊતરી પડે છે—ભલેને તેઓ બેઠા હોય કોઇ ખળખળ વહેતા ઝરણા કાંઠે કે ચંદ્રકિરણોમાં ચમકતી સુંવાળી રેતી પર !

ચાલવાથી લાગતો થાક, વધારે ઊંડાણથી ચાલતી શ્વાસોચ્છ્વાસની ક્રિયા, જંગલની હવાની તાજગીભરી અસર—આ બધું માણસને સદૈવ ગભરાવતી નાની નાની સાવચેતીઓ ભૂલાવી દે છે. કોઈ ટેકરીનું ઊભું ચઢાણ ચડતાં હોઈએ, પડયા કે પડશું એવા ભયથી આપણું બધું જ ધ્યાન સાવધાનીપૂર્વક મંડાતા આપણા દરેક ડગમાં જ રોકાયું હોય, ત્યાં વળી પૈસાના પ્રેમથી પાગલ બનેલી વેપારી દુનિયાના



ખૂબ ચાલ્યા પછી ‘રખડુ’ ટોળીના સભ્યો જરા આરામ લે છે, કુદરતને નિરાંતે નિહાળે છે.



ટેકરી ઊતરવા માટે કયે માર્ગે જવું એ માટે નિરીક્ષણ થાય છે.

વિચારો કયાંથી આવે ? ટેનિસની રમત કે એકાદ કલાકના તરવામાં પણ એટલી તાજગી નથી મળતી, જેટલી આ દેખીતી રીતે ઉદ્દેશહીન લાગતા ચાલવામાંથી મળી શકે છે. કારણ કે આ “ ભમવું ” તો કામમાં ડૂબેલી દુનિયાની એકે એક ચિંતા અને એકે એક ડંખને માણસના મનમાંથી હાંકી કાઢી, થાકયા મનને સાચો આરામ આપે છે; અને દરેકને આવા જ આરામની જરૂર છે. કારણ કે માણસ જો માત્ર કુબેર ભંડારી થવા કે વેપારી આલમમાં નામ કાઢવાની જ મહેચ્છા સેવતો હોય તો તો એ પાગલની જેમ કામ કામ ને કામ પાછળ જ કમર કસીને મંડયો હોય છે અને ઓફીસની કડાકૂટને પોતાનું ‘ સબકુછ ’ બનાવી દેવા માગતો હોય છે. એમાંથી છૂટવાની એને જરૂર હોય છે.

સરખે સરખા સાથીદારો હોય તો તો આવી રખડ-પટ્ટીમાં ખૂબ મઝા આવે. પણ સાથે કોઈ ન હોય તોય શું ? ચાલનાર કદી એકલો હોતો જ નથી. કુદરતના ખોળે ખેલવા એને બીજા દોસ્તો મળી રહે છે. કુદરત પોતે જ કેટલી સરસ સાથીદાર થઇ શકે છે ! નદીઓ અને તળાવો, ઝરણાં અને ઝાડો, ફૂલો અને પંખીઓ, કંઈ પણ કારણ વિના આમ

તેમ ઊડતાં રૂપાળાં પતંગિયાં અને એવાં જ નવરાં સુંદર સોનેરી વાદળાં—સુંદર, બધું જ સુંદર; બધું જ મનને કોઈ નવી ચિંતામુકત દુનિયામાં લઈ જનારૂં! ખૂબ ચાલી ચાલીને થાકેલો એ કુદરત-રસિયો જ્યારે ચોકખાં કાચ જેવા નીરે ભરી તલાવડીને આરે આવી ચડે ત્યારે એને કેટલો આનંદ થાય, જરા વિચારો તો! પીવા માટે ઝરણાનું ચોકખું મીઠું પાણી, થાકેલા પગને ડૂબાડવા તળાવનું બરફ જેવું ઠંડુ જળ, ઘટાદાર લીંબડાની મીઠી છાંયડી—બસ, વધુ શું જોઈએ? આરામથી પડ્યા પડ્યા બાજુમાં પડેલો એક કાંકરો ઉઠાવીને સરોવરનાં શાંત જળમાં નાખતાં જે વમળો થાય-એક નાના બુદબુદમાંથી એક પછી એક વર્તુળો કેટલી ઝડપે ફેલાતાં જાય છે, એ જોવામાં એને કેવી મઝા આવે! નાનકડા ઝરણા-નું વહેતું પાણી એના કાનને કેવું સુંદર સંગીત સંભળાવે! પ્રફુલ્લ કમળોથી છવાયેલ તળાવની સપાટી એની આંખને કેવો આરામ આપે! અને એના પગના અવાજથી ડરીને પાણીમાં કુદી પડતું દેડકું, માછલીને પકડવા ડૂબકી મારતો કલકલિયો એના મનમાં કેવા કુતૂહલ-પૂર્ણ ભાવો જગવી રહે છે!

અને કુદરત-પ્રેમી ચાલનાર સમક્ષ તો મૂગાં ઝાડને પણ વાચા ફૂટે છે. એના વિવિધ આકારો અને ઘાટોનો અભ્યાસ કરવો એ ખરે જ એક રસિક અનુભવ છે! લાંબાં અણિ-યાળાં પાનવાળો આંબો, કરકરીઆ પાંદડાંવાળો લીલુડો લીંબડો અને પોતાના વિશિષ્ટ આકારનાં પાંદડાં વડે વીંજણો ઢોળતું તાડવૃક્ષ આ 'રખડુ'નું સ્વાગત કરે છે. વળી બધાં ઝાડની મિત્રતા કંઈ એક સરખી હોતી નથી. દરેક ઝાડને પોતપોતાનું વ્યકિતત્વ તો હોય જ ને? કોઈનાં થડ બૂચનાં થડ જેવા બરછટ છાલવાળાં હોય, તો કોઈનાં વળી રેશમ જેવી સુંવાળી ચામડીવાળાં હોય. વડ જેવાં કદાવર અને જંગી ઝાડ પણ હોય અને સુકોમળ તરુણી જેવાં કોમળ તરુઓ પણ હોય. કોઈ દેવદાર જેવાં ઊંચાં હોય, તો કોઈ પીપળા જેવાં નીચાં પરંતુ વિશાળ ઘટાદાર વૃક્ષો પણ હોય.

ત્યારે વાદળાં? કુદરતનાં સર્વે સ્વરૂપોમાં એ વધુમાં વધુ માયાવી છે. પળે પળે એ પોતાનું રૂપ બદલાવતાં જ રહે અને પોતાનાં ચિરનૂતન સૌંદર્યથી એ પથિકને કેટલો આરામ આપે! ભૂરા આકાશમાં એમને સ્વચ્છંદપણે તરતાં જોવાં એ આનંદનો અનેરો લહાવો છે. શરદના સ્વચ્છ આકાશમાં આમતેમ દોડતાં રૂના ઢગલા જેવાં આ રંગબેરંગી અને વિવિધ આકારનાં વાદળાં પોતાની નિર્દોષ રમતથી એના મન પર મીઠી અસર કરે છે. અને વર્ષામાં તો વળી ડાકુ જેવો બિહામણો કાળો રંગ ધારણ કરી એને બીક બતાવે છે: "હમણાં પલાળી નાખું, ઊભો તો રહે!" વળી એ કાળાં કાળાં વાદળાં પર જ મોહી પડેલી વીજળીના કડાકા ભડાકા પણ પોતાની ભવ્ય સુંદરતાથી એને કેટલો મોહ પમાડે છે!

અને વનફૂલો? રખડવાના શોખીનને તો એ પણ આકર્ષે છે. ખેતરોનાં ખેતરો પર જાણે પીળાં છાંટણાંવાળી મુલાયમ બિછાયત કરી હોય એવા, દૂર દૂર સુધી ઊગી નીકળેલાં એ જંગલી ફૂલો એની આંખ અને મનને કેટલો આનંદ આપે છે? ધૂળિયા રસ્તાના, કોઈનુંય ધ્યાન ન ખેંચતા એકાદ ખૂણામાં ઊગી નીકળેલાં અને પોતાના જેવી જ રખડુ કોઈ મધમાખીને મૂંગો મૂંગો સાદ દેતાં ફૂલને પણ એની નિરીક્ષણ-ચતુર આંખો પકડી પાડે છે.

રસ્તે ચાલતાં, ખેતરો ખૂંદતાં, વચ્ચે કોઈ ખેડૂત મળે, કોઈ કડિયો, કોઈ મજૂર મળે, કે હાથમાં રાવણહથ્થો લઈ ભજન ગાતો જતો કોઈ બેફિકરો ભજનિક મળે; એની સાથે વાત કરવામાં શું આનંદ આવે તે તો એ રખડુ જ કહી શકે. ભોળા ગામડિયાના સાદા સીધા જ્ઞાનથી એ મુગ્ધ બને છે. હવામાંની વાસથી એ લોકો વાતાવરણમાં થતા ફેરફારોની ચોકકસ આગાહી કરી શકે છે. માટીમાં પડેલાં પશુઓના પગલાં પરથી પણ એ પ્રાણીઓને ઓળખી શકે છે. એમના જીવન-વ્યવહારની સાદગીમાંથી આ ફરનાર ઘણું ઘણું જોઈ, જાણી, શીખી શકે છે.

આવા આવા છે 'રખડવા'ના ફાયદા!

આપણે ઉપર કહી ગયા તેમ ચાલનાર કદી એકલતા અનુભવતો જ નથી. છતાંય ફરવાનો ખરેખરો આનંદ લૂટવો હોય તો ચાલવાના શોખીનોની કોઈ કલબ અથવા, દેશી ભાષામાં કહીએ તો કોઈ વ્યવસ્થિત રખડુ ટોળીમાં જોડાવું જોઈએ. પશ્ચિમમાં તો આવી ઘણી કલબો છે. કમનસીબે આપણે ત્યાં એવી કલબો ઓછી છે. આખા હિંદુસ્તાનમાં માત્ર ત્રણ જ છે. પણ તેથી શું? આપણે પોતે તો એવી એકાદ કલબ ઊભી કરી શકીએ ને? આપણે ત્યાં કુદરતે પોતાની સમૃદ્ધિ કેટલી છૂટે હાથે વેરી છે! એક પણ શહેર એવું નહિ હોય કે જેની નજીકમાં કુદરતે પોતાના ખાસ પક્ષપાતથી પોષેલાં સુંદર સ્થળો ન હોય. એટલે આપણે

---

**સામેના પાનાનું ચિત્ર:** દડો લઈને ખેલતી-ખીલતી-નાચતી રમણીનું આ રેખાંકન શ્રી. સ્યાવક્ષ ચાવડાની કલમે આપણી મધ્યયુગીન શિલ્પકૃતિ ઉપરથી કરેલું છે. પત્થરમાં પણ ક્રીડનની ચપલ ગતિમયતા આટલી સરસ રીતે વહાવનાર શિલ્પીઓનાં હૃદય જીવનના આનંદથી અને આંગળાં કલાના કૌશલ્યથી રસેલાં હતાં.........દડા અથવા કંદુકથી ક્રીડા કરતી રમણીનું આલેખન એ આપણા પ્રાચીન સાહિત્ય, નૃત્ય અને શિલ્પનો એક માનીતો વિષય છે. 'સ્વપ્નવાસવદત્તમ્' નાટકમાં મહાકવિ ભાસે પદ્માવતીને સખિઓ સાથે કંદુકક્રીડા કરતી બતાવી છે. કથકલી નૃત્યપ્રકારોમાં સ્ત્રીઓનાં નૃત્યોમાં "પંદડી" એટલે દડાનું નૃત્ય ઘણું આકર્ષક છે......આ કૃતિમાં તરૂણ નારીદેહનાં અંગોની મોહકતા શક્તિમય ભરપૂરતામાંથી સરજાઈ છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.



કન્દુકક્રીડા
ચિત્રકાર : શ્યાવક્ષ ચાવડા



કંકણવાળી

ફોટો : જગન મહેતા

આપણા પોતાના શહેર અથવા જિલ્લામાં સહેલાઈથી આવી એક હાઇકર્સ કલબની સ્થાપના કરી શકીએ. એ કંઈ અઘરૂં નથી. શરૂઆતમાં પાંચ છ મિત્રોને પકડો. એમની સાથે નક્કી કરો કે દર અઠવાડિયે અથવા દર પખવાડિયે બધાએ ભેગા મળી પહેલેથી નક્કી કરેલ કોઈ સ્થળે ફરવા જવું. આવી સૂચનાને સહુ કોઈ વધાવી લેશે. પર્યટન પર જતી વેળા સહુ પોતપોતાનું ભાતું, પાણીની સુરાહી અને બીજો જરૂરી સામાન પોતે જ લેતા આવે એવી વ્યવસ્થા કરવી. દરેક પર્યટન વખતે થોડે થોડે ચાલવાનું વધારતા જવાતું, એટલે ધીમે ધીમે મંડળીના દરેક સભ્યને ઓછામાં ઓછું દસ માઇલ ચાલવાનું તો ફાવી જ જશે. અમુક વખત સુધી આમ ચલાવ્યા પછી કલબને કોઈ સરસ નામ આપવું, અને રીતસરની સંસ્થા તરીકે એની વ્યવસ્થા કરી લેવી. હોદ્દેદારોની ચૂંટણી વગેરેના ઝગડામાં પડયા વિના કુદરતમાં ઘૂમવાના આનંદ અને "ટ્રીપ"ના વૈવિધ્ય ઉપર ધ્યાન અપાશે તો 'કલબ' એકદમ જામી જશે અને સભ્યોનો દરોડો પડશે. પ્રકૃતિના સાચા પ્રેમવાળા માણસોનું એક નાનું સરખું જૂથ હશે તો 'કલબ' બરાબર ચાલશે. ચાલશે શું, દોડશે!

અઠવાડિયાને અન્તે રવિવારનો દિવસ આ રીતે ગાળ્યા બાદ માણસ સોમવારે પોતાના કામ પર ચડશે તો એને પોતામાં નવા જ પ્રકારની સ્ફૂર્તિ અને ઉમંગ ઊભરાતો લાગશે અને એ વધુ કામ સહેલાઈથી કરી શકશે. સોમવારની સવાર, પછી, કંટાળા કે થાકેલાપણાથી લદાયેલી નહિ હોય. નિસર્ગના ખોળામાં જઈ આવવાથી માણસને જે તન્દુરસ્તી અને સરસતા મળે છે તે બીજી કોઈ રીતે મળતી નથી. કુદરતના સમાગમમાં આવવાથી મનના હીન વિચારો નાશ



તસવીરકલાના શોખીનોને માટે તો પર્યટન બહુ આનન્દદાયક બની રહે છે. ખભે ખડીઆ સાથે, આ લેખના લેખક કૅમેરાને કુદરતી સૌંદર્યને માથે માંડતા દેખાય છે.

પામે છે અને એને બદલે ઊંચી ભાવનાઓનાં અજવાળાં ફેલાય છે. આખું અઠવાડિયું ચાલે એટલો આનંદ-પ્રકાશ માણસ એક જ દિવસની કુદરતની દોસ્તીમાંથી મેળવી શકે છે.

રખડવાના શોખમાંથી પ્રકૃતિવિજ્ઞાન, પંખીશાસ્ત્ર, ફોટોગ્રાફી, સ્કેચિંગ, પતંગીઆં-શાસ્ત્ર, વનસ્પતિ વિજ્ઞાન-એમ અનેક નવા અભ્યાસના શોખ ઊઘડી શકે છે. પર્યટનને પરિણામે માણસનું જીવન પ્રત્યેનું આખું વલણ પલટાઈ જાય છે, સરસ થઈ જાય છે. તદ્દન સહેલાઇથી મળતો આ અદ્‌ભુત આનંદ સૌ કોઈ લેતા થાય તો કેટલું સારૂં!

## નિખિલ ગગનમાં!

રંગ હો નિખિલ ગગનમાં છાયો!
શ્રાવણની સંધ્યાએ મંગલ મંગલ રંગ લગાયો
ઈન્દ્રધનુનો ઉજ્જવળ ઉન્નત ઝળહળ ધ્વજ લહરાયો
જળભર બાદલના ગાલો પર ફુલ્લ ગુલાલ સુહાયો
કોઈક બારી ગઈ ઊઘડી નિરખ નિરખ રસ પાયો
કોઈ કવિના પાગલ કંઠે હરખ હરખ જસ ગાયો!

મકરન્દ દવે

## બિન્દુ

એક મૂકયું તેં બિન્દુ!
પુલકયો મારા ઉરમાં સભર ક્ષીરનો અહો, સિન્ધુ!
એક મૂકયું તેં બિન્દુ!
મલકયો મારા મનમાં શરદ પૂનમ કેરો ઇન્દુ!
ક્ષીર સમંદર પુલકે કલકલ!
મયંક નભે મલકે અમલ!
–કુબેરના ભંડારનું મૂકયું મૌક્તિક તેં અણવીંધ્યું!

એક૦
પ્રજારામ રાવળ



# અષ્ટમ સર્ગ

એ સાંજે આકાશમાં વેગથી વહેતાં વાદળ શિપ્રાની છલકાતી છાતી ઉપર ધૂંધળી છાયા ફેંકતા ચાલ્યાં જતાં હતાં. વર્ષા નહોતી છતાં પશ્ચિમ તરફથી તીખો શીતળ વાયુ આવતો હતો, જાણે હમણાં જ વર્ષા તૂટી પડશે. વાદળના વિખરાયેલા ટુકડાઓની આડશેથી વચ્ચે વચ્ચે પાંચમની ચંદ્રકલા ડોકિયું કરી જતી હતી–જાણે મહાકાળના હાથમાંથી રણશીંગું સરી પડતું હતું. એવું લાગતું હતું કે થોડી જ વારમાં એ ક્ષિતિજની પેલે પાર અદશ્ય થઇ જશે.

શિપ્રાને પૂર્વ કિનારે ઉજ્જયિનીનો પત્થર – બાંધ્યો વિશાળ ઘાટ છે. એ ઘાટનાં અગણિત પગથિયાં ઘણે ઊંચેથી ઊતરતાં ઊતરતાં નીચે શિપ્રાની સપાટીએ પહોંચે છે. વેગે વહેતી જળધારા કિનારા સાથે અથડાતી, વમળો સરજી વહી જાય છે. છતાં એ નિર્જન આરા પર શિપ્રાની વ્યંગ-વાણી સાંભળનાર આજે કોઈ નથી.

કવિકુલગુરૂ કાલિદાસના જીવન અને સર્જન અંગેની કલ્પના-રંગી વસ્તુને મણિમય શૈલીએ કહેતી, ધ્વનિથી ઝંકારિત મનોરમ કથા

મૂળ લેખક :

**શરદિન્દુ બન્દ્યોપાધ્યાય**

**અનુવાદક : રમણિક મેઘાણી**

ચિત્રકારો :

મનુ વ્યાસ અને સુમન્ત વ્યાસ

ઘાટ નિર્જન છે. બીજા દિવસોએ આ સમયે તો અહીં નહાવા આવનારાઓની મેદની જામી હોય છે અને તેઓનાં મધુર હાસ્યમાં ને કંકણ–નૂપુરના ઝંકારમાં શિપ્રાનો ઉપહાસ સ્પષ્ટ જણાતો હોય છે. એમના ઘડામાંથી છલકાતાં નીર લીસાં પગથિયાંને લપસણાં બનાવી દેતા હોય છે. પણ આજે ભીડ નથી. વચ્ચે વચ્ચે એકાદ બે યુવાન વહુવારૂ આકાશ તરફ શંકિત નજરે જોતી પાણી ભરી ઉતાવળી ચાલે ચાલી જાય છે. ક્યારેક વળી ઝાંઝરનાં ઝંકાર કરતું કેટલીક કિશોરીઓનું વૃંદ ઊતરી પડે છે. તેઓ પણ થોડીવાર જળક્રીડા કરી કાખમાં જળ–ભરી ગાગર લઈ ચંચળ ચરણે ઘાટનાં પગથિયાં ચડતી જવા લાગે છે, તે નિર્જન શિપ્રા-આરે સંધ્યાની છાયા વધુ ગાઢ થવા માંડે છે.

ઘાટ નિર્જન હતો એ ખરૂં; છતાં એ તદ્દન જનશૂન્ય નહોતો. એનાં સહુથી નીચેનાં સોપાન ઉપર એક પુરૂષ ચિંતામગ્ન

દશામાં નીરવ બેઠો હતો. એ લગભગ પાંત્રીસ છત્રીસ વર્ષનો હશે—યૌવનનો મધ્યાહ્નકાળ. તપ્ત સુવર્ણ જેવી એની કાયા છે. ભવ્ય મસ્તક, ખભે શ્વેત ઉપવીત અને લલાટે શ્વેત ચંદનનું ત્રિપુંડ છે. ચોમાસાની મેઘલી સંધ્યાના ધૂંધળા પ્રકાશમાં પણ તલવારની અણિ જેવું એનું અણિયાળું નાક અને તેજસ્વી આંખો સ્પષ્ટ દેખાય છે. એ ક્યારેક ઉપર આકાશ તરફ, તો ક્યારેક જેનું જોબન છલકાયું જાય છે એવી સરિતાના તરંગો તરફ નિહાળી રહ્યા છે. તો ક્યારેક વળી જળ-ક્રીડા શી ચપલા તરુણીઓની રસ-રહસ્યભરી ગોઠડી સાંભળી આછું આછું હસી રહ્યા છે.

પરંતુ એમના મોં પર ચિંતા છે. છેલ્લા બે દિવસથી એક આકરી મૂંઝવણનું નિરાકરણ એ કેમેય કરી શકતા નથી. અલંકાર-શાસ્ત્ર આખું વારંવાર જોઈ ગયા છતાં તેમની મૂંઝવણ દૂર થઈ નથી. બીજી તરફ મહારાજ અવંતીનાથ અને એમની રસિકમંડળી આતુરતા-પૂર્વક એમની પ્રતીક્ષા કરી રહી છે. ઘેર ગૃહિણી એમનું ઉદાસ મોં અને અન્યમનસ્કતા જોઈ શંકિત થઈ ઊઠી છે. અનેકવિધ શંકાકુશંકાથી આ મધુર, આષાઢ મહિનાની રાત્રિઓ પણ એની નીંદરવિહોણી જાય છે.

એ જ સમયે નૂપુરઝંકારે અમૃત રેલાવતી કેટલીક યુવતીઓ ધીરે ધીરે પગથિયાં ઊતરતી નીચે આવી પહોંચી. ત્યાં બેઠેલા પુરુષ તરફ કોઈનું ધ્યાન ન ગયું. યુવતીઓએ કળશ અને વસ્ત્રો એક તરફ મૂકી પાણીમાં ઊતરવા માંડયું. કિલકિલાટ હાસ્ય સાથે વાતો કરતી એ બધી પાણીની છાલક મારતી હતી. ત્યાં બેઠેલા પુરુષે એકવાર ચકિત થઈને તેમની સામે જોયું અને પછી આંખો નીચી નમાવી તેમની વાતો સાંભળવા માંડી.

"ગઈ કાલે તારો વર પરદેશથી ઘેર આવ્યો ને? એટલે જ......." બાકીની વાત ખડખડાટ હાસ્યમાં દબાઈ ગઈ.

"શું? શું કહ્યું તમે?" કોઈકે બોલ્યું.

"તું આજકાલની છોકરી એમાં શું સમજ? તને એ ન કહેવાય."

"અરે, કહેને એને. એનો વર તો આ મહિનામાં જ આવવાનો છે."

"જો, મધ, મીણ, કંકુ અને....તેલ મેળવીને હોઠે લગાડજે, પછી કંઈજ ચિંતા નહિ રહે; ને કેતકીની સુરભિ પણ થોડીક એમાં ભેળવજે, પણ અત્યંત થોડી હો!"

"અરે જો જો! પેલી કપોતિકાની દશા તો જો!"

પુરુષે ત્રાંસી નજરે જોયું. કપોતિકા ઝટપટ છાતીબૂડ પાણીમાં બેસી ગઈ.

"........લોલાને કેવું દુઃખ છે? એનો વર આજેય નથી આવ્યો. કોણ જાણે કદાચ........! ભલા યવદ્વીપ અહીંથી કેટલું થતું હશે?"

"સિંહલ થઈને જવાય છે. છ માસનો પંથ. લોલાને માટે બહુ લાગી આવે છે. આપણી સાથે એ નહાવા પણ નથી આવતી."

"......જો, જો, આ મેઘ આજે પૂર્વ તરફ દોડયો જાય છે–"

"–હા, પણ આ મેઘ અલકા નહિ પહોંચે."

પુરુષે કાન સરવા કરી વધુ વાર્તાલાપ સાંભળવા પ્રયત્ન કર્યો. પરંતુ વધુ કંઈ એને સંભળાયું નહિ.

યુવતીઓ નહાવાનું પૂરું કરી કાંઠે આવી. આ યુવતી-વૃંદમાંથી એકને જ આ પુરુષ ઓળખતો. તેઓએ કપડાં બદલાવી લીધાં એટલે એણે સાદ દીધો, "મયૂરિકા, તમે સહુ જરા અહીં આવજો તો!"

ચમકીને સૌએ મોં ફેરવ્યાં. એમને સૌને જરા શરમ પણ આવી, એથી એમણે સંકોચ સાથે ઉતાવળે ઉતાવળે ઉત્તરીય ઓઢી લીધાં.

મયૂરિકાએ ધીમેથી પેલા પુરુષનું નામ દીધું અને પલ-વારમાં સૌની આંખો ચળકી ઊઠી. સંકોચ અને સન્માન સાથે સૌ એમની પાસે જઈ ઊભી રહી. હાથ જોડી પ્રણામ કરી મયૂરિકા બોલી: "અમારા પ્રણામ સ્વીકારજો, ભદ્ર."

પુરુષે હસતે મોંએ આશીર્વાદ આપ્યા. "આયુષ્મતી થજો! તમે હમણાં શું વાતો કરી રહ્યાં હતાં?"

યુવતીઓ અંદર અંદર એક બીજીની સામે જોવા લાગી. જે બધી વાતો થઈ હતી તે કોઈ પુરુષને, વિશેષ કરીને ભદ્રને કેમ કહી શકાય?

મંજરિકા એ સૌમાં જરા પ્રગલ્ભા હતી. એણે જ ઉત્તર આપ્યો. રહસ્યભરી ચંચળ નજરે કવિ તરફ જોઈ એ બોલી, "કવિરાજ, આજે આકાશમાં મેઘ પૂર્વ દિશા તરફ જઈ રહ્યો છે, ઉત્તરે અલકાપુરી સુધી એ પહોંચી નહિ શકે એનું જ અમને દુઃખ થતું હતું"

"એમાં દુઃખ શાથી?" કવિએ પૂછયું.

"વિરહવેદનામાં કાળ વ્યતીત કરી રહેલાં યક્ષપત્નીને યક્ષનો કંઈ સંદેશ નહિ મળે એ જ અમારા દુઃખનું કારણ હતું, કવિરાજ!" મંજરિકા બોલી.

આટલી વારે કંઈ સમજાયું હોય એ રીતે કવિ બોલ્યા, "સમજ્યો. તમે 'મેઘદૂત' કાવ્યની વાત કરતાં હતાં. સારું, સારું, ત્યારે તો તમે કાવ્યશાસ્ત્રમાં સુચતુર લાગો છો. મારા એક પ્રશ્નનો ઉત્તર આપી શકશો?"

એકી સાથે હાથ જોડી સૌ બોલી ઊઠી–"કહો, શો પ્રશ્ન છે?"

જરા વિચાર કરી માથું ખંજવાળી કવિએ કહ્યું, "ના, એ પ્રશ્ન બહુ વિકટ પ્રશ્ન છે. એનો ઉત્તર તમે નહિ આપી શકો."

" પરંતુ તમે એકવાર પ્રશ્ન તો જણાવો." મંજરિકાએ આગ્રહ કરતાં કહ્યું.

સૌની આંખોમાં અધીર કુતૂહલ જોઈ કવિએ કહ્યું, "ઉત્તમ! ત્યારે સાંભળો. તમે કહી શકશો કે કાવ્યમાં નાયક–નાયિકાના વિવાહ કરાવ્યા પછી કવિએ કંઈ કહેવાનું રહે છે ખરું?

સૌ વિસ્મિત થઈ નીરવ રહી. એમનાં જેવી અપરિપક્વ બુદ્ધિની યુવતીઓને કવિ કાવ્યશાસ્ત્રનો આવો ગૂઢ પ્રશ્ન પૂછશે–પૂછે તેમ તેઓ માની જ શકતી નહોતી.

આખરે મયૂરિકા બોલી: "આર્ય, નાયક નાયિકાનું મિલન થતાં જ કાવ્ય પૂરું થાય છે. એ પછી કવિએ શું કહેવાનું બાકી રહે?"

"મયૂરિકા, મેં મિલનની વાત નથી કહી, વિવાહ વિષે કહ્યું છે એ ન ભૂલશો," કવિએ કહ્યું.

"પણ એ બન્ને એક જ નથી?" મંજરિકા વિસ્મયથી બોલી.

ગૂઢ હાસ્ય હસી કવિ બોલ્યા: "એ જ તો સમસ્યા છે.

કવિની વાતોનો મર્મ કોઈ પામી ન શક્યું. સહુ અવાક્ બની ગયા. કવિ પણ ભવાં ખેંચી ઊંડા વિચારમાં પડી ગયા.

છેલ્લે અરુણિકા બોલી. આ સૌમાં એ સૌથી ચતુર હતી. હજુ સુધી એણે મૌન જ જાળવ્યું હતું. મૌન તોડીને એ બોલી " કવિ, આ પ્રશ્ન કયારેય કવિપત્નીને પૂછયો છે?"

ચમકીને કવિએ ઊંચું જોયું તો અરુણિકાના ગુલાબી હોઠ ઉપર એક દબાયેલું હાસ્ય રમી રહ્યું હતું. એમણે જરા કંટાળીને કહ્યું: "ના, એને પૂછયું નથી. એ યાદ જ નહોતું આવ્યું. આજે ઘેર જતાં જ પૂછીશ. હં, પણ તમે હવે વિલંબ ન કરો. સત્વર ઘર તરફ પ્રયાણ કરો. હમણાં અંધારું થઈ જશે."

આ કટાક્ષ સૌએ સાંભળ્યો નહોતો. માત્ર અરુણિકા જ સમજી કે કવિએ હળવું વેર લીધું હતું. સૌએ હાથ જોડી કહ્યું, "આર્ય, અમને આશીર્વાદ આપો."

સ્મિત કરતાં કવિ બોલ્યા, "તમને હું તે શું આશીર્વાદ આપું? હું તો શંકરનો દાસ રહ્યો, જ્યારે સ્વયં શંકરારિ[1] તમારી સહાય છે. ભલે આશીર્વાદ આપું છું......." ને પળ વાર મૌન રહી પછી મેઘગંભીર સાદે એ બોલ્યા, " माभूदेवं क्षणमपि च ते स्वामिना विप्रयोगः[2] "

૧ શંકરના શત્રુ કામદેવ ૨. 'એક ક્ષણ પણ સ્વામીથી તમારો વિયોગ ન થજો!'



સૌએ કપોત હસ્તે આશીર્વાદ ગ્રહણ કરી માથે ચડાવ્યો; ને પછી પ્રફુલ્લ ચિત્તે અને પ્રેમાળ ચહેરે જળભર્યા કળશ કાખમાં લઈ ધીમે પગલે ચાલવા માંડયું.

કવિ બેઠા રહ્યા. યુવતી–વૃંદનો નૂપુરઝંકાર ધીમે ધીમે શાંત થયો અને ફરી કવિના મુખ પર ચિંતા છવાઈ ગઈ. શું કરવું? આ સમસ્યા અણઉકેલ જ રહેવાની શું? કિનારે આવીને નાવ ડૂબશે શું? હા, એ ખરું છે કે નાયક–નાયિકાને પરણાવી આપ્યા પછી કવિનું કર્તવ્ય પૂરું થાય છે. છતાં ચિત્તને એમાં સંતોષ કેમ સાંપડતો નથી? કાવ્ય પૂર્ણ થયું છે, એક પગલું આગળ વધતાં એની મર્યાદા લોપાશે. જે પ્રતિપાદન કરવા લેખિની હાથ ધરી છે એથી વધુ વાત કહેવાશે. એવું કરવાનું કંઈ પ્રબળ પ્રયોજન છે? નાયિકાના વદન પર લજ્જાભર્યું સ્મિત લહેરાવી વિદાય લેવી એ જ કવિ માટે યોગ્ય છે; એ પછી ત્યાં ઊભા રહેવામાં રસભંગ થાય છે. આ બધું જ કવિ જાણતા હતા છતાં એમનું મન માનતું નહોતું. મનમાં વારંવાર થતું હતું કે આ આ રહી ગયું. કાવ્ય સંપૂર્ણ નથી થયું. કહેવાની મુખ્ય વાત જ કહેવાઈ નથી.

બીજી તરફ રાત વાદળોનો ધૂંધળો આશરો લેતી વેગથી આગળ વધી રહી છે. સંધ્યા–પૂજા પણ હજુ કરી નથી. મન વ્યગ્ર છે. ઊભા થવાની તૈયારી કરતાં ચારે તરફ નિહાળીને એમણે જોયું તો કાખમાં કળશ લઈને એક તરુણી ધીમે ધીમે નીચે આવી રહી છે. એ તરુણીની હાલચાલમાં કંઈક એવું હતું કે જેને જોઈને કવિ ફરીને નીચે બેસી ગયા.

સૌથી નીચલે પગથિયે આવી કળશ બાજુમાં મૂકી તરુણી બેસી ગઈ. એણે બીજે કયાંય દષ્ટિપાત સરખો ન કર્યો; પોતાનાં વિષાદભર્યાં થાકેલાં નેત્રે એ દૂર જ્યાં શિપ્રાનો જળધોધ વાંકમાં થઈને અદશ્ય થતો હતો તે તરફ જોઈ રહી.

કવિએ જોયું તો એ રમણીના દેહ પર એક સૌભાગ્યચિહ્ન સિવાય બીજો એક પણ અલંકાર નથી. એના ઢગલોએક લુખ્ખા કેશ ખભા પર પડયા છે. આંસુવિહોણી સુકકી આંખોમાં કાજળ નથી.

આ મૂગી શોકપરાયણ સ્ત્રીને કવિ, એ બાલિકા હતી ત્યારથી ઓળખતા. હમણાં ઘણા દિવસથી એમણે એને દીઠી નહોતી. કવિની આંખમાં આંસુ આવ્યાં. અને સાથોસાથ એમનાં હૈયામાં આનંદનો એક ચમકારો પણ ચમકી ગયો. એમણે એને સાદ દીધો,......." લોલા!"

તંદ્રામાંથી ઝબકીને જાગતી હોય તેમ યુવતીએ મોં ફેરવીને જોયું. કવિને જોઈને શરમાઈને ઉત્તરીય સરખું કરતાં સંકોચપૂર્વક એ એમની પાસે આવી ઊભી. કવિની આંખો અતિ તેજસ્વી હતી. હૈયાની ઊંડી વાત એ કળી ગયા. લોલા સંકોચથી માથું ઢાળીને ઊભી હતી.

"તું તો વૈતરક નાવિકની વહુ ને?" કવિએ પૂછ્યું.

લોલા માથું ઢાળીને ઊભી જ રહી. કંઈ ઉત્તર એણે આપ્યો નહિ. એના હોઠ કંપવા લાગ્યા.

"તારો વર શ્રેષ્ઠી વરુણમિત્ર જોડે ગયે વરસે યવદ્વીપ ગયેલો તે હજુયે પાછો નથી ફર્યો?" કવિએ ફરી પૂછ્યું.

લોલાના નેત્રોમાંથી આંસુ દડી પડયાં. એણે માત્ર માથું હલાવ્યું.

"તું કંઈ જ ચિંતા ન કરતી. વૈતરક કુશળ છે." કવિએ સ્મિત કરી જણાવ્યું.

વ્યાકુળ નયને લોલા કવિ તરફ જોઈ રહી. એની આંખમાંના આજીજીભર્યા પ્રશ્ને કવિને શૂળની જેમ વીંધ્યા. કવિ શરમાયા, 'અરેરે, આટલી વાર આ ગભરૂ બાલિકાની વ્યાકુળ આશંકાની હું રમૂજ કરતો હતો!' અને પસ્તાવો કરતા હોય તેમ એમણે કહ્યું; "આજે દરબારમાં સમાચાર આવ્યા છે કે બધાંયે વહાણો સાથે વૈતરક સમુદ્ર-સંગમે આવી પહોંચ્યો છે અને હવે એક બે દિવસમાં જ ઘેર પાછો ફરશે. માટે તું નચિંત રહેજે."

થર થર ધ્રૂજતી લોલા ત્યાં ને ત્યાં જ નીચે બેસી ગઈ. ઝળઝળિયાં ભરી આંખે, ઉત્તરીય સરખું ઓઢીને કવિને પ્રણામ કરી, ભરાયેલા સાદે એ બોલી, "દેવ, અભાગીને આજે જીવન મળ્યું, મહાકાળ તમારો જયજયકાર કરો!" ને આંસુ લૂછતાં લૂછતાં એણે પૂછ્યું: "સમાચાર આજે આવ્યા?"

"હા."

"બધા છે તો આનંદમાંને?"

"હા, બધા જ આનંદમાં છે. લોલા, તું અનુપમા છો. વૈતરક આવે એટલે એને મારી પાસે મોકલજે. હું એને તારી વાત કહીશ."

"જેવી આજ્ઞા," આંસુ લૂછી એક સ્મિત કરતાં લોલા ધીમેથી બોલી.

આ દરમિયાન છાંટણાંની જેમ વર્ષાની ઝરમર શરૂ થઈ ગઈ હતી. પવનને કારણે જળબિંદુ તીરછાં થઈને કવિના વદન પર વાગવા લાગ્યાં. એમણે ઊભા થતાં લોલાને સ્નેહપૂર્વક કહ્યું, "દુઃખને અંતે થતું મિલન જ મધુરું બને છે,



લોલા! મારી ઉમાને મેં જે દુઃખ આપ્યું છે, એની સ્મૃતિ પણ હૈયું વીંધી નાખે છે; પણ આખરે એને વાંચ્છિત વરદાન મળ્યું, ને મદન પુનર્જીવન પામ્યો. તું પણ મારી ગૌરી જેવી સુભગા છો. તારા જીવનમાં પણ મદન પુનર્જીવન પામશે. કાલે એના મંદિરે પૂજાએ જજે."

લોલા હાથ જોડીને બેઠી રહી. કવિની બધી વાત એ સમજી ન શકી, છતાં અપરિમિત સુખના આવેશથી એનું હૃદય પરિપૂર્ણ થઈ ગયું. કવિએ હસતાં હસતાં એને માથે હાથ ફેરવી ઉતાવળે પગલે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

ઘાટ પરથી આગળ વધી, માર્ગે જતાં એમણે જોયું કે એ માર્ગ કાદવકીચડથી ભર્યો ને લપસણો છે. સામે જ કાળા પાષાણથી નિર્મિત મહાકાળના ગગનભેદી મંદિરનું શિખર આકાશમાં અભ્રો સાથે વાતો કરતું જણાય છે.. કવિ એ તરફ આગળ વધતાં જ મંદિરમાંથી ગગનભેદી ઘંટનાદ સંભળાવા લાગ્યો. સંધ્યા-આરતીનો સમય થઈ ગયો હતો. મંદિરનાં આંગણામાં આરતી જોવા માનવ મેદની ભેગી મળી હતી. કવિ અંદર ન ગયા, એમણે બહારથી જ હાથ જોડી પોતાના ઇષ્ટ દેવતાને ભક્તિભાવથી પ્રણામ કર્યા. શંખ અને ઘંટના નાદ ચાલુ થયા. કાળા અગરૂના ધૂપ અને ગૂગળની સુગંધથી વાતાવરણ સુરભિત થઈ ઊઠયું.

આરતી પૂરી થતાં કવિ ફરી આગળ વધ્યા. અંધારા આકાશમાંથી એવી ને એવી ઝરમર વર્ષા વરસતી હતી. રાજમાર્ગ પર કોઈ દેખાતું ન હતું. રાત પડી ગઈ હોવા છતાં માર્ગ પર વચ્ચે વચ્ચે આવતી વનદેવીની પાષાણપ્રતિમાઓના હાથમાંના માર્ગદીપક નહોતા પ્રગટયા; મધ્યરાત્રિ પહેલાં તેમના હાથમાંના દીપક પ્રજ્વલિત નહિં થાય. રસ્તાની આજુબાજુના મોટા ઝરૂખાઓમાં પ્રદીપ પેટાયા હતા પરંતુ તે તો માત્ર ત્યાં પૂરતા જ પ્રકાશિત હતા. કયાંક કયાંક નાગરિકોનાં વિલાસ-ગૃહની ઉઘાડી અટારીઓમાંથી આવતો પ્રકાશ અને ત્યાંથી આવતી કદમ્બ, કેતકી અને જૂઈની ઊંચી મિશ્ર સુરભિ ત્યાં થઈને જનારને ઘર માટે વ્યાકુળ કરી મૂકતી. કવિ એ આછા અજવાળેલા ને કાદવથી લપસણા બનેલા છતાં પુષ્પ-સુવાસિત પંથે સાવધાનીપૂર્વક આગળ વધવા લાગ્યા.

ઉજ્જયિનીના મારગ અતિશય સાંકડા છે, માંડ માંડ બે રથ પડખોપડખ ચાલી શકે; ને મારગ સીધા પણ નથી. સર્પાકારે વાંકાચૂંકા થતાં અનેક ગલીકૂચીઓ વિસ્તારતા એ આગળ જાય છે. કવિ માથું ઢાળીને ચિન્તામાં ને ચિન્તામાં આગળ વધતા

હતા. એમનું ધ્યાન કોઈ પણ દિશામાં નહોતું. એક નાકું વળતાં એચિંતા, સામે દીપકથી ઝળહળતા મહાલયનું દ્વાર જોઈ એ જાણે તંદ્રામાંથી ઝબકીને જાગી ગયા.

આજે ત્યાં દીપોત્સવ હતો. દ્વાર સન્મુખ મોટા મોટા કુલીન નાગરિકોના રથ વગેરે વાહનો આવ-જા કરતાં હતાં. મહાલયના અંદરનાં ભાગમાંથી સંગીતના સુમિષ્ટ સૂર સંભળાતા હતા. અને કવિને સ્મરણ થયું કે આજે પ્રિયદર્શિકાને ગૃહે સમાપાનક છે. મહામાંડલિક અવંતીનાથે પોતે એમાં ભાગ લેવાનું વચન આપ્યું છે. પોતાને પણ એમાં નિમંત્રણ છે.



એમનું મોં હર્ષોત્ફુલ્લ થઈ ઊઠયું. કેવું આશ્ચર્ય! અત્યાર સુધી આ વાત યાદ જ કેમ ન આવી? એમની અજબ સમસ્યાનું નિરાકરણ જો કોઈ પણ કરી શકે એમ હોય તો તે આ લોકમાં જેનો જોટો જડવો દુર્લભ છે એવી, ચોસઠે કળામાં પ્રવીણ, મહા વિદુષી વારાંગના પ્રિયદર્શિકા જ હતી. સર્વ શાસ્ત્રોમાં એના જેવું સુનિપુણ આ નગરીમાં બીજું કોણ છે? ખરું કહીએ તો કવિનાં કાવ્યની વ્યંગોકિત તથા નિગૂઢ રસની સમજ પ્રિયદર્શિકા જેટલી અન્ય કોઈને નહોતી. એ કોઈ સામાન્ય રૂપજીવિની નહોતી. એ તો હતી રાજવારાંગના. આખા આર્યાવર્તના અધીશ્વર ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પોતે ઉજ્જયિનીમાં પગ મૂકતાં જ એને યાદ કરે છે; અને એ માત્ર એનાં અલૌકિક રૂપ-યૌવનને માટે નહિ પણ એની અશેષ ગુણાવલિ માટે. એ પ્રિયદર્શિકાને ત્યાં પોતાને આમંત્રણ હોવા છતાં અત્યાર સુધી એ કેમ વિસરી જવાયું હશે? આમ વિચારતાં કવિ સહર્ષ મહેલનાં દ્વાર તરફ આગળ વધ્યા.

પણ દ્વાર પાસે આવતાં એમનાં મોં પર જરા ઉદ્વેગની છાયા ઊપસી આવી. ઘેર ગૃહિણી રાહ જોઈ રહ્યાં હશે. એને આ બધું નથી ગમતું. ખાસ તો એ પ્રિયદર્શિકાને બહુ શંકાની નજરે જુએ છે. ઉજ્જયિનીમાં પોતાની નિંદા કરનારાઓની ખોટ નથી. કવિ સાથે પ્રિયદર્શિકાને છૂપો પ્રણય છે એવી જનવાયકાને કારણે ગૃહિણી એનું નામ સાંભળતાં જ સળગી ઊઠે છે. પરિણામે આજે જો પોતે મધરાત સુધી પ્રિયદર્શિકાને ત્યાં રહે તો પછી ઊગરવાનો આરો ન રહે.

દ્વાર પાસે ઊભા રહી કવિને કંઈ વિચાર કરતા જોઈ દ્વારપાલિકાઓએ હસતાં હસતાં એમને આવકાર્યા, "પધારો મહાકવિ! સ્વાગત છે તમારું. પંડિતવર, આર્યા પ્રિયદર્શિકા આપને કાજે અધીર થઈ પ્રતીક્ષા કરી રહ્યાં છે. અંદર પધારો, મહાભાગ! આપને અભાવે નવરત્નમાલા આજે મધ્યમણિવિહોણી છે. સ્વાગત છે આપનું! શુભાગત!"

દાસીઓ બધી જ યુવાન, રસિકા ને સુંદરી છે. એમાંથી કોઈના હાથમાં પુષ્પમાળ છે, કોઈના હાથમાં જળભરી ઝારી છે, તો કોઈના હાથમાં સુગંધિત સામગ્રીનો થાળ છે. એ બધી સર્વ અતિથિઓને અતિ આદરપૂર્વક આવકાર આપી રહી છે. પરંતુ કવિને જોઈ ને એ બધીએ એક સામટો જે સ્વાગતનો સૂર સંભળાવ્યો તેથી કવિ વધુ વાર દ્વિધામાં રહી ન શકયા. ઘરની ચિન્તાને ભૂલી એમણે પ્રસન્ન વદને અંદર પ્રવેશ કર્યો.

આરસના પ્રથમ પગથિયાં ઉપર એમણે પગ મૂકયો કે તુરત દોડતી આવીને એક દાસી એમના ચરણ ઉપર જળસિંચન કરી ગઈ. બીજી દાસીએ આવી એમના પગ પખાળ્યા ને ત્રીજીએ આવી શુભ્ર સુતરાઉ વસ્ત્ર વડે એ લૂછી દીધા. ઉજ્જયિનીનાં નર–નારીઓ કવિને જેટલું ચાહતાં તેટલું બીજા કોઈને પણ નહોતાં ચાહતાં. તેથી જ એમની સેવાનું સદ્ભાગ્ય મેળવવા બધી દાસીઓએ દોડાદોડ કરી મૂકી.

સુવાસિત દ્રવ્યોનો થાળ ધરી એક દાસી કવિની પાસે ઊભી રહેતાં જ એમણે એક આંગળીનું ટેરવું ચંદનમાં બોળી મલકીને કપાળમાં ભમર વચ્ચે તિલક કર્યું ને દાસીવૃંદ એક સાથે

આનંદપૂર્વક હસી ઊઠ્યું. જેના હાથમાં પુષ્પમાળ હતી એણે દોડતાં આવી, સારી જોઈને જૂઈની એક માળા કવિના કંઠમાં આરોપી દીધી. એને રોકતાં કવિએ કહ્યું: "સુલોચને, આ તે શું કર્યું! મારા ગળામાં તેં માળા આરોપી?"

સુલોચના પણ વાક્યવિન્યાસમાં ઊતરે એમ નહોતી. ચતુર સ્મિત કરી એ બોલી— "કવિવર, અહીં અમે બધી આર્યા પ્રિયદર્શિકાની પ્રતિનિધિ છીએ."

જેવું સુંદર મોં એવો જ મીઠો ઉત્તર મળતાં કવિ હસતા હસતા પ્રાસાદ તરફ આગળ વધ્યા. બગીચામાં થઈને શ્વેત પત્થરનો એક માર્ગ જતો હતો. એની બેઉ તરફ ધ્યાનસ્થ શિવની મૂર્તિઓ હતી. મૂર્તિના મસ્તક પરની જટામાંથી સુગંધી જળ ફુવારાની જેમ ઊડતું હતું.

સૌ પ્રથમ આવી નૃત્યશાળા. ત્યાં પ્રવેશતાં કવિએ દીઠી તરુણ નાગરિકાની મંડળીને અને એમની વચ્ચે એક નર્તકીને. એ નર્તકી કરવેલને કલયિત કરતી, નયનબાણમાંથી વિદ્યુત-સ્ફુલિંગ વર્ષાવતી બાજુબંધની ઘૂઘરીઓ અને નૂપુરના ઝંકાર વડે અપૂર્વ સંમોહન જગાવતી, રાગદીપક નૃત્યમાં અપ્સરા-લોકની ભ્રાન્તિ સરજી રહી છે. સાથેસાથ એનાં નિપુણ પગલાંને તાલે તાલે મૃદંગ અને સપ્તસ્વરોની સૂરાવલિ ગુંજતી હતી. મૃદંગવાદકનાં નયનો નર્તકીના ચરણ ઉપર જાણે ચોંટી રહ્યાં છે. વીણા-વાદકનાં લલાટમાં ભ્રૂકુટિ ખેંચાઈ ગઈ છે ને એની આંખો બંધ છે; અન્ય સહુ નર્તકીનું અતીવ સુંદર નર્તન-સ્વરૂપ નિહાળી રહ્યાં છે. સૌ રસજ્ઞ ગુણીજન છે. કળાયુક્ત વિશુદ્ધ નૃત્ય નિહાળતાં નિહાળતાં એમનાં નેત્રો ભાવાતુર બની ગયાં છે. મૂર્તિની જેમ સ્તબ્ધ બનીને સૌ એક ચિત્તે નૃત્ય જોઈ રહ્યાં છે.

થોડી વાર એ નૃત્ય નિહાળી કવિ નીરવ પગલે ત્યાંથી આગળ વધ્યા. બીજો પ્રાસાદ નૃત્યાલયની જોડાજોડ હતો, વચ્ચે માત્ર એક પરશાળ પડતી હતી. ત્યાં જતાં કવિએ જોયું કે વાર્તાવિનોદ ચાલી રહ્યો છે. એમાં વકતા છે સ્વયં વૈતાલ ભટ્ટ. રત્ન-જડિત ખંડની વચ્ચે શંખરચિત કમલાસને તેઓ બિરાજ્યા છે અને એમને ઘેરીને અનેક નાગરિક–નાગરિકાઓ હથેળીમાં હડપચી ટેકવી એકાગ્રતાથી વાર્તા સાંભળી રહ્યાં છે. માદક મદિરાથી ભરપૂર પાત્રો પરિચારિકાઓ સૌની સામે ધરી રહી છે, પરંતુ કોઈ એ તરફ દૃષ્ટિ પણ કરતું નથી. પરિચારિકાઓ પણ હાથમાં મદિરાથી ભરેલાં પાત્રો સાથે ચિત્રમાંની છબીની જેમ એ વાતો તલ્લીન થઈ સાંભળી રહી છે.

"દૈત્યે અટ્ટહાસ્ય કર્યું ને કહ્યું: મહારાજ, આ સ્મશાન-ભૂમિ ઉપર તમારો કંઈ જ અધિકાર નથી. અહીં મારું રાજ છે. આ જે માનવ રકતથી રંગાયેલ મહાકાળ મસાણની મધ્યમાં જુઓ છો એ જ છે મારો રાજદંડ," વૈતાલ ભટ્ટે ગંભીર સાદે કહ્યું.

કવિ વધુ વાર ત્યાં ન રોકાતાં, હાસ્ય છુપવી ચૂપચાપ ત્યાંથી આગળ વધ્યા. આગળ વધતાં પહેલાં એમણે એક વાર ત્યાં બેઠેલા સૌનાં મોં ધારીધારીને જોયાં, પરંતુ એમાં પ્રિય-દર્શિકાનું મુખ ન દેખાયું.

ત્રીજો પ્રાસાદ સૌથી વિશાળ અને સુરમ્ય હતો. દરબાર જેવો વિશાળ ખંડ, ચારે બાજુએ વિધવિધ આસનો ને શય્યાઓ અને એની વચ્ચે રત્નમઢ્યો આરસપટ. એના ઉપર પડ્યા છે મણિમય પાસાઓ. ઉપર ચોતરફ સુવર્ણની સાંકળે અગણિત દીપકો ઝળહળી રહ્યા છે. ખંડની ચો ફરતી દીપ-માળાઓ ઉપરાંત નીચે સ્થળે સ્થળે સુવર્ણના ધૂપદાનમાં સુવાસિત ધૂપસળીઓ જલી રહી છે. એ ખંડમાં કયાંય જરી જેટલોય અંધકાર નહોતો. ત્યાં આવતાં કવિને થયું, જાણે અહીં કોઈ જ નથી. એટલો તો વિશાળ એ ખંડ હતો કે ત્રીસેક જેટલાં માનવી ત્યાં હોવા છતાં એ ખાલી જ લાગતો હતો. સખીઓ અને પરિચારિકાઓ છાયાની જેમ મૂંગી મૂંગી આવ-જા કરી રહી છે. એમનાં નૂપુરનો ઝંકાર પણ મૃદુ અને અસ્પષ્ટ થઈ ગયો છે. કવિએ અંદર જઈને જોયું તો મહારાજ અવંતીનાથ વરરુચિ[1] સાથે શેતરંજ રમી રહ્યા છે. એમની એક તરફ રત્નમઢ્યું મદિરાપાત્ર અને પરિચારિકા છે ને બીજી તરફ તાંબુલકરંક[2] છે. બેઉ શેતરંજમાં લીન છે. કવિ જઈને ઊભા રહ્યા કે તુરત મહારાજે અન્યમનસ્કપણે ઊંચું જોયું ને પાસા નાખતાં નાખતાં કહ્યું, "કાલિદાસ, આવ બંધુ, મારી સહાયે આવ. મારા અંગદને તો વરરુચિએ જીતી લીધો છે. હવે કંકણ"—આટલું કહી એમણે પાસા ફેંકયા. હાથીદાંતના પાસાઓ રત્નજડિત આરસપટ પર પડતાં દીપકના પ્રકાશમાં ઝળહળી ઊઠ્યા.

અવંતીનાથના આગ્રહે કવિ બેઠા. બીજો દિવસ હોત તો પલવારમાં એ પણ રમતમાં મશગૂલ થાત. પરંતુ આજે એમનું મન એમાં ન ચોટયું. વળી રમનારાં પણ એટલા એકાગ્ર હતાં કે વચ્ચે વચ્ચે મદિરાપાત્ર ખાલી કરવા સિવાય બીજે કયાંય તેઓ ધ્યાન આપી શકતાં નહોતાં. થોડીવાર ત્યાં બેસી કવિ ઊઠ્યા. એ ખંડની ચારે તરફ દૃષ્ટિપાત કરતાં એમણે જોયું તો દૂર આસમાની રેશમી પડદા પાછળ પ્રિયદર્શિકા બેઠી છે, જાણે સરોવર વચ્ચે એક અદ્‌ભુત કમળ ખીલી ઊઠ્યું છે. એની પાસે બેસીને કોઈ પુરુષ હાથ-હલાવતો કંઈ કહી રહ્યો છે. પરંતુ પાછળથી એનું મોં કવિને દેખાતું નથી. પ્રિયદર્શિકા કપોલે હાથ મૂકી એની વાત સાંભળી રહી છે. એ બાજુ કવિ ફરકતાં જ બન્નેની આંખો મળી. પ્રિયદર્શિકાએ સ્મિત કરતાં આંખને ઈશારે કવિને આવકાર્યા:

---

[1] વરરુચિ–વિક્રમાદિત્યના નવ પ્રધાનોમાંથી એક.
[2] તાંબુલકરંક–પાનદાન, મુખવાસ પેટી.



કવિ સમજ્યા. પ્રિયદર્શિકા આજે નક્કી કંઈ આફતમાં આવી પડી છે, અને એ ધીર, ગંભીર પગલે એ તરફ આગળ વધ્યા. નિકટ આવીને જોયું તો પ્રિયદર્શિકા સાથે વાતો કરનાર વ્યક્તિ પરિચિત જણાઈ. એનું મોં ભૂંડ જેવું કદરૂપું છે, દેહ રૂંવાટીવાળો છે ને એનાં માથાના વાળ શૂળા જેવા શુષ્ક અને ઊભા છે. મૃદુ હાસ્ય હસીને કવિ બોલ્યા: "કોણ એ વરાહ?—ના, ના—મિહિર ભટ્ટ! પ્રિયદર્શિકા, જ્યોતિષવિશારદ તમારું ભાગ્ય ભાખે છે કે શું?"

વાતમાં વિક્ષેપ પડવાથી વરાહમિહિરે ક્રોધથી કવિ તરફ જોયું. કવિને એકાએક જ જોતી હોય તેમ પ્રિયદર્શિકાએ સત્વર ઊભા થઈ હાથ જોડીને પ્રણામ કર્યા. એના કાનના નીલકાન્ત મણિ ડોલી ઊઠ્યા. સ્વરમાં મધની મધુરતાથી એ બોલી, "કવિવર ! સ્વાગતોડસિ. સ્વાગત છે તમારું, કવિરાજ ! મારે ઘેર આપનું આગમન એ પરમ ઉત્સવ છે. આસન ગ્રહણ કરો, આર્ય ! ઓ બકુલે, કવિવર માટે સત્વર કંઈક પીણું લઈ આવ તો!"

કવિ બેઠા અને બોલ્યા, "આચાર્ય મિહિર, શાની આલોચના ચાલતી હતી? જ્યોતિષ ફળની? એતો સરસ. જરા મારું ભાગ્ય જોઈ આપો તો! હમણાં હું બહુ મોટી મૂંઝવણમાં પડ્યો છું."

હસવાનો દંભ કરતાં વરાહમિહિરે કહ્યું: "કવિ, તમે હમણાં તમારે ઠેકાણે જઈ જોડીજોડીને વર્ષાસંહારનું કાવ્ય લખો. આ બધી ઝીણી વાતોમાં તમે નહીં સમજો."

પરિચારિકા સ્ફટિકપાત્રમાં આસવ લઈને આવી. પ્રિયદર્શિકાએ પોતાના હાથે એ પાત્ર કવિને ધર્યું. કવિએ પાત્ર ખાલી કરી દાસીને પાછું આપ્યું ને પછી પ્રિયદર્શિકાના હાથમાંથી તાંબૂલ લેતાં કહ્યું, "હું ન કેમ સમજું? જ્યોતિષમાં એવું અઘરું શું છે? બાર રાશિ, સત્તાવીસ નક્ષત્રો, અને નવ ગ્રહો એટલાની જ તો વાત છે ને? જો એટલું પણ ન સમજું તો...."

કવિની સંપૂર્ણ ઉપેક્ષા કરતાં, પ્રિયદર્શિકા સાથે અધૂરી વાત ફરી આરંભતાં વરાહમિહિરે કહ્યું, "જરા વિચારી તો જુઓ, આપણા અપૌરૂષેય શાસ્ત્ર ઉપર આ અર્વાચીન યાવનિક વિદ્યા બળાત્કારપૂર્વક ઠોકી બેસાડવામાં આવી છે અને એનું પરિણામ કેવું ઝેરી આવ્યું છે? અશ્વિન વગેરે નક્ષત્રો પૂરાં ત્રણ અંશ પાછળ ખસી ગયાં છે."

ક્ષુદ્ર રક્તવર્ણ નેત્રે વરાહમિહિર પ્રિયદર્શિકાને દઝાડવા મથ્યો, કેમ જાણે આ અપરાધ માટે પૂરેપૂરી જવાબદાર એ જ હોયને! "ત્રણ અંશ, જરા કલ્પના તો કરો, ત્રણ અંશ! અને પરિણામે સમગ્ર ભ ભ–ચક્ર ત્રણ અંશ પાછું પડ્યું છે. સર્વનાશ થવામાં હવે બાકી શું રહ્યું છે? જે સૌ દાસીપુત્રોએ આ અનિષ્ટ કાર્ય કર્યું છે એમને ખબર નથી કે આકાશ-ચક્ર એ કંઈ રથચક્ર નથી. એ તો ચિરસ્થિર ચિર-નિરયન છે. આ તારા–ગ્રહ મઢ્યું વ્યોમ નિરંતર ગતિમાન હોવા છતાં અચળ ને ગતિહીન ......"



કવિ વચ્ચે જ હસી પડ્યા. એમણે જોયું કે વરાહ આજે એવો કોપ્યો છે કે એના મોંમાંથી પ્રિયદર્શિકાને ઉગારવી એ સહજ નથી. તેમણે ઊભા થઈ કહ્યું, "મિહિર ભટ્ટ, એ તમારી ભૂલ છે. આકાશચક્ર ખરે જ રથચક્ર છે. મહાકાળનું નીરવ, નિઃશબ્દ રથચક્ર છે. એ નિરંતર ગતિમાન છે અને એની સાથે આપણે પણ ગતિમાન છીએ."

કવિ તરફ એક વેધક દૃષ્ટિપાત કરી વરાહે પોતાની વાત આગળ ચલાવી: "અને માત્ર એટલું જ નહિ, પરંતુ બાર રાશિનાં પ્રયાણને પરિણામે દર્શાવાતું જ્યોતિષ તદ્દન ગોટાળિયું બની ગયું છે! અભિજિત આજે ક્યાં છે? એ અભિજિતનું ક્ષૌરકર્મ કરીને, ગળું વાઢીને એને નક્ષત્રલોકમાંથી દેશવટો આપવામાં આવ્યો છે! બાર રાશિને સુયોજિત રાખવા અઠ્ઠાવીસ નક્ષત્રોમાંથી હવે સત્તાવીસ થઈ ગયાં છે; અને થોડા દિવસ પછી લોકો અભિજિત નામ પણ ભૂલી જશે. મૂરખાઓને લીધે જ્યોતિષશાસ્ત્ર લાંછન ને ઉપહાસને પાત્ર બનશે.

આ સાંભળતાં સાંભળતાં કવિએ બીજી તરફ ચાલવા માંડ્યું. પ્રિયદર્શિકાએ એમના તરફ એક વાર કરુણા-

ભરી દૃષ્ટિથી જોયું. પરંતુ ઉપાય નહોતો. દાનવોથી ઘેરાયેલ ઉર્વશીને પુરૂરવાએ ઉગારી હતી એ ખરૂં, પણ આ દૈત્ય વધ કરી શકાય તેવો નહોતો. ઊંડો વિચાર કરતાં કરતાં કવિ અહીંતહીં આંટા મારવા લાગ્યા. રાત પણ ધીરે ધીરે ગાઢ થઈ રહી છે. કવિએ વિચાર્યું, 'આજે વધુ કંઈ થયું નહિ; ઘેર જાઉં.' પરંતુ તે જ વખતે એમની દૃષ્ટિ દૂર ખૂણામાંથી હાથના ઇશારે એમને બોલાવતી એક વ્યકિત પર પડી. એ વ્યકિતએ થોડા વધુ પ્રમાણમાં મદિરાપાન કર્યું હોય એમ લાગે છે. કારણ આસન પરથી એ ઊઠવા મથે છે, છતાં ઊઠી શકતો નથી. અને એ જેટલો ઊભો થવા અશકત બને છે તેટલો જ વધુ મદિરા ઉદરમાં ઠાલવી શકિતમાન થવા મથે છે. છાનું છાનું હસતી, ત્રણ દાસીઓ એને આસવપાન કરાવી રહી છે.

એ વ્યકિત વૃદ્ધ છે, છતાં એની વેશભૂષા યુવાન જેવી છે. એનો દેહ સ્થૂળ, ચહેરો ગોળ અને ચામડી કરચલિયાળી છતાં દેહ બહુ કાળજીપૂર્વક શણગારવામાં આવ્યો છે. આંખોમાં કાજળ, કાને સુવર્ણકુંડલ, કંઠે મુકતાહાર ને રૂવાંટીવાળા દેહ પર અલંકારો ઝળહળે છે. યુવાન દેખાવાનો કોઈ ઉપાય એણે બાકી રાખ્યો નથી. કવિ પાસે આવતાં જ એ આંખો ઊંચી કરી ઓચિંતો રડી ઊઠયો. દાસીઓ મોં ફેરવી હસી પડી.

કવિએ ચિંતાતુર થઈ પૂછ્યું, "શું થયું, બટુ? આવો ઢીલો કેમ જણાય છે?"

આંખો લૂછતાં વૃદ્ધે તૂટક શબ્દોમાં કહ્યું: "વરાહમિહિર એક શંઢ છે!"

"એ વાતમાં કંઈજ સંદેહ નથી, પણ થયું છે શું?" કવિએ સમવેદનાપૂર્ણ હૃદયે પૂછ્યું.

"વરાહમિહિર એક આખલો છે!" વૃદ્ધે ફરી કહ્યું.

"બટુ, એ વાતમાં હું તમારી સાથે સહમત છું, પણ વાત શું છે? એ આખલે કર્યું છે શું?" કવિએ કહ્યું.

ભાંગેલે હૈયે વૃદ્ધે ફરી શરુ કર્યું. "વરાહમિહિર એક બલીવર્દ......."

કવિ વૃદ્ધને વાંસે હાથ મૂકી બોલ્યા, "મને એ યાદ છે એટલે એ કહેવું નકામું છે. હવે એ ખૂંટિયાના દુષ્કૃત્ય વિષે જણાવો એટલે બસ."

એક વધુ મદિરાપાત્ર પેટમાં પધરાવતાં વૃદ્ધે કહ્યું: "કવિ, તમે તો મારા પ્રાણાધિક મિત્ર છો. શશવમાં સાથે રમ્યા છીએ. તમારી પાસે મારે છુપાવવા જેવું કંઈજ નથી. હું પ્રિયદર્શિકાના પ્રેમમાં પડયો છું." અને વળી એક વધુ પાત્ર ગટગટાવી જઈ એણે વાત આગળ ચલાવી: "એને મેં કેટકેટલીવાર મદનાલંકાર ભેટ આપ્યા છે, કેટકેટલા સંકેત કર્યા છે, એની અવધિ નથી. પરંતુ એ દુષ્ટા મને જોતાં 'તાત' સિવાય બીજું કંઈ સંબોધન જ કરતી નથી. એવો દંભ કરે છે જાણે મારા મનની વાત એ કળી જ શકતી નથી! આજે હું એવો સંકલ્પ કરીને જ આવ્યો છું કે પ્રિયદર્શિકાને ચરણે આત્મનિવેદન કરીશ. એની છલના કે ચાતુરી નહિ ચાલવા દઉં. પરંતુ અહીં આવીને જોયું તો પેલા વરાહે એને ઝાલી છે. આવ્યો ત્યારથી તક શોધું છું, પણ એ ભૂંડ એનો પીછો મૂકતો જ નથી." કહી મદિરાવિહ્વળ નેત્રે, શકય એટલો વિદ્વેષ એમાં ભરીને એણે દૂર જ્યાં વરાહમિહિર બેઠો હતો તે તરફ દૃષ્ટિ કરી.

પ્રબળ હાસ્ય રોકી કવિએ કહ્યું, "બટુ, તારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે. પ્રિયદર્શિકા પ્રત્યે પ્રેમસંચાર એ તારે માટે અત્યંત ધૃણાસ્પદ છે. તું હજુ બાળક છો, જ્યારે પ્રિયદર્શિકા ઉંમરે પહોંચેલ છે. એની સાથે તારો પ્રણય જરાય તર્ક-યુક્ત નથી. એનાં કરતાં તું તારી ઉંમરને યોગ્ય કોઈ પણ કુમારી કન્યા વિષે આસકત થા."

"એ વાત તો યથાર્થ છે. પરંતુ હું તો પ્રિયદર્શિકાને મારૂં મનપ્રાણ અર્પણ કરી ચૂકયો છું. હવે એ પાછું વાળી શકું તેમ નથી." વૃદ્ધે વિચાર કરી કહ્યું. અને પછી કવિનો હાથ ઝાલી દયામણે વદને કહ્યું, "કાલિદાસ, તું તો મારો બંધુ છો. આજે એક બંધુકૃત્ય કર! પેલા ભૂંડને પ્રિયદર્શિકાથી દૂર કર. નહિ તો બંધુહત્યાનું પાપ તને ચોંટશે."

એકાએક એક યુકિત કવિને સૂઝી ગઈ. બરાબર છે, શૂળનું ઔષધ શૂળ અને એમણે પૂછ્યું, "એ ભૂંડને પ્રિયદર્શિકાથી દૂર કરી દઉં એટલે ચાલશેને? બીજું કંઈ કરવાનું નથી ને?"

"બીજું કંઈ નથી કરવું."

"સારૂં. પ્રયત્ન કરી જોઉં," કહી કવિ ઊઠયા. જરા દૂર જઈ વળી પાછા ફરીને એમણે કહ્યું, "એક વાત સાંભળ તો બટુ, પૃથ્વીની ગતિ આહ્નિક છે તેમ તું માને છે ખરો?"

વૃદ્ધે ઉત્તર આપ્યો, "પૃથ્વીની ગતિ આહ્નિક હોય કે ન હોય......."

કાલિદાસે કહ્યું, "ના, ના, એ અતિ આવશ્યક છે! વરાહમિહિર આહ્નિક ગતિમાં નથી માનતા."

પોતાની છાતી પર પંજો મારતાં બટુ બોલ્યો: "તો હું એમાં માનું છું. સ્પષ્ટપણે જાહેર કરીને કહું છું કે—"

"બસ, બસ, આટલું પૂરતું થશે. એકદમ મિથ્યા વાત કહેવા નથી ઈચ્છતો." કવિ બોલ્યા.

વરાહમિહિર ત્યારે પોતાની વાક્પટુતામાં મત્ત બન્યો હતો. એની સામે જઈને કાલિદાસે દુ:ખપૂર્વક માથું હલાવતાં કહ્યું, "આર્ય મિહિરભદ્ર, અત્યંત માઠા સમાચાર સાંભળ્યા છે."

"શું થયું છે?" પોતાની વાગ્ધારા અટકાવી વરાહમિહિરે પૂછ્યું. આસન લેતાં કવિ બોલ્યા, "અત્યાર સુધી તાત અમરસિંહ સાથે વાર્તાલાપ કરતો હતો. એમણે કહ્યું કે આર્યભટ્ટની મીમાંસા જ ખરી છે. પૃથ્વીની ગતિ આહ્નિક જ છે."

ભૂંડ જેવા દાંત બહાર કાઢી વરાહમિહિરે કહ્યું, "અમરસિંહ એક નખ–દંત વિહોણો વૃદ્ધ રીંછ છે. એની બુદ્ધિ નાશ પામી છે."

કવિએ કહ્યું, "વધુમાં એ કહેતા હતા કે 'આહ્નિક' નામનો એક નૂતન શબ્દ તુરતમાં જ તેઓ અમરકોષમાં સંયોજિત કરશે. તેથી આર્યભટ્ટની વાત જ—"

મિહિરભટ્ટ હવે સ્થિર રહી ન શક્યા. એક મહાગર્જના કરતાં એ ઊભા થઈ ગયા. અને પછી "જડબુદ્ધિ જરદ્‌ગવ! ગંડુ, ઉન્માદી!" વગેરે કટૂક્તિ કરતાં કરતાં એ અમરસિંહ તરફ આગળ વધ્યા.

હવે પ્રિયદર્શિકા અને કવિ પરસ્પરની સામે જોઈ હસ્યાં. આ વારાંગના અને કવિની વચ્ચે એક એવી અંતરની ઓળખાણ હતી કે એક બીજાની સામે જોતાં જ પરસ્પરનાં અંતરની વાત તેઓ કળી જતાં. આજે કોઈ પણ કારણે કવિ ચિંતાતુર છે એ પ્રિયદર્શિકા કળી ગઈ હતી, છતાં એ વાત ન ઉખેળતાં પ્રેમપૂર્ણ અસ્ફૂટ વિનતિ કરતાં કહ્યું, "કવિ, અબળાનું દુઃખમોચન જો પુણ્ય હોય તો તે પુણ્ય તમને મળે છે. પણ હવે પેલી બાજુ હાથી ને કાચબાનું યુદ્ધ જામ્યું જણાય છે."

કવિ અંતરમાં એક અદ્‌ભુત શાન્તિ અનુભવી રહ્યા. આ નારીના સાહચર્ય માત્રે એમને પ્રસન્ન કરી મૂક્યા. અર્ધ સૂતા, અર્ધ બેઠા એ પ્રિયદર્શિકા તરફ નિહાળી રહ્યા. પ્રિયદર્શિકાએ ધીરેથી એમના બાહુ નીચે એક મસુરિયું સરકાવી દીધું.

થોડી પળ બેઉ સામસામાં બેઠાં રહ્યાં. કવિની આંખમાં પ્રગાઢ શાન્તિ છે. પ્રિયદર્શિકા જરા વિચલિતા છે. થોડી વારે એણે તામ્બૂલકરંક કવિની સામે મૂકતાં પૂછ્યું, "ગૃહદેવીના શું સમાચાર છે?"

જરા ચમકી તાંબૂલ લઈ ભવાં સહેજ ખેંચી કવિએ કહ્યું: "ગૃહદેવી? એના કંઈ સમાચાર નથી. એ ઘેર છે."

એક અસહ્ય ક્ષોભની છાયા પ્રિયદર્શિકાના મોં પર ફરકી ગઈ. પરંતુ એ તો પલવાર પૂરતી જ. સસ્મિત વદને એણે કહ્યું, "હાય, કવિ, આ સપ્તસાગરા વસુંધરા તમારા ગુણ ઉપર મુગ્ધ છે. છતાં સ્વયં ગૃહિણીએ જ તમને ન ઓળખ્યા!"

વિસ્મયથી ભમ્મર ઊંચી કરતાં કવિએ કહ્યું, "ન ઓળખ્યો? પરંતુ એ તો મને—"



નિહાળી નિહાળીને કવિના મોં સામે જોતાં, વ્યથાથી વીંધાતા કંઠે પ્રિયદર્શિકા બોલી, "કવિ, એ બધું હું જાણું છું, મારી પાસે કંઈ જ ગોપવવા ન મથશો." અને વળતી ક્ષણે સ્વર બદલી આજીજીના સ્વરે એણે કહ્યું, "પણ રહેવા દો એ વાત. આજે તમારા લલાટમાં ચિન્તાની રેખાઓ શાને? જે કાવ્ય પૂરું થવામાં હવે વાર નથી કહી, સૌને આશ્વાસન આપ્યું છે તે હજુયે સમાપ્ત નથી થયું શું?"

જરા સ્વસ્થ થઈ બેસતાં કવિએ કહ્યું, "પ્રિયદર્શિકા, બહુ વિપદમાં પડ્યો છું. છેલ્લી ત્રણ રાત્રિઓ નીંદરવિહોણી ગઈ છે. તારી સલાહ લેવા આવ્યો છું."

"શું થયું છે?" વિસ્મય પામતાં પ્રિયદર્શિકાએ પૂછ્યું.

" હું જે કાવ્ય લખી રહ્યો છું એની જ એક ગંભીર સમસ્યા છે. ઘણું ઘણું વિચાર્યા છતાંયે હું કંઈ જ નક્કી નથી કરી શકતો. તારે મને એમાં દોરવણી આપવી પડશે."

આનંદથી પુલકિત થતાં ગદ્‌ગદ્ કંઠે પ્રિયદર્શિકા બોલીઃ–

" કવિ, તમે તો રસની અમરાવતીના વિજયી વાસવ, કલ્પનાના ધ્યાનલોકમાં શૂલપાણિ. હું તમને દોરવણી દઉં ? મને શરમાવશો મા."

પ્રિયદર્શિકાના ગોહણ પર કરાંગુલિઓ ટેકવી કવિએ કહ્યું, "પ્રિયદર્શિકા, આખી ઉજ્જયિનીમાં જો કોઈ સાચેસાચ રસજ્ઞ હોય તો તે તું એક જ છો, એ મારે નિષ્કપટભાવે કહેવું જોઈએ. બીજા બધા પલ્લવગ્રાહી, મધુર શબ્દે મુગ્ધ થનારાં ને બાહ્ય સૌંદર્યે આકર્ષિત થનારાં છે. રસના અતલને તળિયે જવાનું તો માત્ર તું જ કરી શકે છે. તું ભાગ્યશાળી છો."

સજળ નેત્રે હાથ જોડીને પ્રિયદર્શિકા બોલી, "કવિરાજ, સાચે જ હું ભાગ્યશાળી છું. પરંતુ તમારી સમસ્યા શું છે એ તો કહો. કાવ્ય શું સમાપ્ત નથી થયું ?"

"કાવ્ય સમાપ્ત થયું છે કે અસમાપ્ત રહ્યું છે એ જ સમજી શકાતું નથી." કવિએ કહ્યું.

વિસ્મય–કુતૂહલ–મિશ્રિત સ્વરે પ્રિયદર્શિકાએ પૂછ્યું, "કાવ્ય પૂરૂં છે કે અધૂરું એ સમજી શકાતું નથી ? એ તો અદ્‌ભુત વાત કહેવાય."

તેની વધુ નિકટ જતાં કવિએ આતુરતાપૂર્વક કહ્યું, "અત્યાર સુધી કોઈને જ કહ્યું નથી. તને જ સૌ પ્રથમ કહું છું. સાંભળ. આ કાવ્યનું નામ મેં 'કુમારસંભવ' આપ્યું છે. સ્વયં મહેશ્વર છે એના નાયક અને પાર્વતી છે એનાં નાયિકા. કાવ્યનું વસ્તુ આ છે. તારકાસુરના ત્રાસથી ત્રાસેલા દેવો બ્રહ્મા પાસે જાય છે. બ્રહ્મા કહે છે કે મહાદેવને ત્યાં જન્મ ધરીને કાર્તિકેય એ દાનવનો સંહાર કરશે. સતીના દેહત્યાગ પછી શિવ ત્યારે ધ્યાનમગ્ન હતા. બીજી તરફ સતીએ ત્યારે હિમાલય–ગૃહે ઉમા રૂપે જન્મ ધર્યો હતો. યૌવનમાં પ્રવેશતાં ઉમા શિવની પરિચર્યા કાજે તેમની તપોભૂમિમાં ઉપસ્થિત થયાં. પણ સમાધિસ્થ શિવ તપોભંગ ન થયા, અને ત્યારે દેવોએ મદનને શિવજીને તપોભંગ કરવા મોકલ્યો. મદને શિવજીને તપોભંગ તો કર્યા, પરંતુ એ પોતે શિવના ત્રિનેત્રમાંથી પ્રગટેલ જવાળામાં ભસ્મીભૂત થઈ ગયો. શિવ તપોભૂમિ છોડી ચાલ્યા ગયા; ભગ્નહૃદયા ઉમાએ ત્યારે પતિપ્રાપ્તિ માટે કઠોર તપ આદર્યું. ધીરે ધીરે રીઝાતા મહેશ્વર ઉમાની પાસે પાછા ફર્યા, અને પછી ઉભયના વિવાહ થયા."

આટલું કહી કવિ અટક્યા. પ્રિયદર્શિકા તન્મય થઈને આ સાંભળી રહી હતી. એણે મોં ઊંચું કરી કવિ સામે જોયું.

કવિ આગળ ચાલ્યા, "સપ્તમ સર્ગમાં મેં ઉમા-મહેશના વિવાહ કરાવી દીધા છે. નવવધૂનાં લજ્જાશીલ મોં પર હાસ્ય ફરકી રહ્યું છે. કન્દર્પ પુનર્જીવન પામ્યો છે. 'કુમારસંભવ' કાવ્ય જે પ્રતપાદિત કરવા રચાયું છે તે પૂરૂં થાય છે.. એટલે કાવ્ય–કલાના નિયમ પ્રમાણે કાવ્ય પૂર્ણ થયું ગણાય એ યથાર્થ છે કે નહીં ?"

પ્રિયદર્શિકા કંઈ જ ન બોલી. વેધક નજરે એ કવિના મોં સામે જોઈ રહી. પળવાર નીરવ રહી કવિ બોલ્યા, "હું પણ સમજું છું કે નિયમ મુજબ તો કાવ્ય અહીં જ પૂર્ણ થવું યોગ્ય છે ! છતાં મનમાં એક સંદેહ જાગે છે."

" શાનો સંદેહ ?"

## નાખો ના...

નાખો ના નેણલે ગુલાલ હો બિહારીલાલ,
જુએ બ્રિજનારી હું હારી બિહારીલાલ;
નાખો ના નેણલે ગુલાલ હો બિહારીલાલ !

નમણી હું નાર જઉં નમણી સવારે,
પાણીડાં ભરતી હું જમનાને આરે,
ઝાંઝરિયે ઝણકાવી ચાલ હો બિહારીલાલ,
નાખો ના નેણલે ગુલાલ હો બિહારીલાલ,

નયનોનાં અંજનિયાં રોળાયે રંગમાં,
લજ્જાની લાલિમા ઢોળાયે અંગમાં;
વાટે ના હોયે આ વહાલ હો બિહારીલાલ,
નાખો ના નેણલે ગુલાલ હો બિહારીલાલ !

છોડી કાં છલકાતી ગાગર નમાવી,
જુઓ શું મરમાળાં નયનાં નચાવી;
ફુલેલા ફાગણના ફાલ હો બિહારીલાલ,
નાખો ના નેણલે ગુલાલ હો બિહારીલાલ !

જુએ બ્રિજનારી હું હારી બિહારીલાલ,
નાખો ના નેણલે ગુલાલ હો બિહારીલાલ !

નંદકુમાર પાઠક



"મનમાં થાય છે કે જાણે કાવ્ય સંપૂર્ણ નથી થયું. ઉમા–મહેશ્વરના પૂર્વરાગ અને વિવાહનું વર્ણન મેં કર્યું છે ખરું, પરંતુ કાવ્યનું મૂળ કથિતવ્ય તો અકથિત જ રહી ગયું છે. તને શું લાગે છે? દેવદમ્પતીનું વિવાહોત્તર જીવન ચીતરવું કાવ્ય–કલાને સંગત થશે?" કવિએ પૂછ્યું.

"અલંકારશાસ્ત્ર પ્રમાણે એ યોગ્ય નહિ કહેવાય. પ્રથમ તો વિષયથી વેગળું વર્ણન એ નિરર્થક વાણી–વિલાસ ગણાશે. બીજું જગત્–પિતા અને જગત્–માતાનાં દામ્પત્ય–જીવનનું વર્ણન અતિશય નિન્દનીય ગણાઈ અતિ વગોવાશે." પ્રિયદર્શિકાએ ઉત્તર આપ્યો.

"તો તમારા મતે વિવાહને અંતે કાવ્યની પૂર્ણાહૂતિ થાય એ જ યોગ્ય છે?" કવિએ ફરી પૂછ્યું.

લાંબી વાર સુધી કપોલ પર હાથ મૂકી બેસી રહી આખરે પ્રિયદર્શિકા બોલી: "કવિ, કાવ્યશાસ્ત્ર મહાન છે, પણ સત્ય એથીયે વધુ મહાન છે. એ સત્યની અનુજ્ઞાએ બધાં જ શાસ્ત્રોનું ઉલ્લંઘન કરી શકાય. તેમાં કંઈ જ દ્વિધા ન હોવી જોઈએ."

"પરંતુ આ પ્રસંગમાં તમે સત્ય કોને કહો છો?" કવિ બોલ્યા.

"શિવ–પાર્વતીનું મિલન જ સત્ય કહેવાય." પ્રિયદર્શિકાએ કહ્યું.

"જો એમ જ હોય તો એ સત્ય તો પળાયું છે." કવિએ કહ્યું

"પળાયું છે?"

"નથી પળાયું?"

"એ હું ન કહી શકું. એ તો કવિના અંતરની વાત કહેવાય."

થોડીવાર મૌન રહી કવિ બોલ્યા, "પરંતુ મારા અંતરની વાત હું સમજી શકતો નથી એથી જ તો આ સંશય છે. તારો શો મત છે?"

"મારો મત જાણવો જ છે?" સ્મિત કરી પ્રિયદર્શિકા બોલી.

"હા."

"નહિ સાંભળો તો નહિ ચાલે?"

"ના."

"વારુ, તો આજે તમે ઘેર પાછા ફરો. રાત્રિ ઘણી વીતી ગઈ છે. કાલ પ્રભાતે પણ જો તમારા અંતરમાં કંઈ શંકા રહે તો મારો મત જણાવીશ." કહી પ્રિયદર્શિકા ઊભી થઈ ગઈ.

કવિ જરા નિરાશ થયા, પરંતુ કંઈ જ બોલ્યા નહીં. પ્રિયદર્શિકા મુખ્ય દ્વાર સુધી એમને વળાવવા ગઈ. વિદાય લેતાં કવિએ કહ્યું: "જાઉં છું. મિહિર ભટ્ટ અને અમરસિંહથી વેગળાં રહેજો, અને મારી સમસ્યા વિચારી જોજો." અને બેઉએ સામસામું સ્મિત કર્યું.

"જોઈશ." પ્રિયદર્શિકાએ ઉત્તર આપ્યો.

કવિ પોતાને ઘેર પાછા ફર્યા, ત્યારે રાત્રિનો ત્રીજો પ્રહર થઈ ગયો હતો. દ્વાર અંદરથી બંધ હતું. અંદર અંધારું હતું. કાન સરવા કરીને કોઈ જાગે છે કે નહીં તે જોવા કવિએ પ્રયત્ન કર્યો. પણ કંઈ જ સ્વર ન આવ્યો. સૌ નિદ્રામગ્ન હોય તેમ લાગ્યું.

કવિએ બારણે ટકોરા માર્યા.

"કોણ?" અંદરથી સાદ આવ્યો.

"હું, કાલિદાસ." અચકાતાં અચકાતાં કવિએ ઉત્તર આપ્યો. દ્વાર ઊઘડ્યાં. કવિએ સભય જોયું તો સામે ગૃહિણી પોતે છે, હાથમાં દીવો છે.

"આવ્યા? આટલી રાત ક્યાં રોકાયા હતા?" ગૃહિણીએ પૂછ્યું. ઘરમાં પ્રવેશ કરી ક્ષુબ્ધ સ્વરે કવિ બોલ્યા: "પ્રિયે, હજુ સુધી જાગે છે શાને? દાસીને કહ્યું હોત તો—"

જરા સખત સાદે ગૃહિણીએ પૂછ્યું, "આટલી રાત ક્યાં હતા?"

સંકોચપૂર્વક કવિએ કહ્યું, "સમાપાનકમાં ગયો હતો......"

કવિપત્નીનો રૂંધિત ક્રોધ ભભૂકી ઊઠ્યો. એણે પ્રજ્જવલિત નેત્રે કહ્યું, "પ્રિયદર્શિકાને ત્યાં સિધાવ્યા હતા! કહો, કહો, શરમાવાનું શું છે? કોઈ તમારી નિંદા નહિ કરે. તમે તો મહાપંડિત, રાજકવિ, ધર્મનિષ્ઠ બ્રાહ્મણ, વેશ્યાલયે રાત્રિ ગાળીને આવ્યા છો, એમાં તમારે શરમાવાનું શું છે?"

"પ્રિયે—"

"ધિક્! મને 'પ્રિયે' સંબોધન કરતાં તમે અચકાતા નથી? કોણ તમારી પ્રિયા? હું કે પેલી સહસ્રભોગ્યા, શેરીની કૂતરી પ્રિયદર્શિકા?"

કવિ નિરુત્તર ઊભા રહ્યા. એમનાં એ મૌને ગૃહિણીના ક્રોધાગ્નિમાં ઘી હોમ્યું. એ બોલી, "ધિક્ મિથ્યાચારી! ધિક લમ્પટ! શા કાજે આ પાછલી રાત્રે ઘેર પાછા ફર્યા છો? વેશ્યાની એઠ ખાનારનો સ્પર્શ થતાં કુલાંગનાને શીતળ જળનું સ્નાન કરી પવિત્ર થવું પડે એ ભૂલી જાઓ છો? જાઓ, અહીં ઘરમાં તમારું શું કામ છે? જ્યાં અત્યાર સુધી હતા ત્યાં પાછા જાઓ!" આટલું બોલી કવિપત્નીએ શયનખંડમાં પ્રવેશી જોરથી બારણાં ભીડી દીધાં.

અંધકારમાં કવિ નિશ્ચળ ઊભા રહ્યા. આ જ હતું એમનું ગૃહ, અને આ જ હતી ગૃહિણી! ગૃહ–સચિવ, સખી, પ્રિય શિષ્યા! એક ઊંડો નિસાસો મૂકી કવિ ત્યાંથી પાછા ફર્યા અને પોતાની જે નાનકડી ઓરડીમાં બેસી એ કાવ્યરચના કરતા ત્યાં જઈ એમણે દીપ પ્રગટાવ્યો.

મૃગચર્મ પાથરી તેના પર બેસતાં જ પાસેની લાકડાની ઘોડી પર મૂકેલ 'કુમારસંભવની' મોટી હસ્તપ્રત ઉપર



હાસ્યના ઈજારદારો .......

આવે છે

**રસ લહાણ પીરસવા**

નિર્માતા — દિગ્દર્શક

**શ્રી. એન. આર. આચાર્ય**

નું

એક અનોખું સર્જન

પટકથા-સંવાદ

વજુ કોટક

# લગ્ન મંડપ

સંગીત :

અજીત મર્ચન્ટ



: પીરસનાર ત્રિપુટિ :

**બાબુરાજે, છગન રોમીયો અને મા. ધુલીઆ**

સાથમાં સીમા અને ઉર્મિલા

વિગત

**મોડેલ પીકચર્સ લી.**

૨ ત્રિભુવન રોડ, - - - - મુંબઈ ૪.

# બેકેલાઈટનો ઈલેકટ્રીકલ સામાન



- સ્વીચ,
- હોલ્ડર,
- કટઆઉટ,
- શીલીંગ રોઝ,
- પ્લગ પીન,
- વોલ પ્લગ,
- ગેલેરીઝ,
- બેલ પુશ-બટન

વગેરે

ખરીદતી વખતે ઉચ્ચ બનાવટની ખાત્રી માટે

## "ઓ શ મ"

નામ યાદ રાખવું આવશ્યક છે.

બનાવનાર :

# ઓશમ ઈન્ડસ્ટ્રીઝ

૩૦૨, કાલબાદેવી રોડ - - - - મુંબઈ, ૨.

એમની દૃષ્ટિ પડી. અને સાથેસાથ વિદ્યુતના ચમકારાની જેમ એક તેજરેખા એમના મગજમાં રમી ગઈ. પ્રિયદર્શિકા સાચું જ સમજી હતી. એણે કહ્યું હતું કે 'કાલે પ્રભાતે પણ જો તમારા અંતરમાં કાંઈ શંકા રહે તો....' ના પોતાના મનમાં હવે રજમાત્ર સંદેહ નથી. પત્ની સાથે સાક્ષાત્કાર થતાંની સાથે જ સંશયનો બધોયે અંધકાર ઓસરી ગયો હતો.



કાલિદાસ ઊભા થયા. પ્રદીપસ્તંભ નિકટ લાવી આસનની પાસે મૂકયો. કાષ્ટાસન પરની પોથી સન્મુખ મૂકી. મસીપાત્ર, લેખિની અને તાડપત્ર લઈ ફરી તે આસને બેઠા.

ધીરેધીરે એમનાં મોં પરનો ભાવ સ્વપ્નવશ થયો. લેખિની હાથમાં લઈ તાડપત્ર ઉપર તેની પરીક્ષા કરી. પછી ધીરેધીરે એમણે લખ્યું: "અષ્ટમ સર્ગ".

એટલું લખી લાંબા સમય સુધી એ દૃષ્ટિવિહીન નયને ઝરૂખા તરફ જોઈ રહ્યા. બહાર ઘનઘોર રાત્રિ હતી, ઝરમર ઝરમર વર્ષા આવતી હતી. પરંતુ કવિના માનસપટ ઉપર જે ચિત્રો ઉપસતાં હતા તે વસંતના વર્ણે, ઋતુરાજની સૌરભે અને કલધ્વનિએ ભરપૂર હતાં; વર્ષારજનીની શ્યામ, સજળ છાયા એની અમ્લાન દીપ્તિને સ્પર્શી ન શકી.

સહસા નીચું જોઈને કવિએ લખવા માંડયું. શરની લેખિની તાડપત્ર ઉપર સર-સર ચાલવા લાગી:

"पाणिपीडनविधेरनन्तरम्"[1]

---

[1]હસ્ત મેળાપની વિધિ પછી—



# એકલવાયો જીવ



**મમતા ઝંખતા હૃદયની સૂક્ષ્મ સંવેદનાને ઝીલતી સરલ કથા**

**લેખિકા : સૌદામિની મહેતા**

ચિત્રકાર : "રૂપમ"

વીસ વર્ષ કલકત્તામાં નોકરી કર્યા પછી મારી બદલી મુંબઈ થઈ ત્યારે ઘર મેળવવાની પારાવાર મુશ્કેલીમાં હું મૂંઝાયો હતો. ત્યાં એકાએક કોલાબાની પોસ્ટ ઓફીસ પાસે એક જૂના ખડીઆ ખડખડ મકાનમાં મને બે ઓરડા મળી ગયા. જાણે કોઈ મોટો મહેલ મને વારસામાં મળ્યો હોય એટલો આનંદ થયો. મારા ઓરડાવાળું મકાન લગભગ સો વર્ષ પહેલાં બંધાયું હશે એમ લાગતું હતું, અને છેલ્લાં દસેક વર્ષથી તેને રંગાવ્યું કે ધોળાવ્યું નહિ હોય એમ જણાતું હતું. મેં મારે પૈસે મારા બે ઓરડા અંદરથી ધોળાવી લીધા અને બને તેટલું ચોકખું ઘર કરવાનો પ્રયાસ કર્યો.

મારા મકાનના નીચલા માળમાં એક ઘરડો પારસી બીચારો છેક એકલો રહેતો હતો. એક કામ કરનારી ઘાટણ સાંજ સવાર એને માટે પારસી વીશીમાંથી ખાવાનાનો ડબ્બો મૂકી જતી હતી. રોજ સાંજસવાર દાદર ચડતાં ઊતરતાં ઘરડા પારસીને એકલો આરામ ખુરસી પર બેઠેલો જોતો ત્યારે મને મારી વૃદ્ધાવસ્થાની બીક લાગતી હતી. ઘડપણમાં આવું એકલવાયું જીવન ગાળવું પડશે તો કેવું વસમું લાગશે? શું સહુના જીવનની સંધ્યા આવી ઝાંખી અને નિસ્તેજ લાગતી હશે? એવા એવા અનેક વિચારોના તરંગો મારા મગજમાં ઊઠતા. એ પારસી ગૃહસ્થનું નામ પેસ્તનજી હતું. તેમની ઉંમર લગભગ પોણોસો વર્ષની હશે. ઘણાં વર્ષોથી તે આમ જ એકલો રહેતો હતો.

એક રવિવારે સવારે હું છાપું વાંચતો હતો, ત્યાં પેસ્તનજી મારા ઓરડામાં આવી પહોંચ્યા અને એક કલાક બેસીને પોતાના જીવનની ઘણી વાતો કરી. છેવટે ઊઠતાં કહ્યું, "સુરેશભાઈ, મારૂં એક કામ કરશો?" મેં કહ્યું, "ખુશીથી, સાહેબ, ફરમાવો." પેસ્તનજી મોં મલકાવીને બોલ્યા, "મારે એક કાગળ મારા છોકરાને લખવો છે, પણ મારાથી હવે આંખે બરાબર દેખાતું નથી; તે તમે જરા લખી આપશો?" મેં કહ્યું, "જરૂર, જરૂર. જ્યારે કાગળ લખાવવો હોય ત્યારે ખુશીથી આવજો. પણ મને તમારી પારસી ભાષા લખતાં નહિ આવડે." પેસ્તનજી ગૌરવભર્યું સ્મિત કરી બોલ્યા, "તેનો કંઈ વાંધો નહિ. મારો કેકી શુદ્ધ ગુજરાતી લખી-બોલી જાણે છે."

તે પછી ચારપાંચ દિવસ પછી પેસ્તનજી હાથમાં બે ચાર નોટપેપર લઈને કાગળ લખાવવા આવ્યા. એ પોતાની પારસી ભાષામાં બોલતા જાય અને હું મારી પોતાની ભાષામાં કાગળ લખતો જાઉં. આખો કાગળ લખાઈ રહ્યો એટલે મેં એમને કાગળ વાંચી સંભળાવ્યો. કાગળ નીચે પ્રમાણે હતો:

"વ્હાલા દીકરા કેકી,

હમણાં ઘણા દિવસથી તારો કાગળ નથી, તેથી મને બહુ ફિકર થાય છે. તને બુઢ્ઢા બાપની દયા નથી આવતી? તારો કાગળ આવે છે ત્યારે હું કેટલો ખુશી થાઉં છું, તેની તને કયાં ખબર છે? હવે છોકરાંઓને નિશાળમાં રજા પડે ત્યારે તું બધાંને લઈને અહીં આવજે. અને જો તે ના બને તો મને ત્યાં લઈ જજે. બેંગલોરની સારી હવાથી મારી તબિયત સુધરશે; અને નાના ફલી અને અદાને રમાડવાથી મારૂં દિલ ખુશ થશે.

લિ. બાવાજીની ભલી દુવા વાંચજે."

પેસ્તનજી કાગળ લખાવીને ચાલી ગયા, ત્યારે મને વિચાર આવ્યો કે એમનો છોકરો કેકી ખરેખર નિર્દય હોવો જોઈએ કે આવા ઘરડા બાપને એકલા રહેવા દે છે, અને વળી કાગળેય નથી લખતો. મને મનમાં થયું કે, 'ધિક્કાર છે આવા દીકરાઓને!'

ત્યાર પછી તો વારંવાર પેસ્તનજી પોતાની છોકરી પર, જમાઈ પર, બહેન પર, ભાઈ પર કાગળો લખાવી જતા. એક વખત પોતાની છોકરી ગુલ ઉપર બહુ લાગણીભર્યો કાગળ લખાવી ગયા. તે નીચે પ્રમાણે હતો :

" લાડકી દીકરી ગુલ,

તારો વ્હાલસોયો કાગળ વાંચી હું બહુ જ ખુશી થયો. મારી દીકરી આટલી દૂર કલકત્તામાં રહે છે તો યે રોજ મને

યાદ કરે છે, જાણીને મને ખૂબ સંતોષ થયો. તારા જેવી લાગણીવાળી છોકરીનો હું બાપ છું તેથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. છોકરાઓ તો પરણ્યા એટલે પારકા થઈ જાય. પણ છોકરીઓ તો પરણીને દુનિયાના ગમે તે છેડે જાય પણ માબાપને ભૂલે નહિ. તારાં મમ્માની પણ તું કેટલી લાડકી હતી! અને તેમની છેલ્લી માંદગીમાં તેં એમની કેટલી ચાકરી કરી હતી! જ્યારે ખુદાએ તે ભલી બાઈને બોલાવી લીધી, ત્યારે આપણે બે જણ એક બીજાને બાઝીને કેટલું રડયાં હતાં, તે યાદ કરું છું ત્યારે મારી આંખમાં હજી પણ આંસુ આવી જાય છે. વ્હાલી દીકરી, તું જલદી અહીં આવજે કેમકે મારાથી હવે એકલાં રહેવાતું નથી.

લિ. તારા બાવાજીની ભલી દુવા વાંચજે."

**આ** પ્રમાણે કાગળોની પરંપરા ચાલુ રહેતી હતી. બીચારા પેસ્તનજી માટે મારો જીવ બળતો હતો એટલે હું એમને હંમેશ કાગળ લખી આપતો હતો. પેસ્તનજી મારી પાસે કાગળ લખાવવા આવતા હતા, પણ એમના પર જે જવાબ આવતા હશે તે વંચાવવા કદી નહોતા આવતા. તેથી મને જરા નવાઈ લાગતી હતી. પણ પારકી પંચાત કોણ કરે, એમ ધારી એ વિષે હું એમને કંઈ પૂછતો નહિ. થોડા દિવસ પછી પેસ્તનજી આવીને કહે કે, "આજે લખો કાગળ વ્હાલા ભાઈ પેસ્તનજીને." મેં કહ્યું, "શેઠ, એમ કેમ બને? તમને જ કાગળ લખવાનો?" પેસ્તનજી જરા મૂંઝાઈ ગયા અને પછી સહેજ અકળાઈને બોલ્યા, "એ તો મારા કાકાના છોકરાનું નામ પણ પેસ્તનજી છે. અમારા પારસીઓમાં તો કાકા કાકાના છોકરાઓનાં એનાં એ નામ હોય છે." કોણ જાણે કેમ એણે આ વાત તરત ઉપજાવી કાઢેલી હોય એવું મને લાગ્યું. છતાં મેં એમના કહેવા પ્રમાણે એક લાંબો



લચક કાગળ લખી આપ્યો. પેસ્તનજી કાગળનાં સરનામાં કદી મારી પાસે કરાવતા નહિ, અને તે વિષે હું પૂછપરછ



## ઉષા અને સંધ્યા

ભલે છવાતાં ઘનશ્યામ વાદળાં
આયુષ્યના રમ્ય પ્રભાત કાળે;
અમે જગાવી પુરુષાર્થની દ્યુતિ
ભેદી નિશા રંગ ઉછાળતા જશું!
ને જિંદગીના રવિને ડુબાડવા
યત્નો થશે અસ્ત થતી દિશામાં,
તો નમ્ર ઢાળી દઈ નેત્ર, સ્મિતની
લાલી થકી આભ ઉજાળતા જશું!

શશિન્ ઓઝા

કરતો નહિ. એ દિવસ પછી હું ઓફિસમાંથી પાછો આવતો હતો, ત્યારે અમારા ઘર પાસેની 'કે. રૂસ્તમ'ની દવાની દુકાનમાં પેસ્તનજી બેઠા હતા અને ત્યાંના એક માણસ પાસે મેં લખી આપેલો પેસ્તનજી ઉપરનો કાગળ વંચાવતા હતા. તે વખતે તો હું ઘેર ચાલી ગયો. પણ કલાક પછી 'કે. રૂસ્તમ'ની દુકાનમાં જઈ પેલા સેલ્સમેનને મેં પૂછ્યું, "પેલા પેસ્તનજી કોનો કાગળ વંચાવતા હતા?" એ દુકાનવાળાએ કહ્યું, "અરે, વાત મૂકોને એ ડોસાની! એને કોઈ સગાં-વ્હાલાં નથી; અમસ્તા તમારી પાસે ખોટા ખોટા કાગળો લખાવી સંતોષ માને છે. છેલ્લાં પાંચ વર્ષથી જુદા જુદા લોકો પાસે આવા કલ્પિત કાગળો લખાવે છે. એટલે હવે તો એ પોતે એમ ચોકકસ માને છે કે બેંગલોરમાં એમનો છોકરો કેકી રહે છે અને કલકત્તામાં છોકરી ગુલ રહે છે."

પેસ્તનજીની કરુણ કથા સાંભળી મને બહુ દુ:ખ થયું. ઘડપણમાં એકલવાયું જીવન કેવું કારમું લાગતું હશે એ વિચારથી મને ત્રાસ થયો. માણસોથી ઊભરાતા મુંબઈ શહેરમાં, ગરીબ બીચારા પેસ્તનજીનું પોતાનું કહેવાય એવું



કોઈ નહોતું. મુંબઈમાં અડોશીપડોશીને પણ એકબીજાની ઝાઝી પરવા નથી હોતી. પેસ્તનજીને તો મુંબઈમાં શું પણ આખી દુનિયામાં પોતાનું આપ્તજન કોઈ ન હતું! કેવું ભયંકર એકલવાયાપણું લાગતું હશે?

એક રાત્રે સીનેમા જોઈ ને ઘેર આવતો હતો ત્યારે, પેસ્તનજીને ઘેર ડોકિયું કરતો જાઉં, એમ ધારીને તેમના ઓરડામાં ગયો. બીચારા પેસ્તનજીને ખૂબ તાવ આવેલો હતો. અને એ તકીઆ તળે મેં લખેલા તેમ જ બીજા લોકો પાસે લખાવેલા કાગળો દબાવીને સૂતા હતા. મેં તેમની સાથે વાત કરવાનો પ્રયાસ કર્યો. પણ એ તાવના ઘેનમાં કંઈ બરાબર બોલી શકયા નહિ. તે આખી રાત હું તેમની પથારી પાસે બેસી રહ્યો. બીજે દિવસે એમની માંદગી વધી એટલે એમને હોસ્પીટલમાં લઈ જવાનો મેં વિચાર કર્યો. બધી તૈયારી થઈ ત્યારે પેસ્તનજીએ પોતાની એક પેટીમાંથી સરસ રેશમી રૂમાલ મારી પાસે કઢાવ્યો અને પેલા બધા કાગળો મારી પાસે એમાં બંધાવ્યા, અને હોસ્પીટલમાં સાથે લઈ લીધા. અને પછી મને કહ્યું, “ જો હું મરી જાઉં તો આ કાગળનું પોટલું દરિયામાં નાખી દેજો.”

*

પેસ્તનજીના મરણ પછી બીજે દિવસે હું તેમના કાગળોની પોટલી લઈ ને કફ પરેડને દરિયે ગયો અને દરિયામાં કાગળો પધરાવ્યા. પણ જાણે પેસ્તનજીના કાગળોનો તિરસ્કાર કરતો હોય તેમ સમુદ્ર થોડી થોડી વારે મોજાં સાથે કાગળની પોટલી કિનારા પર પાછી મોકલતો હતો. કોઈ નિર્દોષ બાળક દરિયામાં નહાતાં નહાતાં જરા વધારે આગળ નીકળી જાય તો રાક્ષસી મોજાં તેને ઘડીકમાં ગળી જાય. પણ આ બીચારી નિર્જીવ પોટલીનો ભોગ દરિયાને જોઈતો નહોતો. અગાધ સમુદ્રની વિશાળતાનો વિચાર કરતો હું ઊભો હતો, એટલામાં માછીના બે છોકરાઓ હોડી સજ્જ કરી માછલી પકડવા જવા તૈયાર થયા. મેં એમને પેસ્તનજીની પોટલી સોંપી અને ભરદરિયે તેને પાણીમાં પધરાવવાનું કહ્યું.

હોડી મધદરિયે પહોંચી ત્યાં સુધી હું કિનારે ઊભો રહ્યો. આકાશમાં પશ્ચિમ દિશામાં અદ્‌ભુત સુંદર સોનેરી રંગ થયો હતો. વાદળાંના ઘાટ અને રંગ ક્ષણે ક્ષણે બદલાતા હતા. જે ક્ષણે સૂર્ય છેક અસ્ત થયો તે જ ક્ષણે પેલા માછીના છોકરાઓએ પેસ્તનજીની પોટલી દરિયામાં પધરાવી દીધી.

માત્ર છ મહિના માટે મારે પેસ્તનજીની મૈત્રી થઈ. તે પહેલાં એમનું નામ સુદ્ધાં સાંભળ્યું નહોતું. છતાં આજે કોઈ સ્વજનને સ્મશાનમાંથી બાળીને ઘેર જતાં જે લાગણી થાય તે મને થતી હતી. રાત્રે ઘેર જઈ સૂઈ ગયો તો યે સ્વપ્નામાં પેસ્તનજી બારણામાં કાગળ લઈ ને ઊભા હોય એવું દેખાયું.



## : અકેલું :

ઓ રે આજ અકેલું અકેલું,
બધુંયે આજ અકેલું અકેલું.

પાસેનું તો દૂર બન્યું સૌ, ઉરરંગે રંગેલું,
નંદિત કરતું દૂર દૂર તે, પાસ ન આવે પેલું,
ઓ રે આજ૦

ફોરમને ફાગણિયે જવ સૌ ખેલે અબીલગુલાલે,
આજે અબઘડી ઝંખું જેને તે કહે “કાલે! કાલે.”
ઓ રે આજ૦

કદંબકંપિત વાયુ વાયે સમસમ નીલ તમાલે,
નીડ કયહીં ના, ઉર તરફડતું ભમતું ડાળે ડાળે,
ઓ રે આજ૦

જીવનપથમાં હરદમ સંગે અંતર જે તડપેલું
તે થકિયે મુજ દર્દ બધુંયે રાખું આજ છુપેલું.
ઓ રે આજ૦

ઉપેન્દ્ર પંડ્યા



આંગણામાં

ચિત્રકાર : વજુભાઈ ભગત

સામાન્ય લાગતા રોજિંદા જીવનમાંથી અસામાન્ય ચિત્રવિષય ઉપાડીને નિજની આગવી શૈલીએ આલેખતા, શ્રી. વજુભાઈ ભગતનું માછી સ્ત્રીઓનું આ વિશિષ્ટ ચિત્ર વિષયને અનુરૂપ બલિષ્ઠ ને આનંદદાયક રંગસંયોજન અને આકૃતિસંયોજનથી દીપી રહે છે.



# મહાદેવી

કાશ્મીરના મોરચે દારુણ જંગ ખેલાઈ રહ્યો હતો અને એ જંગમાં આઠ માસની સતત નોકરી પછી કેપ્ટન અનંત બીમારીની રજા રાણીખેતમાં ગાળી રહ્યો હતો. રાણીખેતની નજીકનો જં તે વતની હોવાથી રાણીખેતની આબોહવા અને સૃષ્ટિ સાથે એનો જીવ એકતાન હતો. યુદ્ધના મોરચે થાકેલો અનંત હિમાદ્રિની અખૂટ શોભા જાણે પોતાના મનને પ્રસન્ન કરવા જ હસ્તી ધરાવતી ના હોય તેમ આંખોથી પી પીને હૃદયમાં નિતારી રહ્યો હતો. હોટેલના વરંડામાં આરામખુરસીમાં લાંબે પગે પડ્યો પડ્યો પાઇનનાં ઝાડ એકી ટસે નિહાળતો નિહાળતો તેમની સાથે ગૂઢ અને અનાહત વાણીમાં વાર્તાલાપ કરતો કરતો અને પોતાના અંતરની ગડમથલને તમાકુની પાઇપને ફૂંકો મારી ધૂમાડા દ્વારા વ્યક્ત કરતો કેપ્ટન જાણે સવિકલ્પ સમાધિમાં લીન હોય તેવો લાગતો હતો.

**નર અને નારીની, મોદક અને કળશની રહસ્યગર્ભ કથા**

**લેખક: યશોધર મહેતા**

ચિત્રકાર: મનુ વ્યાસ

"એ........રા........" તેણે બૂમ પાડી. અને હોટેલનો બેરર "હજૂર" કહી સામે ઊભો રહ્યો.

"વ્હીસ્કી લે આવ." બેરર નમીને ગયો અને બે મિનિટમાં કેપ્ટનના ટેબલ ઉપર વ્હીસકી અને સોડા મૂકી ગયો.

અનંતે વ્હીસ્કીમાં સોડા ઠાલવી અને એક ઘૂંટડો ભરી પાઇપને ફૂંકો મારવા માંડી. પાઇનનાં વૃક્ષો એની વધુ નજીક આવ્યાં અને હિમાદ્રિનાં ધવલ શિખરો જાણે નિદ્રામાંથી એકદમ જાગી ઊઠયાં હોય તેમ વધારે ટટાર થવા લાગ્યાં. કેપ્ટન અનંતના મોં ઉપર આનંદની આછી આછી લહરીઓ લહેરાવા લાગી. વ્હીસ્કી ખાલી થતી ગઈ અને કેપ્ટનનું દિલ અનેક વિચારોથી છલકાવા લાગ્યું. વ્હીસ્કી વધારે ખાલી થશે તો તે ખૂબ જ છલકાઈ જશે એ વિચારે કે કેમ, પણ કેપ્ટને બે પેગથી જ અટકાવ્યું.

જૂન માસની શરૂઆત હતી અને સાંજના છ સાડા છનો સુમાર હતો. નિષ્ણાત ગાયક ભૈરવીના સૂરથી આખરે જેમ રસલીન શ્રોતાનું હૃદય રંગે, તેમ આથમતો સૂરજ અંતરના છેલ્લા ઉલ્લાસથી સંધ્યાના સપ્તરંગો વડે પ્રશાંત નગાધિરાજને રંગોળતો હતો. સંધ્યાનો આવો અલૌકિક અભિસાર અનુભવતો એકચિત્ત કેપ્ટન હિમાલયની અખૂટ શોભામાં હૃદયની એકલતા વિસરતો, તમાકુની પાઈપના એકધાર્યા સહચારથી ધુમાડા કાઢતો હતો.

હોટેલનું કોમ્પાઉન્ડ મોટું હતું અને હોટેલ પચાસ સાઠ ફીટ ઊંચે ટેકરી ઉપર હતી. હોટેલના વરંડામાંથી નીચેનો ઘોરી રસ્તો આખોય નજરે પડી શકતો. એ ઘોરી માર્ગને અડોઅડ વિશાળ ખીણ અને તેની પારના પહાડો પાઇનનાં અને બાંજનાં અગણિત વૃક્ષોથી છવાયેલા હતા.

ઘોરી રસ્તે આથમતાં અજવાળામાં એક આકૃતિ પસાર થઈ રહી હતી. પસાર થતી એ આકૃતિને કેપ્ટનની આંખ એકીટસે જોઈ રહી. ચાર પાંચ ક્ષણની એકધારી દૃષ્ટિ પછી કેપ્ટનને ખાતરી થઈ કે તે આકૃતિ સ્ત્રીની હતી. તેણે સફેદ ઝભ્ભો ધારણ કર્યો હતો અને માથા ઉપર જટા બાંધી હતી. હોટેલ આગળથી રસ્તો વળાંક લેતો હતો, ત્યાં એક મોટા પત્થર જેવું હતું. કેપ્ટને પેલી આકૃતિને ત્યાં બેસતી જોઈ. કુતૂહલ થયું. પાઈપને એક ફૂંક મારી કેપ્ટન હોટેલમાંથી નીચે ઊતરી તે તરફ જવા લાગ્યો.

ધીમે ધીમે લટાર મારતો તે પેલી આકૃતિની નજીક આવી પહોંચ્યો. ત્રીસેક વરસની તે એક સુંદર સ્ત્રી હતી. એના પોષાક ઉપરથી તે સાધ્વી હશે એવું અનુમાન થયું. તેનું મોં ભરાવદાર અને ગુલાબી હતું. આંખો ચપળ અને તેજસ્વી હતી. નાક અણીદાર અને નમણું હતું. દૂર....દૂરના પહાડોને તે અનિમિષ નેત્રે જોઈ રહી હતી. કેપ્ટન તેની વધારે નજીક આવ્યો. સ્ત્રીએ કેપ્ટનને જોયો. જોઈને દૃષ્ટિ તુરત વારી લીધી અને પાછી હિમાદ્રિના ઉત્તુંગ શિખરો ઉપર ઢાળી.

આશ્ચર્યમાં ગરકાવ થયેલો કેપ્ટન ક્ષણભર થંભી ગયો. એને આ સ્ત્રીથી અજબ કુતૂહલ થયું. લશ્કરી

અફસરને છાજે તેવી અદાથી તે વધુ નજીક આવ્યો. પેલી સ્ત્રીએ ફરીથી તેના તરફ જોયું અને એ દૃષ્ટિની સ્થિરતાથી કેપ્ટન થંભી ગયો.

"નમસ્તે!" હાથ જોડી કેપ્ટને કહ્યું.

સ્ત્રીએ સ્થિર દૃષ્ટિ ચાલુ રાખી. કેપ્ટન મૂંઝાયો.

"આપ કયાં જાઓ છો?" કેપ્ટને છેવટે પૂછયું. જવાબમાં તે સ્ત્રી મૃદુ હસી અને દૃષ્ટિ પાછી પહાડો ઉપર સ્થિર કરી દીધી. કેપ્ટન એ ત્રણ મિનિટ અવાક્ ઊભો રહ્યો. એ એ ત્રણ મિનિટ દરમ્યાન તેણે એ સ્ત્રીના મોં ઉપરનું અનુપમ લાવણ્ય એકી ટસે જોયા કર્યું. એની જટા એના મુખની મોહિની વધારતી હતી. એના કાનની પાછળ ગળા સુધી વાંકડા વાળ એની મસ્ત દશાના સૂચક હતા. કેપ્ટનના હૃદયમાં આ દૃશ્યે અનેક તરંગો ચઢાવ્યા. એણે ઘડિયાળ જોઈ. સાત વાગ્યા હતા. એને થયું કે જમવાનો સમય થયો હતો, એટલે હોટેલમાં પાછા ફરવું જોઈએ. પણ એના પગ પાછા ઉપડતા નહોતા. આ સ્ત્રીને આમ એકલી મૂકીને જતાં રહેવું તે તેને અયોગ્ય લાગ્યું. શું કરવું? સાથે જમવા લઈ જઉં? પણ અરે, આ સાધ્વી સાથે વળી કયાં જવું? પણ એ બીચારી ભૂખી હશે, તરસી પણ હશે, અને રહેવાનું પણ અરે, એને કયું ઠામ હશે! આવા વિચારો કરતો કેપ્ટન પાછો એકદમ નિશ્ચય ઉપર આવ્યો કે લાવ, તેને હોટેલમાં જમવા તો લઈ જ જાઉં. એ પ્રમાણે તે બાઈને કહેવા માટે તે મોં ખોલવા જતો હતો ત્યાં જ એ બાઈએ પોતાની કોથળીમાંથી મગજના બે લાડુ કાઢયા અને એક લાડુ કેપ્ટનને ધર્યો. કેપ્ટને શૂન્ય જેવો હાથ લંબાવ્યો. તેમાં ઇચ્છા અનિચ્છાનો સવાલ નહોતો, આકર્ષણ જ હતું. લાડુ લેતી વખતે કેપ્ટનની આંગળીઓ તે સ્ત્રીની હથેળીને અડકી અને તેના સ્પર્શથી કેપ્ટનના હૃદયનાં તંતુઓમાં કોઈ અકથ્ય ભાવનો સંચાર થયો. એને થયું કે એ હથેળીને કયારે ફરી અડકું? તે સ્ત્રી કેપ્ટન તરફ ટગર ટગર જોઈ રહી. જોતાં જોતાં તેના હોઠનો એક ખૂણો કંઈક લંબાયો અને તેના કોમળ સ્નાયુનો ભંગ તેની દાઢી પર ઊતરતાં એક અપૂર્વ ચિત્ર કેપ્ટનના હૃદયના પટ ઉપર ચીતરાઈ ગયું.

"આપ મારી સાથે જમશો?" કેપ્ટનથી બોલાઈ ગયું.

"આ કોની સાથે જમું છું?" અપૂર્વ અર્થતત્ત્વવાળો તે સ્ત્રીનો અત્યંત મૃદુ ઉત્તર સાંભળી કેપ્ટનનું આખુંય હૃદય નાચી ઊઠયું.

બંને સામસામું જોઈ લાડુ ખાઈ ગયાં. ખાતે ખાતે સ્ત્રીએ કેપ્ટન તરફ એક બે વાર હસીને જોયું. જાણે કેટલાંયે વર્ષોથી બંને એક બીજાને ઓળખતાં હોય તેવી રીતે એકબીજાને જોઈ રહ્યાં. લાડુ પૂરો થતાં કેપ્ટનને લાગ્યું કે જાણે પોતાનું આખુંય જીવન સમાપ્ત થઈ જતું હતું! તેવી ઉદાસી તેના હૃદયનો કબજો લેતી હતી ત્યાં તો પેલી સ્ત્રી ડોકી લચાવીને ઘણું નમણું હસી અને પોતાની ઝોળીમાંથી એક લોટો કાઢી તેણે કેપ્ટનને ધર્યો:

"પાણી લઈ આવશો?"



કેપ્ટનના ઉદાસ હૃદયમાં ઉલ્લાસ વ્યાપ્યો અને લોટો લેવા તેણે હાથ લંબાવ્યો. લંબાવેલો હાથ તેણે લોટા ઉપર જ રાખ્યો. એની આંગળીઓ પેલી હથેલીને સ્પર્શવા ઝંખતી હતી! લોટો બંનેના હાથ વચ્ચે અંતરાય હતો. એકાદ મિનિટ એમ વીતી ગઈ હશે. સ્ત્રી અને પુરુષ એકમેકને એકીટસે જોઈ રહ્યાં હતાં. સ્ત્રીની આંખમાં સ્થિરતા હતી, પુરુષની આંખમાં અસહાયતા હતી. બંનેની આંખમાં ભાવ હતો.

"તરસ લાગી છે," એટલું મૃદુતાથી કહી તે સ્ત્રીએ કેપ્ટનના હાથમાં લોટો આપી બીજો હાથ કેપ્ટનની હથેળી પર મૂકયો. સ્પર્શ થતાં જ કેપ્ટનના નયનો નાચી ઊઠયાં. અને એનું આખુંય મોં જીવંત બની ગયું. અણધારી ઊર્મિને વશ થઈ તેણે સ્ત્રીના કોમળ હાથ ઉપર પોતાનો બીજો હાથ મૂકયો. અને ચાર હથેળીઓ અને તેમના મિલનના હેતુ જેવો પાંચમો લોટો બે ક્ષણ તો એકબીજાનું ભિન્ન અસ્તિત્વ વિસરી ગયાં.

કેપ્ટને ઉલ્લાસમાં આવી જઈ પાણી લઈ આવવા માટે હોટેલ તરફ ફલંગો ભરવા માંડી. પાંચેક મિનિટ થઈ હશે ત્યાં એ પાણી લઈ પાછો ફર્યો.

પેલી સ્ત્રી જતી રહી હતી.

કેપ્ટને ચારે તરફ ડાફરીઆં માર્યાં. બેબાકળો તે ચારે તરફ જોઈ રહ્યો. કયાં ગઈ? એના હૃદયમાં જાણે શૂળ ભોંકાતી હોય તેવી વેદના થઈ. ગળું ભરાઈ ગયું. "કયાં ગઈ?" એવું અસ્પષ્ટ એ બોલ્યો. અંધારું થઈ ગયું હતું અને રાત્રિના ઓળા પહાડોના અંતરાલમાં ફેલાઈ ગયા હતા. વૃક્ષો અને વાતાવરણ શાંત હતાં, શૂન્ય હતાં. કેપ્ટનના હૃદયમાં દારુણ



કલ્પાંત હતું, અને " કયાં ગઈ?" ના અવિરત પડઘા પડતા હતા. વૃક્ષો અને આખુંય વિશ્વ એને ક્રૂર, નિષ્ઠુર શત્રુઓ જેવાં લાગ્યાં. " કયાં ગઈ?" ની ધૂનમાં તેણે લોટાને એવો સજ્જડ પકડયો કે તેના મોં આગળથી તે કંઈક વળી ગયો. લોટો મજબૂત પકડીને તે પેલા પત્થર ઉપર બેસી ગયો. બેસીને તેણે તેને ખૂબ સંભારી. એવી સંભારી, એવી સંભારી કે તેની આંખમાંથી આંસુ ટપકી પડયાં અને લોટામાં પડયાં. એકાદ કલાક તે એમ બેસી રહ્યો અને લોટાનું આંસુવાળું પાણી પીને ભાંગેલા હૃદયે હોટલમાં પાછો આવ્યો.

સૂવાના ઓરડામાં આવી તેણે દીવો કર્યો. વીજળીના ઝગઝગતા પ્રકાશમાં તેણે લોટો ટેબલ ઉપર મૂકયો અને તેને જોયા જ કર્યો. જોયા જ કર્યો. જોતાં જોતાં મધરાત થઈ. લોટાને તેણે ફેરવી ફેરવીને જોવા માંડયો. એકાએક તેની નજર અંદરની કિનાર ઉપર ગઈ. તેના ઉપર કંઈક કોતરેલું હતું જે તેણે વાંચ્યું.

" મહાદેવી "



# હેમન્ત

આવતી ઋતુ હેમન્ત, ગમતી રામચન્દ્રને;  
વનવાસમહીં સ્નિગ્ધ લક્ષ્મણે સુપ્રકીર્તિતા. ૧

શરદ શિશિરની વચ્ચે સૌમ્ય હેમન્ત શોભતી,  
બે વિવર્તતણી વચ્ચે શાન્તિ સ્વાભાવિકા યથા! ૨

ગયો શરદનો તાપ, આવી શિશિર શીતલ,  
મધ્યે હેમન્ત રાજે શું માર્ગ મધ્યમ બુદ્ધનો! ૩

વર્ષની દાંડી આ બન્ને બાજુએ સમતોલ છે.  
વ્હેંચાઈ બાજુએ બેઉ સંપત્તિ અણમોલ છે! ૪

સ્વચ્છ આકાશનું નેહે નીતરે નમણું મુખ!  
ભરપૂર ભર્યું જાણે હૈયે પુણ્ય તણું સુખ! ૫

મેઘાવરણનિર્મુક્ત, નિહાર થકી છન્ન ના,  
નભનું મુખ સોહે શું ચન્દ્ર બે ગ્રહણો વિષે! ૬

નમણી આભ-રમણી સોહે અંગાંગ નિર્મલ:  
ઝગે નૂપુર, કેયૂર, કિરીટાંગદ, કુણ્ડલ! ૭

તેજસ્વી ગ્રહ, નક્ષત્રે, નભે સ્મિત કરે શશી.  
શોભા એ સ્મિતની જોઈ લજ્જાઈ જાય ઊર્વશી! ૮

શિશિરે શીતતા, ગ્રીષ્મે ઉષ્મા, વર્ષા અષાઢમાં,  
શરદે ચન્દ્ર, તેવા કૈં તારા હેમન્ત રાતમાં! ૯

આભ ઉજ્જવલ પૃથ્વીનાં નેત્રને પ્રેક્ષણીય છે.  
ને, પૃથ્વીઆભને જોવા જેવી થૈ રમણીય છે! ૧૦

ત્રિલોકપાલ મઘવા સંતુષ્ટ યજ્ઞયાગથી,  
વર્ષ્યા છે વૃષ્ટિને ઇષ્ટ દિવ્ય કૈં અનુરાગથી. ૧૧

પૃથિવી હરિયાળીથી ને સરો જળથી ભર્યાં;  
આવતા વર્ષની આશે સર્વનાં મનડાં ઠર્યાં! ૧૨

તલાવડી મહીં ધોળાં પોયણાં લહેરાય છે.  
કાંઠે કણસલાં ઊંચાં ધાન્યનાં પકવ થાય છે. ૧૩

મરુદેશ તણીયે છે નદીઓ જલથી ભરી.  
વહે કલકલી એની નિર્મળી કાય છીછરી. ૧૪

નિર્મળાં જળ એ વ્હેતાં ચાલે જાણે મહોત્સવ-  
પ્રસન્ન પનિહારીનો જળે કલ્લોલતો રવ. ૧૫

ભરાયાં ગાયનાં આઉ, દૂધ કૈં મધુરાં વધ્યાં.  
આભથી અમી વર્ષંતાં દારિદ્ર્ય કોઈનાં ટકયાં? ૧૬

આભથી ઊતરી જાણે પૃથિવીનો થતો રવિ!  
ઊગતા રવિની દેખે સર્વે પ્રેમથકી છવિ! ૧૭

ઊગતો ક્ષિતિજે સૂર્ય ચન્દ્ર શો સહુને ગમે;  
સૂર્યના તડકે જાણે ચાંદનીમાં શિશુ રમે! ૧૮

સ્પર્શે છે અનિલ સ્નિગ્ધ મૃદુ કૈં પ્રિયસ્પર્શ શો;  
આછો રોમાંચ અંગોમાં, સુખદાયિ જગાડતો. ૧૯

સ્પર્શાતાં શીતથી અંગો, હૈયામાં હૂંફ જાગતી;  
ભૂલાયા સ્નેહીની કાંઈ પુનઃ પ્રીત પરાગતી! ૨૦

એક એક થકી રમ્ય, નિહાળી અંગભંગિમા,  
છયે ઋતુની રેલાયે ધરાપે શી મધુરિમા! ૨૧

પ્રજારામ રાવળ



## બેઠો છું

મનનો દરબાર ભરી
બેઠો છું, બ્હાવરી!
દિલનો દરબાર ભરી...

જિન્દગીના મંડપને ચંદરવો પ્યારનો,
તડકો ને છાંયો છે એને સંસારનો,
નાચે છે હૈયાનો હલકારો ક્યારનો—
મલકાતી ઊર્મિઓની
છલકાતી છાબ ભરી
બેઠો છું, બ્હાવરી!
મનનો દરબાર ભરી
દિલનો દરબાર ભરી...

મનને અજવાળનારી અંધારી રાતડી,
ઘાયલના ગીતને તું આપી જા એક કડી,
આવી જા સરગમ! તું આવી જા એક ઘડી—
ટમકંતા તારલાથી
હૈયાનું આભ ભરી
બેઠો છું, બ્હાવરી!
મનનો દરબાર ભરી...
દિલનો દરબાર ભરી...

## સોનાનું ફૂલ

[અનુષ્ટુપ]

સોનાના ફૂલને ક્યાંથી ખુશબૂ કે કમનીયતા?
એ તો આપે સદા એની રિશ્વતી રમણીયતા!

**વેણીભાઈ પુરોહિત**

# સેવાનો મર્મ



ભવ્ય ભાવના ના આભાસ પાછળ છુપાતી હીન પ્રતારણાની, સર્વ દેશ અને સર્વ કાલમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે જોવા મળતી એક વિલક્ષણ વૃત્તિની સચોટ, સુતીક્ષ્ણ, જાગૃતિપ્રેરક કથા

લેખક : ભવાનીશંકર વિ. વ્યાસ

ચિત્રકાર : મનુ વ્યાસ

ગામના ઉત્સાહનો આજે પાર નથી. ચારે કોર આનંદ, ઉત્સવ, સમારોહની છોળો ઊડી રહી છે. ઘરે ઘરે લીલાં તોરણો બંધાઈ ગયાં છે. ચૌટે ચૌટે કૃત્રિમ પ્રવેશદ્વારો ઊભાં કરાયાં છે. આકાશ આજે ત્રિરંગી પતાકાઓથી ચિત્રિત બની ઊઠ્યું છે.

વિલીનકરણ પછી પ્રથમ વાર જ લોકનાયકનું આ ગામમાં આગમન થયું છે.

આઝાદ મેદાનમાં આજે માનવ મેદની માતી નથી.

બધોય કોલાહલ નિઃશેષ થયો, ઘોંઘાટ શમી ગયો, જ્યારે પેકાર્ડમાંથી બધાને સસ્મિત નમસ્કાર કરતાં ઊતરી આ લોકનાયકે સુશોભિત મંચ પર સ્થાન લીધું ત્યારે.

મંચ પર આગળથી આવી બેઠેલા સંભાવિત નાગરિકો અને અમલદારો સબહુમાન ઊભા થઈ ગયા.

કલંકિત ચન્દ્રની નિષ્કલંક કૌમુદી જેવી શુભ્ર ખાદીમાં નખશિખ આચ્છાદિત દેહવાળા આ લોકનાયકને અભિવંદવા લોકોએ જે જયજયકાર બોલાવ્યો તેના પ્રતિઘોષથી સુરલોકની અંગનાઓનાં ગાત્રો પણ કમ્પાયમાન થઈ ઊઠ્યાં.

એક પછી એક એમ કંઈક સંસ્થાઓના પ્રતિનિધિઓ આવ્યા. કૃત્રિમ હાસ્યથી, નમ્રતાથી, આગંતુક વિનયથી એમના કંઠમાં પુષ્પમાળાઓ પહેરાવતા ગયા અને સ્વસ્થાને બેસતા ગયા.

પછી બધીય પુષ્પમાળાઓનો પોતાના પાદદ્વય આગળ ઢગલો કરી લોકનાયક બોલવા માટે 'માઈક' આગળ જઈ ઊભા રહ્યા.

શું એમની બોલવાની છટા! શું શબ્દો પરનું એમનું પ્રભુત્વ! જનસમુદાયના ચિત્તને સ્પર્શવાનું શું એમનું નૈપુણ્ય!

અવિરત, અસ્ખલિત, વહી રહેલી એમની વાગ્ગંગાએ ત્યાં એકત્ર થયેલાં પ્રત્યેક નરનારનાં, આબાલવૃદ્ધનાં ચિત્તને સ્વદેશપ્રેમથી પરિપ્લાવિત કરી નાખ્યાં.

"આપણે જે સ્વરાજ્ય મેળવ્યું છે, અસંખ્ય બલિદાનો આપીને, અનંત આત્મત્યાગો સગૌરવ સ્વીકારીને, અસહ્ય દુઃખ અને યાતના સહન કરીને, તે સાર્થક થયું ત્યારે જ કહેવાય કે જ્યારે પ્રજાનો એકેએક જણ એમ અનુભવે કે હવે એ આ મહાન રાષ્ટ્રનો અધિપતિ છે, સ્વામી છે, સમ્રાટ છે. આજના ભારતમાં અમલદાર એ પ્રજાનો અદનામાં અદનો સેવક છે, પછી ભલે તે એ મોટામાં મોટા પંત પ્રધાનના આસને બેઠેલો હોય. આજના ભારતનું સાર્વભૌમત્વ લોકો ત્યારે જ સ્વીકારશે કે જ્યારે પ્રત્યેકને પ્રતીતિ થશે કે હવે રાવણનું રાજ પૂરું થયું છે ને રામનું રાજ શરૂ થયું છે."

લાગવગના પ્રભાવે, મંચના પડખે જ પહેલી હરોળમાં બેઠેલી ઊર્મિલા મંત્રમુગ્ધ બની સાંભળી રહી.

ભાષણ ક્યારે પૂરું થયું એનું પણ તેને ભાન ન રહ્યું.





તે ઘેર આવી. લોકનાયકના શબ્દો, 'વિના લાઉડ-સ્પીકરે' હજુ તેના કાનમાં ગુંજારવ કરી રહ્યા હતા.

આવી સજાગ, સેવાપરાયણ વ્યકિતઓના હાથમાં દેશનું તંત્ર સોંપવા માટે તેણે પ્રભુનો પાડ માન્યો; કૃતજ્ઞ હૃદયે તેણે શ્રી ઠાકોરજીના ચરણે અનેકાનેક પ્રણિપાત પહોંચાડયા.

૨

સવારના સાડા આઠથી તે રાતના સાડા દશ સુધી, ભાષણો આપી આપી, મુલાકાતો દઈ દઈ, ઉદ્દઘાટનો કરી કરી, ફોટાઓ પડાવી પડાવી, માળાઓ પહેરી પહેરી, નમસ્કાર અને હસ્તધૂનનો કરી કરી, અનિચ્છાએ પણ હસી હસી, લોકનાયક જયારે ઉતારે આવ્યા ત્યારે અગીઆર વાગવામાં બહુ વાર ન હતી.

પેટમાં બહુ ભૂખ હતી. શરીરમાં બહુ થાક હતો. જમીને પડયા લાંબા થઈ ને એ એક આરામખુરશીમાં. મોઢામાં મસાલાવાળું પાન. આકાશમાં અષ્ટમીનો ક્ષીણકાય ચંદ્ર.

"રઘુનાથ!"

"જી, સરકાર."

"થાક બહુ લાગ્યો છે. જીવ બેચેન બની ગયો છે."

રઘુનાથ જાતે ખવાસ. વગર કહ્યે પણ મનની વાત સમજવાનું કૌશલ ધરાવે. જાણે સ્વામીનો એ અંતર્યામી દેવતા.

"સરકાર, આપ આ ગરીબની વાત ધ્યાન પર લાવતા નથી. શરીર પર કાંઈ દયા રાખો. દેશસેવામાં શરીરને આમ સાવ ઘોઈ નાખશો તો પછી દેશનું શું થશે?"

"સાંજની સભામાં ભાષણ કેવું ગયું?"

"સરકાર, એમાં શું પૂછવાનું હોય? મા સરસ્વતી સ્વયં આવીને આપની જીભ પર બેઠાં છે."

"રઘુનાથ, તું તો મારો જૂનો નોકર છે. આ જીભના પ્રતાપે તો હું આજે લાખો લોકોના હૃદય પર અધિકાર જમાવી શકયો છું. પણ આ બધુંય નકામું, જ્યાં સુધી 'હાઈ-કમાંડ' મને મુખ્ય પ્રધાન ન બનાવે.........."

"સરકાર, બેઅદબી માફ, પણ એ લોકો તમારાથી ડરે છે એટલે જ તમને સત્તાથી દૂર રાખવા પ્રયત્ન કરે છે."

"બધુંય સમજું છું, રઘુનાથ, બધુંય સમજું છું. પણ એક દિવસ તો એ બધાંને મારા પ્રભાવ આગળ માથું નમાવવું પડશે."

"જરૂર, સરકાર, જરૂર."

"રઘુનાથ, પહેલી હરોળમાં પેલી બેઠી હતી તે કોણ હતી?"

રઘુનાથ વિચારમાં પડી ગયો. કાંઈક યાદ આવતાં, તે બોલ્યોઃ

"રોહિતની બાંધણીવાળીની સરકાર વાત કરે છે?"

"હા. એ જ. કેવાં અનન્ય ચિત્તથી ભાષણ સાંભળી રહી હતી!"

"સરકાર, આપણા દેશની અબલાઓમાં હવે કંઈક જાગ્રતિ આવતી જાય છે. પણ એ આપના પ્રતાપે."

"રઘુનાથ, કોઈ પણ રાષ્ટ્રનું ભાવિ તેની સ્ત્રીઓ પર અવલંબે છે. પુરૂષો ગમે તેટલો પુરૂષાર્થ કરે પણ જ્યાં સુધી નારીશક્તિ સાથ ન આપે ત્યાં સુધી એ બધીય સાધના વ્યર્થ અને વાંઝણી રહેવાની."

"સાચું કહ્યું, સરકાર, નારી તો નારાયણી."

"એ મહીયસી નારી કોણ હશે? કેવી દીપ્તિ હતી એના ચહેરા પર! રઘુનાથ, આવી નારીઓ પોતાની પ્રેરણાથી ભારતને ઘડીભરમાં નન્દનવન બનાવી શકે."

"સરકાર, એનું નામ ઊર્મિલા. અહીંની શાળાના મુખ્ય અધ્યાપકની વિવાહિતા પુત્રી. ચાર દિવસ પહેલાં જ પિયર આવી છે."

"રઘુનાથ તુંયે ઠીક બાતમી રાખે છે."

"સરકાર આવડા મોટા દેશનો ભાર ચોવીસે કલાક પોતાના માથા પર લઈ ફરે તો અમારા જેવાએ પણ કાંઈક તો દેશસેવામાં ફાળો આપવો જોઈએ ને?"

"આવું યૌવન! આવી ચાંદની! પતિવિરહે બીચારી કેવી વ્યાકુળ હશે?"

"સરકાર તો પરદુઃખભંજક ભોજ રાજાનો અવતાર છે."

"રઘુનાથ, કોઈનું દુઃખ મારાથી જોયું જોવાતું નથી."

"એટલે તો લોકનાં દુઃખ જોઈ સરકારે પોતાનાં સુખદુઃખને તિલોદક આપી વિદાય કરી દીધાં છે."

"બીચારી!"

"સરકાર, એનું દુઃખ દૂર કરવું એ આપણો ધર્મ નહીં?"

"રઘુનાથ, सेवाधर्मो परमगहनो योगीनामप्यगम्यः"

"સરકાર, નિશ્ચિંત રહો."

(૩)

બીજા દિવસની સવારના સાડા આઠ.

"સરકાર, પેલી અને એનો બાપ મુલાકાતે આવ્યાં છે."

"રઘુનાથ!" સાભિપ્રાય રઘુનાથ સામું જોતાં લોકનાયકે કહ્યું.

"સરકાર, એમને કાંઈ યે ખબર નથી."

"બરાબર ખાતરી છે ને? રઘુનાથ."

"સરકાર, રઘુનાથે કયારે પણ ભૂલ કરી છે?"

"જા, અંદર મોકલ."

"આવો. તમારૂં નામ શું?"

"મારૂં નામ પ્રવીણરાય. અહીંની શાળામાં મુખ્ય અધ્યાપક છું."

"વાહ ! ત્યારે તો તમે પણ અમારા જેમ જ દેશ-સેવાના કાર્યમાં લાગેલા છો ને શું ? કોઈ પણ રાષ્ટ્રની પ્રગતિ, કોઈ પણ રાષ્ટ્રનું પુનરુત્થાન, કોઈ પણ રાષ્ટ્રની ઉન્નતિ, એના અધ્યાપકોના સહકાર વગર શક્ય નથી. વિદ્યાર્થીઓ તો દેશનું કાચું સોનું. એમાંથી શુદ્ધ સુવર્ણ બનાવવાની જવાબદારી તમારી, શિક્ષકોની. સંક્ષેપમાં કહું તો શિક્ષકોનાં શીલ અને સત્ય પર જ રાષ્ટ્રનું શ્રેયસ્ અને પ્રેયસ્ બન્ને અવલંબે છે."

એક ખૂણામાં નિશ્ચેષ્ટ ઊભેલી ઊર્મિલા આ વક્તૃત્વની મોહિનીથી પ્રભાવિત થઈ ઊઠે છે.

"સાહેબ, હું એક અંગત કામ માટે આપની પાસે આવ્યો છું."

"જુઓ. જ્યારથી દેશને ચરણે આ જીવન ધરી દીધું છે, ત્યારથી હું 'હું' મટી ગયો છું. છતાંય કહો. મારાથી બનશે તે મદદ કરીશ, જો દેશહિતને બાધ નહીં આવતો હોય તો."

"ગઈ રાતે મધરાતના મારે ત્યાં કોઈ પોલીસનો માણસ આવ્યો. કહે કે દેશની શાન્તિને ભયમાં મૂકે તેવી રાષ્ટ્રદ્રોહી વસ્તુઓને મેં આશ્રય આપ્યો છે. પૂરતી અને યોગ્ય તપાસ માટે અમને બાપદીકરીને પોતાની મોટરમાં બળજબરીથી બેસાડી એણે મોટર હાંકી મૂકી."

"રાષ્ટ્ર–વિરોધની કોઈ પણ પ્રવૃત્તિ ઊગતી જ ડામવી જોઈએ."

"પણ સાહેબ! સાંભળો તો ખરા. એક નિર્જન માર્ગ પર ઘોર અંધકારમાં મને મોટરમાંથી હેઠળ ઉતારવામાં આવ્યો ને ઊર્મિલાને લઈને મોટર કોણ જાણે ક્યાં ચાલી ગઈ, તેનું મને ભાન જ ન રહ્યું."

"ઊર્મિલા કોણ ?"

"આ મારી, પણે ઊભી છે તે, દીકરી. રાત પૂરી થવા આવી હશે ત્યારે તે પાછી આવી. મેં ઘણુંય પૂછ્યું પણ કંઈ બોલે જ નહીં. જાણે એ પહેલાંની ઊર્મિલા જ ન હોય. આંખમાંથી અઢળક આંસુઓ વહ્યાં જાય."

"પછી ?"

"પછી શું ? અજવાળું થયું એટલે ઊર્મિલા મને કહે, "બાપુ, મારી સાથે ચાલો. હું ત્યાં જઈ, બધી વાત કહી, ન્યાય માગીશ. મને એનામાં શ્રદ્ધા છે."

"પણ શું થયું છે તેની તો વાત જ નથી કરતા ?"

"ઊર્મિલા !"

"બાપુ ! તમે બહાર જઈને બેસો. તમારી હાજરીમાં મારાથી બધી વાત નહીં કરી શકાય."

અવનત મુખે બાપ બહાર ચાલ્યો ગયો.

"તમારી આગળ પણ આ કલંકકથા ઉચ્ચારવાનું મન ન થાત, જો ગઈ કાલે તમને સાંભળ્યા ન હોત તો."

"નિઃસંકોચ બધું કહો. મારાથી શક્ય હશે તે હું જરૂર કહીશ."

"બાપુના રાજમાં આવું કોઈક કોઈક વાર બનતું એમ સાંભળ્યું છે......પણ તમારા જ સાંનિધ્યમાં, તમારા રાજમાં આવું બનશે એવું તો સ્વપ્ને પણ નહીં ધારેલું."

"એક આર્ય સન્નારીનું શીલ લૂટનાર એ કયો નરાધમ હતો ?"

ત્યાં ચાનો કપ લઈ રઘુનાથ પ્રવેશ કરે છે.

ઊર્મિલાના શરીરમાંથી અવશ એક ધ્રૂજારી છૂટી જાય છે. લોકનાયકના નયનોમાં ક્રોધનો દાવાનલ ભભૂકી ઊઠે છે.

"એ નરપિશાચને તો હું ઉચિત દંડ દઈશ. પણ તમને પણ મારે કંઈક કહેવું છે. તમે ઊર્મિલાનું નામ ધારણ કર્યું છે, પણ ઊર્મિલા કોણ હતી તેની તમને ખબર છે ? નારી-જીવનનાં બાર બાર શ્રેષ્ઠ વર્ષો પોતાના પતિની ખાતર સર્વ-વ્યાપી શોકમાં, સર્વશોષી વિરહમાં ડુબાવી દઈ જેણે હસતાં હસતાં આત્મવિલોપન કરી નાખ્યું તે ઊર્મિલા ક્યાં અને સ્વશીલ-હરણની નિર્લજ્જ મુખે ગીત ગાતી તારા જેવી કલંકિની ક્યાં ? આર્ય માતાને પેટે પડી સ્ત્રીનો મહિમા કેમ સાચવવો એતુંય તને શિક્ષણ નથી મળ્યું ? પરપુરુષના કલુષિત સ્પર્શે સ્વદેહને ભ્રષ્ટ થવા દેતાં પહેલાં તેં જીભ કચડી પોતાનું આત્મવિસર્જન કાં ન કરી નાખ્યું, ઓ પતિતા !

"રઘુનાથ, બીજા મુલાકાતીઓને અંદર મોકલ."



# ક્રિયાનો સહજ ઉલ્લાસ

જેની પુનઃપ્રાપ્તિ વિના માનવીના સર્વ કલ્યાણગામી પ્રયાસો નિષ્ફળ નીવડે એવી મૌલિક વસ્તુ તરફ ધ્યાન ખેંચતો, વિચારપૂર્ણ લેખ

લેખક : "સ્નિગ્ધ"

દરિયાકાંઠે બાળકો ભેગાં મળીને રેતીના કૂબા બનાવે છે ને ભાંગે છે, વળી ફરી એના એ જ ઘાટ બનાવે છે અને ખિલખિલાટ હસે છે ને નાચી ઊઠે છે. આ બધામાં એવું શું છે જે આવા મુક્ત આનંદનું કારણ છે? દુનિયાડાહ્યા પીઢ માણસો કહેશે કે એ બાળકોનાં અર્થહીન તોફાનમસ્તી છે, અગર તો એ માત્ર બાલિશ રમતો છે. મનોવિજ્ઞાનના પંડિતો એથી આગળ જઈ ને રેતીના કૂબાની ઘડભાંગની એ નિર્દોષ રમતોમાં બાળકોનો સત્તાનો 'અહં' અગર તો તેમની પરપીડનની વૃત્તિનું સ્વરૂપ અગર એવું જ બીજું કાંઈ શોધી કાઢશે. આ દુન્યવી ડહાપણ અને વિશેષજ્ઞોના એ અસાધારણ જ્ઞાન કે અજ્ઞાનને બાજુ પર મૂકી સાદી બુદ્ધિની સીધી સમજથી આપણે જોઈએ તો એ બીજું કશું નહિ પણ માત્ર ક્રિયાનો આનંદ છે; એ પ્રકટીકરણનો, ઊઘડતી શક્તિઓનો ઉલ્લાસ છે.

જીવન ચૈતન્યસ્વરૂપ હોવાથી ક્રિયા એનો સહજ સ્વભાવ છે અને આનંદ એવી સહજ ક્રિયાના અનિવાર્ય લક્ષણરૂપે એનો અનુષંગી થઈને આવે છે.



બાળકની ક્રિયામાં સહજ ઉલ્લાસનું તત્ત્વ પુષ્પમાં સુગંધની જેમ રહેલું છે.

જીવન માટે ક્રિયા સહજ છે અને બાળક જ્યારે પોતાની સહજવૃત્તિ અને સ્વયંસ્ફુરણાને અનુસરીને પોતાના જીવન દ્વારા ચેતનશક્તિને વહાવે છે ત્યારે તેનું સમસ્ત અસ્તિત્વ એક પ્રકારની મુક્તિનો આનંદ અનુભવે છે. એ ક્રિયા દ્વારા એની જેટલી શક્તિ વહે છે તેથીયે વધુ શક્તિને ખેંચવા તેનું અસ્તિત્વ એ ક્રિયાને પરિણામે જ પાત્ર બને છે અને એ રીતે સહજ ક્રિયાથી એનું જીવન વધતું અને વિકસતું ચાલે છે. એ ક્રિયાના આનંદથી એનાં દિલ ને દેહ પ્રફુલ્લિત થઈને પુલકી ઊઠે છે, ખીલી ઊઠે છે.

આ સહજ ક્રિયા દ્વારા થતી માનવવિકાસની પ્રક્રિયા બાલજીવન પૂરતી ખરી રીતે મર્યાદિત નથી, પરંતુ વ્યવહારમાં તેમ જ બને છે તેનું કારણ જુદું છે.

બાળક મોટું થતાં, આસપાસના વાતાવરણમાંથી જે સંસ્કાર ગ્રહે છે તેના પ્રભાવે તેનામાં એક નવું પ્રેરક બળ જન્મે છે અને તે છે પ્રાપ્તિનો નાદ. સફળતાની વૃત્તિનો કીડો તેના અંતરમાં પ્રવેશે છે અને મહાત્વાકાંક્ષાની પકડ એનો હાથ તેના જીવન પર પસારે છે. ક્રિયાના આનંદના સ્થાને પ્રાપ્તિનું ધ્યેય તેનું સ્થાન જમાવે છે, અને એ અશુભ ઘડીથી તેની ક્રિયાનું નિયંત્રણ એ પ્રાપ્તિભાવના હાથમાં જઈને પડે છે.

ત્યારથી તેની ક્રિયા, જીવનના સહજ ક્રિયાસ્વરૂપના રાજ્ઞીપદેથી પદભ્રષ્ટ થઈ ને હરકોઈ પ્રાપ્તિના માત્ર સાધન તરીકેનું અનુચરીપદ સ્વીકારે છે. એ રીતે ક્રિયા પોતાનું અંતર્ગત મૂલ્ય ગુમાવે છે અને એ માર્ગે ક્રિયાની જીવનદાયક શક્તિ, માનવજીવનનાં અંગોને પુલકિત બનાવવાની શક્તિ કુંઠિત બને છે. ક્રિયા આનંદનો વિષય મટીને વેઠનો વિષય બને છે.

આનંદ અને વિકાસરૂપ એવી સહજ ક્રિયાને વેઠરૂપ બનીને થાક અને ક્ષીણતાનું સાધન થતી અટકાવવા માટે ક્રિયા એના મૂળ સ્થાને રોપાવી જોઈએ.

સાચી રીતે ક્રિયાનું મૂળ, પ્રકટીકરણ માગતાં વ્યક્તિમાં રહેલાં તત્ત્વોમાં અને બળોમાં વસેલું છે. એ તત્ત્વો અને બળો એનો રસ, રુચિ, પોતાનું પૂર્ણતાનું સ્વરૂપ વગેરેનું નિર્માણ આપ મેળે કરી લે છે; અને એ જ એનો નૈસર્ગિક ક્રમ છે, જે માર્ગે વ્યક્તિની પરિપૂર્ણતા અને પરિતૃપ્ત રહેલાં છે.

પરંતુ, પ્રાપ્તિનું પ્રલોભન અને અપ્રાપ્તિનો ભય એ બે શત્રુ એ નૈસર્ગિક વહન આડે દુર્ગમ દિવાલો ખડી કરે છે અને એ માર્ગે એના વહનમાં વિકૃતિ અને વક્રતાને દાખલ કરી દે છે. પરિતૃપ્તિના સ્થાને એ પ્રાપ્તિને સ્થાપે છે.

કદીયે ન જોએલું-સાંભળેલું
આનંદ-ઉભરાવતું
સંગીત — બોલપટ

ટીકીટબારીનું
જબ્બર આકર્ષણ







વર્મા ફીલ્મ્સનું

દ્વિતીય આકર્ષણ

# સગાઈ

દિગ્દર્શન : એચ. એસ. રવૈલ .... સંગીત : સી. રામચંદ્ર

અદાકારો :

રેહાના — પ્રેમનાથ — ગોપ — યાકુબ

સાથે

પૂર્ણિમા — વિજયાલક્ષ્મી — હીરાલાલ — સુંદર — રમેશ સૈન

**તમારા શહેરમાં તુરતમાં જ આવી પહોંચશે.**

પરિચય સાધો:

# વર્મા ફીલ્મ્સ

ત્રિભુવન રોડ, મુંબઈ.

આવા પ્રાપ્તિભાવમાં જે ક્રિયાનું મૂળ છે તેની બહિર્-પ્રવૃત્તિ માનવજીવનની અવસ્થા પરત્વે અનેક જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે. તેમ છતાં એના હાર્દમાં એકનો એક જ રોગ ઘર કરી રહ્યો છે.

એના વેગથી કિશોરો અને યુવાનો સ્પર્ધાવૃત્તિથી ધકેલાઈ ને મેદાની રમતોમાં પ્રેરાય છે અને રમતોના ક્ષેત્રને કેટલીય વાર દારુણ યુદ્ધનું ક્ષેત્ર બનાવી મૂકે છે; વિદ્યાર્થીઓ ઉપરની શ્રેણીમાં જવા અને સહાધ્યાયીઓની મોખરે રહેવા દીવાનું ને જાતનું તેલ બાળીને રાતના ઉજાગરા કરે છે; ધંધાર્થીઓ ધનપ્રાપ્તિ અર્થે તનતોડ મહેનત કરીને ગમે તેવો પરિશ્રમ ઉઠાવે છે અને તે માટે પરદેશ અને સાહસો ખેડે છે; લેખકો અને કલાકારો પણ, લોકમાન્યતા અને પ્રશસ્તિથી લોભાઈને અંતઃસ્ફુરણા કે કોઈ ઉન્નત ભાવ કે દર્શનથી પ્રેરાવાને બદલે ગ્રામ્ય લોકવૃત્તિના તરંગોના તાર પર નાચવાનું શરૂ કરી દે છે. રાજકારણી પુરુષો લોકોના મત મેળવવા તેમની સારીનરસી ઇચ્છાઓનો પ્રતિઘોષ પાડી તેમને રીઝવીને સત્તાના સ્થાને આરૂઢ થવા મથે છે અને મરીને કે મારીને પણ વિજય હાંસલ કરવા કૃતનિશ્ચય બને છે.

આવી જુદી જુદી કષ્ટસાધ્ય પ્રવૃત્તિઓ આદરવા છતાં આવા માનવીઓમાં ઉલ્લાસનો, સાર્થકતાનો મુક્ત પ્રવાહ વહેતો નથી અને સહજ આનંદની મસ્તી એમનાં મુખને અજવાળતી નથી.

આ બધી, હેતુઓથી પ્રેરાયેલી અને પરિણામવૃત્તિથી કલુષિત થએલી પ્રવૃત્તિઓ કરતાં સાગરકાંઠે ખેલી રહેલાં બાળકોની અર્થશૂન્ય ભાસતી અહેતુક ક્રિયાઓમાં જીવન એના વધુ વિશુદ્ધ સ્વરૂપે વહે છે અને એ સહજ ક્રિયાનો આનંદ આપણે ખેલી રહેલાં બાળકોનાં મુખ પર પ્રતિબિંબિત થયેલો જોઈએ છીએ.

માનવવિકાસની ગતિ ફૂલના ઉઘાડની ગતિ જેવી છે. કોઈ કલ્પેલા આદર્શ પ્રમાણે, કોઈએ નિર્ણિત કરેલા ધ્યેય પ્રમાણે, પહેલેથી પસંદ કરેલા કોઈ નમૂના પ્રમાણે તમે તેની ગતિને દોરી શકો નહિ. ફૂલની પૂર્ણતા જેમ એક કળીમાં છુપાયેલી પડી છે અને તે માત્ર કળીના ઉઘાડનો જ પ્રશ્ન છે, તેવી જ રીતે વ્યક્તિને તેનું પોતાનું સ્વત્વ છે, તે સ્વત્વમાં એની વ્યક્તિગત વિશિષ્ટતા છુપાયેલી પડી છે અને તે માત્ર એના ઉઘાડનો જ પ્રશ્ન છે.

ફૂલછોડના વિકાસમાં પૃથ્વી, પાણી, પ્રકાશ જેવાં કુદરતી તત્ત્વો જેમ સહાયભૂત થાય છે તેમ વ્યક્તિ માટે એવું પોષક વાતાવરણ સહાયભૂત બની શકે. પરંતુ, એનાથી આગળ જઈને તેની જાત પર કશું રોપવાનો પ્રયાસ, અન્ય કોઈ વ્યક્તિનું, શિક્ષકનું, સમાજનું કે રાજ્યનું કાર્ય નથી. એમ કરવું તે વ્યક્તિના નૈસર્ગિક વિકાસને કુંઠિત કરવા જેવું છે, એનામાં દમનનાં ને વિકૃતિનાં તત્ત્વો દાખલ કરવા જેવું છે; વ્યર્થતાના ભાનથી પીડિત કરી વ્યક્તિને આંતરિક યુદ્ધમાં ધકેલી દેવા જેવું છે. આમ સમૂહગત ધોરણે ઊભા કરાતા આંતરિક સંઘર્ષો જ વિશ્વયુદ્ધોના પાયામાં રહેલા છે.

આ બધી સંહારલીલા શિક્ષણને નામે, તાલીમને નામે, ઘડતરને નામે અને પ્રગતિને નામે દર્શનહીન માનવીઓના હાથે ઊભી થઈ રહી છે. સમાજના અને રાજ્યના સૂત્રધારો આ માર્ગે નવો પ્રગતિશીલ માનવી પેદા કરવા માગે છે, એમણે નક્કી કરેલા કોઈ આદર્શ નમૂનાની સંખ્યાબંધ પ્રતિકૃતિઓ તેઓ સર્જવા માગે છે.

તેઓ ભૂલી જાય છે કે માનવી એમ સીધી લીટીએ દોરાતું અને બીબાનો ઘાટ ગ્રહણ કરતું પ્રાણી નથી. એમ નથી કોઈ પુષ્પ ઊઘડતું, નથી કોઈ સરિતા વહેતી કે નથી કોઈ માનવી સર્જાતો.

માનવી આજે કૃત્રિમ મનોદશા સંગ્રહી રહ્યો છે, કારણ કે એનું અંતર કોઈ પરિતૃપ્તિને જાણતું નથી. કોઈ મહત્ત્વાકાંક્ષાથી બળતું, સફળતાને ઝંખતું અને પ્રાપ્તિના ભાનથી પીડાતું એનું અંતર હાંફતું દોડી રહ્યું છે, કોઈ અણપ્રીછ્યા ધ્યેયને નામે. છતાં માનવી બે ઘડી થંભીને પોતાના અંતરને પૂછતો નથી કે જીવનપ્રયાણની હરિયાળી ભૂમિને ધીકતી ધરાનું સ્વરૂપ આપતો, કયા રળિયામણા ધ્યેય માટે, કઈ સ્વર્ગીય ભૂમિ માટે એ ધસી રહ્યો છે ?

સરિતાનો પથાર પોતાના પટ કોરી લે છે તે કોઈ ભૌમિતિક સીધી લીટીની ધારે નહિ પણ સરલ પ્રવાહિતાના પંથે. વહેતાં વહેતાં પગલે પગલે સરિતા નર્તન કરતી જાય છે અને પગલે પગલે આનંદ વેરતી જાય છે. તેનો આનંદ ધ્યેય–પ્રાપ્તિની કોઈ વિશિષ્ટ ક્ષણ પૂરતો મર્યાદિત નથી. પુષ્પની કળી પ્રતિ ક્ષણે ખીલતી જાય છે ત્યારે તે પ્રત્યેક ક્ષણમાં નાની શી પૂર્ણતા પણ વિલસી રહી હોય છે અને તેના સંપૂર્ણ ખિલાવનો આખોય જીવનક્રમ સમગ્રતાથી સુશોભિત હોય છે.

આમ કુદરતનાં વિવિધ સ્વરૂપોમાં પ્રતિ ક્ષણની સમગ્રતા, સભરતા અને અસ્તિત્વનો ને જીવનનો આનંદ વેરાયેલો પડ્યો છે. ત્યારે માનવી શા માટે આજની, જીવનથી સભર એવી અણમોલ ક્ષણને અને એવી હજારો ને લાખો ક્ષણોને ભાવીના ધ્યેયની કોઈ એક અણજાણ પળ માટે વેડફી રહ્યો છે?

જીવન એવી ધ્યેયપ્રાપ્તિની ઘોડદોડનું ક્ષેત્ર નથી અને એવી અનિશ્ચિત પ્રાપ્તિ માટે વેડફી દેવા જેવી વસ્તુ પણ નથી. સ્વત્વનાં તત્ત્વોના પ્રકટીકરણ, નૈસર્ગિક શક્તિઓના ઉઘાડ અને જીવનના નર્તનથી માનવી ખીલવો જોઈએ. એ પ્રકટીકરણ, એ ઉઘાડ અને એ નર્તનથી સમૃદ્ધ બનેલી માનવી જીવનની પ્રત્યેક ક્ષણ સભરતા, સમગ્રતા ને પરિપૂર્ણતાથી સાર્થક બનવી જોઈએ. માનવી જે અજ્ઞાત સુખની શોધમાં રઝળી રહ્યો છે, જેને માટે એ તલસી રહ્યો છે, તે સુખ કોઈ ધ્યેયપ્રાપ્તિની એક અને આખરી ક્ષણ પાછળ છુપાયેલું નથી, પણ તે સુખ જીવનની આવી પૂર્ણ ક્ષણોની પાછળ માનવીની રાહ જોતું ડગલે ને પગલે ઊભું છે.

# આપના ચરણોમાં

આપના આગમનના સમાચાર પણ નહોતા ત્યારે મારી કલ્પના અનુસાર આપની મૂર્તિ ઘડીને મેં મારા હૃદય-મંદિરમાં તેની પ્રતિષ્ઠા કરી હતી. આ મૂર્તિ સમક્ષ આશાનો નાનો દીવો મેં પેટાવ્યો હતો. એક વાર આપ જાતે જ મારા આંગણે પધારશો ને મારો અંતર-ઓરડો ઝળહળી ઊઠશે એવી મારી શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાના બળે અને આશાના પ્રકાશે હું મારાં કર્તવ્ય-કર્મોમાં મશગૂલ હતો. એ વખતે તૃપ્તિનો પરમ આનંદ નહોતો, તો અતૃપ્તિની વેદનાયે નહોતી.

એક નમણી સંધ્યાએ સમાચાર આવ્યા કે આપ પધારો છો. વહેલી પ્રભાતે ઉષાના આગમન પહેલાં આપની સવારી મારે ત્યાં આવી પહોંચશે એમ મેં ધારી લીધું. આપ હંમેશા અંધકાર વિદારવા જ આવો છો ને આપને પગલે જ ઉષાનાં સ્મિત રેલાય છે એમ મેં સાંભળ્યું હતું. એક રાત જ વિતાવવાની હતી મારે. પણ એ રાત કેવી ગઈ હતી તે કહું? કલ્પનાની મૂર્તિ સમક્ષ હું ઊભો રહ્યો ત્યારે મારું અંતર ધ્રૂજતું હતું. એમ થતું હતું કે આપ આવીને આ મૂર્તિ જોઈ જશો તો? અલ્પ પુરૂષાર્થ અને એથીયે અલ્પ ભાવનાથી ઘડાયેલી આ પ્રતિમા આપના સાક્ષાત્ રૂપની તોલે તો કેમ આવી શકે? અને કોટિ સૂર્ય જેવા આપના તેજ સમક્ષ મારો નાનકડો દીવો કેવો ઝાંખો લાગે?

**અનિર્વચનીયની પ્રતીક્ષા અને આગમનનું ઊર્મિસભર ભાવાલેખન**

**લેખક: સોપાન**

ચિત્રકાર: મનુ વ્યાસ

પળ વાર એમ થયું કે મૂર્તિ સંતાડી દઉં અને દીવો કોઈ ઊંડા ગોખમાં છૂપાવું. મૂર્તિ કે દીપકને વિદાય આપવાની તો મારી તૈયારી જ નહોતી, કારણ કે અચાનક છેલ્લી પળે મારું દુર્ભાગ્ય જાગી ઊઠે ને આપ ન પધારો તો? મેં સાંભળ્યું હતું કે કેટલાંય વહાણો છેક કિનારે આવીને પણ ડૂબી જાય છે, સિદ્ધિ પહેલાંની એક જ પળ અતિ મહત્વની હોય છે અને તે વખતે મહાન તપસ્વીઓનાં આસનો પણ ડોલી જાય છે! આપને હું મેળવી શકું નહિ અને મારી કંગાળ કલ્પના અને નિર્બળ પ્રયાસથી સરજાયેલી છતાં જ્યાંથી મારે માટે સતત પ્રેરણાનો સ્રોત વહે છે તે પ્રતિમા હું ગુમાવી બેસું એમ તો કેમ બને?

આ મૂંઝવણ રાત્રિના પહેલા પહોરે ચાલી. બીજે પહોરે મારા મનનું વલણ બદલાયું. મને એમ થયું કે આપ પધારશો ત્યારે આ પ્રતિમાની આડે પડદો બનીને હું પોતે જ ઊભો રહીશ. આપ ખસી જવાની આજ્ઞા કરશો તો હું આપના ચરણોમાં ઢળી પડીશ. મેં સાંભળ્યું છે કે જે આપને શરણે આવે છે તેનાં પાપ તરફ પણ આપ દૃષ્ટિ કરતા નથી. તો પ્રતિમાની સ્થાપના તો મારું માત્ર અવલંબન; તેને આપ કેમ તિરસ્કારો?.......મારા ચિત્તમાં શાંતિ છવાઈ ગઈ. મને થયું કે હવે હું નિદ્રાધીન થઈ શકીશ. પણ નિદ્રાનો વિચાર આવતાં જ ભય લાગ્યો કે આપ પધારો ત્યાં સુધી મારી આંખ ઉઘડે નહિ તો? નિદ્રાના ઘેનમાંથી હું જાગું જ નહિ તો? પણ એ અશ્રદ્ધાનું લાંબું આયુષ્ય નહોતું. કારણ કે મેં સાંભળ્યું હતું કે આપ પધારો છો ત્યારે તો અંધની આંખો પણ ઊઘડી જાય છે, ને મન, હૃદય, આત્મા, બધું જાગી ઊઠે છે. ભય ગયો પણ મનમાં એક મૂંઝવણ પેદા થઈ. આપ આવશો, મારા જર્જરિત આવાસમાં, ત્યારે હું ક્યાં બેસાડીશ આપને? શી રીતે આપનું સ્વાગત કરીશ? શું ધરીશ આપના ચરણમાં? કંઈ સૂઝયું નહિ એટલે મનને મનાવ્યું: બધું આપી દઈશ, બધું ધરી દઈશ. ઊણપ રહેશે તો આંસુઓથી પગ પખાળીશ.

મધરાત ત્યારે વીતી ગઈ હતી. કૃષ્ણ પક્ષની રાત. ચારે કોર ઘોર અંધારું. પણ અંતરમાં જાણે........ના, આકાશમાંયે એવું જ હતું. ઉપર નજર કરી તો આભના ગોખમાં કરોડ કરોડ દીવા મુકાયા હતા; પણ તારા તો અંધકારમાં આશ્વાસન આપે, પણ શીતળ પ્રકાશથી આભ કે ધરતીને છાઈ શકે નહિ. મારા મનની પણ એ જ સ્થિતિ હતી. પણ આપ તો સ્વયં જ્યોતિપુંજ એટલે મને ભય નહોતો. એમ થતું હતું કે ચંદ્ર તો ધીમે ધીમે પ્રગટે છે. બીજકલાથી પૂર્ણિમા સુધીનો એનો ક્રમ અને ફરી ઘસાવાનું; છેવટે અમાવાસ્યાની રાતે અંધકારમાં ડૂબી જવાનું. આપ તો સદાય પ્રકાશવંતા. આકાશ કરતાંય મારું હૈયું આજ મહાન બન્યું

........આપ આવશો તે જ ક્ષણે મારા હૃદયાકાશમાં પૂર્ણિમા પ્રગટશે.......ને એ અખંડ રહેશે......આપ પાછા જશો? હું માનું નહિ. આવ્યા પછી આપ પાછા જતા નથી એવું પણ સાંભળ્યું છે.

ભય ગયો, મૂંઝવણ ગઈ, નિરાશાનું ધુમ્મસ પણ વિખરાયું. એ પછી ઉત્સાહ પ્રગટયો. કંઈ કંઈ કલ્પનાઓ કરી નાખી મેં. આપ આવશો ત્યારે હું પ્રથમ તો નયન ભરીને આપને નીરખીશ. પછી આપના ચરણમાં પડીશ, પછી પાંપણોથી પગ લૂછીશ ....પછી, પછી ...ઉત્સાહ મારો ઉન્માદમાં ફેરવાયો... મને ખબર જ ન રહી. આપ આવ્યા. મારો અંતર–ઓરડો ઝળહળી ઊઠયો. હજાર સૂર્યો સામટા પ્રગટયા, છતાં તાપ નહિ, તીવ્રતા નહિ. પ્રકાશ સૂર્ય જેવો ને શીતળતા ચાંદની જેવી. કેવી વિચિત્રતા હતી આપના વેશમાં!...... પણ એ જોઉં ન જોઉં ને આપનાં નેત્રો મારી ઉપર ઢળ્યાં. પળ વાર મેં પણ નેત્રો માંડયાં. મારે રોમરોમ ચેતના પ્રગટી.

હું નમ્યો. વિચારી રાખ્યું હતું તેમ જ આપના ચરણોમાં ઢળ્યો. નેત્રો આપોઆપ નમી ગયાં, ને પછી પાંપણોમાં પાણી ભરાયાં. પાંપણોથી પગ લૂછવાનું વિચારેલું, પણ હવે તો ચરણપદ્મ ધોવાની સ્થિતિ આવી. હું ખેંચાયો. આંસુની ધારા વહેવા લાગી. એ પછી શું બન્યું તેની મને ખબર નથી. ભાન ભૂલેલો હું કયાં સુધી એમને એમ પડી રહ્યો હોઈશ! કોઈક સ્વરના ઝંકારે જયારે જાગ્યો, ત્યારે ધરતી આંસુથી ભીંજાયેલી હતી. હું પડયો હતો ધૂળમાં. આપ નહોતા. આપનાં પગલાનાં નિશાનેય નહોતાં! રાત્રિ વીતી ગઈ હતી. ઉષાએ પણ વિદાય લીધી હતી. સૂર્યપિતાની સવારી આકાશમાર્ગ ઉપર ચડતી હતી. પણ મેં તો અંધકારનો અનુભવ કર્યો. નેત્રો મિચાયાં, ઊઘડયાં, પાંપણો ભીની થઈ, સૂકાઈ ગઈ. નિશ્વાસ મુકાયા ને બેસી ગયા. જાણે ચેતના ચાલી ગઈ હોય એમ હું ત્યાં જ પડી રહ્યો. કયાં સુધી તેની મને ખબર નથી.

ફરી નમણી સંધ્યા આવી. ગઈ કાલે આ સમયે જ આપના આગમનના સમાચાર મને મળ્યા હતા. અને મેં હૃદયમંદિરમાં આપની પ્રતિમાનાં દર્શન કર્યાં હતાં. જાણે ઝાલર વખત, આરતીનો સમય થઈ ગયો હોય એમ ત્યાં દીવા પણ પ્રગટયા. નગારા ઉપર કોઈએ દાંડી મારી. હું બેઠો થઈ ગયો. જોઉં તો કલ્પનાની મૂર્તિને સ્થાને આપ જ બિરાજી ગયા છો. હોઠ ઉપર સ્મિત ફરકે છે ને નેત્રોમાંથી શાંત પ્રકાશ ઝરે છે.

એ રાત આશાની નહોતી, ઉત્સાહની નહોતી, ઉન્માદની નહોતી. શાની હતી તેની તેની મને ખબર નથી. એટલું જાણું છું કે ચાંદની રાતે શાંત સરોવરમાં પૂર્ણ વિકસેલા કમળને જોઈ જેવી લાગણી અનુભવાય તેની તેવી પ્રસન્નતાથી મારૂં અંતર છલોછલ ભરાઈ ગયું હતું. એટલું જાણું છું કે વ્યાકુળ થયેલું બાળક માતાનું મુખ જોઈ જે સંતોષ અનુભવે તેવું કંઈક મારું હૃદય અનુભવતું હતું. સવારે હું જાગ્યો ત્યારે વિશ્વના અણુએ અણુમાં મને નવા રૂપનાં દર્શન થયાં. કોણે આ પરિવર્તન કર્યું? શી રીતે કર્યું? મારી દૃષ્ટિમાં સ્નેહ, સૌંદર્ય ને શ્રદ્ધાનું અંજન કોણે આંજયું?



# કુરુચિની કેળવણી

ભારેખમ લાગતા આ મથાળા નીચે હળવી રીતે એક માર્મિક વાત કહેવાઈ છે.



ડબ્બો ખુલતાં જ શુદ્ધ ઘીની વાસથી એક ઘરાક તો બેભાન !

બ્રિટિશ અને રિયાસતી યુગની વાત છે. એ વખતમાં એક રાજ્યમાં ઘીનો ઇજારો અપાયો. એને 'ઘી કન્ટ્રોલ'નું નામ અપાયું. ઘી કન્ટ્રોલની પાછળનો ઇરાદો ગમે તેવો શુભ હશે; પણ હકીકતમાં ઘી કન્ટ્રોલ એટલે સારા ઘી ઉપર કંટ્રોલ એવું થયું. બજારમાં ક્યાંય સારું ઘી મળે નહીં. ધીમે ધીમે લોકો ખરાબ ઘીથી એટલા બધા ટેવાઈ ગયા કે ખરાબ ઘી જ તેમને સારું લાગતું. અને એ ખરાબ ઘીથી જુદી જાતનું સારી વાસવાળું ઘી હોઈ શકે એ વાત જ લોકો ભૂલી ગયા. દેખરેખ રાખનારા અમલદારો પણ એમ જ સમજવા લાગ્યા કે આવા ખરાબ ઘી સિવાયનું ઘી એ ગેરકાયદેસરનું ઘી છે. એ વખતમાં હું એક વાર ઘી ખરીદવા બજારમાં ગયો. લાઇસન્સદારની દુકાને કોણ જાણે શી રીતે સારા ચોકખા ઘીનો ડબ્બો નીકળ્યો. મારી સાથેનો બીજો એક ઘરાક તો ડબ્બો તૂટતાં પ્રસરેલી શુદ્ધ ઘીની સુગંધથી અર્ધો બેભાન થઈ ગયો. અત્તર સૂંઘતાં બેભાન થઈ ગયેલા ભંગીની વાત મને યાદ આવી. વેપારીને પોતાને પણ ઘીની આ સુગંધથી ચકકર આવવા લાગ્યાં; પણ તેણે સમયસૂચકતા વાપરી કંટ્રોલના ઘીથી લદબદ પોતાનું મસોતું નાકે દઈ દીધું અને પોતે બેભાન થતો બચી ગયો. કેટલાકને જેમ પૂર્વજન્મની વાતો યાદ રહી જાય છે તેમ મને વર્ષો પૂર્વે ખાધેલા ઘરના શુદ્ધ ઘીની વાસ યાદ હતી, એટલે આ ડબાની સુગંધ હું જીરવી શકયો. પણ મનેય ઘડીભર શંકા તો થઈ જ કે હું બજારને બદલે સીધો સ્વર્ગમાં તો નથી પહોંચ્યો ને! છેલ્લાં કેટલાંય વર્ષોથી આવા સાચા ઘીની સુવાસ નહોતી મળી. એટલે હું તો એ સુવાસ લેતો, "વાહ! ઘી ઘણું સરસ" કહેતો પ્રસન્ન થઈ ઊભો રહ્યો. તે જોઈ વેપારીને નવાઈ લાગી. તેણે મસોતું નાકે રાખી મને કહ્યું, "આ ડબ્બો દુકાનમાં છે ત્યાં સુધી મારાથી આ મસોતું નાકથી દૂર કરી શકાશે નહીં. તમે આખો ડબ્બો લઈ લેતા હો તો પોણી કિંમતે આપી દેવા તૈયાર છું." મેં તરત જ ડબ્બો ખરીદી લીધો અને એક મારવાડી મજૂર પાસે ડબ્બો ઉપડાવી હું ઘર તરફ ચાલ્યો. એ મજૂરને તો પોતાનાં કપડાં અને શરીરની બદબોથી પોતાની આસપાસ દુર્ગંધનું કવચ રચાયું હતું; એટલે ઘીની સુગંધ એ કવચને ભેદી શકે તેવો ભય નહોતો. મજૂરને સાથે લઈ ગામમાં સામે મળતા લોકોને ઘીની સુગંધથી ચમકાવતો હું ઘરભણી ચાલ્યો. તે દિવસ બજારની ભીડ પણ મને નડી નહીં; ઘીની સુવાસથી ભાગી લોકો મને માર્ગ કરી આપવા લાગ્યા. રસ્તે ચાલતાં એક પોલિસ મળ્યો. ડબ્બાની સુવાસથી તે ચમકયો, ઘડી ભર તેને તમ્મર આવી ગયાં પણ સમયસૂચકતાથી તે પેલા મજૂરના પડખામાં ભરાઈ ગયો અને પોતાની જાત સંભાળી લીધી. પછી તેણે પૂછ્યું:

"એ મિસ્તર, આમાં શું છે ?"

"ઘી છે."

"ખોટી વાત! ઘીમાં આવી ગંધ હોતી હશે ?"

"પણ ભાઈ, એ ઘી જ છે."

"તો ભેગવાળું હશે. ઘી કંટ્રોલ છે, જાણો છો ને? આ જો ઘી હોય તો ગેરકાયદેસરનું છે. આ બાબતમાં મારે તમારા ઉપર કેસ કરવો પડશે."

લેખક :
**શુદ્ધ ઘીની વાસથી પણ બેભાન ન બનનાર**
**નટવરલાલ પ્ર. બુચ**

ચિત્રકાર : મધુકર શેઠ
**જેમની પીંછીની કમાન આ લેખને પરિણામે જરા છટકી છે !**


સાચા ઘીની સુવાસથી રાહદારીઓ લગભગ મૂર્છિત થઈ જાય છે!

"પણ આ ડબ્બા ઉપર ઘી–કંટ્રોલ ઓફીસરનું સર્ટિફિકેટ છે. હું તો બજારમાંથી લાવ્યો છું."

આ સર્ટિફિકેટ જોયા પછી પોલિસે મને જવા દીધો. પણ કહે છે કે પાછળથી એ પ્રકરણ આગળ ચાલ્યું હતું અને આવા ઘીને પાસ કરવા બદલ ઘી એનેલાઈઝરનો જવાબ માગવામાં આવ્યો હતો. એનેલાઈઝરે ખુલાસો કરેલો કે આ ડબો તોડતાં જ હું અને મારો પટાવાળો અર્ધ બેશુદ્ધ થઈ ગયેલા. પણ જેમ તેમ કરી અમે ડબ્બાને ફરી રેણ દઈ દીધું. એ ડબ્બો નાપાસ જ કર્યો હતો; પણ આ બધી ધમાલમાં એ પાસ કરેલા ડબ્બામાં મુકાઈ ગયો હશે અને તેને સાચા ઘીનું પ્રમાણ-પત્ર લાગી ગયું હશે.

આ કિસ્સાથી તે વખતે મને ખૂબ નવાઈ લાગેલી. પણ પછી કંટ્રોલયુગમાં આવા ઘણા કિસ્સાઓ મેં પોતે અનુભવ્યા છે અને સાંભળ્યા છે. મારે ત્યાં આવેલા એક મહેમાનને તેમને માટે મેં ખાસ મેળવેલ ચોખ્ખા દૂધથી ઝાડા, અને સારા ધાન્યની રસોઈથી 'ગેસટ્રબલ' થયેલી. બીજે દિવસે મારે હાથે જ મારે એ દૂધમાં પાણી નાખી આપવું પડ્યું અને બજારમાંથી, વેપારી ગરજ વરતી ગયો હોવાને કારણે સારા ધાન્ય કરતાં વધારે ભાવ આપી સડેલ ધાન્ય લાવી તેમને ખવરાવવું પડ્યું!



માણસ જ્યારે પ્રકૃતિને અને ત્રણ નૈતિક ગુણોને સમજે છે, ત્યારે એ પોતાના ચારિત્ર્ય અને આચરણનું નિયમન કરતાં શીખે છે. જ્યારે એ આચરણનું નિયમન કેમ કરાય તે સમજવા લાગે છે, ત્યારે તે માણસ પર અધિકાર ચલાવતાં શીખે છે. જ્યારે તે માણસ પર અધિકાર કેમ ચલાવવો તે સમજે છે, ત્યારે તે રાષ્ટ્રો અને મહારાષ્ટ્રો પર અમલ કરવા સમર્થ થાય છે.

ઉત્તમ મનુષ્યની સેવા કરવી સહેલી છે પરંતુ તેને ખુશ કરવો એ કપરૂં કામ છે. કારણ કે માત્ર ઋતથી જ, સત્ય અને તથ્યથી જ, એને ખુશ કરી શકાય છે. વળી એ મનુષ્યો પાસેથી તેમની પોતપોતાની શક્તિ અને આવડત અનુસાર જ કામ લે છે. નીચ માણસની સેવા કરવી (ગમે તેવી અનન્ય સેવાથી પણ એને સંતોષ આપવો) અતિ કઠિન છે. પરંતુ તેને ખુશ કરવો એ સહેલું કામ છે. કેમકે સત્યની મદદ વગર પણ (એની નબળાઇઓને પંપાળવાથી) એને ખુશ કરી શકાય છે. (કોન્ફ્યુસિયસ)

# પાથરણાં અને ચંદરવા





ધનની ગરીબી અને મનની અમીરી, કઠોર વાસ્તવિકતા અને અભ્ર-ચૂમતી ભાવનામયતાને નિરાડંબરી, રસાળ અને ચાતુરીપૂર્ણ રીતે ગૂંથતું જીવનસ્પર્શી, એકાંકી નાટક

લેખક : જયન્તી દલાલ

ચિત્રકાર : મનુ વ્યાસ

પાત્રો : રસેશઃ પતિ. નયનઃ પત્ની. નારાયણઃ પાડોશી.

રસેશ : નૈનુ !

નયન : કેમ ?

રસેશ : અરે, મારું બોર્ડ ક્યાં છે ?

નયન : શું કામ પડ્યું અત્યારે બોર્ડનું ?

રસેશ : ભાઈ તારી તો વાત...મારે બોર્ડ જોઈએ છે ત્યારે પૂછે છે, શું કામ છે ?

નયન : પણ રાતના વખતે તમારે બોર્ડનું શું કામ પડ્યું ?

રસેશ : હવે તું રસોડામાંથી જવાબ આપ્યા વિના અહીં આવીને મને બોર્ડ આપીશ ?

નયન : હું નથી જાણતી તમારું બોર્ડ ક્યાં છે તે!

રસેશ : તો આ ઘરમાંથી બોર્ડ જાય ક્યાં ? સવારે તો મેં કામ કરીને અહીં જ મૂક્યું હતું.

નયન : તે ત્યાં જ હશે.

રસેશ : તે ત્યાં જ હતું, જ્યાં લગી તમારા શુભ હાથે એને ક્યાંક મૂકી ન દીધું. કદાચ ચોમાસાના દિવસમાં કોલસા હવાયેલા હોય તો ચૂલા ભેગું પણ કર્યું હોય.

નયન : હજુ એવી જરૂર તો નથી પડી.

રસેશ : તો હવે આપ બહાર આવીને મને બતાવશો બોર્ડ ક્યાં મૂક્યું છે તે ? મારે કામ છે તે તો આપ સમજી જ ગયાં હશો.

નયન : કામ છે ? અત્યારે ? રાતના ?

રસેશ : એક હરીફાઈ છે તેમાં પ્લાન આપવો છે.

નયન : શેની હરીફાઈ?

રસેશ : જુઓ, જે હરીફાઈનું નામ માત્ર તમને રસોઈ-ઘરમાંથી અહીં લઈ આવ્યું તે કેવી આકર્ષક હરીફાઈ હશે !

નયન : ધૂળ, આકર્ષક હશે !

રસેશ : અલબત્ત, ધૂળ જેવી આકર્ષક વસ્તુ કઈ છે ? એ વિના આપણે ઘરની એકેએક વસ્તુ પર એને ઠરવા દેતા હોઈશું ?

નયન : પણ આખો દહાડો ધૂળ ઊડે એમાં હું શું કરું ?

રસેશ : તું કાંઈ ન કર. માત્ર મને પેલું બોર્ડ આપ.

નયન : મને તો આ તમે રાતે કામ કરો તે જ પસંદ નથી.

રસેશ : એમાં દિવસ શું કે રાત શું ? કામ કરવું તે કરવું.

નયન : પણ દા'ડાના થાક્યા પાક્યા હોઈએ પછી જરા નિરાંતે બેસવાનુંય નહીં ? અમારી સાથે બેસીને બે ઘડી વાત કરવાનીય નહીં ?

રસેશ : અરે ગાંડી, જરા વાર શું, દહાડાના દહાડા નિરાંતે બેસી શકીએ, બેઘડી નહીં પણ દિવસોના દિવસ અને રાતોની રાત આપણે વાત કરી શકીએ એ માટે તો આ બધું છે.

નયન : શું આ બધું ?

રસેશ : આ અત્યારે જરા મહેનત કરવાની. પછી તો ભવભૂતિના રામભદ્રે જેમ કહ્યું છે તેમ જ 'અવિદિતગત યામા'. રાતને પણ ખબર ન પડી અને રાત વીતી ગઈ.

નયન : બધા કલ્પનાના ઘોડા દોડાવ્યા કરો. આખો દહાડો વૈતરું ટીચવું અને રાતે પણ થાક ન ખાવો.

રસેશ : નૈનુ, આપણા જેવાએ થાકનો વિચાર જ ન કરવો જોઈએ.

નયન : તે ભલે તમે ન કરો. પણ આ તમારું શરીર તો એનો વિચાર કરશે જ ને !

રસેશ : ગાંડી રે ગાંડી. તને ખબર છે અત્યારે હું શા વિચાર કરૂં છું તે ?

નયન : તમે જ કોઈ હરીફાઈની વાત કરી ને—

રસેશ : દોસ્ત, તું ગજબનું મારું મન પારખે છે હોં ! પણ હમણાં એ વાત જવા દે. પેલું બોર્ડ ભલી થઈને આપ.

નયન : હવે હઠ ન કરો. આરામ કરો જરા.

રસેશ : પાછી એની એ જ વાત માંડી ? અરે પાગલ, મારે મારે તો હરીફાઈ જીતવી છે, અને ભારે ઈનામ મેળવવું છે. ઈનામ મળ્યા પછી આરામ જ છે ને !

નયન : પણ શેની હરીફાઈ છે ?

રસેશ : અરે ભાઈ, ઘડનારાએ શું ઘડ્યું છે તારૂં મન ! લીધેલી વાત મૂકે જ નહીં.

નયન : પણ તે વાત કરતાં તમને ચટકા શેના ભરાય છે ?

રસેશ : ચટકા તો કશા નથી ભરાતા પણ મારી કલ્પના ઊડી જાય છે. હવે તું મને ભલી થઈને બોર્ડ આપ.

નયન : સાવ હઠીલા છો. લો આ બોર્ડ.

રસેશ : હું જાણું ને. મહારાણી સાહેબે જ સંતાડી દીધેલું.

નયન : હં.

રસેશ : અરે Thank you, Thank you નૈનુ. તારો કેટલો આભાર માનું ? બોર્ડ પર જરાક જેટલી પણ ધૂળ નથી ! નૈનુ, તું જાણે છે ? આ બોર્ડ નથી. આ તો મારી સુલેમાની શેતરંજી છે !

નયન : હા....આ....આ. કયાં કયાં જાઓ છો એ સુલેમાની શેતરંજી પર ચઢીને ? અને તેમાંય તમને Night flying માં જ......

રસેશ : Bravo, Bravo, નૈનુ. અત્યારે તો મને પેલા અરબી તંબુવાળાની યાદ આવે છે.

નયન : હા, આ બોર્ડનું ઊંટ આવ્યું અને મને આરબને બહાર જવું પડયું !

રસેશ : અરે, એ નહીં. હું તો ઉમરખય્યામની મશહૂર રૂબાઈયિતની વાત કરૂં છુ. તું છે, સાથે આ બોર્ડ છે....

નયન : બસ, પછી બીજું કાંઈ બાકી રહ્યું ?

રસેશ : Fine. નૈનુ, હું તને નો'તો કહેતો કે આ બોર્ડ તો મારી સુલેમાની શેતરંજી છે. બસ, કલીપ ભરાવી કાગળ મૂકયો એટલે પેન્સીલ આપોઆપ ચાલવાની. Fine. Beauty !

નયન ; પણ આ વિશેષણનો ધોધ શેનો અભિષેક કરે છે?

રસેશ : ઓહ, મેં તને નથી કહ્યું ?

નયન : આ હરીફાઈ હરીફાઈ એટલું બોલતા હતા.

રસેશ : That's it, એ જ. નૈનુ, હરીફાઈ છે. ભારે ઈનામની.

નયન : પણ શેની હરીફાઈ છે એ પણ કહેશો કે બસ શેતરંજી પર ઊડયા કરશો ?

રસેશ : તું જરા સમજ તો ખરી. હું ઊતરી શકું એ શેની હરીફાઈ હોય ?

નયન : અરે ભાઈ, સુલેમાની શેતરંજી પર ઊડનારા કઈ હરીફાઈમાં ઊતરી શકે એ હું કેમ કરીને કહું ?

રસેશ : કમાલ છે તું, હોં નયના. પણ તને મેળવ્યા પછી એવી હરીફાઈમાં ઊતરવાની જરૂર જ કયાં રહી ?

નયન : નહિતર તો જાણે હાથણી કળશ ભરીને ઊભી જ હશે !

રસેશ : એ પણ ખરું. તેં કરી એવી ભૂલ કરવા તૈયાર પણ કોણ થાય ?

નયન : શેની ભૂલ ?

રસેશ : નહીં, તને વારેવારે લાગે છે કે તું......

નયન : જુઓ, હું આમ કદી નથી બોલતી હોં. તમે જ નકામનું એવું બોલ્યા કરો છો. હું જરાકે દુઃખી નથી. સુખી છું હું તો.

રસેશ : તું બહાદુર છે એ તો હું જાણું છું, નયના. પણ જવા દે એ વાત. આ તો કોઈ ધનવાનને બંગલો બાંધવો છે, એના નકશાની હરીફાઈ છે.

નયન : આ પણ ચાળા જ છે ને !

રસેશ : કેમ વારુ ?

નયન : આ ત્યારે બંગલા બંધાવવા અને પાછા એના નકશાની હરીફાઈ કરવી ! જાતજાહેરાતના રસ્તા છે બધા.

રસેશ : પણ એમાં એણે ખોટું શું કર્યું ? માન કે આપણો પ્લાન ગમી ગયો તો આપણને ઇનામ તો મળશે જ, પણ બીજીય બરકત રહેશે.

નયન : શેની બરકત ?

રસેશ : નામના. વાહવાહ.

Apreciation.
Design by
Rasesha.





નયન : સુલેમાની શેતરંજી! જરા ધરતી પર પગ રાખો. Design by Rasesha! મોટો Designer!

રસેશ : ધરનો જોગી જોગટો જ મનાય છે ને! પણ જ્યારે કોઈ વિશાળ, આલીશાન, કુશાદે, modern ઇમારત ઉપર કોઈ પાટિયું લટકતું જોશો ત્યારે તો માનશોને!

નયન : મને તો એવું કાંઈ ન ગમે. ઊલટું તું લુટાતો લાગે. બુદ્ધિ તારી અને ઉપભોગ બીજા કરે. કાળાં બજારિયાં.

રમેશ : લે હવે પેલી શેતરંજી પર કોણ ઊડે છે તે તું કહીશ મને? જરા ધરતી પર પગ રાખો. Fine.

નયન : આ શું, પોતાના ઉપર જ વારે વારે વારી જાય છે!

રસેશ : એમ નહિ. આ તો તું ઓવારી ગઈ છે એટલે મને લાગ્યું કે મારામાં પણ કાંઈ હશે જ.

નયન : પછી શોધ કરી કે નહીં? શું નીકળ્યું?

રસેશ : જે નીકળ્યું એની તો વાહ વાહ કરતો હતો. જો દોસ્ત, આ રવેશનો Curve કેવો આમાં મેળવી દીધો? મારે આમાં આપણી જૂની કમળની Design લેવી છે. સહસ્રદળ.

નયન : ઇમારતનું તો કોણ જાણે. પણ અંદર રહેનારાંનાં મન તો એવાં હશે જ.

રસેશ : એવાં એટલે કેવાં?

નયન : સહસ્રદળ.

રસેશ : એટલે?

નયન : એટલે શું! મેંઢા. મનના મેલા.

રસેશ : નૈનુ, તને આ લોક પર આટલો તિરસ્કાર કેમ છે?

નયન : તો શું હું એમને પ્રેમ કરૂં? કાળાં બજારિયાં, ગળાકાપુ.

રસેશ : આમાં આપણી પાસે જે વસ્તુનો અભાવ છે, અને એ વસ્તુનો એમની પાસે સુકાળ છે એ કારણ છે?

નયન : ગમે તે કારણ હોય. આ લોકો સામે મને નફરત છે, ભારે નફરત છે.

રસેશ : પોતાની જાત માટે બેહદ પ્રેમ એ શું બીજાને માટે નફરત કરવાનું જ શીખવે?

નયન : પણ મને તું એ કહીશ કે આમને માટે તારા પેટમાં આટલું કેમ દાઝે છે? બંધાવી આપ્યાં છે કાંઈ.........

રસેશ : એમ કોઈનાં બંધાવી આપેલાં ટકતાં નથી હોં. વગર મહેનતે, મફતનાં જે મળી જાય તે તો વહેલાં પાછાં વળી જાય.

નયન : પણ એ કુદરતનાં લાડકાં કેમ બન્યાં?

રસેશ : નૈનુ, મનમાં એવાં ઝેરને દાખલ જ ન થવા દેવું. Fine.

નયન : શું આ પોપટપાઠ કર્યા કરે છે? Fine!

રસેશ : જો આ કમળપાંખડીની designમાં કેવું બેસી ગયું?

નયન : પણ તું શું આ મનમાં પરણ્યા જેવું કરે છે?

રસેશ : લે, હવે કયાં મનમાં જ પરણ્યા જેવું રહ્યું છે?

નયન : પાગલ. હું તો આ તારી Designની વાત કરૂં છું, જેને તું Fine Fine કર્યા કરે છે તે.

રસેશ : ઓહ. જો, છાપામાં એક જાહેરખબર આવી. કોઈને ઓરીએન્ટલ સ્ટાઇલનો, સાદો છતાં સુંદર અને સુઘડ, અદ્યતન સગવડવાળો બંગલો બાંધવો છે. તેના પ્લેન્સ માટે હરીફાઈ કાઢી છે. પહેલું ઇનામ રૂપિયા દસ હજાર.

નયન : દસ હજાર!

રસેશ : દસ હજાર. કેમ મોંમાં પાણી આવે એવું છે ને?

નયન : પણ દસ હજાર માત્ર પ્લેનના ખર્ચે છે તે બંગલામાં કેટલા ખર્ચશે?

રસેશ : એની ચિંતા તારે ને મારે શા સારુ કરવી જોઈએ? આપણે તો પેલા ઇનામ પર જ લક્ષ રાખો ને!

નયન : એ પણ ખોટું નથી. પણ તેં ડીઝાઈન કરી?

રસેશ : તારુંય કામ ભારે છે હોં! અત્યાર લગી બીચારાને ભાંડતી હતી પણ જ્યાં દસ હજારની વાત સાંભળી ત્યારથી પેલા અર્જુન જેમ માત્ર પક્ષીની આંખની કીકી જ જોવા લાગી!

નયન : એ અર્જુનવાળી શું વાત?

રસેશ : Fine. કૌરવપાંડવો બધા ગુરુ દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખતા હતા. ગુરુએ એક ઝાડ પર પક્ષીના આકારનું લક્ષ્ય મૂકી, સહુને એ વેધવા કહ્યું. બધા નિશાન લેતા હતા ત્યાં ગુરુએ પૂછ્યું: "તમને ત્યાં શું દેખાય છે?" ભીમ કહે: "પાંદડાં અને ડાળી." દુર્યોધન કહે: "પાંદડાં અને પંખી." અને અર્જુન કહે........

નયન : પંખીની આંખો ખરું ને?

રસેશ : બરાબર, એમ જ. તને પણ માત્ર પંખીની આંખ દેખાય છે.

નયન : બહુ સારૂં. હવે એમ ઉખાણા જેમ બોલવાનું છોડીને સીધો જવાબ આપો. કેટલાનો થશે બંગલો?

રસેશ : Fine. મારા પ્લેન પ્રમાણે બાંધે તો....... .... ચારેક લાખ તો થાય.

નયન : તે તમે ચાર લાખના બંગલાની ડીઝાઇન બનાવો છો?

રસેશ : હં.

નયન : તે તમને આવી કલ્પના શી રીતે આવતી હશે? ચાર લાખ!

રસેશ : જો તારે રકમ જ બોલવી હોય તો દસ હજાર બોલ.



# એલ્યુમિનિયમનાં વાસણો

એટલે

## ક્રાઉન  બ્રાન્ડ



### વિશુદ્ધ ધાતુ—આકર્ષક ઘાટ—મનોહર ફીનીશ

★ હવાઈ મુસાફરી કે નિશાળે જતાં બાળકો માટે વિવિધ સાઇઝની સુટકેસો

★ શણગાર કે ભેટ માટે એનોડાઇઝડ વિવિધરંગી વસ્તુઓ

**: એલ્યુમિનિયમ :**

લફા – પતરાં – ચકરાં – તાર – રીવેટ – પટી – મોલ્ડીંગ – ટ્યુબ

દરેક સાઇઝનાં કોર્યુગેટેડ પતરાંઓ (મકાનો માટે)

દારૂખાનાં તેમજ રંગ માટે પાવડર.

આખા હિંદુસ્તાન તેમજ આજુબાજુના દેશોને
અમારા એકમાત્ર કારખાનામાં બનાવેલો
એલ્યુમિનિયમ પાવડર અને પેઈસ્ટ
૧૯૫૧ ની શરૂઆતથી અમે આપી શકશું.

## જીવનલાલ (૧૯૨૯) લીમીટેડ

'ક્રાઉન બ્રાન્ડ' એલ્યુમિનિયમનાં વાસણો બનાવનારાઓ

કલકત્તા — મુંબઈ — મદ્રાસ — રાજમહેંદ્રી — એડન — રંગુન.



નયન : એય સાચું. જો ડીઝાઈન પાસ થાય તો તમારો હિસ્સો તો દસ હજારનો જ ને!

રસેશ : હા, જો લાગી જાય તો.

નયન : ત્યારે આ પણ લોટરી જેવું જ ને!

રસેશ : એવું તો ખરું સ્તો. જિંદગી આખી લોટરી જેવી થઈ ગઈ છે ને! પણ નૈનુ!

નયન : કેમ?

રસેશ : અરે, હું તો તારો આભાર માનતો હતો. આ તું વાતો કરાવે છે તેમાં જ મારા તો કેટલા પ્રશ્ન ઊકલી જાય છે!

નયન : ત્યારે! એ તો અમારી હાજરી જ એવી. પણ મને આમાં સમજ તો પાડ.

રસેશ : લે વળી તારે શું સમજવું છે?

નયન : કેમ વળી? મારેય ક્યારેક તો ઘર બંધાવવું છે ને?

રસેશ : હેં! શું કહ્યું?

નયન : કેમ, તમને આમ અચંબો કેમ લાગે છે? શું આખી જિંદગી આ ભાડાની ખોલીમાં જ વિતાવવી છે?

રસેશ : પણ તું જ હમણાં કહેતી હતી ને કે મકાન તો કાળાં બજારિયાં બંધાવે?

નયન : એ તો બંગલા. તારી હરીફાઈ જેવા.

રસેશ : એમ! ત્યારે તમે શું બંધાવવાનાં?

નયન : ઘર. પસીનાના પૈસે બંધાય તે ઘર. સમજ્યા!

રસેશ : સારી વ્યાખ્યા આપી તેં. એક વિદ્વાને કહ્યું છે કે જો શબ્દના સાચા અર્થ જડે તો દુનિયામાંથી કલેશ નાબૂદ થઈ જાય.

નયન : પણ સાચા એટલે શું?

રસેશ : Fine. નૈનુ. તેં બરાબર ઘા કર્યો હો. પણ મને લાગે છે સાચાનો અથ તો પોતાના મનને ગમતું, એ સિવાય બીજો અર્થ થઈ જ શકે એમ નથી.

નયન : એટલે જ કહું છું તે કે એ ભાંજઘડમાં ન પડો. મને આ ડીઝાઇન સમજાવ.

રસેશ : વારુ. આવી જાઓ. અહીં આ બાગ છે.

નયન : પણ મોરો કઈ બાજુ? કેટલા વસાનું?

રસેશ : અમારું સાયન્સ એ વસાબસામાં કાંઈ માનતું નથી.

નયન : તો આપણા ઘરમાં એવું નહિ ચાલે. બારણું તો વીસ વસાનું જ ઉત્તમ. ન છૂટકે પૂર્વાભિમુખી પંદર વસાનું ચલાવી લઈએ.

રસેશ : પણ એ તો તું ઘર બંધાવે ત્યારે. બાકી આ પ્લાનમાં દિશાનું કશું સૂચન ન થઈ શકે. આ શેઠની જમીન ક્યાં છે તે પણ હું નથી જાણતો તો દિશાની વાત શી રીતે કરું?

નયન : આપણા પ્લાન વખતે એવું ન થાય હો.

રસેશ : નોંધી લીધું. અહીં આ બાગમાંથી સીધા આવ્યા ત્યાં આ પોર્ટિકો, અને સ્ટેપ્સ પ્લીન્થ ઊંચી લીધી છે. કરવું હોય તો ભોંયરું કરી શકાય.

નયન : હા, તમારી તો ઓરિએન્ટલ ડીઝાઇન તે ભોંયરા વિના તો અધૂરી ગણાય. નીચે ફુવારા અને ઉદ્યાન વગેરેની ગોઠવણ પણ હશે!

રસેશ : તે ભોંયરું તો તમારા ઘરમાંય બંધાશે ને!

નયન : ભોંયરું? મને લાગે છે કે માળિયું અને ભોંયરું બન્ને કરવાં જોઈએ.

રસેશ : અત્યારે ભોંયરાની જ વાત કરને!

નયન : ભોંયરું તો જોઈ શે જ.

રસેશ : કેમ ઉદ્યાન અને ફુવારો......

નયન : ના રે ના. કોલસાના થેલા મૂકવા.

રસેશ : સુતારનું મન બાવળિયે. બાઈ સાહેબનો જીવ રસોડામાં.

નયન : તમારે આખી જિંદગી ચૂલા પાસે જ રાખવી હશે ને!

રસેશ : રાખવી તો નથી પણ તેં જે સવાદ ચખાડ્યા છે તે મને બીજે ક્યાં મળવાના?

નયન : એટલે તમારા સવાદ ખાતર ......

રસેશ : આકળી ન થા. અને મૂળ વાત પરથી ફંટાઈ ન જા.

નયન : તમારી જોહુકમી તો જુઓ. સવાદ અને ચૂલો!

રસેશ : જો વીર રસમાં આવવાની જરૂર નથી. હકીકતને જો જરા. તું ન રાંધે એના આપણે માટે બે જ અર્થ છે.

નયન : એ શું?

રસેશ : એક તો રસોઈઓ રાખ્યો હોય,

નયન : અને બીજો?

રસેશ : વીશીમાંથી ભાણાં મંગાવતાં હોઈએ.

નયન : હા........આ........

રસેશ : પહેલા વિકલ્પની ગુંજાશ આવે એવું દેખાતું નથી. અને બીજાના કાચા રોટલા તો હજુય આ બે વરસની, તારા હાથની સ્વાદિષ્ટ રસોઈ બાદ પણ યાદ આવે છે, ત્યારે અમારી સદા સૌભાગ્યવંતી ભાભીને—વીશીને સ્તો—થોડુંક કહી દેવાનું મન થાય છે. અને તમારી એવી ઇચ્છા છે કે અમે—, આપણે—પાછાં ભાભીને શરણે જઈએ? त्वमेकं शरेण्यम्?

નયન : માનવીનું મોત ક્યારે આવે છે તે ખબર છે?

રસેશ : ના ભાઈ, પણ આ વળી સ્મશાનમાં જ પાંગરી શકે એવી પરમ જ્ઞાનની વાત ક્યાંથી આવી?



નયન : એ બધું જવા દો. માનવીનું મોત તો એની આકાંક્ષા મરી જાય ત્યારે. સમજ્યા ?

રસેશ : ઓ હો, એમ વાત છે ? એટલે તમારા કહેવા મુજબ આપણે મૂએલા છીએ, કારણ કે આપણા મનમાં આકાંક્ષા નથી ! પેલું તમે ન રાંધો, વીશીમાંથી ભાણું ન મંગાવીએ, અને છતાંય જમાય એવી આકાંક્ષા, નહિ વારૂ ?

નયન : એ જ. શા માટે આપણે રસોઈઓ રાખી ન શકીએ ?

રસેશ : રસોઈયો જ શું કરવા, નોકર અને......અને શોફર પણ કેમ નહીં ?

નયન : બરાબર. કેમ નહીં ? શા માટે નહીં ?

રસેશ : કલ્પના તો ગમે તેવી છે. તો તો આપણા પ્લાનમાં આપણે ગરાજની પણ જોગવાઈ કરવાની.

નયન : અલબત્ત. અને વરસાદમાં પગથિયાં આગળ મોટર પલળે નહીં માટે છત્રી — આ તમે લોક એને શું કહો છો ?

રસેશ : પોર્ટિકો.

નયન : એ જ. પોર્ટિકો પણ જોઈએ જ.

રસેશ : પણ પોર્ટિકોથી તો દીવાનખાનામાં ઉજાસ રોકાય.

નયન : ઢંગધડા વિનાનો પ્લાન હોય અને અણઘડ પ્લાન-મેકર હોય તો એમ થાય.

રસેશ : કદર બદલ આભાર. પણ જરા પ્લાન દોરી બતાવો એટલે ખબર પડી જાય.

નયન : પણ હું બંગલો બંધાવું તો પ્લાન પણ મારે જ કરવાનો ?

રસેશ : કેમ, તમે પણ ઇનામ કાઢશો ? અને તો તો કોક પેટાભરાની પત્ની તમનેય કાળાં બજારિયાં નહીં કહે ?

નયન : એ વાત તદ્દન જુદી છે. અહીં તો પરસેવો પાડીને મેળવેલું ધન છે.

રસેશ : તે કાંઈ એમનાં ચામડીનાં છિદ્ર પૂરાઈ નથી ગયાં હોં.

નયન : એ વાત જવા દે. મારે તો એવો પોર્ટિકો કરવો છે કે જરૂર પડે........

રસેશ : શું જરૂર પડે ? બીડાઈ જાય ? કે માળામાં પેસી જાય ?

નયન : Fine. એવું જ કાંઈક.

રસેશ : ઓહ.

નયન : મારો બંગલાનો ખ્યાલ કાંક જુદો જ છે. એમાં માત્ર દીવાલો જ અને દીવાસળીનાં ખોખાં જેવા ઓરડા જ નથી.

રસેશ : ત્યારે ?

નયન : ત્યારે ? એ ઘર છે. દુનિયાના ટાઢતાપ સામે રક્ષણ આપનારૂં ઘર.

રસેશ : જો નૈનુ, ઈંટ અને સીમેન્ટ અને લોખંડ અને લાકડાને તેં કહી એવી કવિતા સાથે જરાકે સંબંધ નથી. એમનું કામ છે તે એ પૂરૂં કરે. રક્ષણ મેળવવાનું હોય છે, અપાતું નથી.

નયન : સાવ સાચું. આ તો જાણે મારા મનમાં છે એ વિચારોને તેં-પેલું શું કહેવાય છે—શબ્દદેહ આપ્યો.

રસેશ : તુંયે જબરી છે. આંબલીપીપળીની રમત નાનપણમાં ખૂબ રમી હોઈશ.

નયન : આ નામે તું કહે છે ત્યારે સાંભર્યું !

રસેશ : તો જરા વિચાર કર. લેવાદેવા વિનાની કવિતામાં ક્યાં ઊતરી પડે છે ? ઘરઘરની ડીઝાઇન ફેર હોય. તમને એક ગમે, બીજાને બીજું ગમે. ત્રીજાને વળી જુદી જ વસ્તુમાં સગવડ મળે. પણ હેતુ તો બધાનો એક. ટાઢતાપ અને વરસાદ સામેનું રક્ષણ. છાપરું, અને ક્યારેક માનવી સામેનું પણ રક્ષણ. તમારો કોટ, કિલ્લો.

નયન : એ બધા સાથે તું કેમ ભૂલી જાય છે કે એ ઘર એટલે જ ઓછામાં ઓછા બે જીવની જિંદગી !

રસેશ : જિંદગી ખરી પણ બે જ જીવની એવું નહીં.

નયન : બે નહીં ?

રસેશ : અરે, તું તે કઈ દુનિયામાં છે ? આમ ભડકે છે શાની ? એમાંથી જ બાવીસ થાય ને ! ગાભરુ, જિંદગીથી ડરે છે ?

નયન : ઓહ ! હું સમજી તું એક કહેતો હોઈશ.

રસેશ : પાગલ રે પાગલ. સમજવાનું જ સમજતી નથી. માન કે એક જ કહેતો હોઉં તોય શું ?

નયન : હેં !

રસેશ : ગભરા નહીં. જિંદગી તો એક જ હોવી જોઈએ.

નયન : આ તું શું કહે છે, રસુ ?

રસેશ : ખરૂં કહું છું. જિંદગી તો એક જ હોવી જોઈએ.

નયન : એક જ ?

રસેશ : હા. એક કરતાં વધુ થાય એ તો થીંગડાં માર્યા જેવું થાય.

નયન : રસુ......રસેશ......

રસેશ : પણ છે શું તે આમ........રૂએ છે તું નૈનુ ? ઓહ. સમજ્યો. પાગલ ! એક જિંદગી એટલે કોઈ એકની જિંદગી નહીં, સમજી ? એક રસે રસાયેલા સહુની જિંદગી. પૂનમની રાતે ચંદ્રમા પૂર્ણકળાએ પ્રકાશતો હોય એવી ચાંદની. એમાં તે શું કોઈ

એકનું ચોસલું કપાય છે? ગાંડી, જિંદગીમાં એકવચન નથી અને દ્વિવચને નથી. અને...... અને, નૈનુ, એક સવાલ પૂછું?

નયન : પૂછને.

રસેશ : જો મનને વહેમ પર જીવવાની આદત હશે તો ઈંટમાટી કે સીમેન્ટલોખંડનાં ઘર જિંદગીને કયા ટાઢતાપથી રક્ષવાનાં હતાં?

નયન : તું તો સમજ્યા વિના ભાષણ આપ્યા કરે છે. હું શું કહું છું અને તું શું ભરડ્યા કરે છે!

રસેશ : ત્યારે તો તારે કાંક બીજું કહેવું હતું! ઠીક. પણ પછી પેલું તારું ઘરવાળું શું થયું? ડીઝાઇન અને પ્લાનને......

નયન : છે છે છે. બધા પ્લાન છે અને ડીઝાઇન પણ છે.

રસેશ : કહી દે ત્યારે. જો તારો કોપીરાઇટ ન હોય તો આપણે એક ઠેકાણે એને ઘુસાડી દઈશું.

નયન : તમારે તો ઠીક જ છે તો, પણ એ......

રસેશ : કેમ, અટકી કેમ ગઈ? કાંઈ......

નયન : ના ના. જવા દે એ વાત.

રસેશ : કેમ શું થયું વળી?

નયન : વળી થશે, શા મોટા મહેલ ચણાવવા નીકળ્યા છે? (બહારથી અવાજ : રસેશભાઈ!)

રસેશ : કોણ છે અત્યારે? નારાયણ ભાઈ જેવો અવાજ તો લાગ્યો. ક્યાંથી તમે અત્યારે?

નારાયણ : રસેશભાઈ, એક કામે તમને જગાડ્યા.

નયન : તે કહોને.

નારાયણ : બાબાને......

રસેશ : શું થયું બાબાને?

નારાયણ : ડૉક્ટર કહે છે, કેસ ગંભીર છે. હમણાં જ ઇંજેકશન આપવાના છે. અને........

નયન : તમે અટકી કેમ ગયા?

નારાયણ : પૈસા નથી. ક્યાંથી લાવું ઇન્જેકશન?



રસેશ : તે ભલા'દમી, આમ થોથવાઓ છો કેમ? લો અત્યારે આ દસ છે તે લઈ જાઓ. અને મૂંઝાઈએ નહીં.

નયન : આવું છે અને તમે અળગાપણું રાખો છો?

નારાયણ : એવું નથી નયનાબહેન, પણ...પણ....

નયન : ત્યારે શું છે? સંકોચ ન રાખો. અને તમે લોક આમ રડવા બેસશો તો વળી લક્ષ્મીબહેન શું કરશે?

રસેશ : એમ ન કરો, નારાયણભાઈ.

નારાયણ : રસેશભાઈ, ઇન્જેકશન દસમાં થોડાં આવે છે?

રસેશ : તે વધુ જોઈએ છે?

નારાયણ : માગતાં જીવ નથી ચાલતો. પાછું તમને.......

નયન : ના ના અમને શું?

નારાયણ : નયનાબહેન, એ તો આપણે પગારદાર બધું જાણીએ ને?

રસેશ : તે નારાયણભાઈ, લો, અત્યારે તો એક બે જેટલાં આવે એટલાં લઈ આવો. બાકી કાલે તો ગોઠવણ કરી લઈશું.

નયન : તે તમે જ ઇંજેકશન લાવી આપો ને!

રસેશ : એ બરાબર. લો હું કપડાં પહેરીને આવી લાગ્યો.

નયન : અને વા'ણું વાવા દો ને. બધું થઈ રહેશે.

નારાયણ : કશું નથી થઈ રહેતું નયનાબહેન, અને વા'ણુંય નથી વાતું! લો હું ચિઠ્ઠી લઈ આવું.

રસેશ : મૂંઝાઈ ગયા લાગે છે.

નયન : મૂંઝવણ તો થાય જ ને? બાબલો અને લક્ષ્મીબહેન........

રસેશ : માત્ર એ જ મૂંઝવણ નથી.

નયન : આ તમે દસ આપી તો દીધા, પણ ખબર છે ને....

રસેશ : નૈનુ, એવું તે બોલાય, અરે વિચારાય પણ ખરું?

નયન : પણ પેલો લેવા આવશે એને શું કહીશું?

રસેશ : અરે, એને આપવાના જવાબની ક્યાં ખોટ છે? કહીશું કે હમણાં જ એક હરીફાઈ ભરી છે એનું રીઝલ્ટ આવવા દે.

નયન : હરીફાઈનું પરિણામ!

રસેશ : જેના પરથી તને તારા બંગલાનો પ્લાન સૂઝ્યો! કોપીરાઇટ.

નયન : બધા મનના તરંગો!

રસેશ : મને એક વાત યાદ આવે છે. મનને તો ઊડવા જોઈએ પણ પગ તો ખીલા માર્યા હોય એમ ભોંય પર ચોંટેલા. એટલે ઊડે ઊડે તોય ત્યાંને ત્યાં. પણ લે ચાલ, કપડાં આપ.

નયન : લો હુંય લક્ષ્મીબહેન પાસે જઈ આવું.......

# હું લેખક કેમ બન્યો?

## —કે ન બન્યો?!

જેમાં લેખનનો 'ન' લેખક કઈ રીતે પહેલી વાર પાડતા થયા અને લેખક 'બન્યા' તેની વિનોદમય વાત કહેવાઈ છે.

લેખક : દુષ્યન્ત પંડયા

ચિત્રકાર : મધુકર શેઠ



ભૂલથી કે કદાચ વિવેક ખાતર, મારા એક સાહિત્યકાર મિત્રે એક વાર મારી પાસે લેખની માગણી કરી. પસંદગીને માટે એમણે મને વિશાળ ક્ષેત્ર આપેલું : કાવ્ય, ગીત, વાર્તા, નાટક, નાટિકા, નિબંધ, ચિંતનાત્મક કે વિવેચનાત્મક લખાણ વગેરે. એવરેસ્ટ સર કરવા કરતાં સાહિત્યનાં શિખરો સર કરવાં વધારે સહેલાં છે એમ સ્માઈથ–મેલોરિ જેવા પર્વત–આરોહણ પાછળ પ્રાણ આપનારાઓને કેમ નહિ લાગ્યું હોય એની મને નવાઈ લાગી અને હું સાહિત્યના આ બધાં શૈલશિખરોને સર કરી બેઠો–અલબત્ત કલ્પનામાં. પરંતુ મારા સાહિત્યકાર મિત્રે જે માસિક માટે મારી પાસેથી લેખની માગણી કરી હતી તેનો પહેલો અંક બહાર પડી ગયો એટલું જ નહિ, પણ ત્રિઅંકી નાટકની માફક ત્રીજા અંક સાથે એ અવસાન પામ્યું ત્યાં સુધીમાં મારા મિત્રે સૂચવેલું સાહિત્યિક લખાણ તો ઠીક, મારાં સ્વજનોને પત્રો લખતો પણ હું બંધ પડી ગયો. એ વખતે હુલ્લડ જેવી કે બંગાળના ભૂખમરા જેવી પરિસ્થિતિ હોત તો મારા સુદીર્ઘ મૌનને ચિરંતન મૌન માની લેવાયું હોત ને ?

મારા મિત્રના કાગળે એક બાજુથી મારામાં લેખક થવાનો સળવળાટ ઊભો કર્યો હતો તો બીજી બાજુથી મને વિચાર પણ કરતો કર્યો હતો કે બધાને આ રીતે જ લખતા બનાવાતા હશે? સાહિત્ય–સર્જનનું રહસ્ય જાણવાની તીવ્ર તાલાવેલી મને થઈ અને પીઠાંના ગૃહઉદ્યોગ–કેન્દ્રોની શોધ એના ઘરાકો જે રીતે કરે છે, એ રીતે હું પણ એ રહસ્ય શોધવા લાગ્યો હતો. પિપાસા જ્ઞાનની કે સુરાની સમાન જ છે ને?*

કોઈ કે કહ્યું છે કે કવિઓ જન્મે છે. આ વાકય મારા વાંચવામાં આવ્યું ત્યાર પછીથી મેં ઘણાં બાળકોનું અવલોકન કરવું શરૂ કર્યું છે. 'આપણાં સુંદરતમ ગીતો કરુણાજન્ય છે,' એ શેલીની વાત સાચી હોય તો નવજાત શિશુ જેવો બીજો કવિ આ દુનિયામાં અસ્તિત્વ ધરાવતો નથી. એ રીતે નાનપણમાં–મને બધાં કહે છે કે અત્યારે હું જેટલો ગરીબ છું એટલો જ નાનપણમાં કજિયાળો હતો–મેં કેટલાં સુંદર કાવ્યો સર્જ્યાં હશે ? મારી દાદીમાની તપખીરની ડાબલીથી હું રમતો હોઉં ત્યારે કરુણાવિમુખ સત્તરશીંગો એને કયાં હરી જતો હશે –અને મારાં દાદીમાને એની જરૂર પડે ત્યારે પાછો કયાંથી આપી જતો હશે–એ મને ન સમજાતું, અને હું મારી એ પ્રિય સખીના વિયોગથી સબાષ્પ ગદ્‌ગદ્‌ બનીને રુદન કરી ઊઠતો. મારાં વડીલોના હાથનો અને મારા ગાલનો સંયોગ પણ મને કરુણમાં ઘસડી જતો. આમ વિયોગસંયોગ ઉભય મારે માટે કરુણના ઉદ્દીપક બની રહેતા અને એ રીતે ભવભૂતિને પણ પરાજયની અનુભૂતિ કરાવે એવી કરુણ કવિતા મારે મુખેથી સહેજે સ્રવતી.

પણ હું માત્ર કરુણરસનો જ સ્વામી હતો એમ નહિ. પ્રેમાનંદની માફક મને પણ એક રસમાંથી બીજામાં સરી જતાં વાર લાગતી નહિ. ઘડી હસતો તો બે ઘડી રડતો. ભવભૂતિની માફક મને પણ કરુણનું આલંબન વધારે પ્રિય હતું. પહેલેથી જ મોહ નાશ પામીને સ્મૃતિ લાધી ગઈ હોય તે રીતે, સ્થિતપ્રજ્ઞની પૂરી અદાથી, માતાપિતા, કાકાકાકી, ભાઈબહેન, આડોશીપાડોશી, નોકરચાકર, કોઈનોયે ભેદભાવ રાખ્યા વિના દરેકની સાથે હું યુદ્ધે ચડતો. મારા પદપ્રપાતે ધરણી ધમધમાવતો, આજુબાજુ પડેલી કોઈ પણ વસ્તુનો શસ્ત્ર તરીકે ઉપયોગ કરતો અને કંઈ ન હોય તો નખ-દાંત-લાતનો ઉપયોગ કરતો ત્યારે વીર, રૌદ્ર, ભયાનક આદિ રસોની ધસમસતી સરિતા હું વહેવડાવતો. પણ આ બધાને અંતે, મારો પ્રિય રસ યાદ આવતો હશે તેથી કે પછી બીજા કોઈ કારણસર,



પિપાસા જ્ઞાનની કે સુરાની સમાન જ છે ને?

*લેખકને કયાંથી ખબર પડી? સ્વાનુભવે?–તંત્રી

મારી આંખોમાં, જગતમાં જેટલું ભર્યો હોય તે છતાં, શ્રાવણ આવી વસતો. રડતાં રડતાં થાકી જતો ત્યારે સૂઈ જતો ને મહાભારતના પર્યવસાનની માફક મારી ક્રીડાનું પર્યવસાન પણ શાંતમાં આવતું.

આ કાળને હું મારા ઊર્મિકાવ્યના કાળનું નામ આપું. જગતભરનાં શ્રેષ્ઠ 'લિરિકો'ની હરોળમાં બેસે એવાં કાવ્યો એ વેળાયે મેં સર્જેલાં; પણ, દુઃખની વાત એ છે કે, હું એમાંથી એક પણ લખી ન શક્યો. બે કારણસર : એક એ કે મારા સમયનો મોટો ભાગ એ વેળાએ કાવ્યો સર્જવામાં—ખરી રીતે કહું તો કાવ્ય જીવવામાં—ચાલ્યો જતો, ને બીજું, મને લખતાં નહોતું આવડતું.

મારી આ મુશ્કેલીનો ખ્યાલ મને હોય એના કરતાં મારાં વડીલોને વધારે હોય એમ મને લાગ્યું. દુનિયાની વિદાય મારે લેવી પડે ત્યારે 'અકીર્તિવંત મૂક મિલ્ટન' જ હું ના રહું, કે લખતાં વાંચતાં શીખ્યા વિના એમને મન 'કરુણગાન ભાવતું આ વાદ્ય' નહિ સુધરે તે માટે, ગમે તે કારણથી, મારે સારુ લેખનવાંચનની સામગ્રી આણવામાં આવી.

આજે મારી કલાભિરુચિ જોઈ ને ભલે બધા મને સાક્ષાત્ પશુ પુચ્છવિષાણહીન ગણતા હોય, પણ એ વખતે એમ નહિ જ હોય એમ માનવાને મારી પાસે સબળ કારણો છે. મારા દેશીઆંકનાં અને બાળપોથીનાં ચિત્રો જે તલ્લીનતાથી ને જેટલી વાર મેં જોયાં છે એ રીતે કોઈએ અજંતાના કલામંડપો કે અભિનેત્રીઓનાં ચિત્રો નહિ જોયાં હોય. બાળપોથી તથા દેશીઆંકમાંની તમામ આકૃતિઓ દોરેલી પણ ખરી. પણ મારા વડીલોને કલાની કદર જ ક્યાં હતી તે પાટીમાં દોરેલાં અનેક ચિત્રોમાંથી એકનો પણ ફોટોગ્રાફ પડાવી રાખે? મારાં ચિત્રો જાળવી રાખ્યાં હોત—પાટીમાંના ચૈડિયા પણ જાળવી રાખ્યા હોત—તો પાબ્લો પિકાસોની સાથે જ મારું સ્થાન આજ હોત.

હું નગારાનો 'ન' લખતાં શીખું એની તાલાવેલી મારા વડીલોને હતી ત્યારે મને હતી નગારું ચીતરવાવગાડવાની. આમ અમારા માર્ગો ભિન્ન હતા. મોન્ટેસોરી કે ગિજુભાઈ પણ મારી વહારે ન આવ્યાં ને હું પાટીમાં નગારાનો 'ન' ન પાડું તો નગારાની દાંડી જેવો ધોકો મારા શરીરે પડવા લાગ્યો. હું કાંઈ પણ પ્રવૃત્તિ કરતો હોઉં ને બૂમ પડે, 'ચાલ, લે પાટીપેન,' ને તરત જ લેખનની એ સામગ્રી જોતાં, નર્મદની માફક, મારી આંખમાં પણ 'ઝળઝળિયાં' આવી જતાં, ને મારું નિદ્રાઘેરું ભોળુડું હૈયું 'હું તારે ખોળે છઉં' નો પોકાર કરી ઊઠતું. પણ સરસ્વતીએ મને ખોળે લીધો જ નહિ. ઉત્તાનપાદ જેવી સરસ્વતીનો હું અધ્રુવ ધ્રુવ જ રહ્યો છું.

નગારાના 'ન' પછી તરવારનો 'ત' આવ્યો. ત્યાર પછી આવ્યો રથનો 'ર'. એ બાળપોથી લખાઈ હશે ત્યારે શબ્દરચનાની હરીફાઈ ને જુગાર ગણવાની ધૃષ્ટતા કોઈએ નહિ કરી હોય એટલે જ અમને 'રતન' શબ્દ એના વ્યુત્ક્રમમાં આપવામાં આવતો હશે. અથવા બાળપોથી લખનારાના અસંવિદ માનસમાં બાળક છુપાઈ રહ્યો હશે એટલે એને પહેલાં નગારું વગાડવાનું, ને દુંદુભિનાદની સાથે તરવાર પકડી રથારૂઢ બની બાળકોના કોઈ મહાદુશ્મન સામે લડવા ઊપડી જવાનું મન થયું હશે. મારું મન પણ ઊપડી જતું—પણ જરા જુદી રીતે. નગારાનો અવાજ કાનને બહેરા કરી દે છે ત્યારે 'નગારાનો ન' એ અવાજ મારાં કાનને ને ધ્યાનને, બુદ્ધિને ને શરીરને બહેરાં કરી દેતો. બારાખડીની તરવારનો ઉપયોગ બારાખડી પર કોણ જાણે કેટલીયે વાર કર્યો હશે, પણ મુનશીજીના ભાર્ગવશ્રેષ્ઠ ભગવાન પરશુરામ પૃથ્વી નક્ષત્રી ન કરી શકયા તો કૂટસ્થ અક્ષરોનો નાશ કોટડીસ્થ ક્ષર એવો હું શી રીતે કરી શકું?



'નન્ના' પરની વિજયસવારી!

અત્યારની આપણી ધારાસભાઓની માફક મારા ઘરમાં પણ એક પક્ષની બહુમતિ હતી - વડીલોના પક્ષની. બાથરૂમ અને જાજરૂની જેલોમાં મેં જે ત્રાસ સહન કર્યો છે તે મારી તેમ જ જાહેર સલામતીના હિતાર્થે જ હશે એમ માનું છું. નન્નો ભણવા કરતાં ઘૂંટવો વધારે સારો એમ મેં આખરે નિર્ણય કર્યો — અર્થાત હું 'નગારાનો ન' લખતાં શીખ્યો. અત્યાર સુધી ખરનો ઉપમેય બનનાર હું અક્ષરનો — એક અક્ષરનો — સ્વામી બન્યો ખરો. મા શારદાની ઉપાસના — કદાચ વેરભાવે કરેલી — ફળી ખરી. કલમને ખોળે માથું મૂકનાર નર્મદને કોઈ વાર ચણામમરાથી ચલાવવું પડ્યું હતું ત્યારે મને એક પતાસું ખાવા મળ્યું હતું જે આજેયે યાદ આવે છે. એને એ જ વખતે ખાવાને બદલે આજસુધી સાચવી રાખ્યું હોત તો સરકારના પુરવઠા ખાતાને કેટલી રાહત રહેત?

હું લેખક બન્યો — લખતાં શીખ્યો — તે માટે

મારાં મોટેરાંની અતિ ઉચ્ચ કક્ષાની અધ્યાપન શક્તિ જરા પણ જવાબદાર નથી. અમારા ઘર નીચે એક દુકાન હતી —આજેયે છે—જેમાં નાનાં છોકરાંઓ માટે એક ' ડીપાર્ટ-મેંટલ સ્ટોર ' ચાલતો. એ સ્ટોરના સંચાલક હતા નેણશી-ભાઈ નામે એક વૃદ્ધ વણિક વેપારી. એમને ઘડયા પછી એમની ડોકને ડાબી બાજુએ બ્રહ્માએ થાપી મારી હશે તેથી એમની ડોક જમણી બાજુએ નમેલી રહેતી. મારા વિપુલ-કલ્પનાશીલ મને નેણશીભાઈની નમેલી ડોક અને 'ન' ના મીંડાં વચ્ચે સામ્ય જોયું—પોતાની પ્રેયસી અને હેલનમાં પ્રત્યેક યુવાનને દેખાય છે એવું. અને પાઈની પાંચ રેવડીમાંથી એ રસ્તામાં પાડતો હું ઘેર પહોંચીને, નેણશીભાઈની રેવડીના 'જોસ્સા' પ્રેર્યો, પાટીપેન લઈ ને 'નગારાનો ન' કાઢવા બેસી ગયો.

આમ મારી પહેલી સાહિત્યકૃતિ પ્રેરણાજનિત હતી. એની પ્રેરણા મને જીવનમાંથી જડેલી હતી. પણ વાસ્તવિકતાની નક્કર ભૂમિ પર ઊભા રહીને લખેલો એ 'ન' વાસ્તવિક 'ન' કરતાં જુદો ન કરું તો નવનવોન્મેષશાલિની મારી પ્રતિભા કયાં રહી? મારા આજના નન્ના ઉપરથી મારા એ પ્રાગૈતિહાસિક નન્ના વિશે જે કંઈ અનુમાનો મારા અક્ષરો વાંચનાર લિપિ-વિકાસનો અભ્યાસી દોરશે તે સત્યથી વેગળાં નહિ જ હોય.

સાહિત્યકૃતિઓને—કે વિકૃતિઓને—પ્રસિદ્ધ કરવા માટે સામયિકો ચાલે છે એ વાતની મને એ કાળે જરા પણ ખબર નહિ. એટલે મેં પણ ગુહાવાસી માનવીની પેઠે ભીંતોનો ઉપયોગ કરવા માંડયો. પ્રાસ અને યમક મને કેટલા સહજ હશે તેનો કંઈક ખ્યાલ મને આજ સુધી યાદ રહી ગયેલી—એ માટે એ ભીંતોનો જ આભારી છું—નીચેની પંક્તિઓ આપી શકશે : મગ ભરડ, પગ કરડ; રતન તર, ખતન ખર; જમણ જમ, ભમણ ભમ. વિચાર-પ્રધાન કે અવિચારપ્રધાન, કઈ જાતની એ કવિતા છે એ નક્કી કરવાનું કામ વિવેચકોનું છે. સર્જકનું કામ સર્જવાનું છે.



લેખકનાં પ્રથમ કાવ્યો અને ચિત્રોનો વિવેચકો સૂક્ષ્મ અભ્યાસ કરી રહ્યા છે !

મારી સર્જનાત્મક શક્તિનો વિકાસ થતો હતો તે મારાં વડીલોને ખંડનાત્મક લાગ્યો. મારા હાથમાં કોલસો કે ચાક જોવામાં આવે તો બોંબ ફેંકાયો હોય અને થાય એવો કંઈક હાહાકાર થઈ રહે. પરિણામે લેખનના ક્ષેત્રમાં મારો સ્વૈર-વિહાર અટકી પડયો. મહાભારત લખનાર વ્યાસને એક જ મુક્તકથી ચલાવવું પડે, સોળ સહસ્ર ગોપીઓના વહાલાને એક જ ગોપીથી સંતોષ માનવો પડે કે વૃકોદરને આજના રેશનિંગથી પૂરું કરવું પડે, તે એમની જે સ્થિતિ થાય એનાથીયે વિષમ પરિસ્થિતિ ચાર જડોયાંની એક નાની પાટીથી જ ચલાવવાની આજ્ઞા થતાં મારી થઈ. પાટીની મર્યાદાનાં સૂચક એ જડોયાંને મેં સૌથી પ્રથમ દૂર કર્યાં, પોતાની પ્રેયસીના મુખ પરનો ઘૂંઘટ કોઈ આશક દૂર કરે તેમ. પછીથી જીવકોશની સ્વયંવૃદ્ધિ થાય છે એ રીતે મારી પાટીની પણ થવા લાગી—અર્થાત્ એકના બે ટુકડા, એના ચાર, એ રીતે.

બાળકના વિકાસનો વેગ ખૂબ ઝડપી હોય છે એ સત્ય બાળપણ વટી જનાર કોઈ નેયે યાદ નથી રહેતું. એમ ન હોત તો મુગ્ધાના ગાલ પરની શરમની રેખા જેવા લગભગ અદૃશ્ય અક્ષરોથી આરંભીને એ અક્ષરો પ્રૌઢાની કટિના કદના બને ત્યાં સુધી ઘૂંટવાનું બાળકના અભ્યાસક્રમમાં સ્થાન પામત નહિ. આને લઈને તો જુદી જુદી કૃતિઓમાં એકની એક વાત ઘૂંટવાની—ભૂલ્યો, ગૂંથવાની—ટેવ કેટલાક સાહિત્યકારોને નહિ પડી જતી હોય ને ?

મારા મોટાભાઈ લખે છે તેમ પાટી વતરણાને બદલે હું પણ કાગળ પર કલમ વડે શા માટે ન લખું એમ એક વાર મને થયું. દયારામની માફક 'શ્યામરંગ સમીપે ન જાવું'-ની પ્રતિજ્ઞા તો લીધી ન હતી, પણ પાટી ફેંકી દીધી, ને ભાઈની ગેરહાજરીનો લાભ લઈ એમની એક નોટ અને ખડિયોકલમ લઈ અક્ષરક્રીડા કરવા મંડી પડયો. પરિણામે નોટ ઉપર શાહીની સરિતા વહી. કાગળ પર જગ્યાએ જગ્યાએ થોડી થોડી શાહી ઢોળાય (જેને અક્ષર પાડવા કહે છે) તેને બદલે બધી શાહી એક સાથે ઢોળાય તેમાં શું અઘટિત છે એની ખબર મને પાછળથી પાડવામાં આવી. પણ એ વખતે તો હું આષાઢી મેઘ જેવો 'કૃષ્ણનો વર્ણચોર' બની ગયો. કલમને મારે હાથે શું થયું હતું તે મને ખબર નથી, પણ મારા ભાઈએ મારા હાથમાં એવી તો ચોંટેલી કે મને એ આજ સુધી હાથમાં લેવી ગમતી નથી. આજે હું દરરોજ લખું છું, ખૂબ ખૂબ લખું છું, પણ તે કલમ વિના જ.



# કણિકાઓ

મૂળ લેખક : રવીન્દ્રનાથ ઠાકુર

અનુવાદક : રમણલાલ સોની



### આરંભ અને અંત

અંત કહે: 'એક દિવસ બધાનો અંત આવવાનો છે, માટે હે આરંભ! તારો અહંકાર ખોટો છે!'

એ સાંભળી આરંભે કહ્યું: 'ભાઈ, જ્યાં અંત આવે છે ત્યાંથી જ પાછો આરંભ થાય છે એ તું કેમ ભૂલે છે?'



### ઉજળું ને મેલું, ચબાવલું ને મૂગું!

ઘડાનું જળ કહે છે: 'હે મહાસાગર! જો, હું કેવું સ્વચ્છ ને ઉજળું છું, અને તું કેવો મેલોઘેલો છે!'

તેવી રીતે ક્ષુદ્ર સત્ય કહે છે: 'હું કેવું પટપટ બોલું છું. હે મહાસત્ય, તને તો જીભ જ નથી!'



### મોહની બીક

છોડ ઉપર નાનકડું ફૂલ બેઠું.

એણે આંખો ઉઘાડી જોયું: 'આહા! દુનિયા કેવી સુંદર છે! કેવી રૂપાળી છે! ચારે બાજુ સંગીત અને સુગંધ ભરેલાં છે!'

પછી તેણે દુનિયાને બૂમ પાડીને કહ્યું, 'હું રહું ત્યાં લગી તમે પણ રહેજો—મને છોડીને જશો નહિ!'



### મોટાને મોટું દુઃખ!

સૂરજને પોતાની નિંદા થતી સાંભળીને બહુ દુઃખ થયું. તેણે વિધાતાને ફરીઆદ કરી કે: 'શું કરું તો બધાને ગમું?'

વિધાતાએ કહ્યું: 'બધાના માથા પર રહીને બધાનું કામ કરવું છોડી દે, અને માત્ર બેચાર જણનું નજીવું કામ કરીને બેસી રહે તો કોઈ તારી નિંદા નહિ કરે! બાકી મોટાને મોટું દુઃખ થશે જ!'



### પ્રેમ અને વૈરાગ્ય

પ્રેમે વૈરાગ્યને કહ્યું: 'હે વૈરાગ્ય! તારો ધર્મ મિથ્યા છે!'

વૈરાગ્યે સામો જવાબ દીધો: 'હે પ્રેમ! તું કેવળ મોહ છે! માટે મારું કહ્યું માન, સ્વાર્થનો ત્યાગ કર, અને મુક્તિના માર્ગે આગળ વધ!'

એ સાંભળી પ્રેમે કહ્યું: 'તો પછી તારામાં ને મારામાં ફેર ક્યાં રહ્યો?'



### પ્રશ્નથી પર

'હે સમુદ્ર, તારી ભાષા કઈ છે?'
સમુદ્રે કહ્યું, 'અનંત જીજ્ઞાસા !'
'હે પહાડ, તું સ્તબ્ધ કેમ છે?'
પહાડે કહ્યું : 'હું સદા મૌન છું !'



### મૂગી કૃતજ્ઞતા

દયાએ કહ્યું : 'અરે તું કોણ છે? બોલતી કેમ નથી?'
આંસુભરી આંખે જવાબ દીધો : 'હું કૃતજ્ઞતા છું. હું બોલી શકતી નથી.'



### બનાવટી હીરો

બનાવટી હીરાએ ગર્વથી કહ્યું : 'દેખો, હું કેવો મોટો છું !'
એ સાંભળી ઘરાકે કહ્યું : 'એથી જ મને વહેમ પડે છે કે તું સાચો હીરો નથી !'



### નર અને નારી

નર કહે : 'અમે વીર છીએ. મન ફાવે તે કરીએ'
એ સાંભળી નારીએ જીભ કાઢી કહ્યું : 'આવું સાંભળીને અમે લાજી મરીએ છીએ.'
નરે કહ્યું : 'તને તો ડગલે ને પગલે મુસીબતો નડે છે.'
આ સાંભળી કવિએ કહ્યું : 'તેથી જ નારીને સુંદરતા વરી છે.'



### સહજ મહત્તા

હે વાદળ ! પેટમાં આટલું પાણી ભરેલું છે તોયે તું સામે પવને હળવે વેગે દોડે છે. તું સેંકડો ભીષણ વીજળીઓનું પોષણ કરે છે તોયે તારો શામળો મીઠો વાન જોઈ આંખો ઠરે છે. આ અસાધ્ય કામ આટલી સહેલાઈથી તું કેવી રીતે કરી શકે છે, એનું રહસ્ય મને સમજાતું નથી. કૃપા કરીને કહે તો સારું !

વાદળે ગડુગડુ ગર્જના કરીને કહ્યું : 'આમાં તને કેમ નવાઈ લાગે છે એ મને તો સમજાતું નથી !'



### આદિ રહસ્ય

બંસરી કહે : 'મારું અભિમાન ખોટું છે. હું અવાજ કાઢું છું તેનો બધો જશ ફૂંકને છે.'
એ સાંભળી ફૂંકે કહ્યું : 'ખોટી વાત ! હું તો ખાલી માત્ર હવા છું. બાકી વગાડનારો કોણ છે તેની મને ખબર નથી !'



### જીવન

ચાલવું એટલે પગ ઊંચો કરવો ને નીચે કરવો. તેવી રીતે જીવન એટલે જન્મ અને મૃત્યુ !





રમઝટ

ચિત્રકાર: કે. કે. હેબ્બર

દક્ષિણ કેનેરાનાં શ્રમજીવીઓના તાલના તાનથી મસ્ત નૃત્ય અને વાદનને કલાકારે બળવાન અને વહેતી રેખાઓમાં ઝીલ્યાં છે.



વનનું બળવાનમાં બળવાન પશુ વાઘ ગણાય છે. બ્લેક જેવા આંગ્લ કવિએ વાઘના જાજ્વલ્યમાન, ભીષણ સૌંદર્ય વિષે વિખ્યાત કાવ્ય લખ્યું છે, શ્રી ચાવડાના આ ચિત્રમાં વાઘની તાકાત અને ગતિ કેવી સજીવતાથી ઊતરી આવ્યાં છે !

# સંગમનું સંગીત

લેખક: મકરન્દ દવે

આહાહા! વાણી જેનું વર્ણન કરી ધન્ય બની જાય એવી વસ્તુ આંખ સામે તરી રહી ત્યારે વાણીની શક્તિ જ જાણે ખૂટી ગઈ. હિમાલયમાં ઘૂમવા ગયો હતો ત્યારે મને ત્યાં અસીમ મહાસાગરનો મેળાપ થયો તેમ કહું તો કોઈ શું ધારે? જેની ઝાંખી કરવા ને મુદ્દભેર ગાયા કરવાના મનમાં કોડ હતા તેને જોતાં તો મન મૂક થઈ ગયું. આ વાર્તા કહેવી કેમ? અને જ્યારે આનંદનો પાલવ ફાટફાટ થતો હોય ત્યારે તેને વાચા આપ્યા વિના રહેવાય કેમ? નેણાં ભરી નીરખ્યા કરવું કે મૂગે મોઢે હરખ્યા કરવું એ જ નસીબમાં માંડયું હશે?

આ પહાડી જળધોધની પડખે બેસી મેં એ ઘેરું ગંભીર ગાન સાંભળ્યું છે. તેથી એ જળધોધની વાત જ કહું. ઊંચા, અડગ ને શાંત ગિરિવરમાંથી પ્રગટેલો આ નીચે ધસતો, ઉદ્દામ ને ગરજતો શક્તિનો ધોધ તો જુઓ! પાતાળ ફોડીને એનો આનંદ-ફુવારો ઊછળી પડયો છે. પાષાણની કાયા પર ઠેક દઈ એ વેગીલા ઝરણ રૂપે સડસડાટ દોટ મૂકે છે. એનું ગીત હું સાંભળી શકું છું. એના મુક્ત હૃદયના પડઘા મારી છાતીમાં પણ આ ધડક ધડક થાય. જિંદગીમાં આ વિશ્વના સૌન્દર્યને સમજવાની પહેલી વાર આંખ ઊઘડી ત્યારે મારી એના જેવી જ સ્થિતિ નહોતી? અંતરની શિલા ભેદીને પ્રેમની ધારા કેવી રેલછેલ કરતી ફૂટી નીકળી હતી!

આ જળધોધને જોઉં છું ને આત્મીયતા જાગે છે. પણ આ તો પહેલું પગલું. જંગલના બીજા સાથીઓ સાથે આનંદ-ગોઠડી માંડવાની એની આતુરતા મારાથી અજાણી છે? એક, બે, ત્રણ—ઊછળી ઊછળી સહુ હળેમળે છે. નવું નૃત્ય, નવા તાલ ને નવા ગીતથી એમનાં જીવન વણાય છે ને વહ્યે જાય છે.

પણ આ બધું શા માટે? આ ઝરણાંનાં કલ્લોલતાં જળમાં મારી નજરને તરતી મૂકું છું ને પછી એ ય કાંઠાને બાથમાં સમાવતી, ઘૂમરી ખાતી, ઘૂઘવતી ને વળી મદ-હિલોળ ગતિએ ધસતી નદીમાં એ નજરને ડૂબકી દેતી અનુભવું છું. નાનકડી મોરલી મૂકી દઈ કોઈ જાણે હજાર હજાર રાવણહથ્થાના દર્દીલા સૂર ડુંગરા ને રણવગડા, ગામ-ગામડાં ને લીલી કુંજાર વનઘટાને માથે એક સામટા છૂટા-દોર મેલી દીએ છે. કયા શમણાને ઝબકારે આ જળના પ્રવાહો પાગલ બન્યા છે? આ કારમી શિલાનું કાળજું ભેદી જળના ફુવારા ફરી પોતાનું ઘર શોધવા મથતા હોય તેમ.

લખવાની શક્તિ ન રહી ત્યારે કલમને જુવાની ફૂટી. જુઓ તો ખરા! ફિણાળી ફેણ માંડીને મોકળે મને હિલોળા દેતી નદીનો તલસાટ પણ છાતી પર હાથ દેતાં આ જીવતો થાય. પૃથ્વીને પલાળતી પણ ભીતરમાં અજંપાની આગમાં તરફડતી એ વેદના મારાથી કયાં અજાણી છે?

મત્ત આવેગિની નદી! તારો આ પ્રવાહ પણ સદાકાળ તો સરખો રહેવા સરજાયો નથી. કયાંક ઊંડી, કયાંક આછી, ઘડી મેલી, ઘડી ઉજળી, એકાંત સીમાડે રોતી કે ગામને પાદર છબછબિયાં દેતી હસતી રમતી આ નદી! મૂળને કયાંયે પાછળ રાખીને અહીં આવી પડી છે ને વિરામસ્થળનો તો ઓછાયો પણ અંતરમાં નથી ઊઠતો. તપવું, તલસવું, હિમ થઈ ઠરવું ને વળી ધોધમાર ધપ્યે જવું. અવરોધ ને આશીર્વાદના કાંટાળા-ફૂલગજરા એને મારગમાં મળ્યે જવાના. પણ મેદાને પડયા પછી પાછું તો ન જવાય. પહેલાં જેનું નોતરું કાનોકાન સૂણ્યું હતું તેના આવાસ તો દિગંતને પેલે પાર અદીઠ જ રહેવાના. હિજરાવું પણ હારી ન જવું એ તારો ધ્યાનમંત્ર. રે નદી! પેલા જળધોધને કાંઠે મેં મર્મ-ભેદી અવાજ સાંભળ્યો હતો. એટલે તારો કલસાદ હું સમજું છું. બરાબર સમજું છું.



ઊંચા, અડગ ને ધ્યાનમગ્ન ગિરિવરના શિરે ઘટાટોપ ઝળૂંબીને કાળાંઝેબાન વાદળ આપણા મહેરામણનો સંદેશો પ્રથમ વાર આપી જાય છે. પથ્થર ફોડીને પહેલી વાર સાંભળ્યું હોય તો આ સાગરનું તેડું. જેને આરો નથી, ઓવારો નથી, જેનાં જળ ત્રણે ભુવનને ઘેરીને સદાય મદમસ્ત ઘૂઘવે છે તે આનંદના મહાવારિધિનું તેડું. કોણ ઝાલ્યું રહે? મેઘની ગર્જનામાં જેનો પાતળો પડઘો સંભળાય છે તે જીવનના દેવતાનો સાદ સાંભળી કોણ બેઠું રહે? એક અદીઠ શબ્દની પાછળ આ દુનિયાનાં કણે કણ ઘૂમરી ખાતાં દોડે છે. મહાકાળની સપાટી પર ઊગતી ક્ષણેક્ષણ એને જ શોધે છે ને એમાં જ વિલીન થઈ જાય છે. અને આ બધું તો તમે આંખે જુઓ છો ને અંતરમાં જાણો છો. પણ પછી? પછી થાય છે શું? આટઆટલી ઝંખનાનો સરવાળો કયા કાંઠે અંકાય છે?

સાચો સવાલ જ આ. અને જેનો જવાબ મળ્યો હશે તો કોઈએ આપ્યો નથી તે પણ આ. પહાડની પુત્રીની તપસ્યા કદી નિરર્થક નથી જતી. કોઈ ધન્ય ઘડીએ મિલનનો માંડવો રોપાય છે. સૌથી મંગળ અને સૌથી મનોહર. સર્વ-વિજયી ને સર્વોપરી તો આ સંગમનું સંગીત છે. પણ મેં શરૂઆતમાં જ ન કહ્યું? આંખ સામે અનુપમ વસ્તુ તરી રહી ત્યારે શબ્દની શક્તિ જ ખૂટી ગઈ. વાણીના નિર્વાણમાં શું વાણીની ધન્યતા રહી હશે? અને છતાં આ સંગીત તો નિર્બંધ વહ્યું જ જાય છે. આનંદના મહાસિન્ધુ પર એ તરંગિત થયા જ કરે છે ને માનવીની વાચા તેને ઝીલવા મથતી મૂર્છિત થઈ ઢળે છે. અરે! જો તેની એક ઝાંખી માત્ર આપી શકું! પ્રકાશ અને સુવાસના તાર પર સદા રણઝણતું આ ધ્વનિહીન સંગીત! સચ્ચિદાનંદના સંગમઆરે નિત્યનૂતન વિહરતું આ મિલનનું મહાકાવ્ય!

જે મળે છે તે આ એક જ ગીત સાંભળવા માગે છે ને જે ગાવા જાય છે તેના ગળામાં આવી આવીને આ એક જ ગીત અટકી જાય છે.




## શ્રીના તનય

જગન્માતા શ્રીના તનય! રસના માનસસખા,
અમાસોની કૂખે પુનરપિ રમે કૌમુદીપ્રભા;
અહો, જન્મે જન્મે અવનવી વિભૂતિ મસ લસે,
કહો એ આનંદે કયમ ન અમ આ આતમ હસે?

## પૂષન્

એકલ તારકભાત
હતી જવ અમાસની એ રાત:
આજ અનંત કિરણોનો પૂષન
કરે દિવસ રળિયાત.

દેશળજી પરમાર



## વિરહીની ખેવના

તુંથી દૂર પડેલો હું એટલું જ ચાહીશ કે
રહું એવો, મળ્યે જેથી ફરી તું ઓળખી શકે.



## ખુમારી

આજ્ઞા તમારી મુજ કાર્યની પ્રેરણા હો!
મારાં બધાં ગીત તમારી ઉરેષણા હો!
એકાન્તમાં, જનગણો વચમાં સદૈવ
'હું છું તમારું પ્રિયપાત્ર' ખુમારી એ હો!

જયન્ત પાઠક

# વ્યર્થશાસ્ત્રની દૃષ્ટિએ

**એક નૂતન શાસ્ત્ર, જેની શોધ માટે શોધકને પારિતોષિક આપવું ઘટે તેની દૃષ્ટિએ "બેંક" નામની વિશ્વવ્યાપિનીનાં વિવિધ અંગોનું દર્શન-સમીક્ષણ**

લેખક : બકુલ પ. ત્રિપાઠી

ચિત્રકાર : મનુ વ્યાસ

અર્થશાસ્ત્રની દૃષ્ટિએ તો આપણે આખો વખત વિચાર કરીએ છીએ પણ વ્યર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાનો મોકો પણ ક્યારેક તો લેવા જેવો છે. અર્થમાં વિશેષનો 'વિ' ભળતાં વ્યર્થ થાય. એ રીતે વિચાર કરતાં જગતભરની હજારો આર્થિક સંસ્થાઓમાં વિશિષ્ટતમ અને સર્વવ્યાપી એવી સંસ્થા, બેંક સહેજે યાદ આવે છે. વિશિષ્ટ અર્થ એટલે લક્ષ્મીનો વિચાર કરો અને બેંક યાદ ન આવે તો તમે કાં તો જોગી, કાં જડ.

નદીનું મૂળ અને જોગીનું કુળ ન ખોળવું એમ કહેવતમાં કહ્યું છે. પણ બેંકિંગનું મૂળ શોધવાની એવી કોઈએ મના કરી નથી. બેંકની ઉત્પત્તિ વિષે અનેક વાતો ચાલે છે. આપણા દેશના ગૌરવમાં માનનારા અને પશ્ચિમે કરેલી બધી શોધખોળો મૂળ આપણે ત્યાં વેદના જમાનાથી હતી એમ માનનારા કેટલાક રાષ્ટ્રપ્રેમીઓ એમ કહે છે કે બેંકિંગનો વિચાર પ્રથમ આપણા દેશમાં જ ઉદ્ભવ્યો અને પ્રસર્યો હતો. પછીથી જ પશ્ચિમવાળાઓએ એ વિચાર ઉઠાવી મોટા પાયા પર અમલમાં મૂક્યો.

પુરાવો? આપણા દેશમાં બધું જ હતું એ અભિપ્રાયને પુરાવાની જરૂર કોઈ દિવસ હોતી નથી. છતાં પણ એ જોઈતો જ હોય તો 'મુસાભાઈના વા અને પાણી' વાળી લોકકથા એ એનો મોટામાં મોટો પુરાવો છે. મુસાભાઈ નામની લોકકથા-પ્રસિદ્ધ વિભૂતિએ ન્યાતનાં વાસણો વેચી ન્યાતને જમાડી હતી અને પોતે તો વા અને પાણી જ પૂરાં પાડ્યાં હતા. આ વિચાર આર્થિક ક્ષેત્રમાં બેંક દ્વારા અમલમાં મુકાયો છે. બેંકો પણ જનતાના પૈસા ઉધાર લઈ જનતાને જ પાછા વહેંચે છે. પોતે તો ફક્ત ચેકબુકો અને સ્લીપબુકો જ પૂરી પાડે છે. 'લોકેલોકનું વરે છે, બેંકની તો સ્લીપબુકસ ને ચેકબુકસ'! આ દલીલમાં ન સમજાય અને ન મનાય એવું ઘણું હોવા છતાં પણ એ આપણા દેશનાં ભૂતકાલીન ગૌરવને સ્પર્શતી હોઈ આપણે એ સ્વીકારી લેવી જોઈએ.

ભૌગોલિક રીતે બેંકના બે ભાગ પાડી શકાય. એક સળિયાની વાડની બહારનો વિસ્તાર અને બીજો અંદરનો વિસ્તાર. બહારના વિસ્તારને બેંકના સ્ટાફથી રક્ષિત અને અંદરના ભાગને એમનાથી અરક્ષિત ગણી શકાય. લાકડાનું કાઉન્ટર અને એની પરના આડા સળિયા, બેંકના કારકુનો એ કૂદીને બહાર ન જતા રહે એટલા ઊંચા રાખવામાં આવે છે.



બેંકના કારકુનો સળિયા કૂદીને બહાર જતા ન રહે તે માટે ખાસ જોગવાઈ કરવામાં આવે છે!

છતાંય બાપાની જોડે બેંકમાં ગયેલા છોકરાઓ કાઉન્ટર પર દાઢી ઘસી શકે એટલા નીચા તો એ હોય છે જ. એ સળિયા વચ્ચેથી કબૂતર પસાર થઈ શકે એટલી જગ્યા હોવા છતાં કબૂતરોને આવવા જવા માટે દરેક ક્લાર્કની સામે કાઉન્ટર ઉપર એક નાનકડું બાકોરું હોય છે. અલબત્ત, એ બાકોરાંનો ઉપયોગ કબૂતર ન કરતાં હોવાથી એમાંથી લોકો પૈસા અને પાસબુક આપવાની અને લેવાની રમત રમે છે. આથી જે ફફડાટ સંભળાય છે તે કબૂતરની પાંખોનો નહિ પણ નોટોના થોકડાઓનો હશે એમ માનવાને કારણ મળે છે.

સળિયાની બહારના વિસ્તારમાં એક ટેબલ, એક બે ખુરસી, અને હોલ્ડર તથા ખડિયો પડ્યાં હોય છે. આ વસ્તુઓ રાખવા પાછળ એક ખાસ ઇરાદો છે. બેંકમાં પૈસા ભરવા આવનાર માણસ, જો પોતાનું ખાતું હોય, તો ઉત્સાહમાં હોય છે. એનો પૈસા બચાવવાનો આનંદ ઊભરાતો હોય છે. એ આવીને પૈસા ભરવાની સ્લીપો ભરવા માટે સામાન્ય રીતે પેલા ખડિયાકલમની મદદ લે છે. આ વાત ધ્યાનમાં રાખી આનંદનો અતિરેક થતો અટકાવવા શાહી પાણી જેવી અને હોલ્ડર તરડાઈ ગયેલી સ્ટીલવાળું રાખવામાં આવ્યું હોય છે. એ બન્નેના ઉપયોગથી જ લખનાર માણસ ઠંડો પડી જાય છે અને એ રીતે ઉત્સાહ અને નિરુત્સાહ વચ્ચેનું સમતોલપણું જળવાઈ રહે છે.

બેંકમાં પૈસા ભરવા ઘણુંખરું શેઠિયાઓના ગુમાસ્તાઓ આવે છે. ગુમાસ્તાઓ પરથી ગુમાસ્તાધારો અને એ પરથી મુંબઈ સરકાર યાદ આવે છે. આથી જોખમને કારણે એ વિષે વધુ નહિ લખીએ.

સળિયા પાછળ બહારના કરતાં પણ વસ્તી ઘીચ હોય છે. ત્યાં કારકુનો હોય છે, અને એ લોકો નવરા ન બેસી રહે તે માટે ચોપડા હોય છે. બેંકમાં પહેલી જ વાર જનાર માણસે આ વિરાટ ચોપડા જોઈ, 'ઓહોહોહો' એમ આશ્ચર્ય બતાવવાનો રિવાજ છે. ચોપડા મોટા રાખવાનું એક કારણ એમ બતાવવામાં આવે છે કે બેંકના કારકુનોને બેંકની બહાર જીવવાના બહુ થોડા કલાકો મળતા હોવાથી એમને વ્યાયામ કરવાનો સમય મળતો નથી. આથી આ મહાભારત ચોપડાઓ વારંવાર ઊંચકી, હેરફેર કરી, ઉધાડવાસ કરી, એ લોકો કામ સાથે વ્યાયામ કરી શકે છે.



બેંકના કારકુનો 'વેઈટ લિફ્ટિંગ' વ. નો વ્યાયામ કરી સ્વાસ્થ્ય અને શક્તિ મેળવી શકે એ દૃષ્ટિએ બેંકના ચોપડા ભારે વજનવાળા રાખવામાં આવે છે.

એ ચોપડા મોટા રાખવાનું બીજું પણ એક કારણ છે. બેંકમાં મોટે ભાગે પૈસાની વાત હોય છે. 'જર, જમીન અને જોરુ, એ ત્રણ કજીયાનાં છોરુ' એ ન્યાયે આ બધા વચ્ચે ગમે ત્યારે યુદ્ધ ફાટી નીકળે તો નવાઈ નહિ. એવા પ્રસંગે બીજું કંઈ ન જડે તો એ લોકો સામસામા ચોપડાથી મારામારી કરે. એટલે ચોપડાનો આવો ઉપયોગ થતો અટકાવવા માટે એ વજનદાર રાખવામાં આવ્યા હોય એ બનવા જોગ છે. અને આ જ કારણથી પાસબુકો એટલી નાની રાખવામાં આવી હોય છે કે એનો ઘા કરવાથી પણ સામા માણસને જરાય વાગે નહિ. આ રીતે પાસબુકને પણ હથિયાર તરીકે નિરુપયોગી બનાવી દેવામાં આવી છે. અત્રે હથિયારની વાત આવતાં યાદ આપવું જરૂરી છે કે આધુનિક બેંકોનો વિકાસ બ્રિટિશ અમલમાં જ થયો, અને અંગ્રેજો હથિયારબંધી માટે કેટલા આગ્રહી હતા એ તો સૌ જાણે છે.

બેંકના કારકુનોને બેંકમાં ઘણો સમય ગાળવો પડે છે. ઘણો સમય એક જ સ્થળે ગાળવાથી એમને ક્યારેક કંટાળો આવે એ સ્વાભાવિક છે. એ કંટાળો દૂર કરવા એ લોકો મનોરંજન શોધે છે. એ મનોરંજન મેળવવાનો એક પ્રકાર કારકુનો એકબીજાને પ્રેમથી ચોપડાની ભેટો મોકલે એ છે. બેંકમાં થોડા પહેલવાનોને–જેમને પટાવાળા કહેવામાં આવે છે અને જેઓ દેખાવે પહેલવાન જેવા નથી હોતા–તેમને ખાસ પગાર આપી રોકવામાં આવે છે. આ લોકો દ્વારા એક ટેબલ પરનો કારકુન બીજા ટેબલ પરના કારકુનને ચોપડાની ભેટ મોકલાવી શકે છે. પેલો વળી ત્રીજાને એવી ભેટ મોકલાવે છે. એમ એકબીજાને ભેટો મોકલાવી એ લોકો આનંદ મેળવે છે.

ગીતાની કેટલીક જૂની હસ્તપ્રતો હમણાં હાથ આવી છે. એમ કહેવાય છે કે એ હસ્તપ્રતમાં બેંકના કેશિયરનો ખાસ ઉલ્લેખ છે. શ્રીકૃષ્ણે જ્યારે, 'મહિનાઓમાં હું માગશર છું. ઋતુઓમાં હું વસંત છું,' એમ કહેવા માંડ્યું ત્યારે વચ્ચે એમ પણ બોલી ગયા હતા કે 'બેંકના કારકુનોમાં હું કેશિયર છું.' અલબત્ત આ વાતને સત્તાવાર સમર્થન નથી મળતું, છતાં આ વસ્તુ પરથી બેંકના કેશિયરનું મહત્વ સારી રીતે સ્પષ્ટ થાય છે.

જૂના જમાનામાં રાજામહારાજાઓ ખાસ વિદ્યાવાળા માણસોને એમની વિદ્યાનો અભ્યાસ કરી વિકાસ કરવા આશ્રય આપતા. આપણા દેશી રાજાઓ કસરતબાજ મલ્લોને રાખતા. આ મલ્લો દરબારી આશ્રયે પોતાના શરીરનો, કૌશલ્યનો વિકાસ કરતા. આધુનિક બેંકો પણ એ રીતે જ કેશિયરોને પોષે છે. કેશિયરોએ બેંકમાં બેસી ઝડપથી નોટો ગણવાની કળા વિકસાવવાની હોય છે. જમાનો જનતાની પૂજાનો હોઈ કેશિયરોના આ કૌશલ્યનું પ્રદર્શન એકલા બેંકવાળાઓ પૂરતું મર્યાદિત નહિ રાખતાં, જાહેર જનતા આગળ પણ કરવામાં આવે છે. હજી પણ કોઈ બેંકમાં જશો તો કેશિયરને ઝડપથી નોટો ગણવાનો ખેલ કરતો અને બીજા એક બે પ્રેક્ષકોને એકીટસે એ ખેલ જોતા જોઈ શકશો. પ્રેક્ષકોની




ઉપરાંત આગ, દરિયાઈ, જીંદગી, મોટર, અકસ્માત,

વર્કમેન્સ કોમ્પેન્સેશન વિ. સર્વ પ્રકારના

વિમાનું કામકાજ કરવામાં આવે છે.

## ધી ઇન્ડીયન ગ્લોબ ઇન્સ્યુરન્સ કુાં., લી.

હેડ ઓફીસ : ૩૧૫-૩૨૧, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.



કેશિયરોએ ઝડપથી નોટો ગણવાની ચમત્કારિક કળા વિકસાવેલી હોય છે. જાહેર જનતા એ ખેલ જુએ છે ત્યારે આશ્ચર્યચકિત થઈ જાય છે !

આવી સતત હાજરી આપણો કળા અને ચમત્કાર પ્રત્યેનો પ્રેમ કેટલો જીવંત છે એની જ્વલંત સાબિતી પૂરી પાડે છે. કેશિયર આળસુ ન થઈ જાય તે માટે તેને હિસાબ રાખવાનું, તિજોરી સંભાળવાનું, પૈસા આપવાનું અને લેવાનું—એવાં કેટલાંક કામો સોંપવામાં આવ્યા છે ખરાં, પણ એ કાર્યો ખાસ મહત્ત્વનાં ન હોવાથી આપણે એના ઉલ્લેખ માત્રથી જ પતાવી દઈશું.

બેંકના કેશિયરો લુટાવા માટે પણ પ્રખ્યાત છે. બેંકના સંબંધમાં આવનારાઓનો વિચાર કરતાં ઘરાકો, કારકુનો, પટાવાળા વગેરે ઉપરાંત બીજા એક વર્ગનો વિચાર કરવો પણ જરૂરી છે. તે વર્ગ છે બેંક પર લૂટ ચલાવનારાઓનો. એ લોકો, આપણા મુડીવાદી સમાજના બીજા લુટારાઓની જેમ, મોટરમાં બેસીને આવે છે, અને અંતે મોટરમાં જ પલાયન થઈ જાય છે. લુટાયેલી નોટોની સંખ્યા જનતાને મોઢે એક મિનિટની એક હજાર એ હિસાબે વધતી જાય છે; અને અંતે 'લાખોની લૂટ' સુધી વાત આવે છે એટલે એ વાત ચર્ચાતી બંધ થાય છે, અને એ લૂટ વિષે ડીટેક્ટિવ નવલકથાઓ સિવાય બીજે કંઈ સંભળાતું નથી. (વ્યર્થ-શાસ્ત્રની દૃષ્ટિએ, આ જ કારણથી ડીટેકટીવ નવલકથાઓને અ-મૂલ્ય ગણવામાં આવે છે).

અંદરના ભાગમાં, બેંકની ભીતરમાં, કારકુનો અને ચોપડા ઉપરાંત બીજી ઘણી વસ્તુઓ અને વ્યક્તિઓ હોય છે. બેંકના કારકુનોના પગારવધારા નકકી કરવા માટે અને જરૂર પડયે બેંકને ફડચામાં (લીકવીડેશનમાં) લઈ જવાનો ઠરાવ કરવા માટે 'ડીરેક્ટરો' નામના કેટલાક માણસો હોય છે. આ ડીરેક્ટરો બેંકમાં ચાલતા પંખાનો લાભ લેવા વારંવાર મળે છે. ધારવામાં આવે છે તેમ એમને બેસવા માટે એક મોટું પાટિયું રાખવામાં આવ્યું હશે. આ પાટિયાને તેથી 'બોર્ડ ઓફ ડીરેક્ટર્સ' કહેવામાં આવે છે. ડીરેક્ટરો દર વર્ષે દીવાળી પછી કેટલાયે મહિને રીપોર્ટ નામનો વાર્ષિક અંક બહાર પાડે છે. આ રિપોર્ટના ગ્રાહકોને શેરહોલ્ડરો કહેવામાં આવે છે. ગ્રાહકોને રિપોર્ટ તદ્દન મફત પહોંચાડાય છે.

બેંકની ભીતરમાં આ બધી વ્યકિતઓનું પ્રેરક–ચાલક તત્ત્વ શું ? અર્થશાસ્ત્રીઓ માને છે કે બેંકનું પ્રેરક–ચાલક તત્ત્વ ચેકબુક, સ્લીપબુક અને પાસબુક નહિ પણ એથી વધુ ઉચ્ચ, વધુ અગમ્ય એવું કંઈક છે. આ 'કંઈક' તે અર્થ-શાસ્ત્રના નિયમો. પરંતુ આ અર્થશાસ્ત્ર જ ફુગાવો અને મંદી ઉત્પન્ન કરે છે. એ બન્ને વસ્તુઓ દુઃખ ઉત્પન્ન કરતી હોઈ એ વિષે વધુ વિચાર કરવો હાનિકારક છે.

વ્યર્થશાસ્ત્રની દૃષ્ટિએ ચેકબુક, સ્લીપબુક, અને પાસ-બુકની ત્રિપુટી જ બેંકનું પ્રેરક-ચાલક તત્ત્વ છે. અર્થશાસ્ત્રીઓ સિવાયના, એટલે કે બધા વિચારવંત લોકો પણ આમ જ માને છે. લોકો પહેલાં તો બેંકમાં પૈસા ભરે છે. કેટલા પૈસા છે, એ પૈસા લેનાર કેશિયરને મોઢેથી કહે તો કોઈ સાંભળી જાય એ બીકે સ્લીપબુકમાં એ આંકડો લખીને આપે છે. આમ પૈસા ભરતું કોઈ નજરે પડે એટલે તરત ત્યાં ફરતાં માણસો-માંથી એકાદ જણ ચેકબુકમાંથી એક ચેક પર કંઈક આંકડો લખી ચેક લેનાર કારકુનને આપે છે. કારકુન આખો દિવસ બધા ચેક ભેગા કરે છે. રાતે જમી પરવારીને બધા બેંકવાળા કલીઅરીંગ હાઉસ નામની જગ્યાએ ભેગા મળે છે. ત્યાં દરેક બેંકવાળો પોતાના ખોળામાં આખા દિવસમાં ભેગા થયેલ બધા ચેક લઈને બેસે છે. પાસે દિવસભરમાં ભેગા થયેલા પૈસા પણ હોય છે. પછી રમત શરૂ થાય છે. ગંજીફાના પત્તાંની જેમ ચેક ઊતરવાના હોય છે. જેનો મોટો આંકડો હોય એને હાથ મળે. આખી બાજી તીનપત્તીની જેમ પૈસા મૂકીને રમાતી હશે એટલે જીતનારને થોડા પૈસા મળે છે. તે પૈસા બીજે દિવસે જે લોકો બેંકમાં જાય છે તેને વહેંચી આપવામાં આવે છે. આ સમગ્ર ક્રિયા જ બેંકની પાછળનું પ્રેરક–ચાલક તત્ત્વ છે.




બેંક પર લૂટ ચલાવનારાઓ, આપણા મુડીવાદી સમાજના બીજા લુટારાઓની જેમ મોટરમાં બેસીને આવે છે !



બેંકમાં અવારનવાર આવનાર માણસને એક એક ચોપડી ભેટ આપવામાં આવે છે. એ ચોપડીને પાસબુક કહેવાય છે. પાસબુક ગમે ત્યારે આપીને અને ગમે ત્યારે માગીને પોતે બેંક પાસે પોતાનું ધાર્યું કરાવી શકે છે એવો સંતોષ માણસ લઈ શકે છે. જગતના શ્રેષ્ઠ પુસ્તકોની નામાવલિમાં બેંકની પાસબુકનું નામ ગણવું જરૂરી છે. પાસબુક આ રીતે બેંક અને સાહિત્યને જોડતી કડી છે. બેંક અને સાહિત્યને જોડતી બીજી કડી ડીટેક્ટિવ નવલકથાઓ અને ત્રીજી કડી 'ઓન ધ બેન્કસ ઓફ વોલ્ગા' નામનું રશિયન સાહિત્યકાર મેક્સિમ ગોર્કીનું જીવનચરિત્ર છે. આમાં કેટલાક માણસો 'બેન્કસ' એટલે 'કિનારા' એવો અર્થ કરે છે ખરા, પણ એ વાત અત્રે અપ્રસ્તુત છે.

આપણી બેંકિંગ પદ્ધતિમાં સુધારાને ઘણો અવકાશ છે. સૌથી મહત્વનો સુધારો બેંકની ચેકના પૈસા આપવાની પદ્ધતિમાં કરવાની જરૂર છે. કહેવાય છે કે ચેક લખી આપનારના ખાતામાં કંઈક રકમ હોય તો જ બેંકો ચેક વટાવવા આવનારને પૈસા આપે એવો રિવાજ કેટલીક જગ્યાએ છે. ચેક લખનારના ખાતામાં કંઈ પણ બેલેન્સ ન હોય તો ચેક નકારવામાં આવ્યા હોય એવું પણ બન્યાનું સાંભળ્યું છે. આવો કંઈ રિવાજ હોય તો એ શરમાવા જેવું કહેવાય. ચેકની બાબતમાં આવા ભેદભાવ ન રાખવા જોઈએ. બેંકોએ દરેકે દરેક ચેક અચૂક વટાવી જ આપવા જોઈએ અને તે માટે ચેક લખી આપનારના ખાતામાં કંઈ બેલેન્સ છે કે નહીં એ વિચાર ન કરવો જોઈએ. મને ખાત્રી છે કે જો આ એક જ સુધારો કરવામાં આવશે તો પછી આપણી બેંકિંગ પદ્ધતિમાં બીજો કોઈ પણ સુધારો કરવાની જરૂર રહેશે નહિ.

અંતે એક જ પ્રશ્ન. બ્રહ્માંડમાં બેંકનું સ્થાન શું? આ પ્રશ્નનો જવાબ શોધવા ખૂબ અભ્યાસ અને વિચારની જરૂર છે. મેં એ બંને કર્યા અને અંતે મને જવાબ જડ્યો કે— 'બેંકમાં બ્રહ્માંડનું જે સ્થાન છે તે જ સ્થાન બ્રહ્માંડમાં બેંકનું છે.'



ઉદાર મનથી અને નિર્દોષ હેતુથી અપાતી ભેટ રૂપે પણ પૈસો તો પ્રેમને માટે લોઢાને ચડતા કાટ સમો થઈ પડે છે. મિત્રતાની કોમળતાને પણ જ્યારે તે ભયજનક છે ત્યારે પ્રેમને તો તે દૂષિત કરે, ક્ષીણ કરે, નાશ કરી નાખે. સ્થાપિત પ્રેમ ઉપર આટલી અનિષ્ટ અસર તે પાડી શકે છે, ત્યારે પ્રેમને ખરીદવાની શક્તિ તો તેનામાં હોય જ ક્યાંથી? એ બીજી ઘણી વસ્તુઓ–આડંબર, સાનુકૂળતા, આજ્ઞાધીનતા, દાસત્વ, ક્ષુદ્રતા, હીનતા–ખરીદી શકે છે અને એ ઉપરાંત પણ ઘણી નિર્દોષ અને મનોરંજક વસ્તુઓ એનાથી વેચાતી મળી શકે છે, પરંતુ આધુનિક કુબેર પણ પોતાના ઓફીસના પટાવાળાનીયે વફાદારી ખરીદી શકે તેમ નથી – લાગણીની તો વાત જ શી? કાંચન એ કેવો કોરી ખાનારો કીડો બની શકે છે તે જ્યારે તેને પ્રેમ ખરીદવા વાપરવામાં આવે છે ત્યારે વધુમાં વધુ સ્પષ્ટતાથી દેખાય છે.

વૉલ્ટર ડ લા મૅર



'પ્રેમ આપણને બધી જ વસ્તુઓ શીખવશે; પણ પ્રેમ કેમ જીતવો એ આપણે શીખવું જોઈએ; એ મુશ્કેલીથી મળે છે. ખૂબ પરિશ્રમથી અને લાંબે ગાળે મોંઘું મૂલ્ય ચૂકવીને મેળવાતું એ અણમોલ રતન છે, કારણ કે માણસે થોડા વખત માટે જ, વહી જતી ક્ષણ માટે જ પ્રેમ કરવાનો નથી; પણ હમેશાં, નિરંતર પ્રેમ કરવાનો છે. કો'ક વખત પ્રેમ ન કરે, એવું તો કોઈ માણસ હોતું નથી; દુષ્ટો પણ, એ તો કરી શકે છે.

અને માણસોના દોષોથી પ્રેમની તારી સાધનામાં હતાશ થઈશ નહિ. દોષ કરતા માણસને પણ પ્રેમ કરજે કારણ કે એ પ્રેમ દિવ્ય પ્રેમની બરાબરીનો છે અને પૃથ્વી ઉપરના પ્રેમનું ઉચ્ચતમ શિખર છે. પ્રભુની સકલ સૃષ્ટિને, નિખિલને અને પ્રત્યેક રજકણને પ્રેમ કરજે. પ્રત્યેક પાંદડાને, પ્રકાશના પ્રત્યેક કિરણને પ્રેમ કરજે. પશુઓને પ્રેમ કરજે, વનસ્પતિને પ્રેમ કરજે. એકે એક અલગ વસ્તુને પ્રેમ કરજે. જો તું પ્રેમ કરીશ તો તને સર્વમાં પ્રભુના રહસ્યનું દર્શન થશે, સર્વ વસ્તુમાં દિવ્યતાનું દર્શન થશે; અને એક વખત જ્યારથી તને આ વસ્તુ દેખાશે, ત્યારથી તારામાં દિન પ્રતિદિન એની વધુ ને વધુ સમજ વિકસતી જશે; અને એમ કરતાં કરતાં અંતે તું સમસ્ત વિશ્વને એક એવા પ્રેમથી ચાહવા લાગીશ કે જે સર્વગ્રાહી અને વ્યાપક હશે.'

થિયોડોર ડોસ્ટોયેવ્સ્કી

## મહામહોપાધ્યાય

# પંડિત હરનાથ શાસ્ત્રી



**માણસને ઘેર આવી ચડે તો હંમેશને માટે યાદ રહી જાય એવા મહેમાનની સરસરાટ વહેતી મજેદાર વાર્તા**

લેખક : ઇન્દ્ર વસાવડા

ચિત્રકાર : મધુકર શેઠ

પંડિત હરનાથ શાસ્ત્રી, ભૂલ્યો, મહામહોપાધ્યાય પંડિત હરનાથ શાસ્ત્રી જ્યારે શેરગઢના સ્ટેશને ઊતર્યા તે વખતે રાતના ચાર વાગ્યા હતા. ઊતરતાં જ ખેસ ઠીકઠાક કરી ॐ નમઃ શિવાય, ॐ નમઃ શિવાય, એમ બે વાર મન્ત્ર જપી ફરી વાર ખેસને ઠીક કરી, આમતેમ દૃષ્ટિ દોડાવી. સામે એક પોર્ટર ફાનસ લઈ ઊભો હતો તેની પાસે જઈને બોલ્યા :

"આશીર્વાદ ! આશીર્વાદ ! ક્યા નામ તુમ્હારા ?"

"જી? ભોલુ ! કેમ?" પોર્ટરે લીલી બત્તી બતાવતાં કહ્યું.

"ચિરંજીવ રહો ! આયુષ્માન્ ભવ ! હં ! ભોલુ ભૈયા, મોટર આઈ કિ નહીં ?"

"મોટર? કૈસી મોટર, પંડતજી ?"

"મોટર! મહારાજા સાહેબકી મોટર. મહામહોપાધ્યાય પંડિત હરનાથ શાસ્ત્રીકો લેને મોટર નહીં આઈ? આશ્ચર્યમ્."

"ઉં હું" અને બીજું શું તે બોલ્યો તે ગાડીના પૈડાના ગડગડાટમાં સાંભળી શકાયું નહીં. અને પંડિતજીએ ન સાંભળ્યું એ જ ઠીક હતું. પોર્ટર જવા લાગ્યો એટલે પંડિતજીએ ફરી વાર પૂછ્યું :

"અરે ! ક્યા નામ–ભોલુ ભૈયા...."

"હાં."

"ગાડી–તાંગા–ઈક્કા–કુછ...."

"મા'રાજ સવારે છ વાગે. હમણાં કંઈ નહીં."

"હં" પંડિતજી ગણગણ્યા અને પોતાની થેલી લઈ પ્લેટફૉર્મ ઉપર પીપળા પાસેના નળ પ્રતિ ગમન કર્યું અને ઝાડ નીચે, રેતીમાં, થેલીમાંથી શેતરંજી પાથરી, પૃથ્વીમાતા ઉપર લંબાવ્યું.

પાંચ વાગતાં, પંડિતજી પૃથ્વીમાતાની સોડ છોડી ઊઠ્યા અને લંગોટ પહેરી પોતે પહેરેલાં કપડાં સાબુથી ધોઈ તરત સૂકવી નાખ્યાં અને સ્નાનાદિ ક્રિયાથી નિવૃત્ત થઈ, થેલીમાંથી પંચિયું કાઢી સંધ્યાવિધિમાં પ્રવૃત્ત થયા.

સાડા છ વાગતાં સૂકાઈ ગયેલાં કપડાં અત્યંત ચીવટથી પહેરી, ગળામાં ખેસ નાખી વિચાર કરવા લાગ્યા.

"હં ! અબ શહેરમેં પહોંચના હૈ."

ત્યાં તો ટન–ન– –ન કરતી ટાંગાની ઘંટીનો અવાજ શ્રવણેન્દ્રિય ઉપર અથડાતાં જ થેલી લઈ સ્ટેશન બહાર ગમન કર્યું.

બહાર આવી જોયું. એક સુંદર ગિગ ઊભી છે અને તેનો ઘોડો બંકી ગરદન મરોડી હણહણે છે.

સાઈસે કહ્યું, "પન્નારામ મહારાજ !"

"શું છે?" એક જુવાને–જેણે સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં–પાયજામો–કોટ–લહેરિયાદાર સાફો–કહ્યું :

"કંપાઉંડરજીએ કહ્યું છે કે પાંચ સેર બરફ લાવવાનો છે. આ પૈસા."

"હં ! દાકતર બાબુના મહેમાન આવવાના છે, તે ખબર છે? વખત રહેશે તો લાવીશ. નહીં તો તું તારે...." અને તેમ કહી મૂછો પર તાવ દેતા પન્નારામ આગળ વધ્યા.

"નમસ્તે નમસ્તે! પન્નારામજી."

"કોણ?" પન્નારામે પાછા વળી પૂછ્યું.

"મૈં–મૈં–નમસ્તે નમસ્તે ! મેરા નામ પંડિત હરનાથ–મહામહોપાધ્યાય પંડિત હરનાથ શાસ્ત્રી."

"જી."

"અરે ભાઈ! હમ તુમ્હારે સાથ ચલેંગે, દાકતર બાબુ–કે ઘર."

ત્યાં તો ગાડી આવી લાગી અને પન્નારામ દોડતા સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર પહોંચી ગયા. ડબ્બે ડબ્બે ઘૂમ્યા પણ કોઈ આવ્યું લાગ્યું નહીં. પાછા ફર્યા; ત્યાં તો પંડિતજી થેલી લઈ ઊભા હતા.

"ચલતે હો ન ?" પંડિતજીએ કહ્યું.

"જી."

"અરે સાઈસ, હમારી થેલી લે લો." અને તેમ કહી પન્નારામના આમંત્રણની રાહ જોયા વિના ગિગમાં આવી બિરાજ્યા; અને પછી પોતાનો ખેસ ઠીક કરવા લાગ્યા. પન્નારામને કંઈ સૂઝ્યું નહીં

"આપ દાકતર બાબુને ઘેર પધારવાના છો ?"



"અવશ્ય–અવશ્ય ! હમ વહીં પધારેંગે," પંડિતજી–એ અત્યંત સ્વસ્થતાથી જવાબ દીધો. પન્નારામ બેઠા, ઘંટી દબાવી. લગામને ઇશારે તો ઘોડો ગિગ લઈ ઊપડ્યો. મનમાં વિચારવા લાગ્યા : કોણ છે આ બલા ? ગાડીમાંથી તો કોઈ મહેમાન ઊતર્યા નહીં. આ વળી કોણ હશે ?

પંડિતજી જાણે તેના મનના વિચારો જાણી ગયા હોય તેમ બોલ્યા :

"પન્નારામજી ! હમારે નામસે તો તુમ પરિચિત હો ગયે. હમકો મહારાજા સાહેબ બહાદુર વિક્રમસિંહજીકા તાર મિલા. હમ ચલ દિયે. પતા નહીં, મોટર સ્ટેશન પર ક્યોં નહીં આઈ !"

"પંડતજી ? મહારાજા સા'બતો અજમેર છે."

"સત્યમ્, સત્યમ્. અજમેર સે હી તો મિલા થા તાર. કોઈ બાત નહીં. કોઈ બાત નહીં. હમારા કામ તો ગિગ સે ભી ચલ જાતા હૈ–મોટર બોટર કી હમેં લાલસા નહીં. મહારાજા સાબ દોચાર દિનમેં હીં અત્ર પધારેંગે."

"અજી સાબ ! પણ વેકેશનને તો હજી પંદર દિવસની વાર છે."

"ઓહ ! પાંચ–પાંચ દસ, દસ ઔર પાંચ પંદ્રહ—ઠીક હૈ, ઠીક હૈ–કોઈ બાત નહીં. કાલસ્ય ગહના ગતિ:" અને પછી પંડિતજી ઊંડા વિચારમાં પડી ગયા હોય તેમ લાગ્યું. એ પછી આસપાસનાં દશ્યો જોવામાં જાણે કે તલ્લીન બની ગયા હોય. ડુંગરોની દૂરની હારમાળા–પાસેનાં લીલાંછમ ખેતરો–હવામાં ડોલતા મોલ–પેલી વાડી–પાછાં ખેતરો–વૃક્ષો–ઓહ ! શેરગઢનો કિલ્લો–તોતીંગ દરવાજા–આ હનુમાનજીનું દેરું. પોસ્ટઑફીસ–અને દવાખાના પાસે આવી ગાડી ઉભી રહી.

સાઈસ કૂદ્યો. ઘોડો ઝાલ્યો. પન્નારામ ઉતર્યા. પંડિતજી ધ્યાનાવસ્થામાં જ બેઠા રહ્યા.

"ઊતરો, મહારાજ !"

"ઓહ ! અવશ્ય અવશ્ય ! ! સમાધિસ્થ હો ગયે થે હમ ! જીતે રહો. જીતે રહો." અને પછી ઊતરી પોતાનો ખેસ ઠીક કરવા લાગ્યા.

પન્નારામ મહારાજ દવાખાનાના વિશાળ ચોકમાં દાખલ થયા. પંડિતજી ખેસ ઠીક કરતા કરતા ધીરે ધીરે તેમની પાછળ ચાલવા લાગ્યા. મોટા લીમડાની છાયા નીચે ખુરસી ઉપર બિરાજેલા મોટી મૂછોવાળા મહાશય તે જ દાકતર લાગે છે. ચોકકસ.

" ક્યોં, પન્ના ?" મોટી મૂછોવાળા દાકતરે પૂછ્યું.

" સાબ, કોઈ નહીં આયા."

"અચ્છા, કોઈ બાત નહીં."

આ જ વખતે પંડિતજી આગળ આવીને બોલ્યા:

" નમસ્તે ! નમસ્તે, દાકતર સાબ ! વે નહીં આયે તો હમ આ ગયે. હ...હ...હ...નમસ્તે, નમસ્તે ! બડી પ્રસન્નતા હુઈ આપકે દર્શન સે."

" પધારિયે, પધારિયે !" શિષ્ટાચાર દાખવતાં દાકતર બાબુ બોલ્યા.

પંડિતજી હાથ જોડતા જોડતા પાસેની ખાલી ખુરસી પાસે આવી ઊભા રહ્યા.

" બિરાજિયે–બિરાજિયે !" દાકતર સાહેબે કહ્યું.

" અવશ્ય, અવશ્ય !" પંડિતજીએ ખુરસી ઉપર ઝુકાવતાં કહ્યું. "કિતના સુંદર વૃક્ષ હૈ ! ઇસકી છાયા !"

" જી."

"આપ જૈસે સજ્જન ઔર મહાનુભાવકે દર્શનમાત્ર–સે મેં તો કૃતાર્થ હો ગયા," અને પન્નારામ તરફ ફરીને, "અરે ભાઈ પન્નારામ, યહ હમારા થેલી જરા ઉપર લે જાના."

" કેમ આવવું થયું આ બાજુ ?" દાકતર બાબુએ કેસ તપાસતાં પૂછ્યું.

"અરે દાકતર સાહબ ! ક્યા કહૂં ? મહારાજા સાહબ વિક્રમસિંહજી કા તાર મિલા કિ શહર કી જનતાકે કલ્યાણાર્થ હમારા આગમન હો. ઔર ભજન કીર્તન વ્યાખ્યાનોં દ્વારા જનસમુદાય કા કલ્યાણ હો. હમ નહીં જાનતે યહાં કા કામદાર કૈસા ગંવાર હૈ કિ હમારે લિયે મોટર તક ન ભેજી. ઔર આપ જૈસે સજ્જન કા સમાગમ ઔર આતિથ્ય પાના હી હમારે લિયે ગૌરવ ઔર આનંદ કી વસ્તુ હૈ. ક્યોં ઠીક હૈ ન, ડાકટર સાબ ?"

" ઠીક હૈ, ઠીક હૈ, ઘર આપકા હી હૈ." દાકતર બાબુ બોલ્યા.

" વસુધૈવ કુટુંબકમ્–હમ જૈસે લોકોપકારી લોગોં કે લિયે સંસાર માત્ર કુટુંબ હૈ, ફિર આપ જૈસે સજ્જન. હમેં ગાડી મેં હી આપ કી મહાનુભાવતા કા પતા ચલ ગયા થા. ઇસીસે તો મહારાજા સાહબકે મહેમાન ન બનકે આપહી કે–અહ...હ...આપકી કીર્તિ દિગંતવ્યાપી હૈ...ઇસમેં શંકાકો સ્થાન નહીં. હ—હ—"

દાકતર સાહેબ હસ્યા અને પછી,

" અરે, પાન લાના પંડિતજી કે લિયે."

" પાન....ઓહ...ખા લિયા. ધન્યવાદ."

" અચ્છા, તો હું જરા ગામમાં જઈ આવું. બેચાર કેસ...."

" અવશ્ય. અવશ્ય પધારિયે. યહ તો મેરા હી ઘર હૈ..."

" અરે, પન્ના !"

" જી !"

" પંડિતજીનો સામાન મારા જ ઓરડામાં..."

" કોઈ બાત નહીં, કોઈ બાત નહીં."

" જી" પન્નારામે કહ્યું.

*

" કોણ છે આ વળી ?" માતાજીએ પૂછ્યું.

" છે કોઈ પંડત."

# લોખંડ, પોલાદ અને હાર્ડવેર

માણસ જાતને સોનું નહિ હોય તો ચાલશે પણ લોખંડ અને પોલાદ વિના નહિ ચાલે. લોખંડ અને પોલાદ વિના કોઈ પણ દેશનું જીવન અશકય છે. પ્રજાઓની તાકાત એની પાસે રહેલા લોખંડ અને પોલાદથી મપાય છે.

મકાન અને રાચરચીલા વિના માનવી જીવી શકતા નથી; અને હાર્ડવેર વિના મકાન કે રાચરચીલું બની શકતું નથી.



# મહેતા ઍન્ડ કંપની

લોખંડ, પોલાદ અને હાર્ડવેરના વેપારી તથા કમીશન એજન્ટ

લોખંડ બજાર, લતીફ હાઉસ, આર્ગાઈલ રોડ, મુંબઇ, ૯.

ટેલીફોન : ૨૫૧૬૩ તારનું સરનામું : NICERODS.



**EVEREADY**
TRADE-MARK
FLASHLIGHT BATTERY

# અંધકાર એટલે જોખમ




# પ્રકાશ એટલે સલામતી

અંધકારમાં પ્રકાશ પાથરી, સલામતી આપતાં દરેક પ્રકારના ફ્લેશલાઇટ, ટૉર્ચ, બલ્બ અને બેટરી અમે જથ્થાબંધ પૂરાં પાડીએ છીએ.

ચાંપ દાબો એટલે તમારી સેવા માટે ઝબકી ઉઠી વાતાવરણને એકદમ અજવાળી મૂકે એવા ખાતરી લાયક માલ માટે

પૂછો :

**EVEREADY**
TRADE MARK
**FLASHLIGHTS & BATTERIES**

**LIGHT HOUSE**
ANAND BHUVAN PRINCESS ST. BOMBAY, 2.
PHONE: 24756 GRAM: "GREATWALL"

ALSO ASK FOR OTHER CHINESE FLASHLIGHTS

"આવા ને આવા આમજી ભામજી ભટ્ટાચોર ન જાણે ક્યાંથી ટપકી પડે છે." માતાજીએ (દાકતર પત્નીએ) કહ્યું.

પન્નારામ રસોઈ કરતા હતા અને માતાજી દાકતર સાહેબ માટે પાન બનાવતાં હતાં.

પન્નારામ દાકતર બાબુને ત્યાં કામ કરતા. બધું જ કહીએ તો યે ચાલે; કારણ તે રસોઈ પણ બનાવતા, ભાંગ પીસી દેતા, ગાડી પણ ચલાવતા અને કંપાઉન્ડર ન હોય ત્યારે દવા પણ આપતા. આનંદી ને શોખીન જીવ. દાકતર સાહેબનાં જૂનાં કપડાં પહેરી ગામ વચ્ચે નિકળે ત્યારે લોકો તેમના લહેરિયાદાર સાફાને જોઈ રહેતાં.

"પણ પન્ના–શા માટે આવ્યા છે ને કેટલું રહેશે?"

ત્યાં તો દાકતર સાહેબનો હુકમ થયો,–

"અરે પન્ના! તૈયારી કરજે જમવાની."

પાટલા મંડાયા. બધી તૈયારી થઈ. થોડી જ વારમાં દાકતર સાહેબ તથા પંડિતજી ઉપર આવ્યા. આવતાં જ,

"નમસ્તે માતાજી!" પંડિતજીએ હાથ જોડ્યા.

"બૈઠિયે પંડિતજી," દાકતર સાહેબે કહ્યું.

"જી–જી–અહાહા–કિતના સુંદર યહ ચોક હૈ. વાહ વાહ. ગંગાજી કે તટપર!"

"પન્ના! પંડિતજીકે હાથ ધુલાઓ."

"મૈં–મૈં હાથ પ્રક્ષાલન કરકે હી ઉપર આયા હૂં. આપ ચિંતા ન કરેં." અને તેમ કહી પંડિતજી નિર્દિષ્ટ પાટલા ઉપર બેસી ગયા.

ભોજનનો થાળ મૂકતાં જ, આંખ મીંચી પંડિતજી વેદમંત્રોના ઉચ્ચારમાં મગ્ન થયા.

"કીરો શરૂ."

"ઓહ! અવશ્ય!" અને પૂરી મોઢામાં મૂકી બોલ્યા, "વાહ વાહ! પૂરિયાં તો ઈતની મુલાયમ ઔર ખસ્તા બની હૈં કિ બસ–વાહ ડાકતર સાબ વાહ! આપકે સ્વાગતકે લિયે બધાઈ. ઔર માતાજી, આપ સચમુચ દેવી હૈં–અન્નપૂર્ણા હૈં."

"પન્ના!"

"જી."

"દાલમાં ઘી નાખો."

પન્નારામે કહ્યું, "વધારે નાખું સા'બ!"

"હા–હા," દાકતર બાબુ બોલ્યા.

પન્નારામે બે ચમચી ઘી નાખ્યું.

"પન્નારામજી! તીસરી બી ડાલ દે. તૃતીયં સર્વશ્રેષ્ઠં." પંડિતજી બોલ્યા, "સત્વ, રજસ, તમસ–બ્રહ્મા, વિષ્ણુ, મહેશ –તીનોકા જોડા–હ–હ–હ, સચમુચ ઘી ઉત્તમ વસ્તુ હૈ."

"અરે પન્ના, પૂરિયાં રખો."

"નહીં–નહીં. ખેર અચ્છા. અધિકસ્ય અધિકં ફલમ્" અને પંડિતજીએ પૂરીઓ ઉપર મારો ચલાવ્યો.

પન્નારામે તૈયાર કરેલી બધી જ પૂરીઓ ખલાસ. અને હવે જાડી જાડી ગરમાગરમ પૂરીઓ ઉદરસાત્ થવા લાગી. પન્નારામ વણી વણીને થાકયો.



"વાહ માતાજી વાહ! આપકી રસોઈ ઉત્તમ હૈ. વૈસે તો હમ સૂક્ષ્માહારી હૈં, કિન્તુ ઇતની સુંદર પૂરિયાં, દાલ ઔર તરકારી....હ...હ...પેટમેં અપને આપ સબ ચલા જાતા હૈ."

થોડીવાર પછી દાકતર બાબુએ પૂછ્યું, "પંડિતજી, બપોરે આપ ચા લેશો?"

"ધન્યવાદ, ધન્યવાદ! મૈં ચાય તો નહીં પીતા."

"તો?"

"આપ ચિંતા ન કરેં, ડાકટર સાહબ. યહ તો મેરા ઘર હૈ."

"હું તો બપોરે ચા લઉં છું."

"અરે ભાઈ પન્નારામ મહારાજ!" પંડિતજી બોલ્યા. "દેખો ભઈ! મેરે લિયે કષ્ટ ન ઉઠાના. દેખો પાવભર બદામકો પીસ ડાલના ઔર ઉસકી લસ્સી દો સેર દૂધમેં બના ડાલના. ઔર ચાહો તો થોડી બહુત ભંગ ડાલ લેના. હમારા કામ તો ઉસીસે ચલ જાયગા. કયોં માતાજી?"

"રાતકો ભોજન પકકા ખાયંગે યા કચ્ચા?" પન્નારામે પૂછ્યું.

"ભોજન? નહીં નહીં. ભોજન કી કયા આવશ્યકતા હૈ? ભોજન તો મૈં સિર્ફ એક બાર હી ખાતા હૂં."

"તો રાત્રે આપ કંઈ નહીં લ્યો?"

"રાતકો ભોજન હમ ન લેંગે–હાં, દેખો, ભાઈ પન્નારામ મહારાજ–પાંચ સેર છ સેર ભૈંસકા દૂધ લેકર ઉસે ઓટા લેના. અગર રબડી બન જાય તો કોઈ હર્જ નહીં. સેર, ડેઢ સેર રબડીસે હી હમારા કામ ચલ જાયગા. હમ સૂક્ષ્મ આહારી જો ઠહરે."

અને આટલું કહી છેલ્લી પૂરી મોઢામાં મૂકી બે મોટા લોટા પાણીના ગટગટાવી, પંડિતજીએ ઓડકાર ખાઈ કહ્યું.

"ૐ જય શંકર! ૐ જય શંકર! વાહ ડાકતર સાહબ! આપકે ભોજનસે હમ તૃપ્ત હો ગયે. જય હો માતાજી કી! માતાજી, સચમુચ રસોઈ તો આપકે હાથકી!"

અને બે પાન ચઢાવી, દાકતર સાહેબ સાથે પંડિતજી નીચે ઊતર્યા, ત્યારે પન્નારામ બોલી ઊઠયા :

"ડાકી હૈ ડાકી (રાક્ષસ–ખાઉધરો). તમામ પૂરીઆં હડપ ગયા."

"પન્નારામ!"

"જી માતાજી!"

"બીજી કણક તૈયાર કરો, ભાઈ!"

"હા માતાજી, પૂરી સાત સેરની પૂરી ખાઈ ગયો હરામી. મારાં તો બાવડાં દુખી ગયાં."

*

**અ**ને દાકતર બાબુનું આતિથ્ય પંડિતજીને એવું તો ગમી ગયું કે તેઓએ તો જાણે ત્યાંજ અડ્ડો જમાવી દીધો. દાકતર સાહેબ સ્વભાવે ભોળા, અતિથિસત્કારમાં માનનારા, અને તેમાં વળી પંડિતજી દાકતર સાહેબનાં એટલાં વખાણ કરે કે ન પૂછો વાત.

પણ ઘરમાં પન્નારામ મહારાજ તથા માતાજીને આ અતિથિ ગમતો નહીં. ન કામ ન ધંધો ને ખા ખા, ને ખા. રાતના ભેંસોના દૂધમાંથી છાંટો પણ બચતો નહીં, કારણ લગભગ ૭ થી ૮ શેર દૂધ તો રબડી બનાવવામાં વપરાઈ જતું અને બપોરે લસ્સીમાં ત્રણ શેર. પંડિતજી પક્કી રસોઈ ખાતા એટલે પૂરીઓ જ બનાવવી પડતી, રોટલી તેમને ખપતી નહીં. આ ઉપરાંત નોકરો ઉપર એક પછી એક હુકમ છોડ્યા કરતા.

પંદરેક દિવસ પછી પણ જ્યારે પંડિતજીએ કથા-વિવેચન શરૂ કર્યું નહીં, ત્યારે માતાજીએ સાહસ કરી પતિદેવને પૂછયું:

"ક્યાં સુધી આ પંડિતજી અહીંને અહીં પડ્યા રહેવાનો છે?"

"કેમ? તારે શું કામ?"

"ભેંસોનાં દૂધમાંથી ઘી થતું નથી અને રોજ બસેર ત્રણ શેર ઘી પૂરી તળવામાં જ વપરાઈ જાય છે."

"ઓહ, પરવાહ નહીં. ભગવાન દેવા વાળો છે."

"પણ આવા હરામખોરોને તો કાંઈ..."

"જો, અતિથિ માટે આવા શબ્દ વાપરવા પાપ છે."

"પણ ન મળે કામ ન મળે ધંધો–આવાને આવા!"

"શટ અપ! તમારા બૈરાંઓના મગજ આવાં જ હલકાં હોય છે."

"પણ પૈસા..."

"પૈસા પૈસા શું કરે છે? પૈસા મારા બૂટની ઠોકરે... ઊંહ!"

ત્યાં તો–"અરે પન્નારામ મહારાજ! ઠંડા પાનીકા ગ્લાસ લાના." પંડિતજીએ હુકમ છોડયો.

પણ માતાજી કરતાં પણ વધારે ક્રોધ ચઢયો હતો પન્ના-રામ મહારાજને; કારણ કે રસોઈ કરી કરીને તેમના નાકમાં દમ આવી ગયો હતો; અને આ ઉપરાંત, પંડિતજી પન્નારામ ઉપર અનેકાનેક હુકમ છોડવાનું શીખી ગયા હતા.

દાકતર સાહેબ ગયા, એટલે પન્નારામે કહ્યું,

"મા સા'બ! આ પંડતને આઠ દિવસમાં ઘરમાંથી ન કાઢું તો મારૂં નામ પન્નો નહીં."

ત્યાં તો ફરી વાર બૂમ પડી–"અરે ભઈ! પન્નારામ મહારાજ...!"

કૃત્રિમ અવાજથી બૂમ પાડી પન્નાએ જવાબ આપ્યો.

"આયા પંડત....જી...હરામજાદા કહીંકા"! (છેલ્લા શબ્દો ધીમેથી.)

"અરે પાની લાઈઓ."

"જી સાબ? કયા સાબ? પાની સાબ? લાયા પંડત......જી...."

'જી' ધીમેથી અને છુટ્ટો પાડી બોલતાં આગલા શબ્દો એટલા જોરથી બોલ્યા જાણે પંડિતજી બહેરા ન હોય.

"બરફ હો તો બરફ ડાલ કર હી લાના."

"બહોત અચ્છા! બરફ–બરફ ડાલ કર લાતા હૂં, પંડત....જી—સા....બુદ્ધુ." (ધીમેથી) અને પાણીનો પ્યાલો છલોછલ ભરી તેમાં બરફ નાખી લઈ ગયા અને પંડિતજીના માથા ઉપર પ્યાલો ધરી ઊભા રહ્યા.

"પન્નારામ!" પંડિતજી એ જોરથી કહ્યું.

"જ....જ....જી....પંડતજી..." અને હાથ ધ્રૂજતાં પાણી તથા ઉપરનો બરફનો ગાંગડો પંડિતજીના માથા ઉપર પડતાં પંડિતજી બોલી ઊઠયા,

"અરે અરે...." અને જોવા ઊઠવા ગયા કે પન્ના-રામનો હાથ પંડિતજીના માથા સાથે અથડાતાં પ્યાલો છૂટયો. પાણી પંડિતજીના આખા શરીર ઉપર ઢોળાઈ ગયું.

"અરે...અરે...તુમ...તુમ...આદમી..."

"અજી, પંડિતજી–ઓહ! સી–સી–લગ ગઈ...ઓહ..." અને આ બાજુ પંડિતજી ક્રોધથી ધૂંવાપૂંવા થવા લાગ્યા ત્યારે પન્નારામ સી સી–સી કરતા હાથ પંપાળતા, જવા લાગ્યા અને માતાજી પાસે આવી હ....હા....હા...કરતા હસવા લાગ્યા.

પણ પંડિતજી પોતાના અડ્ડો જમાવી પડ્યા રહેવાના ધ્યેયમાંથી આમ સહેલાઈથી ચ્યુત થાય તેવા ન હતા. હવે તે પન્નારામ મહારાજ સાથે અત્યંત પ્રેમથી વાતો કરતા અને ભોજન સિવાયનું બીજું કામ તેમની પાસેથી લેતા નહીં. અને જમતી વખતે પણ પન્નારામની રસોઈનાં ખૂબ વખાણ કરતા.

એક દિવસ બગીચામાં બેઠા બેઠા દાક્તર સાહેબ તથા પંડિતજી ચરક અને શુશ્રુતની વાતો કરી રહ્યા હતા, ત્યાં પન્નારામ દાક્તર સાહેબ માટે પાનની ડબ્બી લઈ ને આવ્યા અને પછી બોલ્યા,

" પંડતજી ! "

" બોલો, ભાઈ પન્નારામ."

" લસ્સી લાઉં, સા'બ ? "

" જો સો હૈ, સો કિસી કે હાથ ભિજવા દેના ! તુમ ક્યોં કષ્ટ કરતે હો ?"

" જી સા'બ " અને જવા લાગ્યા, પાછા ફરી બોલ્યા:

" પંડતજી ! "

"બોલો, ભાઈ પન્નારામ !"

" માતાજી કહેવડાવે છે કે આપની કથા ક્યારે સંભળાવશો ? "

"ઓહ ! કથા-કથા ! કથા તો હમ ઇતની સુંદર કરતે હૈં, દાક્તર સાબ, કિ શ્રોતાજન ચિત્રકી નાઈ હમારી કથા શ્રવણ કરતે કરતે મુગ્ધ બન જાતે હૈં. ઓહ, હમ આજ હી તાર કરતે હૈં. તબલા, હરમુનીયમ, કરતાર, મંજીરા, સબ મંગવા લેતે હૈં."

"પંડિતજી," દાક્તર સાહેબે પૂછ્યું, "મહારાજા સાહેબ તો આવ્યા નહીં."

"મહારાજા-બહારાજાકી હમેં પરવા નહીં." પંડિતજી બોલ્યા.

" બરોબર છે."

" આપ કિસ મહારાજા સે કમ હૈં ? હ...હ...ક્યોં પન્નારામ ? " પંડિતજી બોલ્યા.

" જી સા'બ."

" ઠીક છે ! મને પોતાને કથા વગેરેથી પ્રેમ નથી."

" ઠીક હૈ, ઠીક હૈ-તભી તો મૈં જલ્દી નહીં કરતા. સબ કાર્ય શાંતિસે હોના આવશ્યક હૈ."

ત્યાર બાદ પન્નારામ મહારાજ ભાંગ બનાવવા લાગ્યા ને બોલ્યા,

" માં સા'બ ! આજ તો ઐસી ભાંગ બનાઉં-કે પંડતના હોશ કોશ ઊડી જાય, અને અહીંથી ભાગે. "

ભાંગ પીતાં પીતાં પંડિતજી બોલ્યા—

" વાહ પન્નારામ મહારાજ ! ભાંગ તો તુમને અદ્વિતીય બનાઈ હૈ-પર ભાંગકી માત્રા જ્યાદા તો...."

" નહીં, સા'બ. "

પણ તે સાંજના ભાંગની અસર એ થઈ કે પંડિતજીએ કહ્યું :

"દાક્તર સાબ ! આજ હમ હમારે નિયત કાર્યક્રમ-સે વિચલિત હોના પસંદ કરેંગે ! ક્ષુધા-શાંતિ કે લિયે હમ આપકે સાથ ભોજન કરેંગે. પરોંઠે, આલૂકી રસાદાર તરકારી ઔર પકોડે બનવાઈએ. દેખા ન સા'બ ! મૈં બિલકુલ શરમાતા નહીં. મૈં આપકે ઘરકો મેરા હી ઘર સમજતા હૂં."



અને સાંજના જમતી વખતે ખાતાં ખાતાં ને હસતાં હસતાં બોલ્યા, " માતાજી ! માતાજી, વંદનીય હૈં આપ ! આજ તો મુઝે ઇતની ભૂખ લગી હૈ કિ પન્નારામ મહારાજ કો ભી ખા જાઉંગા."

અને જમીને ગયા ત્યારે માતાજી બોલ્યાં -

"પન્ના ! ભાઈ, ભાંગ તો ભારે પડી. "

માથું ખજવાળતાં પન્નારામ બોલ્યા, "માતાજી, કંઈક નવી જ શોધ કરવી પડશે."

અને પન્નારામ નવી શોધ કરવામાં મશગૂલ બન્યા. તે દિવસે સવારના પહોરમાં, પંડિતજી સૂતા હતા ત્યારે તેમના ખાટલા પાસે જઈ તેમના કાનમાં પોતાનું મોઢું લઈ જઈ કાન ફાડી નાખે એવા તીણા સ્વરે બરાડયા: "પંડત – ઓ – બે પંડત–ઊઠ."

"કૌન–કૌન?" પંડિતજી સફાળા જાગી ઊઠયા.

હાથ જોડી પન્નારામે કહ્યું: "ટેમ હો ગયા પંડતજી! ઊઠો." અને પંડિતજી ઊઠયા ત્યારે પથારી ઉપાડતાં ઉપાડતાં ખાટલાને અને ગાદલાને હજારો ગાળો આપી.

અને જ્યારે જ્યારે પણ પંડિતજી એકલા હોય ત્યારે પ્રસંગ ગોતી એટલા જોરથી બૂમ પાડી પન્નારામ વાતો કરે જાણે પંડિતજી બહેરા હોય.

એક દિવસ કંઈ કામ કરતા હતા ત્યાં પંડિતજીએ કોઈ નોકરને બૂમ પાડી એટલે પન્નારામે ત્યાંથી જવાબ દીધો.

"કયા હૈ....જી...પંડતકે બચ્ચે" (છેલ્લા શબ્દો ધીમેથી)...."આયા સા'બ"

પન્નારામ પહોંચ્યા એટલે પંડિતજી બોલ્યા,

"કુછ નહીં, કુછ નહીં -- તુમ્હારા કામ નહીં."

"તો બુલાયા કયોં સાબ?" જોરથી પન્નારામ બોલ્યા.

"પન્નારામ, જરા ધીરે બોલો."

"જી....સા......બ!"

"ઓ ભાઈ, ધીરે બોલો."

"ધીરૂભાઈને બોલાવું?"

"નહીં...કયા મેં બહેરા હૂં જો કાન ફાડતે બોલતે હો?"

"હાં સાબ....હાં સાબ! મેરા કાન...બેરા હો ગયા હૈ, સાબ! જી સાબ."

"અચ્છા, જાઓ."

"બચ્ચા? કિસકા બચ્ચા? દેખો સા'બ! બચ્ચા બચ્ચા નહીં કરના, હાં સાબ! દાકતર સાબ ભી મુજકો બચ્ચા નહીં કહેતેં....હાં, મૈં કિસી કે બાપકી પરવાહ નહીં કરતા—પંડત હો, પંડતકે ઘરકા. હાં." પંડિતજીએ જોરથી કહ્યું.

"જાઓ. કામ નહીં.......હૈ."

"બોલ્યા...જાઓ! ઉંહ........" અને પગ પછાડતા પન્નારામ ચાલતા થયા.

બપોરે જમતી વખતે મોઢામાં કોળીયો નાખતાં જ પંડિતજીથી...."ઓહ...સી......" સીસકારા મરાઈ ગયા.

"શું છે?" દાકતર સાહેબે પૂછયું

"ઓહ....મિર્ચ...મિર્ચ."

"નહીં સાબ, વધારે તો મર્ચાં નથી. કેમ બાપુજી?"

"ના," દાળનો સડાકો લેતાં દાકતરસા'બે કહ્યું.

"ઓહ! જલ ગયા–સી–સી–સી." પંડિતજી બોલ્યા.

"ઘી ડાલૂં સા'બ?" પન્નારામે પૂછયું.

"હાં–હાં યહ ઠીક હૈ."

પછી પન્નારામે ઘીને બદલે જૂનું વાસ મારતું તેલ ધબેડયું. અન્તે પંડિતજીને દાળ અલગ મૂકવી પડી. વિચાર કર્યો, 'શાકથી જ રોટલી ખાઈ લઈશ.'

જેવા પંડિતજી શાક સાથે રોટલી મોઢામાં મૂકે તો ખારું ઝેર. મોઢું બગડી ગયું. પંડિતજીનું ભોજન તે દિવસ આગળ ન ચાલ્યું. પેટમાં ભૂખ નથી, કહી ઊઠી ગયા.

તે દિવસે બપોરે લસ્સીમાં એટલાં બધાં કાળાં મરી નાખ્યાં કે એક ઘૂટડો ગળતાં તો આંખમાંથી પાણી આવી ગયાં અને સીસકારી બોલાઈ ગઈ. લસ્સી પણ પી ન શકયા.

સાંજના બગીચામાં બેઠા હતા ત્યારે પંડિતજી બોલ્યા,

"દાકતર સા'બ?"

"જી."

"હમારા મનીઑર્ડર નહીં આયા?"

"કેમ આવવાનો હતો?"

"હાં, આજકે પત્રમેં જોધપુરનરેશકે સેક્રેટરી લિખતેં હૈં કિ મનીઑર્ડર કરતેં હૈં. પઢિયે ના!"

"હાં, આપને બોલાવે છે, નહીં?"

"જી. કલ સુબહ જાના હી પડેગા. પર કમ્બખ્તને પૈસે નહીં ભેજે. પચાસ રૂપિયેકા મનીઑર્ડર આજ આ જાના ચાહીયે થા."

"હં," થોડીવાર શાંતિ.

"ડાકટર સા'બ?"

"જી."

"દેખિયે–યે મૈં અપની અથોરીટી આપકો દેતા હૂં. આપ કૃપયા મુઝે તીસ રૂપયે દેં ઔર બીસ રૂપિયે બચ્ચોં કી મીઠાઈ કે રખ લેં. વેકેશનમેં બચ્ચેં આવેં તો મેરી તરફસે ઉન્હેં મીઠાઈ ખિલાવેં."

"નહીં–નહીં. મીઠાઈ–બીઠાઈની જરૂરત નથી. આપને પચાસ રૂપિયા જોતા હોય તો લ્યોને."

"આપકો કષ્ટ..."

"કષ્ટ કયા? અરે પન્ના! ઉપરસે પચાસ રૂપિયે લાના રે."

"લાયા, સાબ'!"

*



સુંદર અને ટકાઉ

એનેમલનાં રંગબેરંગી વાસણો

તેમજ

હોસ્પિટલ માટે સર્જીકલ ગુડ્ઝ

માટે

# ધી બોમ્બે એનેમલ વર્કસ લિ.

મેટલ રોલિંગ વર્કસ કમ્પાઉન્ડ, ૧૦૪, શિવ-માટુંગા એસ્ટેટ,

શિવ, મુંબઇ ૨૨.

પ્રજાના રોજીંદા જીવનની ઉપયોગી વસ્તુઓ સારામાં સારી તૈયાર કરવી

એ અમારી ખાસ દૃષ્ટિ છે.



# અંબિકાનાં

## આર્ટ સિલ્ક વસ્ત્રો વાપરવાનો આગ્રહ રાખો



તમને મનપસંદ અનેક જાતો એમાં મળી શકે છે.



* જ્યોર્જેટ અને ફેન્સી સાડી
* સામા—સાટીન
* સાટીન
* સીઓજી
* ખાખા સાડી
* બોર્ડર સાડી
* મોનોકલર બ્રોકેડઝ, વિગેરે.



# ધી અંબિકા સિલ્ક મીલ્સ કું, લિ.

૧૧-૧૨, હેઇન્સ રોડ, મહાલક્ષ્મી, મુંબઈ, ૧૩.

## હાથશાળ ઉદ્યોગ માટે




## નિકાશ કરવા માટે

### ઉત્તમ, જગપ્રસિદ્ધ સુતર

કુમાશ, સરસતા અને ટકાઉપણાનો અજોડ સંગમ રઘુવંશીના સુતરમાં થયો હોવાથી એમાંથી શ્રેષ્ઠ કાપડ, સુંદર હોઝીઅરી, દોરી અને પટીઓ બને છે. સુતર ખરીદતી વખતે રઘુવંશીના લેબલનો આગ્રહ રાખવો આવશ્યક છે.

**લોકપ્રિય રઘુવંશી સુતર:**

સીંગલનું સુતર, ડબલનું સુતર, શંકુ પરનું સુતર, બોબીનનું સુતર, ઉચ્ચ પ્રકારના શીવવાના દોરા.

ઉપરાંત

**ઉત્તમ પ્રકારનું શર્ટિંગ, ચાદર, પોપલિન, વાયલ, બ્લીચ કરેલું તેમજ રંગેલું કાપડ**

# રઘુવંશી મીલ્સ લિ.

હેઈન્સ રોડ ......... મુંબઇ ૧૩

મેનેજીંગ એજન્ટસ :- રવીન્દ્ર મગનલાલ ઍન્ડ કંપની લિમિટેડ, તાંબાકાંટા, પાયધુની, મુંબઈ.

સેલીંગ એજન્ટસ :- હરેશ્ચન્દ્ર મગનલાલ એન્ડ કંપની લિમિટેડ, તાંબાકાંટા, પાયધુની, મુંબઈ.

કાપડના સેલીંગ એજન્ટસ :- જયન્તીલાલ ગોરધનદાસ એન્ડ કંપની, મુલજી જેઠા મારકેટ, મુંબઈ.

બીજે દિવસે માતાજીને પ્રણામ કરી, ડાક્ટર સાહેબનાં આતિથ્યનાં વખાણ કરી પંડિતજીએ પ્રસ્થાન કર્યું. પન્નારામ સ્ટેશન સુધી પહોંચાડવા ગયા, પણ રસ્તામાં કોઈ કંઈ બોલ્યું નહીં.

ગાડી ઊપડતાં પન્નારામે હાથ જોડી, જોરથી બૂમ પાડી કહ્યું,

"રામ રામ પંડત........જી...."

મહિનાઓ થઈ ગયા પણ પચાસ રૂપિયાનો મનીઑર્ડર ન આવ્યો. માતાજી જ્યારે જ્યારે આ વાતની યાદ દેતા ત્યારે ત્યારે દાક્તર સાહેબ જવાબ આપતા—

"ઋણાનુબંધ!"

અને ત્યારે માતાજીની આંખમાં પાણી આવી જતાં. પણ પન્નારામ મહારાજને આ વાતનું સૌથી વધારે દુઃખ હતું ને ક્રોધ પણ હતો. મારો બેટો મહિના સુધી રહી ગયો ને ઠગીને પચાસ રૂપિયા પણ લઈ ગયો.

× × ×

એક વર્ષ પછીની વાત. કંઈ કામ પ્રસંગે પન્નારામ મહારાજને કોટા જવાનું થયું. વળતાં તેઓ જંકશનના પ્લેટફૉર્મ ઉપર આંટા મારી રહ્યા હતા, ત્યાં તેમની દૃષ્ટિ પડી બેસ ઉપર. ઓહ! પંડિતજી તો ન હોય? ધીમે ધીમે પાછળ જઈ ખાત્રી કરી બૂમ પાડી.

"રામ, રામ પંડતજી!"

એકાએક પંડિતજી ચોંક્યા ને પાછા ફરતાં તેમની પાઘડી ધરાશાયી થઈ ગઈ.

"ઓહ! ઓહ! પન્નારામ! નમસ્તે નમસ્તે! કહો સબ કુશલ તો હૈ."

પણ અકુશળતા અને અક્ષેમ તેમના મુખ ઉપર અંકિત હતાં અને પન્નારામની વેધક દૃષ્ટિ નીચે તેઓ અત્યંત અસુખ અનુભવી રહ્યા હતા. ડૂબતા માણસની જેમ તેઓ ઊંડેથી શબ્દો ગોતવાની મથામણમાં પડયા હતા.

"વાહ પંડતજી, વાહ! મનીઑર્ડર તો અચ્છા આયા! વાહ વાહ!"

પંડિતજી ધોળા પૂણી જેવા થઈ ગયા, કંઈ ન સૂઝતાં ગજવામાંથી દસ રૂપિયાની નોટ કાઢી બોલ્યા:

"ભાઈ પન્નારામ! જરા દેખો તો! હમારે લિયે દિલ્હીકા ટિકિટ તો કરવા લાઓ."

"જી." નોટ લેતાં પન્નારામ બોલ્યા.



ત્યાં તો પ્લેટફૉર્મ ઉપર ગાડી આવી લાગી.

"જલ્દી લાના." સરી જતા પન્નારામને પંડિતજીએ બૂમ પાડી કહ્યું.

"અચ્છા–અચ્છા."

પન્નારામ દૂર પ્લેટફૉર્મને છેડે પહોંચ્યા અને જેવી ગાડી ઊપડી કે ડબ્બામાં ચઢી બેઠા. બારીમાંથી જોયું, પંડિતજી હાવરા બાવરા આમ તેમ પન્નારામને ગોતતા હતા.

ત્યાં તો પંડિતજી ને પન્નારામની ચાર આંખો થઈ.

"અરે પન્નારામ–ટિકિટ?"

"નમસ્તે, પંડિતજી! દસ રૂપિયે જમા કરવા દૂંગા."

અને પંડિતજી આશ્ચર્યથી દોડી જતી ગાડીને જોઈ રહ્યા, અને પન્નારામ સીટ ઉપર બેસી હસી પડયા.

"અહા–હા–હ...."

મુસાફરો આ હાસ્યથી આશ્ચર્યમાં પડી ગયા.

પન્નારામનું તો હસવું માતું ન હતું.

"અહા હા......"



## હું કવિ?

(પરમ્પરિત ઝૂલણા)

સાંજ નમણી હતી :
પિયુતણા પંથમાં નેણ નોંધી રહી
શાંય જાણે ઉરે મંથનો રહી વહી
કેમ જાણે અશી કો'ક રમણી હતી :
એવી આષાઢની
મિત્ર કો' ગાઢ શી,
સાંજ નમણી હતી !

વ્યોમમાં વાદળાંની ઘટા જામી'તી;
પૃથ્વી પ્રત્યંગ રોમાંચ યે પામી'તી;
મદભર્યા વાયુના ફૂંક-સંસ્પર્શથી
કયાંકથી કોણ જાણે હતી હર્ષથી
કલમધુ કંઠ-કેકા વહાવી રહી
કો' મયૂરી, નરી મત્ત મસ્તીમહીં.

આભમાં સૂરજનો કયાંય પત્તો ન'તો,
મેઘ-સૈન્યે હઠાવ્યો-હરાવ્યો હતો :
વિજયનાં માનમાં, તૉર ને તાનમાં,
ભવ્ય-ભીષણ થયાં ગર્જના-ગાન ત્યાં.
વીજળીએ વળી કયાંકથી નીકળી,
સાયબાને દીધી આતમની અંજલિ :
પ્રિયતણા વિજયમાં પ્રાણ શી પ્રિયતમા
કાં ન નાચી ઊઠે આવી ઉલ્લાસમાં ?

વ્યોમ ને વાદળાં, પૃથ્વી ને પ્રકૃતિ,
મયૂર ને વીજળી નૃત્યની ઝંકૃતિ
કરી રહ્યાં, જીવનની ધન્યતા ધરી રહ્યાં :
આત્મસંગીતના દિવ્ય સૂરો વહ્યા !

કિંતુ રે માનવી,—
બ્રહ્મની સૃષ્ટિનાં શ્રેષ્ઠ સર્જન સમો,—
ને વળી હું કવિ
ઉર-અજંપો વહું કાં અરે ! કારમો ?
ખિન્ન કાં મુખ-છવિ ?

શું કહું ? શેં કહું ? પ્રકૃતિ-વેગળાં
જ્ઞાન-વિજ્ઞાન-અભિમાનથી ઝળઝળાં
માનવીજીવનની કરુણ કથની, કહો ?
નવ કહ્યે યે અજંપો વધે છે, અહો !

કિંતુ જ્યાં ઉર તણા આગળા ખોલીને
રહું ઊભો, ત્યાં પછી સત્ય સૌ બોલીને
ચિત્તનાં ચિંતનો, મનવસ્યાં મંથનો,
ઉર-અકળામણો શામવાં કાં ન તો ?

હોંશથી હરખતી, મોજથી મલકતી,
અંગપ્રત્યંગ આનંદથી ઝળકતી
પ્રકૃતિસુંદરી ન્યારી કો' રૂપછટા
દાખવી, સર્વની સ્પર્શતી ઉરઘટા !
તોય હું માનવી
શ્રી અને રંગના વિરલ સત્સંગના
ધન્ય આ અવસરે લવ બનું દંગ ના;
જ્ઞાનનાં ગાંસડા, તત્ત્વના ટોપલા,
વેદ—વેદાંત ને વાદની સહુ બલા
શિર વહું : હું કવિ !

વ્યોમ ને વાદળાં, પૃથ્વી ને પ્રકૃતિ,
મયૂર ને વીજળી, સૂર્ય ને સંસ્કૃતિ,—
સહુ તણો હું કવિ ઘરખૂણે ગણગણું,
બારણે ભોગળો ભીડતો ચણભણું :
"હાય ! આ વાદળાં વરસતાં અણથંભ્યાં;
કર્ણ કંપાવતાં ગર્જનો આરભ્યાં;
વીજળી આગનાં આંજણો નયનમાં
આંજતી: વિઘ્ન સૌ આજ અધ્યયનમાં !"

જયાનન્દ દવે



# શ્રી, સ્વરૂપ અને લીલા

દેશળજી પરમાર

દૃષ્ટિ ન હોય ને કહીએ કે દર્શન કરો. એ કેમ બને? આ તો સ્થૂળ દૃષ્ટિની વાત થઈ. સ્થૂળ દૃષ્ટિ હોય પણ સૂક્ષ્મ દૃષ્ટિ ન હોય તો? સૂક્ષ્મ દૃષ્ટિ એટલે મનશ્ચક્ષુ. ગીતાજીમાં ભગવાન શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે ને કે દિવ્યં દદામિ તે ચક્ષુ:? હું એ દિવ્ય ચક્ષુની વાત કરું છું. એ ન હોય તો સૂક્ષ્મ તત્ત્વનું દર્શન થઈ ન શકે. દૃશ્ય ભલે આપણી સામે હોય પણ તેનું દર્શન કરવાની દૃષ્ટિ જોઈએ. આંધળો દોડવા જાય તો તો કાં તો અથડાય, કાં તો પડી જાય. વધારે વિશાળ અર્થમાં સમજીએ તો, પેલી અંગ્રેજી કહેવત છે તેમ, Where there is no vision, the people perish.' અને આ દૃષ્ટિ વિના એક નહીં પણ એકથી વધારે પ્રજાઓ નાશ પામી છે અને હજુયે નાશ પામશે.

પાંચ કર્મેન્દ્રિયો પૈકી આંખ એક કર્મેન્દ્રિય છે. દરેક કર્મેન્દ્રિય સાધન તરીકે છે. જોવાને આંખ હોય અને જોવાને વસ્તુયે હોય, પણ પ્રકાશ જ ન હોય તો? પ્રકાશ વગર આંખ શી રીતે જોઈ શકવાની છે? આંખ સુંદરતા જુએ અને અસુંદરતા પણ જુએ. વસ્તુત: અસુંદર કહીએ એવું કંઈ નથી. સુંદર અને અસુંદરનો સઘળો આધાર મન અને હૃદય ઉપર છે. મનની વૃત્તિઓ અને મનની લાગણીઓ સુંદર તો બધું સુંદર: એ અસુંદર તો બધું અસુંદર. Inner is the Cause of the outer. સૂક્ષ્મ જ સ્થૂલનું બી છે. સ્થૂલ એ સૂક્ષ્મનું આવિષ્કરણ છે.



આ ઉપરાન્ત સૌન્દર્યનાં કેટલાંક ગૌણ લક્ષણો પણ છે. સમપ્રમાણનું તત્ત્વ એક એવું લક્ષણ છે. આખી વસ્તુનું પ્રમાણ, તેમ જ તેના પ્રમાણમાં એ વસ્તુનાં અંગોપાંગોનું પોતાનું સાપેક્ષ પ્રમાણ. વસ્તુનું પ્રમાણ એની 'ટાઈપ' પરથી મર્યાદિત થાય છે. માણસના વર્ગમાં માણસની એક સામાન્ય 'ટાઈપ'. માણસમાં પણ પુરુષ ને સ્ત્રી. એ દરેકની વિશિષ્ટ 'ટાઈપ'. વિશિષ્ટ 'ટાઈપ' વર્ગની મૂળ સામાન્ય 'ટાઈપ' જાળવે – થોડા ફેરફાર સાથે. અસામાન્ય અને વિશિષ્ટ 'ટાઈપ' પણ એ અડધિયાંને જોડીને કે મેળવીને બનાવી હોય, એવું જણાય છે. માણસના શરીરની કે વૃક્ષના પાનની રચનામાં આ જાતની યોજના પ્રત્યક્ષ થાય છે. ખૂબી તો એ છે કે સામાન્ય અને વિશિષ્ટ ટાઈપની અનેકાનેક વ્યક્તિઓ પેદા થાય તે બધી જુદી જુદી. એક બીજીને ભાગ્યે જ તદ્દન મળતી આવે! રંગ અને રંગમેળ એ સૌન્દર્યનું બીજું લક્ષણ. આમાં યે વિવિધ ભાતો તેમ જ છાયાઓ હોય. એ ભાતો સ્થિર કે બદલતી જતીયે હોય. એક ચિતારાનું રંગચિત્ર જુઓ. અને આકાશનું રંગચિત્ર જુઓ. જળ, વાયુ અને તેજ જુઓ, એ સૌમાં તમને એક જાતનું લાલિત્ય લાગશે. એ લાલિત્ય લલિતગતિનું બનેલું છે. પણ ગતિ એટલે ચૈતન્યશક્તિ. ચૈતન્યશક્તિ એટલે શ્રી. શ્રી વ્યક્ત થાય ત્યારે રૂપ ને રંગ ધારણ કરે. શ્રી એટલે શક્તિ અને શોભા.



**આ** શ્રી જ્યાં ને ત્યાં પ્રતિપળ અવ્યક્તમાંથી ઓછા કે વધતા રૂપે વ્યક્ત થયા જ કરે છે. માણસ પશુ, પક્ષી, વનસ્પતિ, પદાર્થ, જળ, વાયુ અને તેજનાં આભાસી ને પલટતાં જતાં રૂપોમાં વ્યક્તિગત વ્યક્તિત્વ પેદા કરતી ને વધારતી આ શ્રી વ્યક્ત થવા મથી રહી છે. એ જોવાને દૃષ્ટિ જોઈએ. સ્થૂળ દૃષ્ટિ સ્થૂળ શ્રી જોઈ શકે. સૂક્ષ્મ દૃષ્ટિ સ્થૂળ ઉપરાન્ત સૂક્ષ્મ શ્રીને અનુભવી શકે. સ્થૂળ દૃષ્ટિ સૂક્ષ્મ દૃષ્ટિને ઉઘાડવા તથા ખીલવવા સહાયક રહે છે. પણ તેથી એમ સમજવાનું નથી કે સૂક્ષ્મ દૃષ્ટિનો સઘળો આધાર સ્થૂળ દૃષ્ટિ પર અવલંબે છે. ના, સૂક્ષ્મ દૃષ્ટિ પોતે સ્વયંભૂ, સ્વતંત્ર, અતિતીવ્ર ને તીક્ષ્ણ છે. ઘણીવાર તો સૂક્ષ્મથી જ સ્થૂલ, સારા ને સાચા રૂપે સહેજે સમજી શકાય છે. માણસ સ્થૂલ દૃષ્ટિનેય આછોતરી ને અરધીપરધી જ વાપરે છે ને તેથી એની મર્યાદા સ્થૂળ પૂરતી પણ સારી કે સાચી રહેતી નથી. જો એ સારી રહે તો તો માણસ, સ્થૂળ પાછળ કે અંદર જે સૂક્ષ્મ રૂપ છે તેને સાચી રીતે પારખી શકે. સ્થૂળ રૂપ એ વસ્તુતઃ સૂક્ષ્મ રૂપના બાહ્ય સંકેત જેવું છે અને તેથી માણસ માટે સૂક્ષ્મને સમજવાનાં દ્વાર હમેશ ખુલ્લાં રહ્યાં છે.

**લ**લિતગતિમતી આ શ્રી શાંત, કરુણ, સુંદર, વીર, બીભત્સ, ભયાનક આદિ રસપ્રકારોના વિવિધ અંશે અનંત રૂપોમાં વ્યક્ત થતી રહી છે. તમે પોતે એવા એક રૂપે છો. હું પોતે એવું એક રૂપ છું. પણ આપણે એ શ્રીના અખિલ રૂપને કેટલે અંશે વ્યક્ત કરીએ છે અથવા વ્યક્ત કરવા મથીએ છીએ કે ઇચ્છીએ છીએ? એક કોટ્યંશ પણ નહીં! આ જાણીને કદાચ નવાઈ લાગશે. પણ શ્રીની અનંતતા સમજાય તો આ વાત સાચી છે એમ પણ સમજી શકાય. આખા વિશ્વમાં એ લલિતગતિમતી શ્રી અખંડ ને એકરૂપ સંવાદિતામાં વ્યાપી રહી છે એમ જ્યારે અનુભવાય ત્યારે સમજાય કે આપણે એને પૂરી રીતે ઓળખી છે.

**આ**પણે મૂળ વાત દૃષ્ટિની કરતા હતા, ત્યાં ફરી પાછા વળીએ તો આ અનુભવનો બધો આધાર સ્થૂળ-સૂક્ષ્મ દૃષ્ટિ ઉપર છે. માનવીને એવો સાક્ષાત્કાર કરી શકવાનો પૂર્ણ અધિકાર અને પૂર્ણ શક્તિ અર્પવામાં આવ્યાં છે........ પણ માનવી પોતાનો અપૂર્ણ અધિકાર અપૂર્ણ શક્તિથી પણ વાપરતો નથી એ દુઃખની વાત છે.

**આ**પણું જીવન આ શ્રી–સાક્ષાત્કાર માટે હોય એમ લાગે છે. પંચમહાતત્ત્વોની આ સૃષ્ટિ એના માટેનું ક્ષેત્ર છે. એ સૃષ્ટિ પોતે પરમ સ્રષ્ટા–પિતાની મહાકલા છે. સ્થલ-કાલથી એ મર્યાદિત છે અને કણકણમાં અને પળપળમાં પલટાતાં રૂપોમાં ખીલી રહી છે–જેમાં નવાં અદ્ભુત આશ્ચર્યો પ્રગટ થયા કરે છે. પરમાત્માએ માનવીને પોતા રૂપ સર્જક બનાવ્યો છે. શા માટે? એટલા માટે કે તે મહાકલાને જુએ, જાણે, અને પોતાના જીવનને કલામય બનાવીને સ્વરૂપ સાધે. આ સ્વરૂપ તે પરમાત્મરૂપ છે, જીવનકલાનાં પ્રતીકો સમી આપણી માનવીકૃત કલાઓ છે. આપણાં સ્થાપત્ય અને શિલ્પ, આપણી ચિત્રકલા, સંગીતકલા, અને સાહિત્યકલા, આપણી નાટ્યકલા, એ સૌ આપણી જીવનકલાનાં જ અંગો છે. પાક-કલા, કૃષિકલા અને બીજી વિદ્યાઓ પણ એનાં જ ઉપાંગો છે. વસ્તુતઃ હુન્નરધંધા પણ કલારૂપો છે. પ્રત્યેક ક્રિયા કલાની રેખા છે. એ દરેકમાં વિશ્વસંવાદિતાના શ્રીરૂપ અંશ પ્રગટે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ પૃથ્વીના પરમાણુનું પૃથક્કરણ કરી જોયું છે. અને તેમાં લલિતગતિનું ચેતન છે એમ સિદ્ધ કર્યું છે. આપણે એવા પરમાણુ–પરંપરાનાં અદ્ભુત સર્જન છીએ. આપણો ધર્મ જીવનકલા દ્વારા પરમાત્માની મહાકલાની શ્રીને પ્રગટવવાનો છે. સૃષ્ટિની ઉત્પત્તિની દૃષ્ટિએ માનવીને સર્જક તરીકે સંતતિ નિર્માણ કરવાની શ્રેષ્ટ ચૈતન્યકલા ઈશ્વરે ભેટ અરપી છે. પણ એ કલાને સરસ રીતે વાપરવાની તાકાત કેટલાં સ્ત્રીપુરૂષોએ કેળવી છે? એક ગાંધી, એક ટાગોર કે એક અરવિંદ; એક રમણ મહર્ષિ, એક રામકૃષ્ણ કે એક વિવેકાનન્દ; એક જગદીશ બોઝ, એક જવાહરલાલ કે એક સુભાષ–એમને પેદા કરનાર માબાપો આંગળીને ટેરવે ગણાય એટલાં છે. એ બધાં માનવજગતની આત્મકલાનાં પ્રફુલ્લ મહા કમલ છે.

.......પણ તેથી આપણે નિરાશ થવાનું નથી. આપણે પણ પરમાત્માની શ્રીનાં સંતાન છીએ. જરૂરનું છે તે આ, કે આપણે આ સત્યને સમજીએ, જાણીએ, પ્રમાણીએ, અને અનુભવથી માણીએ.





ભાવોમાં કિફાયત છતાં વપરાશમાં ઉમદા !

— પ્રખ્યાત —

# 'ઇન્ડીઆના'નાં એસેન્સો




**એસેન્સો**

'સીલ્વરમુન' બ્રાન્ડ

'બ્લુ ક્રોસ' બ્રાન્ડ

'ક્રાઉન' બ્રાન્ડ

**અન્ય વસ્તુઓ**

લીકવીડ કલર્સ,

પાઉડર કલર્સ,

ફ્રોમ હેડીંગ,

કલાઉડોલ.

એસેન્સોને લગતી બધી જ વસ્તુઓ અમે બનાવીએ છીએ અને પ્રત્યેક વસ્તુ સર્વોત્તમ બનાવવાનો સંપૂર્ણ આગ્રહ રાખીએ છીએ.

છેલ્લાં ૨૦ વર્ષથી એરેટેડ વોટર્સ, આઇસક્રીમ, મિષ્ટાન્નો, શરબતો તથા અન્ય ખુશબોદાર વસ્તુઓને લ્હેજતદાર, ખુશબોદાર અને તાઝગીદાર બનાવનારાં બધી જાતનાં એસેન્સો અમે પૂરાં પાડીએ છીએ.

યાદ રહે !

'ઇન્ડીઆના' બનાવટ એટલે તાઝગી અને તન્દુરસ્તીનો ખજાનો

—: બનાવનારા :—

# ઇન્ડીઆના કેમીકલ વર્કસ (ઈન્ડીઆ) લી.

એટલાસ મીલ કંપાઉંડ,
રે રોડ,
મુંબઈ–૧૦.

# યંગ ઈન્ડિયાની

## કર્ણમધુર રેકર્ડો તમારા ઘરમાં નવો આનંદ લાવશે

અજીત પિકચર્સની "રમતારામ" ફિલ્મનાં ઓરીજીનલ ગાયનો
નવા પ્લમ લેબલમાં "યંગ ઈન્ડીયા રેકોર્ડ્ઝ" પર સાંભળો

ગીતા રૉય, એ. આર. ઓઝા, અને પરશો-તમ
B. 15001 { ગામડું બોલે છે
ગીતા રૉય
હું ધોબણ ગામની

ગીતા રૉય
B. 15002 { પરદેશી પંછી
ડોલરીયો ડોલે

ગીતા રૉય
B. 15003 { વાત બહાર જાય નહિ
ગીતા રૉય અને એ. આર ઓઝા
તારે બોલે બાતે

ગીતા રૉય અને કોરસ
B. 15004 { સહિયરની સંગ
હળવે હળવે હાલ

બાબુ રાજે અને આગા
B. 15005 { હાય હાય મને માંકડ કરડે
ગીતા રૉય
ડોલરીયો ડોલે

ગીત અને સંગીત: અવિનાશ વ્યાસ

રેકોર્ડની કિંમત રૂા. ૪-૦-૦

## — બીજી સુંદર ગુજરાતી રેકર્ડો —

મલ્લીકાબેન રાયજી
DA. 6513 { લેજો લેજો સુકનનાં સબરસીયાં
નવ નવ દિવડા પ્રગટે

મોતીબાઈ ભાડેર પાર્ટી
DA. 5522 { હાજી કાસમ તારી વીજળી
,, ભા. ૧-૨

DA. 5576 { પાટણથી બે પોપટડા મંગાવો
સુરજ ઉગ્યો રે

DA. 5591 { કાંઠડે તે કાના ઘોડા ખેલવે
મેલી દ્યોને મનડાનો મેલ

સામલજી
DA. 5501 { ગઢપુર જોતાં શ્રીજી સાંભરે
,, ભા. ૧-૨

DA. 5602 { સ્વામી નારાયણ સત્ય છે
,, ભા. ૧-૨

DA. 5961 { સહજાનંદ સ્વામી
,, ભા. ૧-૨

ભક્ત સતારશા
DA. 6570 { કાનુડો કાળો કાળો
મુરલી વેરણ થઈ

ઉપરની રેકર્ડો તમારા નજીકના ગ્રામોફોન ડીલર પાસેથી મેળવો.




હેડ ઓફિસ— ટેલીફોન: ૨૫૧૮૧

### ધી નૅશનલ ગ્રામોફોન રેકોર્ડ મેન્યુ. કું. લી.

૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.



IT'S A *Beauty*..



IT'S

# THAKORLAL'S

*The mark of perfection in jewellery!*

THAKORLAL HIRALAL & CO. 9, DALHOUSIE SQUARE, CALCUTTA





SPW

કલકત્તા

ઉત્તમ પ્રકારનાં સિરમ, વેક્સિન અને બીજી બાયોલોજીકલ ઔષધિઓ, ઈંજેકશનો તથા વૈદકીય બનાવટો નિશ્ચિત કરવામાં આવેલાં ધોરણોસર અમે બનાવીએ છીએ.

## અમારી મહત્વની વિશિષ્ટ બનાવટો:

- ★ લીવરજેન .... લીવરનાં સર્વ દર્દો માટે
- ★ વિન્કોલા .... સામાન્ય નબળાઈ માટે
- ★ એન્ટેડોન .... બધાં દર્દોના શમન માટે
- ★ ટ્રીફલાકસીન .... વનસ્પતિજન્ય વિરેચક
- ★ મિલ્ક ઓફ મેગ્નેશીઆ ... એસિડીટી વિરોધી ઔષધ

## સ્ટાન્ડર્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ

એક માત્ર ડિસ્ટ્રીબ્યુટરો :

# સ્ટાન્ડર્ડ પ્રૉડક્ટ્સ લિમિટેડ

૬૭, ડો. સુરેશ સરકાર રોડ, કલકતા ૧૪.

શાખાઓ :

મુંબઈ : અહમદ બિલ્ડિંગ, લુહાર ચાલ, મુંબઈ

દિલ્હી — ગૌહતી — મદ્રાસ.



# f:2.8



THE *New* AUTOMATIC

## Rolleiflex

- ★ The Camera of your dreams
- ★ With 8 cm. Tessar f: 2.8 lens.
- ★ Compur Rapid Shutter, speeds from 1 sec. to 1/400th sec.
- ★ Shutter synchronized for flash and strobe photography.
- ★ New hood for eye or waist level viewing.
- ★ New convenient carrying case.

*Sole Distributors for India.*

**AMA** *limited*

CANADA BUILDING, HORNBY ROAD, BOMBAY, 1.

Branches: Plaza Building, Connaught Place, New Delhi
11, Government Place East, Calcutta.
189 B, Mount Road, Madras.

NAS. 521

ઉપર બતાવેલો છેલ્લામાં છેલ્લી ઢબનો અદ્ભુત સાધનોથી સજ્જ રોલાઇફ્લેક્સ કેમેરા ફોટોગ્રાફી કરતા કોઈ પણ માણસના સ્વપ્નની સિદ્ધિ જેવો છે. ૮ સેં. મિ. એફ ૨.૮ નો ટેસ્સાર લેન્સ અને ફ્લૅશ માટેનું સીન્ક્રોનાઇઝ્ડ શટર એ એનાં અગત્યનાં નવાં અંગો છે.

**જગવિખ્યાત રોલાઇફ્લેક્સ અને રોલાઈકોર્ડ કેમેરા, એની સાથેની 'એક્સેસરીઝ' તથા ફોટો-સીને-સાઉન્ડને લગતા વિવિધ પ્રકારના શ્રેષ્ઠ માલની આયાત કરનાર અને વેચનાર :**

# આમા લિમિટેડ

કેનેડા બિલ્ડિંગ – હોર્નબી રોડ, મુંબઈ–૧.

શાખાઓ : પ્લાઝા બિલ્ડિંગ, કોનોટ પ્લેસ, નવી દિલ્હી.
૧૧, ગવર્મેન્ટ પ્લેસ ઈસ્ટ, કલકત્તા. ◆ ૧૮૯, બિ. માઉન્ટ રોડ, મદ્રાસ.

ગોપુર-મલાડ
ફોન : ૮૪૧૫૬

# આદર્શ દુગ્ધાલય

ચર્નીરોડ-મુંબઈ
ફોન : ૩૩૩૪૫

## સાધના અને સિધ્ધિ

**મા**નવે સર્જેલાં યંત્રો તો રાતદિવસ અખંડ ચાલતાં જ હોય છે. પરંતુ એમાં મૂળ વસ્તુનાં રંગરૂપ કે ઘાટ બદલાતાં હોય છે–ફક્ત રૂપાન્તર જ થતું હોય છે. કુદરત પણ એનાં વિશિષ્ટ યંત્રો અખંડ ચલાવી રહી છે. એ યંત્રોમાંનું એક યંત્ર એવું અદ્‌ભુત છે કે જે સતત ચાલીને પ્રત્યેક પળે દૂધનું એક એક નાનું ટીપું ઉત્પન્ન કરતું હોય છે.

કુદરત આ ઉત્પાદન કેવી અજબ રીતે કરે છે! મનુષ્ય જેનો ઉપયોગ ન કરી શકે એવો નકામો દાણો જો આપણે જાનવરને ખોરાક તરીકે આપીએ તો તેટલું જ દૂધ આપણને એમાંથી મળે! અને તે પણ માત્ર ચોવીસ કલાકમાં!!

બેત્રણ રૂપિયાનો ઘાસચારો ચારપાંચ રૂપિયાની આવક જેટલું દૂધ પેદા કરી આપે છે એ લાલચે બીજા ધંધાઓમાં સિદ્ધહસ્ત નીવડેલા કેટલાક ઉદ્યોગપતિઓ પણ આ ઉદ્યોગમાં ડોકિયું કરી ગયા અને એક બે વર્ષના અનુભવ પછી આ ધંધાને કસ વગરનો સમજી છોડી ગયા! વાર્ષિક દશ કરોડના દૂધના ધંધામાં આજે મુંબઈના કોઈ કરોડપતિ વેપારી પડયા નથી.

થોડાં જાનવર પાળી કેટલાક નાના માલિકો કાં તો દૂધમાં પાણી નાખી, જાનવરનાં બચ્ચાંને મારી કે દૂધ આપતું બંધ થતા જાનવરને કતલખાને આપી પોતાને માંડમાંડ જીવાડે છે! સરકારી કે અર્ધસરકારી ઢબે ચાલતાં દુગ્ધાલયો પણ સ્વાવલંબી થયાં નથી અને કોઈ કાર્યસાધક પ્રગતિ નોંધાઈ નથી.

**આ**વા કપરા સંજોગમાં ૧૭ વર્ષ પહેલાં ફક્ત બે જાનવરોથી શરૂઆત કરી દૂધના ધંધામાં એક પ્રયોગ શરૂ થયો. મર્યાદિત સાધનો હોવા છતાં તેના સંચાલકોમાં અપૂર્વ શ્રદ્ધાની મૂડી હતી, કામ કરવાની તમન્ના હતી અને અમાપ ઉમંગ હતો. શરૂઆતની મુશ્કેલીઓના ઉકેલ માટે માર્ગદર્શનનું કોઈ જ સાધન ન હતું એટલે સંચાલકોએ પોતાના ધંધાને જ પ્રયોગશાળા બનાવી. એમણે રાતદિવસ આ ધંધાનો વૈજ્ઞાનિક અભ્યાસ અત્યંત ચીવટ અને ખંતથી સંપૂર્ણ નિરીક્ષણ સાથે કર્યો. સંચાલકો પોતે જ પોતાના શિક્ષક બન્યા. એમાંથી એમણે સર્જનાત્મક તેમ જ રચનાત્મક શાસ્ત્રનું સર્જન કરી ધંધામાં આવતી અનેક મુશ્કેલીઓ ઓળંગી આજે ગર્વ લઈ શકાય એવી ત્રણસિદ્ધિ ઓ પ્રાપ્ત કરી છે:–

૧ મુંબઈમાં દર વરસે ૫૦ હજાર તાજાં જાનવરો આવે છે. તેમાંનાં મોટે ભાગે એક જ વર્ષમાં ત્રણથી ચાર હજાર રતલ દૂધ આપી કતલખાને જાય છે. તેવાં જાનવરોને આ દુગ્ધાલયે સરેરાશ ચારપાંચ વેતર પાળી તેમાંથી પંદર હજાર રતલ દૂધ લઈ કુદરતી રીતે મરે ત્યાં સુધી પાળ્યાં છે. અપવાદ રૂપે કેટલાંક જાનવરોએ બાર વેતરમાં પોતાના વજન કરતાં ચાળીસ ગણું એટલે ચાળીસ હજાર રતલ દૂધ આપ્યું–લગભગ પંદર હજાર રૂપિયાનું.

૨ જાતવાન અને ઓલાદી બચ્ચાંને શાસ્ત્રીય રીતે ઉછેરી આ દુગ્ધાલયે આજે ૫૦૦ બચ્ચાં તૈયાર કર્યાં છે, જે આખા દેશમાં સૌથી મોટો પ્રયોગ ગણાય છે.

૩ દુગ્ધાલયની પાલઘર શાખામાં ૫૦૦ એકર જમીન ઉપર જાનવરોના ચારાનાં અનેક સફળ અખતરા ચાલે છે, જેને પરિણામે ઘાસની જાત સુધરી છે અને પેદાશ વધી છે.

આ ધંધામાં રસ લેતા દેશપરદેશના નિષ્ણાતો આ દુગ્ધાલય જોયા પછી એવો અભિપ્રાય આપી ગયા છે કે દેશમાં આ જાતનું મોટું દુગ્ધાલય આ એક જ છે. એની પાસે ૧૭૦૦ જાનવરો છે એટલે એ મોટું નથી. પણ દુગ્ધાલય અંગે ચારે દિશામાં પ્રગતિશીલ પ્રયોગો ચાલી રહ્યા છે તેનાથી આવતી કાલે આવનારાં ફળદાયી પરિણામોને કારણે એ અજોડ છે. ધંધામાં નવા પડનારાઓ માટે આ દુગ્ધાલય તૈયાર ભૂમિકા આપે છે અને ધંધા અંગેની ઊંડી વ્યવહારુ સમજ પૂરી પાડે છે.

સત્તર વરસ સુધી એકનિષ્ઠાથી સાહકપૂર્વક છતાં ગણત્રીબંધ એક એક ડગલું ભરી, આ ધંધાનું સંચાલન કરનારાઓ પાસે ભલે ધનની મૂડી જમા ન થઈ હોય પરંતુ એમની બીજી મૂડી કોઈને પણ અદેખાઈ આવે એવી છે: પોતાનાં બાળકોની જેમ ઉછેરાતાં રૂપાળાં, તેજસ્વી અને તંદુરસ્ત ઓલાદી ૫૦૦ બચ્ચાં; ખેડ, ખાતર અને પાણીથી દર પળે નવીનતા ધારણ કરતી લીલીછમ ધરતી; એક કુટુંબની માફક તંદુરસ્ત અને તાજગીભર્યા વાતાવરણમાં કામ કરતા ૬૦૦ થી ૭૦૦ ઉમંગી કામદારો, અને છેલ્લે અન્નઉત્પાદનના મોરચે વાર્ષિક વીસ લાખ પાઉંડનું દૂધ ઉત્પન્ન કરી પોતાને ફાળે આવતી ફરજમાં પોતાનો સર્વોત્તમ ફાળો ચૂકવ્યાનો આત્મસંતોષ.

(જાહેરખબર)

# આ અમારી જા×ખ છે

—: લેખક: રતુભાઈ કોઠારી :—

**આ જાહેરખબર** વાંચવી તમે છોડી દેશો તો પણ મને બીલકુલ અફસોસ નહિ થાય કારણ કે આ પાનાને પોતાના હૈયામાં સંઘરી રહેલો "શ્રીરંગ"નો આખો અંક જ અમારી જાહેરાત છે. એનું સંપૂર્ણ મુદ્રણકાર્ય—એક રંગનું તેમજ ચાર રંગનું—સાદ્યંત અમે જ કર્યું છે.

'અમે કર્યું છે' એ સાવ સાચી વાત હોવા છતાં એમ કહેવામાં બડાઈ છે. 'શ્રી' અને 'રંગ'નો સમન્વય કરી, 'શ્રીરંગ'ની કલ્પનાને મૂર્તિમંત કરવાની જો સંપાદકમાં દૃષ્ટિ અને તાલાવેલી ન હોત તો માત્ર અમારા જડ યંત્રો અને સજીવ કારીગરો શું કરી શકવાના હતા?

અમારા યંત્રો અને કામદારો વિવિધ રંગની છબીઓને સોનેરી અને રૂપેરી શાહીથી મઢી શક્યા હોત. પણ એ શાહી પરદેશથી આવતી બંધ થઈ ગઈ છે. એટલે અમે 'છે તેટલું જ ઠીક' માની સંતોષ લઈએ છીએ.

સ્વદેશી કાગળ કે માલ વાપરીએ છીએ ત્યારે ગ્રાહકો પેટ ભરીને ગાળો કાઢે છે કે તમે દગો કરો છો, હલકો માલ આપો છો, બતાવ્યું હતું તેથી જુદું જ આપો છો વગેરે. કારણ? સ્વદેશી માલના ઉત્પાદકો અને વેંચાણ કરનારા નફા સિવાય અન્ય દૃષ્ટિએ જોતા નથી એટલે આજે કાગળના એક જ રીમમાંથી લાંબા-ટૂંકા, જાડા-પાતળા અને સફેદ-ઝાંખા કાગળ નીકળે છે. ન છૂટકે આવો માલ વાપરીને કોઈ નવા ગ્રાહકોનાં મેણાંટોણાં અમારે કયારેક સાંભળવા પડે છે. આવીજ વાત શાહી વિષેની છે.

### અમારા ગ્રાહકો

અમે એક રીતે સદ્‌ભાગી છીએ કે અમારી પાસે દૃષ્ટિપૂર્વકનું સુઘડ મુદ્રણકામ માગનાર અને અમારી પરિસ્થિતિ જાણનાર ગ્રાહકોની જ સંખ્યા વધુમાં વધુ છે. સારૂં અને ત્વરિત કામ માગનાર મમત્વની મૂર્તિ જેવા આફ્રિકા અને ઓવરસીઝ મરચન્ટસ ચેમ્બરના મંત્રી શ્રી. મોહનભાઈ રૂપાણી, દરેક પ્રકારની સ્ટેશનરીમાં એક સરખું પ્રથમ કક્ષાનું ધોરણ જાળવી રાખવાનો સદાય આગ્રહ રાખનાર સેન્ટ્રલ વીવીંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ કંપનીના ભાગીદાર શ્રી. જયંતિભાઈ તુરખીઆ, પોતાનું જ નહિ પણ અંગત અને ધંધાદારી મિત્રોનું છાપકામ અહિં મોકલી પ્રેસના આશક કહી શકાય એવા એસોસીએટેડ એન્જીનીઅર્સ એન્ડ ટ્રેડર્સના માલિક શ્રી. ગુણવંતભાઈ ઓઝા, વિશિષ્ઠ પ્રકારની બ્લુ શાહીને વરસોથી વળગી રહેનાર પી. રતિલાલની કં. ના માલેક શ્રી. રતિભાઈ, તમને કામ સોંપીએ એટલે મોળું ન જ થવું જોઇએ એવી શ્રદ્ધા રાખનાર ઇલેકટ્રીક મરચન્ટસ એસોસીએશનના મંત્રી શ્રી. જે. બી. શાહ, ઘી ઢોળાય તો પણ ખીચડીમાં છે એમ કહી કામ મોકલનાર દવાના આગેવાન વેપારી જગજીવનદાસ એન્ડ કંપનીવાળા શ્રી. મગનભાઈ, મોટાં અને ઝડપી કામ માગનાર ઝંડુ ફાર્મસીના શ્રી. બટુકભાઈ મહેતા અને આ ઉપરાંત છાપકામને પોતાના ધંધાની પ્રતિષ્ઠારૂપ નીરખનાર 'રૂરલ ઇન્ડીઆ' (અંગ્રેજી માસિક), શાહ હર્ષદરાય જીવણલાલ, જગધીર દેસાઈ ની કું., પેકીંગ મટીરીઅલ્સ કોર્પોરેશન, સૌરાષ્ટ્ર એન્જીનીઅરીંગ કોર્પોરેશન લિ., નેશનલ એન્જીનીઅરીંગ વર્કસ અને બીજી અનેક વેપારી-ઔદ્યોગિક પેઢીઓ સાથે અમે સ્નેહગાંઠે સંકળાયેલા છીએ.

### અમારૂં નિમંત્રણ

'શ્રીરંગ' તો સાહિત્યકારની જમાતનું છે, કળા શોખીનોનું છે, એવા પ્રકારનું છાપકામ કરાવવાની થોડાને જ જરૂર પડે એવું કહેનારને ઉપરની નક્કર હકીકત રજુ કરીને કહીએ છીએ કે અમે ધંધાદારી છાપકામમાં પણ કળા અને સુઘડતાના આગ્રહી છીએ. છાપકામમાં 'દફડાઉ' શબ્દને અમે ત્યજ્યો છે. 'દફડાઉ'ની દુનિયામાંથી કોઈ નવો કારીગર આવ્યો હોય તો એના ઉપર અમારા મુદ્રણ નિરીક્ષક ભાઈ અમૃતલાલ પંચોલીની કડક નજર હોય છે. એટલે અમારૂં કામ સદાય ચીવટથી થાય છે. કામ બગાડવાની હદ સુધી જઈને ઓછા ભાવે હરીફાઈ કરવાનો ધંધો અમે કરતા નથી. અમારૂં પ્રેસ દાદર જેટલે દૂર છે છતાં ગ્રાહકોના ઉંબરા સુધીની સંપૂર્ણ સેવા આપી અમે અમારી અને ગ્રાહકોની વચ્ચેનું અંતર ભૂંસી નાખ્યું છે. મુંબઈની બેહદ ગીરદીથી મુક્ત એવી ખુલ્લી જગ્યામાં કંપોઝ, પ્રિન્ટીંગ અને બાઈન્ડીંગના સંપૂર્ણ સાધનોથી સજ્જ ઇલેકટ્રીક શક્તિથી ચાલતું અમારૂં છાપખાનું નાના વીઝીટીંગ કાર્ડથી માંડીને મોટા માસિક કે સાપ્તાહિક છાપવા સુધીનું કામ કરી શકે છે. કામ ખાતર નહિ તો જોવા ખાતર પણ એક વાર પ્રેસમાં આવવા જેવું છે.

**અશોક પ્રેસ, ગોખલે રોડ સાઉથ, દાદર, મુંબઈ, ૨૮. ફોન: ૬૦૦૨૬.**



## વંદના

નમો નમો જ્યોતિસ્વરૂપ દિવ્યને,
બ્રહ્માંડવ્યાપેલ અનંત ભવ્યને,
પુરાણુ પ્રાણાય, હિરણ્યગર્ભને.
નમો સદા સુંદર નિત્ય નવ્યને.

નમો નમો પ્રેમસ્વરૂપ સાન્તને,
ક્ષણો તણા મંગલગામી પાન્થને,
ધ્રૂજે રહી અમૃતસૃષ્ટિને નમો !
નમો સદા ચંચળને, પ્રશાન્તને.

નમો નમો નેત્ર પવિત્ર દર્શને,
નમી રહો અંતર મૃત્યુ-જીવને,
હે પ્રાણ, દો' પદ્મ સમા પ્રફુલ્લં
નમો સદા નંદિત મુગ્ધ વંદને.

મકરન્દ દવે



મૂલ્ય ત્રણ રૂપિયા

આ વાર્ષિકના મુદ્રક, પ્રકાશક અને સંપાદક દિલીપ કોઠારી, શ્રીરંગ કાર્યાલય, પારેખ ચેમ્બર્સ, ઓપેરા પાછળ, મ
મુંબઈ ૧૯ માટે અશોક પ્રેસમાં રતિલાલ કોઠારીએ ગોખલે રોડ, સાઉથ, દાદર, મુંબઈ ૨૮ માં મુદ્રિત કર્યું.

